# The Superseded

As newer comers crowd the fore,
We drop behind.
—We who have laboured long and sore
Times out of mind,
And keen are yet, must not regret
To drop behind

II

*Yet* there are some of us who grieve
To go behind,
Staunch, Strenuous souls who scarce believe
Their fires declined,
And know none spares, remembers, cares
Who go behind

III

*'Tis* not that we have unforetold
The drop behind,
We feel the new must oust the old
In every kind,
But yet we think, must we, must we,
Too, drop behind ?

Thomas Hardy.



## : બે બોલ :

"**આ**ત્મકથા તો માત્ર મોટા માણસો જ લખે, નાનાઓને તે વળી લખવાનું હોય?" આવી માન્યતા—આવો ભ્રમ–સામાન્ય અને પશ્ચિમના સાહિત્યવહેણોથી અપરિચિત વાચકો રાખતા હોય તે સમજી શકાય. પણ અહીં તો આપણા લેખકો–સાક્ષરોમાંથી ય કેટલાકો એ માન્યતા—એ ભ્રમ—સેવે છે તે જાણીને માત્ર આશ્ચર્ય થાય છે. જેમ નવલ કે નવલિકાનાં પાત્રો રાજા હો કે રંક હો તેના ઉપરથી તે નવલ કે નવલિકાનાં મૂલ્ય અંકાતાં નથી તેમ આત્મકથાની કિંમત એનો નાયક મોટો હોય કે નાનો તે ઉપર અવલંબેલ નથી. એની કસોટી સાહિત્યકૃતિ તરીકે જ થાય છે–થવી જોઈએ.

**આટલું** છતાં હું આત્મકથા લખવા તૈયાર થયો તે તો બે મિત્રોના આગ્રહથી–વિજયરાય વૈદ્ય અને પરમસુખ પંડ્યાના.

"પહેલો ખંડ : કાઠિયાવાડ" વિજયરાય વૈદ્યે પોતાનાં 'માનસી'માં છાપ્યો. "ત્રીજો ખંડ : મુંબઈ" ચાંપશી ઉદ્દેશીએ પોતાના 'નવચેતન'માં પ્રસિદ્ધ કર્યો. એમણે એ પ્રકાશનમાં બતાવેલ આગ્રહ અને મમતા માટે અહીં આ બે મિત્રોનો મારે આભાર માનવો રહ્યો.

જેમ જેમ 'માનસી' અને 'નવચેતન' માં આત્મકથા આવતી ગઈ તેમ તેમ અનેક વાચકો, સહલેખકો અને સ્નેહીઓ એને સ્નેહથી સત્કારતાં ગયાં. એવા એક પરમ સ્નેહી કવિ-લેખક-વિવેચક મિત્રના મારા ઉપરના એક ખાનગી પત્રના લખાણનો થોડો ભાગ અહીં જાહેરમાં મૂકું છું–એવી અન્ય ખાનગી વાતો આ આત્મકથામાં જાહેરમાં મૂકી છે તે પ્રમાણે :

"મને 'આથમતે અજવાળે'ને વાક્યે વાક્યે સત્યનિષ્ઠ હૃદયનો રણકાર સંભળાય છે. એ કેવળ લખાણ નથી, આત્માનું મંથન છે. તમે ભૂલાઈ જાવ છો, એક આત્માર્થી પુરુષનું પાત્ર ખડું થાય છે. ઘણું ઘણું અનુભવું છું, પણ તેને શબ્દમાં મૂકી શકતો નથી."

*

"આત્મકથા એ માત્ર મોટાં માણસોની જ કથા હોઈ શકે એવી માન્યતા છે. મને તો જેમને જેમને સંવેદનશીલ હૃદય હોય, એ હૃદયમાં શુદ્ધ પ્રતિબિંબો પડે તેવી નિર્મલતા હોય, અને એ હૃદય પાસે જેનું સાધારણીકરણ થઈ શકે તેવા જૂજવા અનુભવો હોય, એ અનુભવો ભલે નાના હોય છતાં સાચા અને નિર્દંભી હોય, તે સર્વનો આત્મચરિત્ર લખવાનો અધિકાર લાગે છે. પણ આવાં

લક્ષણોનો સપ્રમાણ સુયોગ કેટલા થોડા જ સાધી શકે છે! પગલે પગલે ટાયલાંમાં, ક્રિશિયારીમાં, પોતાની ઉજળી બાજુને છુપાવવામાં સરી પડવાનો મોટો ભય છે, તમે એમાંથી મુક્ત છો. તમે માનવતત્વની જ મીમાંસા કરી રહો છો, એથી જ જે અંગત ઘટનાઓ દેખીતી રીતે અલ્પતામાં ખપી જાય તેને તમારો આત્મસ્પર્શ સુવર્ણમય બનાવે છે." . . . મને આ કથા કોઈ સ્નેહીજન વિશ્રંભમાં કથી રહ્યો હોય, એવી અંતઃસ્પર્શી લાગી છે."

આથી વધુ શું લખવું?

આ પુસ્તકના પ્રકાશનમાં શ્રી ભાવનગર સ્ટેટ ગ્રંથોત્તેજક ફંડ તરફથી મને જે મદદ મળી છે, તે માટે હું તે ફંડની કમિટીના સભ્યોનો અને ભાવનગરના મહારાજા સાહેબનો ઋણી છું.

ટાગોર રોડ :
સાંતાક્રુઝ : ધનસુખલાલ મહેતા
૧ : ૧૨ : : ૧૯૪૪.

# અનુક્રમણિકા



## પ્રકરણ પહેલું

તા. ૨૦મી ઓક્ટોબર, સને ૧૮૯૦ને રોજ, એટલે વિક્રમ સંવત ૧૯૪૬ના આસો શુદ સાતમની સવારે સવાઅગિયાર વાગ્યે, કાઠિયાવાડના ઝાલાવાડ પ્રાન્તમા, ભોગાવા નદીના કાંઠે આવેલા વઢવાણ શહેરમાં, મહન્તના મઠમાં ( ત્યાં એનો ઉચ્ચાર 'માં'તનો મઠ' થતો) હું જન્મ્યો.

તે સમયે મારા પિતા કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા—જેને અમે 'કાકાજી' કહેતા તે—ઝાલાવાડ પ્રાન્તના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા. મે જન્મ લીધો તે અગાઉ એમને ત્યા ત્રણ સતાનો જન્મ લઈ ચૂક્યા હતા—સૌથી મોટા જયસુખલાલ, બીજા તનુગવરી અને ત્રીજા તારાગવરી—એટલે બાળકના જન્મની નવાઈ મારા જન્મ સમયે નહોતી. પણ તે વેળા પુત્રી બે અને પુત્ર એક એટલે પુત્રના વધારાથી થોડો ઘણો આનદ થયો હોય, એમ આપણે માની લઈએ તો ખોટુ નથી.

અમારુ મૂળ વતન સૂરત અમારી જ્ઞાતિ વાલ્મિક કાયસ્થ અને તેમા ગોત્ર કશ્યપ. પિતાએ પહેલા સૂરતમા જ માસ્તરની નોકરી કરેલી. પછી દેવગઢ બારિયાના કુમારના શિક્ષક થયેલા. તે પછી એ કાઠિયાવાડ આવેલા અને વઢવાણમા રહેલા. એ કાઠિયાવાડ ક્યારે આવેલા એ હુ જાણતો નથી.

મારા નાનાભાઈ માધવલાલ જ્યોતિષનો અભ્યાસ કરતા હતા. લગભગ પિસ્તાળીસ વર્ષ પછી, તેમણે મારો જન્મસમય માગેલો. મે ભૂલથી સવારને બદલે રાતના સવા અગિયારનો સમય આપ્યો. તે ઉપરથી એમણે અગ્રેજી પદ્ધતિ અનુસાર ફળાદેશ કાઢ્યો અને એ તો અજબ થઈ ગયા, કારણ કે એ ઉપરથી તો એમ ફલિત થતું હતુ કે સાહિત્ય, સગીત અને અભિનયકળામા હુ સમ્રાટ થવા સર્જાયો હતો અને રસિકતામા ગુજરાતનો 'ડોન જુઆન' હોવો જોઈતો હતો!

વિચાર કરતા ભૂલ પકડાઈ. હુ બાર કલાક પહેલા જન્મ્યો હતો એમ પુરવાર થયુ અને લલિતકળાના સમ્રાટ અને 'ડોન જુઆન' જેવા રસિક થવાના ખ્યાલ ઉદ્ભવ્યા—ન ઉદ્ભવ્યા અને નષ્ટ થઈ ગયા! આ પૃથ્વી પર બાર કલાક વહેલા આવવા હુ જરા પણ આતુર ન હતો એ વાત તો ચોક્કસ. એટલે વિધિના ફરમાનને લઈને મારે વહેલા આવવુ પડ્યુ અને એટલી ઉતાવળને

પરિણામે મારું ભવ્ય અને આકર્ષક જીવન જન્મથી જ ચૂંથાઈ ગયું. મારા જીવનમાં આવા અકસ્માતો–જીવનને વેડફી મારનાર અકસ્માતો પણ આવ્યા છે, એમાંનો આ પહેલો અકસ્માત !

અમારા ઘરમાં જવાનો માર્ગ વિચિત્ર હતો. મોટા રસ્તા ઉપરથી એક પ્રચંડ દરવાજામાં દાખલ થવાતું. દરવાજાનાં બે કમાડ લાકડાનાં હતાં પણ વર્ષોથી એ બંધ કરવામાં આવ્યાં ન હતાં અને પછી તે બંધ થઈ શકે તેમ પણ નહોતું. એમાં દાખલ થતાં, સીધા લગભગ બે માથોડાં જેટલી પથ્થરની બાંધેલી ભરણી હતી અને એના ઉપર અનેક મોટી શિલાઓ ઘડેલી, અર્ધઘડેલી અને વગરઘડેલી પડેલી હતી. કોઈ કહેતું કે એના ઉપર સ્વામિનારાયણનું મંદિર બંધાવવાનું હતું; તો કોઇ કહેતું કે એક મહન્ત ત્યાં મૃત્યુ પામેલા તેની સમાધિ થવાની હતી. ગમે તે હો પણ જન્મથી હું એની એ જ સ્થિતિ જોતો આવ્યો હતો અને વઢવાણ છોડયું ત્યાં સુધી તે સ્થિતિમાં કશો ફેરફાર થયેલો નહિ. કોઈ કોઇ વાર ફળીનાં સાહસિક છોકરાં એ ભરણી-ટેકરા ઉપર ચઢીને રમતાં. ડેપ્યુટીસાહેબનો છોકરો તેથી હું એમ સામાન્ય છોકરાં જોડે રમી શકું નહિ અને બે માથોડાં જેટલી ઊંચાઈ ચઢી શકું નહિ, એટલે મારી એના ઉપર ચઢવાની ઘણી ઇચ્છા હતી, પણ તે અપૂર્ણ જ રહેલી.

દરવાજામાં દાખલ થતાં, એ ટેકરા પાસે જમણે હાથે એક નાની ખડકીમાંથી અંદર જવાતું. જ્યાં નાનો વાડો હતો અને બે ઓરડાં ઘરની જોડેલી ચાલ જેવું હતું. પહેલામાં પુરુષોત્તમ શુક્લ કરીને ત્યાંની ગુજરાતી શાળાના હેડમાસ્તર રહેતા હતા. બીજામાં બાઈશંકર કરીને ત્યાંની કન્યાશાળાના એક શિક્ષક રહેતા. એ બે અમારા નજીકના પડોશી.

એ વાડામાં ડાબે હાથે પાછી એક ખડકી. તેમાં લગભગ ચોરસ મોટું ફળિયું. જમણી બાજુના પડેલા ત્રણેક ખંડ પિતાની

ઑફિસ તરીકે વપરાતા અને પછીનો એક ખંડ અમારા રસોડા તરીકે વપરાતો. ડાબી બાજુએ એક માળવાળું ઘર હતું જેમાં અમે રહેતાં. એ બેની વચમાં મોટો કૂવો હતો. અમારી ખડકી બંધ કરીએ તો અમારું ઘર અને ઑફિસ બહારના લોકો માટે બંધ થઈ શકતાં, કારણ કે બહાર જવાનો બીજો માર્ગ ન હતો. ઘરનું ભાડું માસિક પાંચ રૂપિયા હતું. આ તે વખતે વધારે પડતું ગણાતું અને ભાડાનું બજાર આ પ્રમાણે અમારા કાકાજી બગાડતા હતા એવું અમારા ઉપર તહોમત હતું. કાકાજીએ પોતાના વઢવાણ ખાતેના નિવાસમાં બીજું ઘર બદલ્યું ન હતું.

એ લગભગ ચોરસ ફળિયામાં ચાર ખૂણામાંથી બે ખૂણે પીપળા અને ત્રીજે ખૂણે લીમડો, ચોથે ખૂણે મોટો તુલસીક્યારો હતો.

એ જમાનામાં કાઠિયાવાડનાં નાનાં ગામો જેવી શાંત-પ્રવૃત્તિઓની ભીડ વિનાની મનોહરતા ભોગવતાં હતાં તેવી—વઢવાણની મનોહરતા હતી. અમારી દુનિયા નાની હતી. બહારની જંજાળો અમને ખાસ સ્પર્શતી ન હતી. મારા જન્મની બેએક વર્ષ પહેલાં વઢવાણમાં પૂંછડીઓ તારો જણાયેલો અને પછી તરત જ ત્યાંના ઠાકોરસાહેબ દાજીરાજ અવસાન પામ્યા હતા. એટલે હું સમજણો થયો ત્યારે પહેલી વાત, આ પૂંછડિયા તારાનું ઊગવું અને દાજીરાજનું મરણ થયું એ મારા કુમળા મગજમાં ચોંટી ગઈ હતી.

એમના પછી કુંવર બાલસિંહજી ગાદી ઉપર આવ્યા હતા. દાજીરાજના જીવનની આસપાસ ત્યાંના લોકોએ અમુક એવી glamour (ઝગઝગાટ, ચળકાટ) ગૂંથ્યો હતો. તેઓ લગ્ન કરીને પાછા આવ્યા ત્યારે રાણીસાહેબ પોતાની સાથે બાર ગાડાં સોનારૂપું લાવ્યાં હતાં એમ કહેવાતું. આ ગાડાં સાતથી સિત્તેર સુધી કહેવાતાં—સંખ્યા વાત કહેનાર ઉપર આધાર રાખતી. દાજીરાજ એક મહાન [illegible] હતા.

તે પૂરો થઇ રહે તે પહેલાં એમનું મૃત્યુ થયું, એટલે એ અપૂર્ણ દશામાં જ રહ્યો. એનું ખંડિયેર હું ધડકતે હૃદયે જોતો હતો; કારણ કે એ મહેલ આસપાસ પણ અનેક વાતો વીંટાયલી હતી. એના દાદરનાં પગથિયાં ઉપર પગ મૂકીએ એટલે સંગીત વાગવા માંડે એ પ્રમાણે યોજના થવાની હતી. એવી સુંદર વાત સાથે એ મહેલમાં હમણાં અનેક પ્રકારનાં ભૂતોનો વાસ છે એવી ભયાનક વાત પણ એને માટે કહેવાતી. આથી જ્યારે જ્યારે હું એ બંગલો જોતો ત્યારે ત્યારે મારા હૈયામાં અનેક પરસ્પરવિરોધી આનંદ–વિષાદ–કુતૂહલ–ભય વગેરેની ઊર્મિઓ જાગતી. એને દૂરથી જોઈને હું આકર્ષાતો પણ પાસે જવાની મારી હિંમત નહોતી.

ઠાકોર બાલસિંહજી પોતે અચ્છા ક્રિકેટર ન હતા, છતાં એમને ક્રિકેટનો શોખ ઘણો હતો. એ રમતને પોતે ઉત્તેજન પણ ઘણું આપતા. ત્રિરંગી[1] ક્રિકેટના અખાડાને લઈને, મુંબઈઈલાકામાં પ્રસિદ્ધિમાં આવનાર ઓઘડશંકર વઢવાણની હાઈસ્કૂલનો ક્રિકેટશિક્ષક હતો અને ઠાકોર બાલસિંહજીની ટીમનો નિયમિત ખેલાડી ગણાતો. જગત–મશહૂર રણજિતસિંહજી પણ એકાદ બે વખત ત્યાં રમવા આવેલા અને તે વેળા આખું વઢવાણ ઉલટાઈ ગયેલું. એ ઉપરથી લાગે છે કે ત્યાં ક્રિકેટનો શોખ સારો જેવો હતો. છેક બાલ્યવયથી જ મને ક્રિકેટનો નાદ લાગેલો. રણજિતસિંહ આવ્યા તે વેળા હું મેચ જોવા કેમ નહિ ગએલો એ મને હવે સમજાતું નથી; બાકી હજી મને યાદ છે કે દર વર્ષે પ્રેસિડન્સી મેચમાં ભાગ લેવા બાપામોલા કરીને પારસી ખેલાડી કાઠિયાવાડથી મુંબઈ આવતો ત્યારે માત્ર એનાં દર્શન કરવા હું–તે વખતે છએક વર્ષનો છોકરો–વઢવાણથી ત્રણેક માઈલ છેટે વઢવાણ કૅમ્પને સ્ટેશને એક પટાવાળાને લઈને જતો.

---

૧. 'ટ્રાયેંગ્યુલર'; પછીથી જે 'ક્વોડ્રેંગ્યુલર' ને 'પેંટૅગ્યુલર' થઈ, તેનો અસલ અવતાર.

'હીરા' નામની નવલિકા લખેલી. તે વાંચીને મને વઢવાણનો આ પ્રસંગ સાંભરી આવેલો.

સતી રાણક પણ અમારા ગામની નજદિક જ સતી થયેલી. એ પણ અમારા ગામના લોકોને માટે ગૌરવનો વિષય હતો અને 'ગોઝારા ગિરનાર.........ગયો ચઢાવણહાર. ચોસલાં કુણ ચઢાવશે?' ના અતિપરિચિત સોરઠા સાંભળતાં મારું હૈયું ભરાઈ આવતું.

ત્યાં એક કન્યાશાળા હતી જેમાં મારી બે મોટી બહેનો ભણવા જતી. તેનાં મુખ્ય શિક્ષિકા નાથીબાઈ કરીને હતાં જે હજી હમણાં જ, ૧૯૪૦માં મરણ પામ્યાં. છોકરાઓની ગુજરાતી શાળાના હેડમાસ્તર અમારા પડોશી પુરુષોત્તમ માસ્તર હતા, અને હાઇસ્કૂલના હેડમાસ્તર કૃષ્ણશંકર પંડયા હતા. મારા મોટા ભાઈ કૃષ્ણશંકર પાસે સંસ્કૃત શીખેલા અને એ હાઇસ્કૂલમાંથી જ ચૌદમે વર્ષે મેટ્રિક થયેલા. મોટા ભાઈના કહેવા પ્રમાણે એ શિક્ષણ એટલું સારું હતું કે વચમાં કશી પણ તૈયારી વિના, ઠેઠ બી. એ. માં 'ઑરલ'માં એ શિક્ષણની મદદથી એ પસાર થઈ શકેલા. પણ પ્રીવિયસ અને ઇન્ટરમાં એમનો સંસ્કૃતનો અભ્યાસ એમણે કચળાવી મારેલો.

મારા વઢવાણના રહેઠાણ દરમ્યાન છેક છેવટના ભાગમાં હું ગુજરાતી શાળામાં વર્ષેક દિવસ ગયેલો એમ મને યાદ છે અને તે વર્ષના ગાળામાં ગુજરાતી ત્રીજીની પરીક્ષા મેં આપેલી. ગુજરાતી અને અંગ્રેજી સ્કૂલ દૂરથી જ ઓળખાઈ જતી. ગુજરાતી સ્કૂલની પાસે આવતાં પ્રચંડ ઘોંઘાટ સંભળાતો અને જેમ જેમ પાસે આવતા જઈએ તેમ તેમ તે ઘોંઘાટ વધારે પ્રચંડ લાગતો. અંગ્રેજી સ્કૂલની છેક પાસે ઊભા રહો તો અવાજ સંભળાતો નહિ. આ તફાવતનો કોયડો મને આશ્ચર્ય પમાડતો અને હું એ કદી પણ ઉકેલી શકેલો નહિ.

હું ત્રણ વર્ષનો થયો ત્યારે માને પાંચમું સંતાન–ત્રીજી પુત્રી આવી તે રમનગવરી. આઠ વર્ષનો થયો ત્યારે છઠ્ઠું સંતાન–ત્રીજો

પુત્ર આવ્યો તે માધવલાલ છ ભાઈબહેનોમા માતાના અગતી દોમ ળના અને સુખની નમણી પ્રકૃતિ એમા ઊતરી—તનુગવરી અને માધવ લાલમા પિતાનો અતિક્રોધી સ્વભાવ તો જ્યસુખલાલ અને તનુગવરી સિવાય અમારા ચારેમા વધતાઓછા પ્રમાણમા ખરો. માતા–પિતા બન્ને ગુણો એકને અમારામાથી ઊંચામા ગણાય તો માત્ર એ જ્યસુખલાલ અને માધવલાલ અમુક નિર્ણય કર્યો તેને ગમે તે ભોગે પણ વળગી રહેવાની અગના જયસુખલાલ અને માધવલાલમા ખરી, પણ નાનો અત્યત માયાળુ સ્વભાવ એના અખંડ સ્વરૂપે માત્ર જયસુખલાલમા છે

મારો નબર બીજો અને ત્રીજાને આવતા આઠ વર્ષ ની ગી ગયા એટલે મને ઘરમા બધા નાનાભાઈ કહેતા અને કહે છે, જેને ટૂકાવીને મારી પત્નીઓ પૂર્ણિમા અને મેના મને 'નાનાજી' કહે છે તે સમયે મારા પિતાના એક પરમ મિત્ર વિનાયક રાવ એક [ જે તા જિલ્લાના સાળા થતા હતા ] ત્યા ચિત્ર ૧૭ તરીકે હતા તેમના મોટા પુત્રનુ નામ દત્તાત્રેય હતુ અને તેને ઘરમા બધા 'દત્તુ' કહેતા આ ઉપરથી મારુ ધનસુખલાલ નામ ટૂકાવી મને બધા 'તત્તુ' કહેવા લાગ્યા, જે નામે હજી પણ મને ઘણા માણસો ઓળખે છે

કાકાનો સ્વભાવ વધુ ઉગ્ર ગણાતો અને ખરેખર તેવો હતો એટલે બહાર રમવા જવાની તો અમે હિંમત કરતા જ નહિ પણ જ્યારે કાકા ક્યા ગયા હોય અથવા મહાગ્રામ ગયા હોય ત્યારે અમે અમારા નાકામા રમતા અમારી મૂળ રમત 'છાપાવાર' અથવા 'બાપ માર્ઈ ચારણી' હતી મોગાભાઈ એમા ભાગ લેતા નહિ બે મોટી બહેનો ટૂ અમારા પડોશી ભાર્ગવ શકર માસ્તરના બે પુત્રો ભગવાનલાલ અને રવિશકર તથા ત્યાના જૈનના પુત્ર ભાવરાવ એટલા રમતા ભગવાનલાલ અને રવિશકર વર્ષ થયા મૃત્યુ પામ્યા છે સુભાગે ભાવરાવ હજી હયાત છે અને વડનાપુના પોસ્ટ માસ્તર

છે. વર્ષમાં બેચાર વખત એમના પત્રો આવે છે અને હું જવાબ લખું છું. હવે વઢવાણ સાથે કહો કે કાઠીઆવાડ સાથે, મારે આટલો સંબંધ રહેલો છે.

એ સમયની વસ્તુસ્થિતિ જોતાં, ત્યાં જે અનેક વહેમો પ્રચલિત હતા એ અસ્વાભાવિક નથી—અત્યારે, વીસમી સદીની દુનિયામાં પણ ક્યાં વહેમ ઓછા છે?—પણ વહેમોથી અમને સ્કૂલમાંથી રજા મળતી એટલે તે સાલતા નહિ. થોડે થોડે અંતરે ગામમાં ખૂમ ઊડતી કે ફલાણે દિવસે દટંદર—ધૂળનો વરસાદ—આવનાર છે, તો કોઈ વખત ગપ ચાલતી કે રેલ આવીને દુનિયા ડૂબી જવાની છે. આ વાત, જરૂર પડયે જરા મીઠુંમરચું ભભરાવીને અમે બાને કહેતાં અને અમને સહેલાઈથી, તે દિવસ ઇસ્કૂલમાં નહિ જવાની બા તરફથી છૂટ મળતી.

તે વખતે ત્યાં શાકભાજી ઓછાં મળતાં એટલે સુરતથી અમે ઘણી વાર મંગાવતાં. એક પ્રસંગ યાદ આવે છે; એક વાર સુરતથી ફણસ આવ્યું. અમે ભાંગીને તેની છાલ ફળિયામાં નાખી. ગામમાં વાત પ્રસરી રહી કે કૃષ્ણલાલભાઈને ત્યાં તો મગરનું બચ્ચું કાપીને ખાઈ ગયાં! સુભાગ્યે અમારી પાસે એક બીજું આખું ફણસ રહ્યું હતું. લોકોને તે બતાવીને અમે મગરના બચ્ચાની વાત થોડેઘણે અંશે નાબૂદ કરી શક્યાં.

અમે પોતે પણ અનેક બાબતમાં કેટલાં પછાત હતાં તેનું એક દૃષ્ટાંત આપુઃ અમે ચાહ પીતાં પણ તે પિત્તળના વાડકામાં. જસ્ટિસ રાનડેના ભાઈ ડૉ. રાનડે અને એમનાં પત્ની ત્યાં થોડો વખત હતાં. તેઓ એક વાર અમારે ત્યાં આવ્યાં. એમને વાડકો આપવામાં આવ્યો. આપણા કરતાં કૈંરાનમાં પછાત હોય તેવાં પ્રત્યે કટાક્ષ મારવાં એ મનુષ્યોમાં સ્વાભાવિક હોય છે. રાનડેનાં પત્નીએ એક પિત્તળની થાળી મંગાવી. તેમાં રૂમાલથી વાડકો પકડીને ચાહ રેડી દીધી, પછી

થાળી ઊંધળીને તેના તળે ચાક પીંછી. આ ઉપરથી અમે ધડો લીધો અને કૅનનમાં એક પગથિયું આગળ વધ્યાં. મુંબઈથી નાનકડાંનાં ઇનેમલનાં પ્યાલારકાબી મંગાવ્યાં અને તેમાં ચાહ પીવી શરૂ કરી. કાચનાં પ્યાલારકાબી તો ઠેઠ મુંબઈ આવ્યાં ત્યાં સુધી અમે વાપર્યાં ન હતાં. રાનડેનાં પત્ની ઘોડા ઉપર સવારી કરતાં અને ટેનિસ રમતાં એ જોઈને તો અમારા આશ્ચર્યનો પાર જ ન રહેલો કે સ્ત્રી થઈને —અને પાછી રજપૂતાણી નહિ—આવાં કાર્યો કરી શકે છે!

તે વખતે ત્યાં અવારનવાર કૉલેરાનો ઉપદ્રવ થાવતો. કાકાજી ઘણી બાબતમાં દરકાર્યા રતા પણ કૉલેરાથી ઘણા ગભરાતા. પરિણામે અમે જ્યાં સુધી કાઠિયાવાડમાં રહ્યા ત્યાં સુધી ખોરાકની બાબતમાં બહુ સાવધાન થયા. અમુક જ વસ્તુઓ એ અમને ખાવા દેતા અને તે પણ અમુક પ્રમાણમાં! ઢોકળામાં માત્ર તુવેર અને મગની દાળ. શાકમાં વેંગણ, દૂધી, કાંદા, બટાટા, કારેલાં, તાંદળજાની અને મેથીની ભાજી વગેરે રહેતાં. સવારે ઘઉંના ખાખરા અને રાતે બાજરીના રોટલા ખાવાનું માત્ર સવારે જ થતાં. આમાં ખાખરા અને રોટલા પણ વય પ્રમાણે અમને મળતા. મહારાજની ખુશામતથી કોઈક વાર મોંજ વધારે મળી જાય, પણ તે ક્વચિત જ બનતું.

વળી તે વખતે એક વિચિત્રતા હતી. અમને તાવ આવે ત્યારે અમને મેથીની ભાજીનાં મુઠિયાં, ભાખરી પૂરી વગેરે તીખુંતમતમતું રમાતું અને એથી અમારામાંથી જેને તાવ આવતો તેની અમે અદેખાઈ કરતાં. જરા પણ તાવ આવે એટલે નકોરડો ઉપવાસ એ સિદ્ધાંત મુંબઈથી જ અમે અનુભવ્યો! મુંબઈમાંથી તો ખાસ ભરોસાદાર દુકાનેથી ગાંઠિયા, સેવ, ચેવડો, જલેબી વગેરે મંગાવવાના અને તે પણ અમને કોઈ કોઈ વાર મળતા. દશેરા આવતો ત્યારે, જરૂર લાગે, આ ખોરાકના પ્રમાણમાં ને વાનીઓમાં પણ ઘટાડો કરવાની સત્તા કાકાજીને હતી અને તે અમલમાં પણ મુકાતી. આ

સિવાય, એ વખતમાં અમારા ઘરનાં દરેક બારીબારણાંએ કાંદાનાં તોરણ બંધાતાં અને અમારા ગજવામાં હમેશાં એકેક કાંદો અને કપૂરની નાની ગોટી અમારે રાખવાં પડતાં.

હું જ્યાં સુધી વઢવાણમાં રહ્યો ત્યાં સુધી, સાધારણ રીતે, નીરોગી હતો; છતાં મારી મનોવૃત્તિ વિષાદ પ્રત્યે શા માટે ઢળી હતી તેનું કારણ સમજાતું નથી. હાસ્ય કરતાં કરુણ રસ મને વધારે ગમતો અને ગમે છે. મનુષ્યોના સહવાસ કરતાં મને એકાંત વધારે પ્રિય હતું અને છે. કાકાજીના કડક સ્વભાવને લીધે અમે સ્વચ્છંદે તોફાનમસ્તી કરી શકતાં નહિ, તે સમયમાં ડેપ્યુટીસાહેબનું કુટુંબ એટલે ઘણું ઊંચું એવી માન્યતા હતી વગેરે કારણો આપી શકાય પણ તે પૂરેપૂરાં બંધબેસતાં નથી; કારણ કે એ જ સંજોગોમાં ઊછરેલાં ભાઈબહેનોમાં મારા જેવી એકાંતપ્રિયતા નથી. કદાચ એમ હોય કે મારી મૂળ મનોવૃત્તિને ઉપર દર્શાવેલા સંજોગોને લઈને પુષ્ટિ મળી હોય.

ગમે તે હો પણ જ્યાં સુધી હું વઢવાણમાં રહ્યો ત્યાં સુધી મારો પ્રિય મિત્ર—મારું પ્રિય દૃશ્ય અમારી બારીમાંથી દેખાતા પેલા દેરીના પથ્થરો—ઘડાયેલા—અર્ધઘડાયેલા પથ્થરો અને તેની અવ્યવસ્થિત ગોઠવણી એ હતાં. જ્યારે પણ હું એકલો પડું ત્યારે બારીમાં બેઠો બેઠો હું એ પથ્થરો જોઈ રહેતો. હુ છ વર્ષનો થયો ત્યારે મેં અભ્યાસ શરૂ કર્યો અને વઢવાણમાં અમે આઠ નવ વર્ષ ગાળ્યાં; એટલે બે ત્રણ વર્ષ અભ્યાસમાં તો મેં ત્યાં ગાળેલાં. છતાં એ આઠ–નવ વર્ષ દરમ્યાન પેલા પથ્થરોનું આકર્ષણ મને એવું ને એવું રહ્યું.

એ વિનાયોજનાએ પડેલા પથ્થરોમાંથી જુદે જુદે વખતે હું જુદી જુદી સૃષ્ટિ રચતો. કોઈ વાર રાજાની કચેરી કલ્પીને હું રાજા થતો અને તે પથ્થરોમાંના મારા પ્રિય પથ્થરને હું મારું સિંહાસન બનાવી દેતો. કોઈ વાર પરીઓનો સમૂહ તેમાં ગોઠવતો, તેમાં પુરુ-

ધમાં માત્ર હું રહેતો. તો કોઈ વાર ભૂતાવળ ભયંકર રચાતી અને તેમાં હું ભયથી ત્રાસતો, ઊંડી ગુફાઓમાં સંતાવાં નિરર્થક યત્નો કરતો હતો. મેં જીવનમાં તે પછી ઘણાં કુદરતનાં દૃશ્યો જોયેલાં પણ આ પથ્થરો જોઈને જેવાં સર્જનો હું કરી શકતો, જે પ્રકારનો અકલ્પ્ય આનંદ, આછોઘેરો આનંદ હું અનુભવી શકતો તેવાં સર્જનો અને તેવો આનંદ તે પછી મેં માણ્યાં નથી. અનેક નાની ક્ષુદ્ર વસ્તુઓ-માંથી અનંતનાનાં દર્શન કરવાની શક્તિ બાળકોમાં હોય છે તેવી મોટાં મનુષ્યોમાં હોઈ શકતી નથી, એ ખેદજનક છતાં સત્ય કથા છે. જીવનના ખાટામીઠા અનુભવોથી આપણી કલ્પનાશક્તિ, આપણાં સ્વપ્ન, આપણી અદ્ભુત સર્જનશક્તિ વગેરેનો હ્રાસ થઈ જાય છે.

આજે બાવન વર્ષે પણ હું હજી પેલી બારીમાંથી દેખાતા ઘણા પથ્થરો દૂબહૂ જોઈ શકું છું અને તે વેળા મારા હૃદયમાં ઊઠતા તરંગોની આછીપાતળી ઝાંખી કરી શકું છું.



શ્રી ધનસુખલાલના
પિતા
શ્રી કૃષ્ણલાલ
[જુવાનીમાં]

## પ્રકરણ બીજું

અસલનાં માણુસો વિષે વિચાર કરતાં એમ જણાય છે કે તેમાંના અમુક માણસો ખરી રીતે જોતાં ઘણાં ઠીંગણાં હતાં, છતાં રુઆબને લીધે, કડક સ્વભાવને લીધે અને પ્રતાપી ચહેરાને લીધે ઠીંગણાં લાગતાં નહિ. અમારા કાકાજી પણ એ વર્ગના હતા.

હું ઠીંગણો છું અને કાકાજી તો મારા કરતાં પણ લગારે ઠીંગણા

હતા એ વાત ચોક્કસ. પણ હજી હું એમને ઓળખનાર માણસોને પૂછું છું તો એ લોકો એમને ઠીંગણા કહેવાને તૈયાર નથી હોતા. બાંધી દડીનું છતાં જરા પણ સ્થૂળ નહિ એવું કસરતી શરીર, ગૌર વર્ણ, નાક મોટું ખરું પણ મોટું—અણિયાળું નહિ, વિશાળ કપાળ, તેજદાર—નહિ ભૂરી નહિ પીળી એવી આંખો, વાળ બહુ ઝીણા અને તેમાં પણ કપાળ આગળ અસ્તરો ફેરવેલ, અવાજ ઘેરો—મરદાનગીભર્યો, ભરાવદાર સુશોભિત મૂછ, પગમાં સ્લિપર અથવા મોજાં સાથે હોલબૂટ, બહુ લાંબું, પહોળી કિનારવાળું ઝીણું ધોતિયું અને તેનો 'ડબલ કચ્છ' મારીને આસપાસના છેડા એવી રીતે ખોસવામાં આવતા કે તેથી પગનો કોઈ ભાગ જણાય નહિ. અર્ધનગ્ન જણાય એવી રીતે ધોતિયાં પહેરનાર ઉપર એમને બહુ ચીડ હતી. ઉપર જૂની ઢબને કડકવાળો સફેદ સુતરાઉ કે રેશમી ડગલો, માથે બંને કાન ઢંકાય તેવી રીતનો તદ્દન જુદી જાતનો સાફો અને હાથમાં લાકડી, કોઈ કોઈ વાર અસલ જાતની મોટી કાયસ્થ—નાગરશાહી ભૂરા રંગની પાઘડી પણ પહેરતા. મેં કાકાજીના આ પહેરવેશમાં કદી ફેર જોયેલો નહિ.

વાર્તાલાપ કરવામાં એ ઘણા નિષ્ણાત હતા એટલું જ નહિ પણ વાતોડિયા હતા. એમનો સ્વભાવ અતિ ઉગ્ર અને છોકરાંઓ પ્રત્યે સ્નેહ દર્શાવવો એમાં એમને મનની નબળાઈ દેખાતી. એટલે અમારા પ્રત્યેનો એમનો ઊંડો સ્નેહ એ ક્વચિત જ ઉઘાડો પડવા દેતા. છતાં વાતોનો શોખ ઘણો તેથી ઘણી વાર અમને એઓ છટાથી, સાંભળનારને રસ પડે તેવી રીતે પોતાના ભૂતકાળના જીવનની વાતો કહેતા.

એમના કસરતી બાંધાને માટે અમને એ આ વાત કહેતા: “હું અગીઆર વર્ષનો થયો ત્યાં સુધી ઘણો નબળો હતો. એક વખત સવારે પાછલે ઓટલે દાતણ કરવા બેઠો હતો ત્યાં મોં ધોવા

લોટો ઉપાડ્યો તે મારા હાથમાંથી પડી ગયો. તે જ ક્ષણે મારા ગોવિંદદાસ ત્યાં ઊભા હતા તેમણે આ દેખાવ જોયો. ગોવિંદદાસ પોતે કસરતબાજ હતા એટલે એમને લાગી આવ્યું અને એમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. મેં બાપાજીને કારણ પૂછ્યું ત્યારે તેમણે જવાબ આપ્યો: 'દીકરા, અગીઆર વર્ષનો છોકરો એક લોટો ન ઊંચકી શકે? તો તું મોટો થઈને શું કરવાનો હતો!' મને આથી બહુ લાગી આવ્યું અને શરીર સુધારવાનો મેં નિશ્ચય કર્યો. બીજે દિવસે સવારે બાપાની સાથે હું એક અખાડામાં ગયો અને ત્યાં દાખલ થયો. પંદર દિવસે હું એક દંડ કાઢી શકેલો; પણ પછીથી કસરત વધતી ગઈ. વધારેમાં વધારે ત્રણસો દંડ, પાંચસો બેઠક, મલખમ અને કુસ્તી વગેરે હું કરતો."

છાસઠમે વર્ષે એ મરણ પામ્યા. તેના એકાદ માસ અગાઉ તેમની તબિયત બગડેલી. પણ ત્યાં સુધી રોજ પ્રાતઃકાળે પાંચ–સાત મિનીટ પણ એ નિયમિત કસરત કરતા ખરા. માણસનું માથું દુઃખે એ વાત કાકાજીના મનમાં ઠેઠ સુધી આવેલી નહિ. મારી વર્ષોની માંદગીમાં મને એ ઘણી વાર પૂછતાઃ "પગ દુઃખે, પેટમાં દુઃખે, એ બધુ સમજી શકાય છે પણ અલ્યા, તું 'માથું દુઃખે છે' એમ કહે છે તે મારા ખ્યાલમાં આવતું નથી. તું માથાથી ચાલે છે કે તારા માથાને થાક લાગે-?"

એમની સરસ તબિયતનો એક બીજો દાખલો : સૂરતનું સ્મશાન અશ્વનિકુમારમાં–લગભગ સાડાત્રણ માઈલ છેટે છે. શિયાળાની કકડતી ઠંડીમાં રાતના નવ–દસ વાગ્યે ગોર આવીને કોઈ વૃદ્ધના મરણની ખબર કહી જાય તો તો કાકાજી લગભગ આનંદમાં આવી જાય. પેલાને ઘેર જઈને, અશ્વનિકુમાર લઈ જવા માટે ધારી, ભૂસું વગેરેની તજવીજ માટે, કુટુંબ કઈ સ્થિતિએ છે તે વિશે કાકાજી પૃચ્છા કરે. પૈસાદાર મરણ થયુ હોય તો ઘરવાળાંને પૈસા આપવાની ફરજ

પાટે. અને ગરીબ હોય તો પોતે પૈસા કાઢે, પણ ખાવાનું તો ગોઠવાય જ. જતાં આવતાં સાત-આઠ માઈલ, કકડતી ટાઢ અને આખી રાતનો ઉજાગરો ! એ વિચાર માત્રથી મારી પ્રકૃતિ અસ્વસ્થ થઈ જાય છે.

વઢવાણમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે નિમાયા તે પહેલાં કાકાજી બારિયાના કુમારના શિક્ષક હતા અને તે સમયે આખા હિંદુસ્તાનની તેમણે મુસાફરી કરેલી. તે વખતે આણેલાં તાજમહાલ અને આરસનાં રમકડાં હમણાં સુધી અમારી પાસે હતાં. તે દરમ્યાન સાબરમતીના જંગલમાં પ્રચંડ નાગના અને બારિયાના જંગલમાં વાઘના શિકાર વખતે કુમારની સાથે તે પણ હતા અને તેનું રસભર્યું વર્ણન તેઓ અવારનવાર અમારી પાસે કરતા.

મેર સંઘવાણી અને તેના મુખ્ય સરદાર વાલિયા ઢૂંઢાની સાથે એમને મૈત્રી હતી તે કેવી રીતે થયેલી તેનો વૃત્તાંત એમણે અમને કહેલ:

"તે વખતે મેરનો ત્રાસ કાઠિયાવાડમાં ઘણો હતો. એક વખત રાતના, બળદના શગરામમાં હું અને તમારી બા એક ગામથી બીજે ગામ જતાં હતાં. સ્ટેટ તરફથી અમારા રક્ષણ માટે એક સવાર મળતો તે શગરામ પાછળ રહેતો. અચાનક, એક અપરિચિત આદમી લાગુ થઈ ગયો. સવારે તેમજ શગરામવાળાએ મને ધીમે રહીને કહ્યું : 'સાહેબ આવી બન્યું. મેરની છાવણી લાગે છે.' વસ્તુસ્થિતિ જોઈને મેં શગરામ ઊભો રખાવ્યો. કુંજાનું પાણી ઢોળી નાંખીને કુંજો લઈને હું તે તાપણા ભણી જવા મંડયો. લાગુ પડેલો આદમી પણ અજબ થઇ ગયો. હું તો સીધો એ તાપણા પાસે જઈને ઊભો રહ્યો. બહારવટિયાઓ વાળુ કરતા હતા. મેં તેમાંના એકને કહ્યું : 'પાણી થઈ રહ્યું છે અને મારી બૈરીને તરસ લાગી છે. આટલું ભરી આપશો ?'

"ક્ષણભર તેમણે એકમેકના સામું જોયું અને પછી પાણી ભરી

ડું. પોતે જમતા હતા એટલે એમના ધર્મ પ્રમાણે એમાંના એક
'ખાવા બેસશો? પણ ખાવામાં તો માત્ર રોટલા, મીઠું અને
ઘીયે મસાલો છે.' મેં હા પાડી અને પહેલે જ કોળિયે મીઠાની
ો મોંમાં નાખી અને હું હસી પડયો. તેમનો સરદાર બોલી ઊઠયો:
ા મને ઓળખો છો?' મેં જવાબ આપ્યો: 'મોર અને વાલિ
કોણ નથી ઓળખતું? પણ હવે રજા આપો તો પાછો જાઉં
શુકે બહુ મોડું થઈ ગયું છે.'

"મોર મને ભેટયો અને બોલ્યો: 'કૃષ્ણલાલભાઈ, બારે કરી હો
. પણ પાકા નીકળ્યા. પણ અમારું મીઠું ખાધું એટલે આજથી
પણે દોસ્ત. હવે મુસાફરીમાં આવા સવાર-અસવાર રાખતા નહિ
મને બધી ખબર પડે છે. રાતના તમે નીકળશો એટલે મારા
ણસ શગરામ સાથે થઇ જશે. છતાં જરૂર પડે તો આટલો બો
ઈને કહેશો તો કાઠિયાવાડમાં કોઈ બીજા બહારવટિયાની તાકાત નથ
મોરના દોસ્તને લૂંટે."

જયસુખલાલના જન્મસમયે વાલિયો જાતે આવીને રુમાલ અ
ના રૂપિયો આપી ગયો હતો. મોરે તો પછી સંધિ કરેલી અને વાલિ
ાના મર્દને છાજે તેવા મોતની કથા તો મેઘાણીના મશહૂર પુસ્ત
સોરઠી બહારવટિયા ભાગ ત્રીજાના પાને મોજૂદ છે.

એમના અમુક સિદ્ધાંતો ખાતર કાકાજી ગમે તે ભોગ આપ
તૈયાર થતા અને ગમે તે કરી બેસતા. મને બે દાખલા યાદ આવે

એક વાર હોળી હતી. સવારમાં ઠાકોરસાહેબનો એક માની
ખવાસ શહેરમાં હોળી રમવાના રંગે ચડયો હતો. ગામે તે
ઉપર રંગ છાંટતો છાંટતો અમારા ફળિયામાં આવ્યો. અમારાં પો
શીની યુવાન પુત્રવધૂ ઓટલે ઊભી હતી. તેને રંગથી તેણે તરબો
કરી અને પછી પોતે બીભત્સ ચાળા કરીને હસ્યો. ઠાકોરસાહેબ
માનીતો ખવાસ રહ્યો એટલે લોકો કરે પણ શું? સસરાએ

દબાવી રાખી પુત્રવધૂને ઘરમાં ચાલ્યા જવાનું કહ્યું, પણ ખવાસને કમનસીબે કાકાજીએ આ દૃશ્ય જોયું. અમારા વાડામાંથી છલંગ મારીને, બહાર ફળિયામાં આવીને, કાકાજીએ એ ખવાસને ગળચી-માંથી પકડ્યો અને ભચભચવાનાં ડાચાં તૂટી જાય તેટલા જોરથી બે તમાચા મારીને જમીન ઉપર ગબડાવી પાડ્યો. રંગની બાલદી ઢોળી નાખી અને વાંસની મોટી પિચકારીના કટકેકટકા કરી નાખ્યા.

આ બધું એકાદ ક્ષણમાં બની ગયું. ૧૮૯૫-૯૬નું એ અમારું નાનકડું જગત ભય, ત્રાસ, આશ્ચર્ય, માન વગેરેની મિશ્રો-ર્મિઓથી સ્તબ્ધ થઈ ગયું. ખવાસ રડતો રડતો ચાલ્યો ગયો. હવે શુંનું શું થશે એવી ચિંતા અમને થોડા દિવસ રહી. કશું થયું નહિ પણ ફરી ખવાસો હોળી રમવા અમારા ફળીઆમાં દાખલ થયા નહિ.

બીજો દાખલો: પાલીતાણામાં કાકાજી નાયબ દીવાન હતા. દીવાન તરીકે શ્રી. ગણપતરાવ લાડ હતા અને ઠાકોરસાહેબ માનસિંહજી હતા. વાત નાની હતી. ઠાકોરસાહેબ માટે મહાબળેશ્વરથી બટાકા આવ્યા. ઠાકોર તે વખતે ગામમાં નહોતા. ઠાકોરનાં કુંવરીએ કાકાજી પાસે આવીને તેમાંથી પાંચ મણ બટાકા માગ્યા. કાકાજીએ રસીદ લઈને કુંવરીને બટાકા આપ્યા

એક અમલદારે આ વાત ઠાકોરને કરી અને ભરકચેરીમાં ઠાકોરે કાકાજીને ઠપકો આપીને કહ્યું કે મારી રજા સિવાય તમે આપ્યા તેમાં તમારી ભૂલ હતી.

કાકાજીએ કહ્યું કે તમારી દીકરીને મારાથી ના પાડી શકાય જ નહિ, રસીદ વગર આપ્યા હોત તો એટલી પણ ભૂલ હું કબૂલત.

ઠાકોરે હઠ કરી અને જરા વધારે પડતું કહ્યું અને પછી પૂછ્યું કે તમે હવે ભૂલ કબૂલો છો કે નહિ? જવાબમાં કાકાજીએ કહ્યું કે જો આપ એમ કબૂલો કે આ કુંવરી આપનું ફરજંદ નહિ તો હું મારી ભૂલ કબૂલું. નહિ તો નહિ!

દરબારમાં હો–હા થઈ અને પેલા ચાડી ખાનાર અમલદારે ઠાકોર સાહેબને ઉશ્કેરવા કાંઈ કહ્યું. કાકાજીએ લાગલો એને એક તમાચો ખેંચી કાઢ્યો. અમલદારની પાઘડી ઊડી ગઈ. કાકાજીએ કહ્યું કે આવા અવિચારી માણસોની નોકરી કરવી હરામ છે, અને એમણે રાજીનામું આપ્યું.

ઠાકોરસાહેબે એમને ચાલુ રહેવા માટે ઘણું કહેવડાવ્યું. પણ 'તૂટેલાં સંધાય નહિ' કહીને કાકાજીએ નાયબદીવાની છોડી. અમે સુરત આવ્યાં. કાકાજીએ તે પછી બીજી નોકરી ન કરી.

વઢવાણમાં પોતાના એક મિત્ર દા. સદાશિવરાવની સામે રાજ્યમાં કાવતરું રચાયેલું. તેની સામે થઈને કાકાજીએ દાક્તરને બચાવ્યા. પરિણામે વઢવાણ ઠાકોરસાહેબ જોડેનો સંબંધ તૂટેલો અને પગારમાં તેમજ પેન્શનમાં ઘણું નુકશાન થયેલું.

લીંબડી, ધ્રાંગધ્રા, બારિયા, લખતર, વાંકાનેર વગેરે રાજ્યોના ઠાકોરો જોડે મારા પિતાને ઘણી દોસ્તી હતી. એમાંના લગભગ દરેકે એમને પોતાના રાજ્યમાં રાખવાની ઈચ્છા અનેક વેળા બતાવેલી, પણ વઢવાણ અને પાલીતાણાના અનુભવ પછી એમણે એ વિશે ના જ પાડી દીધેલી; જો કે એમાંના ઘણા ઠાકોરસાહેબો વિશે એમને ઊંચો અભિપ્રાય હતો અને તેમનાં ઉજ્જવલ ચારિત્રની અનેક વાતો એમણે અમને કહેલી.

તબિયત ઘણી સારી એટલે કાકાજીને ખાવાનો શોખ પણ જબરો. જીવ્યા ત્યાં સુધી એમણે વર્ષનું અથાણું પોતે જ ભરેલું. મેથિયાં કેરી અને લીંબુના રંગમાં સહેજ પણ કાળાશ ન આવવી જોઈએ; મેથિયાં ઠેઠ સુધી કડક જ રહેવાં જોઈએ. ગોળિયા કેરીનો અમુક રંગ રહેવો જોઈએ. ત્રણ ચાર જાતના મુરબ્બા ઘરમાં હોવા જોઈએ. મેથી અને કોથમીરની ભાજીની વડી, કાચરી અને પાપડ તાજાં હોય.

પણ એક વેળા. એમની જુવાનીમાં એ 'ચૅમ્પિયન' ગણાતા. એક વખત એની મેચ રમાયેલી : કાયસ્થો તરફથી કાકાજી અને નાગરો તરફથી દા. બટુકરામના મોટાભાઈ આસ્તિકરામનો જલસો ગોઠવાયો. સામસામી ગાળ દેવાય–એક વાર બોલેલી ગાળ બીજી વાર બોલાય નહિ. જે હારે તેના પક્ષવાળા દસ રૂપિયાની જયાફત આપે. આ મેચમાં કાયસ્થો જીતેલા ! પોતે નિવૃત્ત થઈને સુરત આવ્યા ત્યારે એક વેળા એમની એક લાડકી ભત્રીજીના આગ્રહથી કાકાજીએ ગાળો સંભળાવેલી ! તે વેળા અમે પણ હાજર હતાં. એ પ્રસંગ 'ભૂતના ભડકા'ના મારા સંગ્રહમાં મેં 'વડીલ વર્ગ'માં (પૃષ્ઠ ૭૯) લીધેલો છે.

"કાકા ! તમે હવે તો જવલ્લે જ ગાળ બોલો છો, તે ભૂલી તો નથી ગયા ને ?" ભત્રીજી બોલી.

"અરે બ્હેન, એમ તે કાંઈ ભૂલાય ?" કાકાજીએ ઉત્તર આપ્યો. "પણ હવે જમાનો ગયો. પહેલાં તો અમારે એની પણ હરીફાઈ ચાલતી અને એમાં તારો કાકો પહેલો નંબર આવતો."

"હું એથી જ પૂછું છું," ભત્રીજી બોલી.

"તારી મરજી હોય તો વળી કોઈ અવસર આવતાં સંભળાવું." કાકાએ જવાબ આપ્યો.

પ્રસંગ તરત જ સાંપડ્યો. પાછલે (અમારા સુરતનાં ઘરમાં) આવતી ટેઠી તેની જીભને માટે સારા મોહોલ્લામાં પ્રખ્યાત હતી. ભત્રીજી તેને છંછેડે અને પછી કાકાએ પોતે રણક્ષેત્રમાં ઝંપલાવી ટેઠીને મહાત કરવી એવી વ્યૂહરચના થઈ. ભત્રીજીએ એ અસ્પૃશ્ય-વર્ગની અધિષ્ઠાત્રીને છંછેડી. કાકાએ ઘટતે સમયે એ યુદ્ધમાં ઝંપલાવ્યું. પોણોએક કલાકની ભયંકર લડાઈ પછી ટેઠી હાર ખમી રડતી રડતી ચાલી ગઈ. આખો મોહોલ્લો વડીલનાં યશોગાન ગાતો મગરૂબીની ઊર્મિથી ઉછળવા લાગ્યો અને વડીલની મુક્તકંઠે પ્રશંસા

કરતાં કહેવા લાગ્યો કે "ભાઈ, ખોરું ઘી કાંઈ દિવેલમાંથી જાય? ઘરડો ઘરડો તો યે ગરાસીઓ।"

કાઠિયાવાડમાં સાપ બહુ મોટા ઝેરી 'કોબ્રા' પ્રકારના સાપ ઘરમાંથી પણ નીકળતા. અમુક અહિંસક વર્ગ એમને મારવા નહોતો દેતો, એટલે એમને જીવતા પકડવા પડે એમ હતું. આમ કરવા માટે વાંસના ૭ ૭ ફીટ લાંબા હાથાવાળો એક સાણસો કામમાં વાપરતા. પણ એકના હોય તો તો પોતાની મોટી નેતરની ડાંગ વડે એને પૂરો કરતા. પણ કોઈ કોઈ વાર વસ્તુસ્થિતિ જુદી જ રહેતી. અમારા ઘરનું છાપરું અને ભીંત મળે ત્યાં બાકોરામાં પોપટ માળા બાંધતા. આ પોપટના બચ્ચાંને ખાવા ભયંકર સર્પો છાપરામાં થઈને એ રીતે બાકોરામાં ભરાતા. આવા સાપ સાધારણ માર્ગે કે ઉપાયે પકડાય એ લગભગ અશક્ય જ હતું, એટલે જ્યાં કાંઈક આવો અણુમાગે થાય કે અમારું ફળિયું માણસોથી ઊભરાઈ જતું.

સાપનો મંત્ર જાણનાર ભૂવાની શોધ થતી અને તે આવી પહોંચે એટલે તે બાકોરા સુધી પહોંચવા માટે નીસરણીઓ વગેરેની ગોઠવણ થઈ જાય. માંત્રિક નીસરણી ઉપર ચઢીને મંત્ર ભણીને જવના દાણા બાકોરામાં નાખે એટલે સાપ લગભગ બેભાન જેવો થઈ જાય. પછી ત્રણચાર મોટા સાણસા વડે એને પકડીને નીચે લાવીને એક મોટા માટલામાં નાખે. બહારથી મજબૂત ઢાંકણ દેવાય અને એક માણસને ચાર-આઠ આના આપીને દૂર મોકલવામાં આવે. પેલો ત્યાં જઈને આઘેથી માટલું ફેંકે એટલે સાપ એમાંથી નીકળીને જંગલમાં ચાલ્યો જાય. આવે પ્રસંગે ઘણા છોકરાઓ બહુ આનંદથી આ તમાશો જોતા, પણ મને આરંભથી જ એવા પેટે ચાલનાર પ્રાણીઓની ચીડ અને બીક હોવાથી, ન છૂટકે ગભરાટથી ધ્રૂજતો, હું આવાં દૃશ્યો જોતો.

આવા અનુભવોથી હશે કે પછી ગમે તે કારણ હો પણ નાન-

જીને સાપ ઉતારવાના મંત્રો જાણવાની બહુ ઇચ્છા હતી. દુખતું માથું, શૂળ વગેરે મટાડવાના મંત્રો તો પોતે જાણતા અને અમને પણ એમણે શીખવેલા. ગ્રહણને દિવસે અને રમજાન મહિનામાં અમે એના પાઠ કરતા. કોઇક શીખવશે એમ ધારીને અનેક મદારીઓને કાકાજી બોલાવતા. કોઇ કોઇએ સાપનો મોહરો કહીને ખોટી વસ્તુ અમને પધરાવેલી અને ઘણા ખરા મદારીઓ તો શીખવવાની સાફ ના પાડતા પણ એકાદ બે જણાએ મંત્ર આપેલા ખરા. એ મંત્રો સાચા છે કે ખોટા એ નક્કી કરવામાં લાંબો કાળ નીકળી ગયો. પાલીતાણાના ઠાકોરસાહેબ માનસિંહજી સાપ ઉતારવાના કાર્યમાં નિષ્ણાત હતા. તેમને કાકાજીએ એ મંત્ર બતાવેલા. તેમણે સલાહ આપી કે એ મંત્રોનો ઉપયોગ મંત્ર ભણનારને જોખમકર્તા છે, માટે ઉપયોગ કરશો નહિ.

કાકાજીને સંગીતનો સારો જેવો શોખ હતો અને વઢવાણમાં એ, ઓક માસ્તર (પાછળથી રાજકોટના દીવાન), પ્રજારામ માસ્તર વગેરેની મહેફિલ જામતી. તે વખતે કાકાજી ગાતા અને ઢોલક બજાવતા. નિવૃત્ત થઇને સૂરત આવ્યા બાદ તેમણે દિલરૂબા વગાડવું શરૂ કરેલું તે ઠેઠ સુધી વગાડતા. Puritan[1] વૃત્તિના હોવાથી નાચમુજરા ઓછા જોતા. આજે અત્યારની સંગીતની કક્ષાનો વિચાર કરતાં લાગે છે કે કાકાજી અને એમના મિત્રોનું સંગીતનું જ્ઞાન—ખાસ કરીને તાલ સંબંધી જ્ઞાન અતિ પરિમિત હતું.

એમના આખા જીવનમાં કાકાજીએ પોતાના મિત્રો પ્રત્યેની વફાદારીને લઇને ઘણું વેઠયું હતુ. એમના વર્તનના પ્રમાણમાં મિત્રોનું વર્તન મોળું હતું એમ કહીએ તો ચાલે. વઢવાણમાં સદાશિવરાવ ડાક્તરને બચાવવામાં પોતે ઘણું નુકશાન વેઠયું. પાલીતાણામાં ત્યાંના દીવાન લાડસાહેબને બચાવવામાં એમને ઠાકોરસાહેબ સાથે અણબનાવ

1. નીતિરત, શુદ્ધાત્મવાદી, અતિશુદ્ધ : (ત્રણે પારિભાષિક કોષમાંથી).

પછી પગેપગે શ થયા એ એમનું એક મોટું વ્યસન હતું. યુવાનીમાં એમને નાગર જ્ઞાતમાં ઘણા મિત્રો હતા આજે કદાચ એ પ્રમાણે વ્યસુખનાન અને મારે માટે પણ અમુક પ્રમાણમાં કહી શકાય

પણ બધા મિત્રોમાં સૌથી વધારે મૈત્રી મારા પિતાને ગ. બ. કૃષ્ણસુખરામ આત્મારામ મહેતા જોડે હતી. એ જમાનાને ઓળખનારાઓમાંથી કોઈને પૂછો તો તેઓ નિસાસો નાખીને કહેશે કે 'ભાઈ, એ જમાના ગયા હવે ક્યાં છે એવા દોસ્તો અને દોસ્તી? કૃષ્ણસુખરામ અને કૃષ્ણલાલ જેવી દોસ્તી હવે મળશે જ નહિ' અમારું મેં કહ્યું-બોના ડોકરાઓ કૃષ્ણસુખરામને મોટા મામાજી કહેતા, અને અમારા પિતાને નાના કાકાજી કહેતા એકકે વચ્ચે હિસાબની વાત જ ન થાય. એ બાબતનો ટનો નાનો કિસ્સો મેં 'વડીલ વર્ગ' ('ભૂતના ભડકા' પૃ. ૭૮)માં મૂક્યો છે

અમે નાના હતા—પાંચ ૭ ભાઈબહેન અને મા, અમદાવાદ પિતાના મિત્રને ત્યાં ગયેલા અને પાછાં મુંબઈ આવવું આવતી વખતે એ પિતાના મિત્ર સ્ટેશને વળાવવા આવેલ. બધાની સેકંડ ક્લાસની ટિકિટ કઢાવી અમને સૌને રમકડાં, ખાવાનું વગેરે મળ્યાં ડબ્બામાં બેઠા પછી માએ એ વડીલને ટિકિટના પૈસાનું પૂછ્યું. વડીલની આંખ ચમકી "શું? ભર સ્ટેશન વચ્ચે મારી આબરૂ લેવા માગે છે? પૈસા તારા ધણીએ જ જોયા છે તું આવડી હીંગળી જેવડી હતી ત્યારે તને પરણાવી લાવનાર હું ને તું મને ટિકિટના પૈસા આપવા માગે છે! ત્યારે તું અને તારાં છોકરાં મારે ત્યાં મહિનો રહ્યાં તેનો ખર્ચ પણ સાથે સાથે પૂછી લેને શું કરું કે તું સ્ત્રી છે, બાકી મોઢાના ગાલ પાડી નાખત!"

મા તો મૂક જ થઈ ગઈ. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં વડીલે મમતના માર્યા ચાર પાંચ રૂપીઆનો બીજો વધારે ધૂમાડો કરીને અમને વધુ રમકડાં અપાવ્યાં ત્યારે જ શાંત થયા અને

ગાડી ઉપડતી વખતે મમતાથી બોલ્યા "જમના! છોકરાંને સાચવજે અને મનમાં ન લાવીશ હો. મારો મીજાસ જરા એવો જ છે. પણ હિસાબ તો મામુલી લોકો રાખે, ખાનદાન નહિ."

સ્વ. સરદાર ઇશ્વરદાસ સ્ટોર પણ એમના પરમ મિત્ર હતા. એક વખત સ્ટોરકાકાની સ્થિતિ જરા નબળી થઈ ગઈ. અમારું ઘરેણું અને રૂપિયા એમને ત્યાં રાખવામાં આવતાં. એક માણસે એક વખત કાકાજીને આવીને કહ્યું: "મુરબ્બી, સ્ટોરની સ્થિતિ નબળી થઈ ગઈ છે. તમારું જો ત્યાં કાંઈ હોય તો લઈ લ્યો; નહિ તો પંચાતી પડશે."

કાકાજીએ જવાબ આપ્યો: "મારા મિત્રની સ્થિતિ ખરાબ હોય તેમાં મારે ઉઘરાણી કરીને એને ગરદન મારવો ? એ નહિ બને."

આ વાત થયાને કલાકેક થયો હશે, એટલામાં સ્ટોરકાકા અમારે ત્યાં આવી પહોંચ્યા. એમણે ઘરેણું અને રૂપિયા કાકાજીને ધર્યાં. કાકાજી અજબ થઈ ગયા. સ્ટોરે કહ્યું. 'હું ક્યારે પડું એનું કહેવાય નહિ. મિત્રોનું દબાવી મૂકું એ કેમ બને ? તને તો એની દરકાર નથી પણ મારે તો રાખવી પડે ને!' મિત્રનાનાં આવાં દષ્ટાંતો તો તે જમાનામાં ઘણાં મળતાં.

એમના મિજાજ વિશે તો હું આગળ કહી ચૂક્યો છું. એવા ક્રોધી માણસો ઘણુંખરું ઉતાવળિયા, કાનના કાચા અને ભોળા હોય છે; છતાં પાછા પોતે મનથી એમ સમજતા હોય છે કે પોતે બહુ લુચ્ચા અને કોઈથી પણ છેતરાય નહિ એવા છે. પણ આ એમનો ભ્રમ જ હોય છે. કાકાજીનું પણ આમ જ થતું. એમને ઘણા લુચ્ચા લોકો છેતરી ગયેલા. જે માણસ એમને પહેલી વાત કહી નાખે એનો દોષ પછી એમને વસે જ નહિ. પરિણામે એમને હાથે ઘણી વાર અન્યાય થયેલો.

સગાંસબંધીઓમાં પૈસાની મદદ આપવામાં એમનો હાથ ઘણો છૂટો હતો. જયસુખલાલમાં એ ટેવ સારા પ્રમાણમાં ઊતરી છે. 'જયસુખ

૧૮૯૦માં હું જન્મ્યો અને ૧૮૯૮માં પાલીતાણા ગયો. આ સાત આઠ વર્ષ મેં વઢવાણમાં ગાળેલાં. તે પછી અત્યાર સુધી મેં વઢવાણમાં પગ મૂક્યો નથી, ત્યાં જવાની મને ઈચ્છા પણ થતી નથી. આટલાં વર્ષમાં એ વઢવાણ તદ્દન ફેરવાઈ ગયું હશે, ત્યાં જાઉં તો મને ઓળખનારાં કોઈ રડ્યાંખડ્યાં હોય અને ત્યાંનાં જૂનાં દશ્યો જોઈને મને આનંદ થવાને બદલે માત્ર શોક ઉત્પન્ન થાય એવી ભીતિ, મને ત્યાં જવાનો વિચાર કરતાં પણ રોકે છે.

અમુક સ્થાન, અમુક વસ્તુ, અમુક સ્નેહી આપણા હમેશના પરિચયના વર્તુલમાંથી ખસી જાય છે, પછી જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ તેમનાં સ્મરણો ઝાંખાં થતાં જાય છે. તેમની જગ્યા બીજાં સ્થાન, વસ્તુ અને સ્નેહીઓ ધીમે ધીમે પણ અચૂક રીતે લેતાં જાય છે. એમના પ્રત્યેનું સતત આકર્ષણ ઘટતું જાય છે. આપણાં હૈયાંનાં કોઈ ઊંડા ખૂણામાં એમની સાથે સંકળાયેલ પ્રસંગો—એમને લઈને ઉપસ્થિત થયેલ સુખદુઃખ કાંઈ જુદું જ સ્વરૂપ ધારણ કરીને પડી રહે છે. કોઈ કોઈ વેળા જ્યારે હૈયું એકલું પડીને વલોવાય છે ત્યારે એ બધું યાદ આવે છે, ક્ષણભર ખિન્નતા પણ અનુભવાય છે, પરંતુ એમને પુનઃ પ્રાપ્ત કરવાની ઉત્કટ ઈચ્છા જન્મતી નથી. અશક્ય છતાં પણ કદાચ એની પુનઃપ્રાપ્તિ થશે એવા વિચારમાત્રથી આપણે વિચિત્ર ઉદ્વેગ અનુભવીએ છીએ.

ભૂતકાળ સર્યો એ સર્યો. એને પાછો પકડી શકાતો નથી, પાછો પકડવાથી સુખ પ્રાપ્ત થતું નથી; એ શોકજનક છતાં સત્ય હકીકત છે.

મોટા થશે એટલે કુટુંબનું ભરણપોષણ કરશે' એવી ઊંડી શ્રદ્ધાથી એમણે પૈસા બચાવવા પ્રયત્ન કરેલો જ નહિ. સગાંઓનાં અને એમની પોતાની ત્રણ પુત્રીઓ અને જયસુખલાલનાં લગ્નો પાછળ એમણે ક્રમમાં ક્રમ અગીઆર–બાર હજાર રૂપિઆ ખરચ્યા હશે. નિવૃત્ત થયા પછી ઘર બંધાવ્યું એમાં એમણે આઠેક હજાર નાખેલા. વળી પેનશન ઓછું અને ખરચ વધારે, એટલે દર મહિને બેંકમાંથી ઉપાડીને કામ ચલાવતા. પરિણામે એમના મૃત્યુ પછી માત્ર ત્રણ હજાર રૂપિયા અમને મળેલા.

અમારે સુભાગ્યે, કાકાજીની શ્રદ્ધા 'જયસુખ બધાંને ઉછેરશે' એ સાચી પડી. કાકાજીના મૃત્યુ પછી એમણે લખેલું વિલ ખરું વાંચવા જેવું હતું. ત્રણ હજાર રૂપિયા બાબત વાત કરવી એ નિષ્પ્રયોજન હતું એમ એમને લાગ્યું હશે, માટે એમણે તો વિલમાં માત્ર જયસુખલાલથી માંડીને અમને બધાં છોકરાંને ઉપદેશ તથા શિખામણો અને પોતાની આશિષ લખેલાં. પૈસા સંબંધી એક અક્ષર પણ ન હતો!

એમના મરણ પછી કેટલાંક સગાંઓએ મને મોટાભાઈ સામે ઉશ્કેરવાના યત્ન કરેલા, પણ તે વખતે પણ હું હાસ્યરસકાર હતો: એટલે મેં એમને વિલનું લખાણ વંચાવ્યું અને સમજાવ્યું કે પૈસાના પાયા વગરની મિલકતની વહેંચણીમાં તકરાર કેવી રીતે થઈ શકે?

એમનો સ્વભાવ માયાળુ હતો. કોઈનું માથું દુઃખે તો એમનો જીવ ઊડી જતો. પણ એ માયા–એ સ્નેહ જાહેરમાં પ્રદર્શિત કરવાં એ એક પ્રકારની નબળાઈ છે એમ સમજીને એ ભાગ્યે જ એમનામાં રહેલ કોમળ લાગણીઓ કોઈને જણાવા દેતા. પરિણામે અમારા તરફથી અને અન્ય તરફથી એમને અન્યાય થયો હશે, કારણકે તે વખતે આ પ્રમાણે માનસનું પૃથક્કરણ કરવાની અમારામાં શક્તિ નહોતી. બાકી અમારાં બાના બાર વર્ષના મંદવાડમાં, મારી વર્ષોની માંદગીમાં અને બીજાં છોકરાંઓની માવજતમાં એમણે જે પ્રસન્ન

વદને જહેમત ઉઠાવેલી અને પોતાની શક્તિ ઉપરાંત પૈસા ખરચેલા તેવી જહેમત અને તેટલા પૈસા–પોતાની શક્તિ ઉપરાંત ખરચનાર વડીલો મેં થોડાં જ જોયાં છે.

એમના ધાર્મિક અને સામાજિક વિચારો કાંઈક વિચિત્ર હતા. વૈષ્ણવ મહારાજશ્રીઓ પ્રત્યેનો એમનો અણગમો એટલો હતો કે અમે બ્રહ્મસંબંધ લીધો નથી કે કંઠી બંધાવી નથી. ગ્રહણ વખતે ન જમવું, અડકાયેલ સ્ત્રીઓને ન અડકવું, ઢેઢભંગીને ભૂલમાં અડકાઈ જાય તો નાહવું જ જોઈએ એ, બધી પ્રથાઓ મારા જન્મથી પણ આગળની અમારા ઘરમાંથી નીકળી ગયેલ. પણ તે સમયે સુધારાવાળાઓ અને જૂના વિચારવાળા વચ્ચે ઘર્ષણ ઘણું ઉગ્ર હતું. કાકાજીના મિત્રોમાં જૂના પક્ષના ઘણા હતા એટલે પોતે સુધારાની ગંધ આવે એવાં કોઈ પણ નાનામાં નાનાં પગલાંની પણ સખ્ત વિરુદ્ધ હતા. 'ઉચ્ચ ચારિત્ર' એટલામાં કાકાજીનું ધર્મનું શિક્ષણ આવી જતું હતું એમ મને લાગે છે અને અમારાં જીવનના ઘડતરમાં આ ટૂંકા અને ટચ બે શબ્દના ધાર્મિક શિક્ષણે ઊંડી અસર કરી છે એ નિઃસંશય છે. એમના આવા સાચા શિક્ષણને લઇને જ્યારે અમે ધર્મમાં અને સામાજિક વિષયોમાં ઉદ્દામ વિચાર ધરાવતા થયા ત્યારે એમને સાશ્ચર્ય ક્રોધ ઉત્પન્ન થયો એ માનસની વિચિત્રતા અમને તે કાળે સમજાઈ નહોતી.

ઈ. સ. ૧૯૦૬ માં બા મૃત્યુ પામી. બાર બાર વર્ષની એણે માંદગી ભોગવી અને બાર બાર વર્ષ સુધી કાકાજીએ તન, મન અને ધનથી એની ચાકરી કરી. પણ બાના જેવી નાઝુક દેહલતા કેટલો સમય ક્ષયરોગની વેદના સહન કરી શકે ? માત્ર પાંત્રીસ વર્ષની વયે બાએ પોતાની સંસારલીલા સંકેલી લીધી.

પરિણીત જીવનની લગભગ પચીસ વર્ષની જીવનસાથી, પોતે જેવા હતા તેવા ને તેવા સ્વીકારીને પોતાનું સર્વસ્વ તેમને અર્પનાર, ફૂલના જેવી કોમળ સ્ત્રીની પાંદડી ચીડાઇ ગયેલી જોઇને આ પથ્થરની

એ લગભગ પીસતાલીસ વર્ષ પહેલાનાં સ્મરણો તાજાં કરતાં ધણીધોડી મૂર્તિઓ મારા સ્મરણપટે ચડે છે. મારા ત્યાંના મિત્રોમાં અત્યારે માત્ર ભાનુભાઈ (અને તેમનાં બાઈબહેન - જશવંત અને સવિતા) હયાત છે. હાલ પણ વઢવાણમાં તેઓ પોસ્ટ–માસ્ટર છે; એ હું આગળ જાણી ગયો. ૧૯૦૮માં ભાનુભાઈને તારનું શીખવા મુંબઈ આવવું પડ્યું હતું. તે વેળા અમારે ત્યાં જ એ છ માસ રહેલા એટલે એ જૂની મૈત્રી તાજી થઈ. પછી અવારનવાર અમારી વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે એને લીધે એ ટકી રહી. વઢવાણમાં તો અમે બધા બહુ નાના હતા એટલે સાથે રમનાર તરીકેનાં એમનાં સ્મરણો સિવાય બીજું યાદ નથી, પણ મુંબઈમાં અમે સાથે રહ્યા તે સમયનાં મીઠાં સ્મરણો હજી મારા હૃદયમાં તાજાં છે. એમનું સંસ્કારી માનસ, હાસ્યરસ પારખવાની શક્તિ, ગૃહસ્થાઈભરી એમની રમઝમ: એ બધાંને લીધે મને તેમજ મારાં કુટુંબીજનોને એમના પ્રત્યે ખૂબ મમતા થઈ હતી. સંજોગોને લઈને તે પછી અમે ભેગા થઈ શક્યા નથી.

રાંધણા કરીને અમારે ત્યાં એક સ્ત્રી નોકર–અમે વઢવાણ છોડ્યું ત્યાંસુધી કે પછી પાલીતાણા છોડ્યું ત્યાંસુધી–હતી. એ વિધવા બાધેડ વયની સ્ત્રીને અમે 'તમે' કહીને જ બોલાવતાં અને એમને માટે અમારે ફરિયાદ કરવાનું કારણ કોઈ પણ દિવસ ઊભું થયું હોય એવું યાદ નથી, જો કે સાધારણ રીતે બાળકો અને નોકરો વચ્ચેનો સંબંધ ઝઘડા કજીયા વિનાનો ભાગ્યે જ હોય છે.

અમારે ત્યાંના બીજા મહારાજ વિશે મને અત્યારે જરા પણ સ્મરણ તાજું થતું નથી, પણ પહેલા મહારાજ માધવજીની આકૃતિ, આટલે વર્ષે આજ પણ, હું યાદ કરી શકું છું. એમના અમારી સાથેના સંબંધમાં અમુક બનાવ બની ગયેલો, તેમાં રહેલ અદ્ભુત તત્ત્વને લઈને મારું કૈશોરહૃદય એમને ભૂલી શક્યું નહિ હોય એ સંભવિત છે.

માધવજી મહારાજ અમારે ત્યાં વર્ષોથી હતા. શાંત, માયાળુ

અને ઓછાબોલા મહારાજ પાછળ અમે છોકરાંઓ ગાંડાં હતાં. કાકાજી અને બાને પણ એમને માટે પક્ષપાત હતો,. તે વિધુર હતા અને તેમને સંતાનોમાં એક મોટી વયનો પુત્ર હતો. પુત્ર પરણેલો હતો. અનેક વર્ષો સુધી પૂરી નિમકહલાલીથી નોકરી કર્યા પછી, પોતાની રખાતના દબાણથી એમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને અમારી ગેરહાજરીનો લાભ લઈને એમણે કબાટમાંનાં થોડાં રૂપાનાં વાસણ ચોર્યાં. તિજોરી ઉઘાડવા ગયા પણ એ ન ઉઘડી. આ પ્રમાણે બહુ થોડો માલ લઈને એ વઢવાણથી નાસી ગયા. અમે પાછા આવ્યા એટલે આ વાતની ખબર પડી. માધવજીનો પુત્ર આવ્યો, એણે કહ્યું કે પેલી સ્ત્રીએ બાપને ભ્રમિત કરી મૂકેલ છે. કાકાજીએ પોલિસને ખબર આપવાની ના પાડી. માધવજી મહારાજે પાસેના ગામડામાંથી, ચોરેલાં વાસણમાંથી પણ જે પોતાની પાસે અનામત હતાં તે પાછાં મોકલ્યાં. વઢવાણ જેવા નાના શહેરમાં આ બનાવને ઘણું મોટું રૂપ અપાયું.

અમારે ત્યાં ચોરી થઈ, ધાડ પડી એવું પણ કેટલાકોએ માન્યું. એ વાતથી અમને સામાન્ય જીવનમાં કાંઈક અસામાન્ય બનાવ બનવાથી જે પ્રકારનો આનંદ થાય તે પ્રકારનો આનંદ થયો; એટલું જ નહિ પણ અન્ય છોકરાંઓમાં અમારું માન વધ્યું. કાકાજી ન જાણે તેમ અમારી થોડી રમતોમાં એક નવી રમત "ચોર અને ધાડપાડુઓ" ની ઉમેરાઈ.

માધવજીને અત્યંત પશ્ચાત્તાપ થયો, પણ વઢવાણમાં ને વઢવાણમાં એને એ પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું એની સમજણ પડી નહિ. એટલે વઢવાણમાં અમે એકાદ વર્ષ વધુ રહ્યા ત્યાં સુધી એમણે કોઈને મોં બતાવ્યું નહિ. એમની જગ્યાએ નવો મહારાજ આવ્યો હતો, પણ અમારામાં–છોકરાંઓમાં તે પ્રિય નહિ થઈ પડ્યો; કારણકે જરા જરા વારમાં તે કાકાજીને ચાડી ખાવાની અમને ધમકી આપતો પણ પાલીતાણા જવાનું નક્કી થયું એટલે માધવજી એક રાતે કાકાજી પાસે

આવ્યા અને પગે પડીને રડી પડ્યા અને બોલ્યા કે "મારું ઘડપણ સુધારવાનો આ એક યોગ છે. તેની તમે ના ન પાડશો. વઢવાણમાં હું તમારે બારણે પગ મૂકવાની હિંમત ન કરી શકો, પણ હવે મને પાલીતાણા લઈ જાઓ. મારી શરત એટલી કે હું પગાર નહિ લઉં–માત્ર પેટવરાશિયો[1] રહું, મહિને ચાર–છ આના નાખજો તો આપજો."

કાકાજીથી એની ના ન પડાઈ. માધવજી અમે પાલીતાણા રહ્યાં ત્યાં સુધી અમારી સાથે રહ્યા : એટલું જ નહિ પણ તે પછી સૂરત પણ એ જ શરતે આવવાની એમણે બહુ ઇચ્છા બતાવી. સૂરતમાં આવક ઘણી ઓછી એટલે મહારાજ રાખી જ ન શકાય એમ હતું, એટલે એ બની ન શક્યું. માધવજીને પશ્ચાત્તાપ ખરેખર થતો હતો એ અમે બાળકો પણ જોઈ શકતાં. એના જીવનમાં વધુ સ્નેહ, વધુ નમ્રતા અને વધુ કુમળાશ આવ્યાં હતાં. અમારી જોડે વાતો કરતાં ઘણી વાર એ રડી પડતા એ પણ મને યાદ છે. કાઠિયાવાડ છોડીને સૂરત જતાં અમને બધાંને માધવજી મહારાજ છોડવા પડ્યા એનું બહુ લાગ્યું હતું.

નોકરોમાં જ્યારે પાલીતાણાના કોઈ પણ નોકર યાદ આવતા નથી ત્યારે વઢવાણમાંથી ત્રણનાં નામ યાદ રહ્યાં છે: બેંગાર, કાળુ અને બહેચર. આમાં બેંગાર અમારા ઉપર દાદાગીરી કરતો. કાળુ 'મારતર મારે પણ નહિ અને ભણાવે પણ નહિ' એવો ભલો અને ઘરડો હતો. એટલે એમને વિશે મારે ખાસ કહેવાનું નથી; પણ બહેચરને અને મને સારું ફાવતું હતું. એની સાથે હું ઘણી વાર લાંબે સુધી ફરવા પણ જતો. કાકાજી જ્યારે ડિસ્ટ્રિક્ટમાં હોય ત્યારે બહેચર અમારે ઘેર રહેતો અને રાતે મને ખૂબ વાતો કહેતો. એની વાત કહેવાની રીત સરસ હતી. વાતો સાંભળવાનો શોખ મને ત્યારથી હતો. આજે પણ કોઈ સરસ રીતે વાત કહેતો હોય તો હું કલાકો સુધી સાંભળવાને તૈયાર છું; જો કે હવે તો શ્રોતાવર્ગમાંથી નીકળીને હું બાળપણનો જ

---

૧. 'પેટવરો–ખોરાકી ખર્ચ ઉપરથી.

થતો જાઉં છું, એટલે આવી તક મને જવલ્લે જ સાંપડે છે.

છએક વર્ષનો હું થયો ત્યારે મેં વિદ્યાભ્યાસ શરૂ કર્યો. દોઢેક વર્ષમાં પહેલી, બીજી અને ત્રીજી ગુજરાતી ચોપડીઓ પૂરી કરી. પાલીતાણા ગયો ત્યારે હું ચોથી ગુજરાતી અને અંગ્રેજી પ્રાઈમરમાં બેઠો હતો એમ યાદ છે. શાળામાં કે અભ્યાસમાં કોઈ પણ વખત હું એકાગ્ર થઈ શક્યો નહોતો, એટલે વઢવાણ અને પાલીતાણાનાં શાળાનાં સ્મરણો મને કશાં જ નથી એમાં આશ્ચર્ય નથી.

માત્ર એક પ્રસંગ યાદ છે. અંગ્રેજી ત્રીજા ધોરણમાં, પાલીતાણામાં મને માસ્તરે એકવાર પાસે બોલાવીને, ઘેરથી નોટબુકમાં ડિક્ટેશન લખવાનું આપ્યુ હોય તે કોઈ પાસે લખાવવું એ સારું નહિ એવો ઉપદેશ બહુ દાક્ષિણ્યથી આપવા માંડયો. નાયબદીવાનના દીકરાને બીજું તો એ શું કહી શકે?

પણ હું એ ઉપદેશ મને આપવાનું કારણ સમજી શક્યો નહિ. મેં એમને કહ્યું કે હું પણ એમ જ માનું છું. પણ માસ્તરે પછી મને સાફ કહ્યું કે હું તને જ કહું છું, કારણ કે આવા અક્ષર મેટ્રિકના વિદ્યાર્થીના પણ ભાગ્યે હોય, તો તારા તો શી રીતે જ હોઈ શકે?

જેમાં અપ્રમાણિક્તા કરવાની જરૂર નથી, તેમાં હું શા માટે અપ્રમાણિક થાઉં એ મને સમજાયુ નહિ. મેં જરા તપી જઈને કહ્યું કે મારા ઘરમાં મારાથી સારા કોઈના અક્ષર છે જ નહિ, તો હું કોની પાસે અને શા માટે બીજા પાસે લખાવું? છતાં માસ્તર માનવાને તૈયાર થયા નહિ અને મારી પાસે તેમણે ક્લાસમાં લખાવી જોયું. ઘરમાં હું હમેશ કંટાળાથી ઉતાવળમાં લખતો એટલે વર્ગમાં તો એના કરતાં પણ મેં સારા અક્ષર કાઢયા. માસ્તરે મારો વાંસો થાબડયો અને આખી સ્કૂલમાં મારા અક્ષરોનું લખાણ ફેરવાવ્યું. એકચિત્તે અને એકસરખો અભ્યાસ મેં કરેલો જ નહિ એટલે આવી જરા આડી

દિશામા મને કીર્તિ મળતી ત્યારે તેને માટે મને આનદ અને મગરૂરી થતા.

આવો જ એક પ્રસગ રેક મેટ્રિ ની 'ટર્મિનલ'મા સુરત હાઇસ્કૂલમા બનેલો ટર્મિનલનુ પરિણામ પ્રિન્સિપાલ સયાણી વાચતા હતા. અગ્રેજીમા મારા નામ સામે મોટુ મીડુ આવ્યુ, એટલે આખો વર્ગ સ્વાભાવિક રીતે હસી પડ્યો હુ મારો વિરોધ દર્શાવવા ઊભો થયો અને એમ બને જ નહિ એવુ મે કહ્યુ સયાણીએ સામો જવાબ વાળ્યો 'ચોરી ઉપર સીનજોરી કરે છે? આખા નિબધમા એક પણ છેકો નથી, મે પચીસ લીટી લખવાની કહેલી તેને બદલે તુ પચાસ લીટીથી પણ વધારે લખી લાવ્યો છે અને ઉપરાત તુ એમ કહેવા માગે છે કે એ નિબધ તે જાતે લખ્યો છે? મેટ્રિકના વિદ્યાર્થીનુ આ લખાણ હોય જ નહિ મારી આખી જિદગી મે આમા ગાળી છે તે હુ આટલુ જાણુ નહિ? એ તો ઠીક છે કે હુ તને આટલેથી જવા દઉ છુ, બાકી હુ તને 'રસ્ટિકેટ' કરતે "

"આપ કહેતા હો તો હુ ગમે તે વિષય ઉપર પચાસ નહિ પણ સો લીટીનો નિબધ આપની સામે અત્યારે લખી આપુ, પછી છે કાઈ?" મે લાલચોળ થઈને જુવાનીના ગુમાનમા જવાબ વાળ્યો પ્રિન્સિપાલની સામે આવ 'ચૅલેન્જ' કેકાયુ એટલે નાસમા તાળીઓ પડી ને સીસોટીઓ વાગી સયાણી ચીડવાયા અને જો હુ મે કહ્યુ તેમ ન કરી શકુ તો મને વધારે શિક્ષા કરવામા આવશે એવી ધમકી આપીને મને પોતાના રૂમમા લઈ ગયા ત્યા અમુક વિષય ઉપર નિબધ લખવાનુ કહ્યુ

✓ મે ત્યા પણ એક ડાઘ વગર પચાસમા૨ લીટી લખી સયાણીએ મને અગ્રેસ્થાન આપ્યુ, મારુ લખાણ વાચ્યુ અને આખી ક્લાસના દેખતા મને શાબાશી આપી પરીક્ષામા ઊચે નબરે આવીને ઇનામો લેવા જેવા ઉત્સાહ મારામા હતો નહિ, <u>આવ આવી રીતે હઇને એવી</u>

શારીરિક શક્તિ પણ ન હતી; એટલે આવા નાના નાના પ્રસંગોએ પ્રાપ્ત કરેલી કીર્તિ ઉપર મારે જીવન લેવાનું હતું. પણ વિદ્યાર્થીઓનાં માનસ જેઓ જાણતા હશે તેઓને તો ખબર જ હશે કે મહેનત કરીને પરીક્ષામાં પહેલા આવનારના કરતાં આવી વિશિષ્ટ શક્તિઓ ધરાવનાર પ્રત્યે વિદ્યાર્થીઓને વધારે માન હોય છે. આથી હું સ્કૂલોના તેમ જ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટના સહવિદ્યાર્થીઓમાં સારું માન ભોગવવા શક્તિશાળી થયો હતો.

આપણે ઘણાં મનુષ્યોને કહેતાં સાંભળીએ છીએ કે ફલાણાને દ્રવ્યની તૃષ્ણા નથી, પૈસાની કિંમત નથી! દંભીઓને બાદ કરીએ તો પણ જેમને દ્રવ્યની તૃષ્ણા નથી અને પૈસાની કિંમત નથી, એવા ઘણા માણસો મળી આવે છે અને માત્ર ચારિત્ર્યશાળી સંતપુરુષોના વર્ગમાંથી એ મળી આવે છે એવું પણ નથી. ઘણાને પૈસાની ઇચ્છા હોય પણ એ પ્રાપ્ત કરવા માટે કોઈ અન્ય વસ્તુનો ત્યાગ કરવાને અથવા તો તેને માટે મહેનત કરવાને તેઓ તૈયાર હોતા નથી; એટલે એવા માણસો પણ આ વર્ગમાં આવી શકે. પણ જ્યારે અમુક માણસો એમ કહે છે અને તેમના પ્રશંસકો તેમને ટેકો આપે છે કે અમને કીર્તિ અને લોકપ્રિયતાની પરવાહ નથી, ત્યારે ઘણીખરી વાર એ દંભ જ હોય છે!

પૈસા વિશેનો દંભ જેટલી સહેલાઈથી પકડાઈ શકે છે, તેટલી સહેલાઈથી કીર્તિ અને લોકપ્રિયતાનો દંભ પકડાતો નથી. નાના માણસોથી માંડીને કાંઈ કેટલા નેતાઓ, ધર્મધુરંધરો અને મહાત્માઓ પણ ના કહેતાં છતાં કીર્તિ અને લોકપ્રિયતા પ્રાપ્ત કરવા અને પ્રાપ્ત કર્યા પછી તેને જાળવી રાખવા ભગીરથ યત્નો કરે છે અને એ માનસિક નિર્બળતાને લઈને તેમનું પતન પણ થાય છે. ધનિકોની ઈર્ષ્યા કરનાર કરતાં લોકપ્રિયતા અને કીર્તિ પામેલાની ઈર્ષ્યા કરનારાની સંખ્યા ઘણી વધારે હોય છે; અલબત્ત, આ ઈર્ષ્યા પેલી ઈર્ષ્યા કરતાં પ્રમાણમાં વધારે નિર્દોષ હોય છે, હોઈ શકે છે.

માત્ર થોડાં વર્ષ પહેલાં બનેલા પ્રસંગનું દૃષ્ટાંત આપું : એક

કૉન્સર્ટમા પ્રેમલીલા મહેતા ગરબો ગવડાવનાર હતા. તેમણે મને પૂછ્યુ કે તું એ વેળા તબલા વગાડી જશે? મે વિચાર કર્યા વગર હા પાડી. કૉન્સર્ટને દિવસે હું જઈને જોઉં છું, તો પ્રેક્ષક વર્ગમા સંગીત જાણનાર એ શી રંગ દક્ષણી લોકો કાર્યક્રમમા વાચુ છું તો પહેલા હીરાબાઈ બરોડેકરનું સંગીત, પછી અમારો ગરબો અને પછી બાલગાંધર્વનું એક ભજન! આવી વસ્તુસ્થિતિ જોઈને મારા તો હોશ ગગડી ગયા.

પોતે માત્ર સામાન્ય કલાર્ક હોય છતા મેનેજરને શુ આવડતુ નથી અને રોજ નવી—નવી ભૂલો કરે છે અને પોતે કંપનીમા છે તો કંપની ચાલે છે એવુ માનનારા, નૃત્યનો કક્કો નહી જાણવા છતા મિત્રો એને ઉત્તેજન કર કરતા પણ એ વિષયનુ વધારે જ્ઞાન છે એમ કહે તો સાંભળીને ખુશ થનાર, કાગળ ઉપર અક્ષર ન પાડયો હોય છતા પોતે ધારે તો તો મુનશીના કરતા વધારે મહાન લેખક અને નાટકકાર થઈ શકે એવો ફાંકો રાખનાર ઘણા મે જોયા છે અને બીજાઓએ પણ ભાળ્યા હશે પણ મારી પ્રકૃતિ એ બાબતમા જુદી છે. હુ મારી શક્તિઓનો કડક પરીક્ષક છુ એટલુ જ નહિ પણ જેમ થોડાક માણસો પરીક્ષામા પોતાના સ્નેહીઓને એમની યોગ્યતા કરતા પણ ઓછા માર્ક આપે છે તેમ હુ કેટલીક વાર મારી જાતને અન્યાય પણ કરુ છુ અને એને લઈને મે ઘણુ નુકસાન પણ વેઠયુ છે પણ હશે; મને તો તે વખતે એમજ થયુ કે પૃથ્વી માર્ગ આપે તો હુ પેસી જાઉ. હીરાબાઈ અને બાલગાંધર્વના તબલચીઓને મે વિનતી કરી જોઈ અને અમારો તબલચી આ યો નથી એટલે ન છૂટકે મારે તબલા વગાડવા પડશે એમ પણ સત્યનો માર્ગ છોડીને મે કહી નાખ્યુ. પણ એમાથી કોઈ તૈયાર થયુ નહિ એટલે હીરાબાઈના સુમધુર, શાસ્ત્રીય સંગીત પછી તુરત અમારા ગરબા વખતે મે ઈશ્વરના નામનુ સ્મરણ કરતા કરતા આંખ મીચીને તબલા વગાડી નાખ્યા, એટલુ જ નહિ

પણ ફરીથી નહેરમાં સંગીતમાં મારે ભાગ ન લેવો એવી પ્રતિજ્ઞા પણ કરી નાખી, જે હજી સુધી તો મેં પાળી છે.

પછી વારો આવ્યો બાલગાંધર્વના ભજનનો પડદો ઉચકાયો. મોટું મહાવાદ્ય ('ઑર્ગન') રંગમંચની એક બાજુએ અને બીજી બાજુએ બે પખવાજી. થોડીવાર પછી ચુસ્ત સુરવાલ, લાંબી ઝાંગી ટોરવાળી અને માથે રજવાડી સાફો પહેરીને બાલગાંધર્વ ધીમે પણ દૃઢ પગલે રંગમંચ ઉપર આવ્યો આખું પ્રેક્ષકમંડળ ઊભું થઈ ગયું અને તાળીઓના અવાજથી નાટ્યમંદિર ગાજી રહ્યું. મારી પાસે પ્રેમલીના પિતા હતા એમણે મને ધીમેથી કહ્યું : "ધનભાઈ, આવી કીર્તિ-આવી લોકપ્રિયતા જેને વરી હોય તેના હૃદયમાં કેવી ઊર્મિઓ જન્મતી હશે?" અસ્તુ

વધારે પૈસા મેળવવા મેં કદી મહેનત કરી નથી–એ કરવાની મને ઈચ્છા પણ નથી, પણ કીર્તિ અને લોકપ્રિયતા પ્રત્યે મને બાળપણથી જ ઘણો પક્ષપાત છે. ઊંઘ નહિ આવતી હોય તે વેળા વિચારતરંગોમાં ઘસડાતો હું ઘણી વાર વિચાર કરું છું કે મને કોઈ એક વરદાન માગવાનું કહે તો શું માગું? મને લાગે છે કે જો લાંબો વિચાર કરવાનો સમય મળે તો કદાચ આઠ—દસ લાખ રૂપિયા માગવાને હું લલચાઉં પણ તુરત જવાબ આપી દઉં તો મારાથી કહી દેવાય કે રણજિતસિંહ જેવો ક્રિકેટર કે ટિલ્ડન જેવો ટેનિસનો ખેલાડી કે સુરેન્દ્રનાથ જેવો વક્તા હું થાઉં!

આ પક્ષપાતને લઈને વઢવાણના બે અતિક્ષુદ્ર પણ મારા બાલ હૃદયને અતિમહત્ત્વના લાગેલા પ્રસંગો આટલા વર્ષે પણ હું ભૂલી શક્યો નથી એટલું જ નહિ પણ એને લઈને મારા માનસ ઉપર ખૂબ જ અસર થયેલી એમ અત્યારે જાણી શકું છું એ બે નાના પ્રસંગોમાંથી પહેલાએ મારા અંતરના એક ખૂણામાં એવો ભ્રમ ઉત્પન્ન કરાવ્યો–અત્યારે બાવન વર્ષે જ્યારે જે થોડી ઘણી ખૂબ

સુરતી હતી તે પણ અદસ્ય થઈ ગઈ છે ત્યારે આ ભ્રમ અનિચ્છાએ પણ પોતાનું અસ્તિત્વ મારા હૃદયમાં ધરાવે છે કે હું ખૂબસૂરત છું. બીજા પ્રસંગે મને કીર્તિ, રંગમંચપ્રકાશ અને લોકપ્રિયતાનો પ્રથમ સ્વાદ ચખાડ્યો. સાહિત્યકારોના નાના જગતમાં જે થોડાંઘણાં કીર્તિ, લોકપ્રિયતા અને રંગમંચપ્રકાશને અવકાશ છે તેમાંનાં થોડાં મારે ભાગે આવ્યાં, ત્યારે મને ખરેખર આનંદ થયેલો અને હજી પણ થાય એમ હું નિખાલસ દિલે કહી દઉં છું.

પહેલો પ્રસંગ : મુબઈથી અમારું કુટુંબ વઢવાણ કાંપ આવી પહોંચ્યું. સેકંડ કલાસના ડબ્બામાં અન્ય કુટુંબીજનો બીજી બાજું હતાં પણ હું સ્ટેશન તરફની બારીએથી ડોકાતો હતો. મારું વય પાંચેક વર્ષનું હશે. મોસાળમાંથી આપેલ 'સેઈલર સુટ'માં સેઇલરની ટોપી સાથે હું સજ્જ થયો હતો. ઘેરા ભૂરા રંગની ટૂંકી પાટલૂન અને કમર આગળથી રબરની દોરી સાથેનો કોટ, કોટ ઉપર ધોળા દોરાની પટીઓ અને ગળવામાં લાકડાની મોસોડી એ પહેરવેશ અત્યારે તો હું કોઈક વખત કોઈ અંગ્રેજ બાળકને શરીરે જોઉં છું, પણ એ જમાનામાં તો આ પોશાક બાળકનું એક દિવ્ય સ્વપ્ન હતુ. મારા વાળ મોટા અને સોનેરી હતા. કાંપના સ્ટેશને કાકાજી તેડવા આવ્યા હતા પણ એમનું ધ્યાન અમારા તરફ નહોતુ. મેં બેએક વખત બૂમ મારી. તેમણે તે તરફ જોયું ખરું પણ પાછું મોં ફેરવી દીધું. હું ભોંઠો પડ્યો. કોઈએ કાકાજીનું મારા તરફ ધ્યાન ખેચ્યુ અને કહ્યું: "નાનાભાઈ આપને બોલાવે છે."

કાકાજી એ તરફ આવ્યા અને દસ–બાર માણસની વચમાં, એમણે પોતે મને કોઇ અંગ્રેજનો છોકરો ધાર્યો એવી ભૂલ કબૂલ કરી. મારું હૃદય ગર્વથી અને આનંદથી નાચી ઊઠ્યું. બાએ મને ત્યાં ને ત્યાં કાળીસરસો ચાંપ્યો. કોઈની નજર ન લાગે માટે કશો ટુચકો પણ એણે ત્યાં કરી લીધેલો કે નહિ એ મને યાદ નથી—અને કાકા-

નરોતો રહેતો. કોઇ મોહક રીતે થનગન થનગન નાચ્યા કરતો હતો. તેના સવાર ઝીલુભાની મોહક કાંતિ, તેના ચુસ્ત સુરવાલ, જરીથી ભરેલ મખમલનું અંગરખું, ઝાકઝમાળ થતો ઈરિકી સાફો, કેડે બેટ ઉપર લટકતી તલવાર અને ઝીલુભાની ઘોડેસવારી !

આ દૃશ્ય જોઇને વઢવાણ ગાંડું થતું. હું એમાં અપવાદ ન હતો. પછી ઘોડેસવારોની ટુકડી, પછી આઠ બળદ જોડેલ પાટ. પાટમાં ઠાકોરસાહેબ, તેમના મુખ્ય અમલદારો અને ગામના સંભાવિત ગૃહસ્થો બેસતા. કોઇ કોઇ વાર તેમાં ગગાજણી મુજરો પણ કરતી. ઠાકોરસાહેબ કોઇ કોઇ વાર વિક્ટોરિયામાં બેસતા, જે પાટ પછી ચાલતી. પછી પાછા ઘોડેસવારો, પછી થોડું પાયદળ અને છેવટે ઊંટ ઉપર નગારું.

હું જે દિવસની વાત કરું છું તે દિવસે ઠાકોરસાહેબ ગાડીમાં હતા. મેં મારા મુંડન વખતે કરાવેલ ભૂરી ગખાગલનો ઝીક-કસબથી ભરેલ સુટ પહેર્યો હતો. ઠાકોરસાહેબની ગાડી ધીમી ધીમી આવી પહોંચી. કોઇના કહ્યા વિના હું ઊભો થઇ ગયો અને કોઇ નૃત્યકારની અદાથી નીચા વળીને મેં સલામ ઝુકાવી. ઠાકોરસાહેબની નજર મળી અને તેમણે એકદમ ગાડી ઊભી રખાવી. પાસે ચાલતા ખવાસને હુકમ અપાયો. તેણે આવીને મારા નોકરને કહ્યું કે આ છોકરાને ઠાકોરસાહેબ બોલાવે છે. ક્ષણભર તો મારાં હાજાં ગગડી ગયાં પણ પછી મને સત્ય સમજાયું. લોકપ્રિયતા અને રંગમંચ-પ્રકાશથી કેવો અવર્ણનીય આનંદ થાય છે એનો પ્રથમ અનુભવ મને થયો. નોકર મને ગાડી આગળ લઈ ગયો. ત્યાંથી હાથ પકડીને ઠાકોરસાહેબે ઉપર ચઢાવ્યો. હું કોનો છોકરો એ વિશે પૂછતાં ખબર પડી કે હું ડેપ્યુટીસાહેબનો દીકરો છું. સલામ કરવાની મારી અદાના એમણે વખાણ કર્યાં અને મારો વાંસો થાબડ્યો. ગાડીમાં દારૂખાનું હતું તેમાંથી સારો જથ્થો મારી સાથેના નોકરને આપ્યો. મેં પુનઃ સલામ કરી. પાછો હું ઓટલા ઉપર ગયો અને સવારી આગળ

ચાલવા માંડી. પણ પછી સવારીનું શું થયું તેની મને ખબર નથી રહી.

આસપાસથી મોટા મોટા માણસોએ નોકરને વિગત પૂછી અને મારો વાંસો થાબડ્યો. કેટલાક માણસોએ આવેશી મને શાબાશી આપી. અનેક નાનાં બાળકોએ આવીને મને સલામ કરી. કેટલાકોએ કાકાજીને શોધી કાઢીને તેમને આ સમાચાર કહ્યા. અમારા એક નોકરે તો લપાટી મૂકી ઘેર જઈને બાને પણ આ સમાચાર પહોંચાડ્યા. ભવિષ્યમાં શોભાવધક એવા રંગમંચપ્રકાશના પ્રસંગો મારા જીવનમાં આવ્યા, તે સમયે મને આ સવારીનો પ્રસંગ યાદ આવતો. આત્મપ્રશંસા, ગર્વ, આનંદનો અતિરેક એ સર્વ મેં તે વેળા અનુભવ્યાં. ચોડા દિવસ હું મારી સર્જેલી જુદી દુનિયામાં રહ્યો.

કાકાજીની વાતોમાં કાઠિયાવાડનાં રજવાડાંની ઊજળી બાજુ ઘણી વાર આવતી. કેટલીક હાસ્યરસિક પણ હતી; અમે નાનાં એટલે એમની ઘેરી બાજુનાં દષ્ટાંતો અમને એમણે નહિ કહ્યાં હોય. લગભગ બધી વાતો મારા સ્મરણપટેથી ખસી ગઈ છે, પણ તેમાંની ત્રણ મને હજી યાદ છે :

એ સમયના અથવા એ સમયે તરતના ગુજરી ગયેલા પ્રાંગધ્રાના રાજસાહેબ એક વેળા રાતે ચાંદનીમાં ગાદી ઉપર, તકિયે અઢેલી, હુક્કો પીતા પીતા અગાશીમાં આડા પડ્યા હતા. પાસવાન પગચંપી કરતો હતો. અચાનક પાસવાને કહ્યું: 'બાપુ! જુઓ, જુઓ.' જે તરફ પાસવાને કહ્યું તે તરફ સહસા રાજસાહેબની આંખ ફરી. કોઈ મોટા શેઠના મકાનની અગાશીમાં તેમની જુવાન પુત્રવધૂ નગ્ન દશામાં ચાંદની માણતી સુવાની તૈયારી કરતી હતી તેના પ્રત્યે આંખ ઢળી. જોતાંની સાથે રાજસાહેબનું મોં ક્રોધે લાલચોળ થઈ ગયું. પાસે પડેલી તરવાર ઊંચકીને, "નાપાક, મને તું આમ કહેતાં અચકાયો નહિ ? મારી પાસે મારી દીકરીની લાજ

જોવડાવી !" એટલું બોલતાં બોલતાં પાસવાનને તેમણે કાપી નાખ્યો. બીજે દિવસે પેલા શેઠને બોલાવીને એમણે સલાહ આપી કે આ પ્રકારની રીત ઠીક નથી.

એક પોલિટિકલ એજન્ટે એક ઠેકાણે થાણું નાખીને આસપાસનાં રજવાડાંના રાજાઓને સલામે બોલાવ્યા. પોતાના તંબૂનું મુખ્ય દ્વાર એણે એટલું નીચું રખાવેલું કે જેને પણ અંદર જવું હોય તેણે બહુ નીચા વળીને જવું જોઇએ. ચાર–પાંચ રાજા એ પ્રમાણે નીચા વળીને જઈ આવ્યા અને પછી બબડવા લાગ્યા. એક નાના રાજ્યના કાઠી દરબાર પાસે પણ, જઈ આવેલામાંથી એકે વાત કરી. કાઠી દરબારે મૂછને તાલ દેતાં કહ્યું. " તો શીદ ગયા. નવટાંક નાકના કરતાં મણનું માથું વહાલું લાગ્યું ?" પેલો શરમાઇ ગયો અને બોલ્યોઃ "અમે તો ભૂલ કરી, પણ તમારે યે જવું તો પડશે ને ! ત્યારે તમે શું કરશો ?"

"પડશે તેવા દેવાશે." જવાબ મળ્યો.

કાઠી દરબારનો વારો આવ્યો. દરબાર પોતાની સાથે સો આરબને લઈ ને ત્યાં ગયા. આ આરબોને રોકવાની બહારના સંત્રીની હિંમત ચાલી નહિ એટલે ઠેઠ એજંટના તંબૂના બારણા સુધી સો આરબો 'હબેસો, હબેસો' કરતા ગયા. ત્યાં દરબારે એમને ઊભા રહેવાનું કહીને,ભેટમાંથી જમૈયો કાઢતાંકને બારણાની ઉપલી બારસાખ આગળનું કપડું ચીરી નાખ્યું ને સરૂના ઝાડની પેઠે ટટાર, મછ ઉપર તાલ દેતો મર્દ દરબાર અંદર ગયો. એજંટે ટૅંપૅંપૅં કરવા માંડ્યું પણ હાથ નીચેના માણસોએ સો આરબનો મામલો ટૂંકામાં સમજાવી દીધો. કાઠી દરબારને કોઇ કશું કરી શક્યું નહિ.

નામદાર સરકારે કાઢેલા સરક્યુલર પ્રમાણે દરેક મોટાં ગામમાં એકેક નિશાળ જોઇએ; એટલે કાકાજી જ્યાં એ નહિ હોય ત્યાં બંધાવી દેવા ઠાકોરોને કહેતા, અને એ પ્રમાણે ઘણાખરા ગમે તેવું મકાન

બંધાવી નાખતા, પણ એક દરબારે વિચિત્ર જ વલણ લીધી. વર્ષમાં એકાદ-બે વેળા કાકાજી ત્યાં જાય અને જુએ કે હજી નિશાળ બંધાણી નથી એટલે ઠાકોરને એ વિશે કહે.

ઠાકોર નિરાંતે હુક્કો ગગડાવતા કહે : "જુઓને કૃષ્ણલાલભાઈ, આ ઈ વાતની ફિકર તમેં કરશો નહિ. ઈ તો માની લીધો કે મકાન બંધાણું. આ... અ-છે તે કુંભારને વરદી આપી એટલી વાર. ઈંટો જ ઈંટો અને જોઈએ તેટલાં નળિયાં. ચુનો મેળવવાનાં તો કશી અડચણ પડે જ નહિ. બે ચાર સુથારને વળગાડી દીધા કે લાકડાંનો સામાન તૈયાર અને કડિયા-મજૂરનો ક્યાં આપણે ત્યાં તોટો છે ! બોલો, પછે કાંઈ છે ! હા હા હા ! એમાં તે શી ધાડ મારવાની છે ! લ્યો, હવે કાંઈ બીજી વાતું કરો."

કાકાજી પણ આ હાસ્યરસની વૃત્તિવાળા દરબાર ઉપર ખુશ થઈ ગયેલા અને જ્યાં સુધી નિવૃત્ત થયા ત્યાં સુધી વર્ષમાં એકાદ-બે વખત આવો જવાબ તેમની પાસેથી લઈ આવતા !

આવા વાતાવરણમાં ઊછરેલ હું, હજી પણ રાજામહારાજા પ્રત્યેનો આદરભાવ છેક વીસરી શક્યો નથી. રાજા પ્રત્યેની પ્રજાની વફાદારી અને કુરબાનીનો ખ્યાલ લાવીએ તો ખબર પડે કે એ રાજામહારાજાઓએ એક સમયે એ વફાદારી અને એ કુરબાની પ્રાપ્ત કરવા માટે કેવાં કેવાં ઉચ્ચ કાર્યો કર્યાં હશે ! શ્રી. મેઘાણીની કથાઓમાં એવાં દૃષ્ટાંતો છે. અને એમના જ વંશવારસોએ ધીમે ધીમે એ વફાદારી અને એ કુરબાનીનો દુરુપયોગ કરી-કરીને કેવાં એમને નિર્મૂળ કર્યાં એ વિશે પણ ભાગ્યે કોઈ અજાણ્યું હશે.

હજી અત્યારે પણ એ રજવાડાંઓ પોતાનું વર્તન સહેજ બદલે, પોતે મનુષ્ય તરીકે વર્તે અને પ્રજાને વર્તતાં શીખવે તો આજે પણ એ નિર્મૂળ થયેલ વફાદારી અને કુરબાની પાછાં એ પ્રજાજનોમાં વ્યાપી રહે. પણ સંજોગો, મનુષ્યોનાં માનસ વગેરેનો વિચાર કરતાં આટલી નાની શી આશા રાખવી એ પણ નિરર્થક લાગે છે.



## પ્રકરણ પાંચમું

મારા જન્મ પહેલાં, કાકાજી ડિસ્ટ્રીક્ટમાં જતા ત્યારે કુટુંબને સાથે લઈ જતા. મારા જન્મ્યા પછી, બાળકોની સંખ્યા ઘણી થવાથી એ કાર્યક્રમ બંધ કરવામાં આવ્યો હતો. પરિણામે એ મુસાફરીમાં કેવી મઝા પડતી તેનાં વર્ણનો જયસુખભાઈ કરતા તે ઉપરથી જ મારે સંતોષ માનવો પડ્યો હતો. ઘણુંખરું આવી મુસાફરીઓ ગાડાંમાં

થી કાકાજી અને આ સફરમાં એમના પણ છોકરાઓ હોય. ઢાળાવ-વાળા ગાડામાં નીચે સામાન હોય અને ઉપર તળાઈઓ પાથરી હોય તેમાં એમના અને રાતે આકાશના તારા ગણતાં ગણતાં ઊંઘી જતા એવા ગાડામાં મેં લાંબી મુસાફરી કરી જ નથી, એટલે કાઠિયાવાડનાં ઘણાં ગામો હું જોવા પામ્યો નથી. એક વાર લખતર ગયેલો એવું યાદ છે અને ત્યાં એક ઊંટ ગાંડું થઈ ગયેલું અને [illegible] નોકરોની સોડમાં લપાઈ ઊભો ધ્રૂજતો હતો તે મને યાદ છે. ત્યાર પછી વર્ષો સુધી ઊંટને જોતાં મને બીક લાગતી.

ઉનાળામાં કોઈ વખત વાંકાનેર જતા અને કોઈ વાર રાજકોટ જતા. વાંકાનેર હોઈએ ત્યારે ત્યાંની પ્રખ્યાત વાડીઓમાં ફરવાની અને જડેશ્વર ઉજાણીએ જવાની મજાહ પડતી. રાજકોટમાં નાગના, લીંબડી વગેરે સ્ટેટોમાંથી કોઈ સ્ટેટના ઉતારામાં અમે રહેતા. રાજકોટનો એક પ્રસંગ મને યાદ છે. એક કહેવત મેં તરતની સાંભળેલી એટલે હું મોટા અવાજે હંમેશાં ગાયા કરતો. એક પરોણા અમારે ત્યાં આવેલા તે સાંભળી શકે એમ મેં પેલી કહેવત ઉપાડી:

'પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પાઈ,
ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ!'

નાગરજીએ તે સાંભળી અને મારો ખાખરો કાઢી નાખ્યો. ત્યાં બીજા પરોણા આવ્યા હતા તેમને મદાગ્નિનો રોગ એટલો સખત થયેલો કે જમવા બેસે ત્યારે પોતે તો બહુ ઓછું ખાય એટલું જ નહિ, પણ સાથે બેસનારને કોઈ પીરસવા આવે તો પોતે ના કહીને વચમાં હાથ ધરી દે. એ રાજકોટના પ્રસિદ્ધ વકીલ સ્વ. કેરગરામ દવે.

વઢવાણમાં રહેતા ચિત્રકાર વિનાયકરાવ જેનું નામસૂચન હું અગાઉ કરી ગયો છું તે કાકાજીના પરમ મિત્ર હતા અને સ્વભાવની ઉગ્રતામાં કાકાજીને મહેણાંઈથી ટક્કર મારે તેવા હતા. તેમના એક પુત્ર

મિ ઓક અત્યારે બોંબે આર્ટ સોસાયટીના માનાર્હ મંત્રી છે. એક વખત એક ચાડિયો એમને ત્યાં ગયો અને આડીતેડી વાત કરતાં બોલ્યો કે કૃષ્ણલાલભાઈ તમને ગાળ દેતા હતા ! વિનાયકરાવે બધુ સાભળી લીધુ અને પછી કહ્યું 'હરામખોર, કૃષ્ણલાલ મારે માટે એમ કહે જ નહિ. પણ ધારો કે એમણે એમ કહ્યુ તો એમનો એમ કહેવાનો અધિકાર હતો. તું શા માટે વચમા પડે છે ?' આટલુ બોલીને તેને ગળચીમાથી પકડીને તેમણે દાદર નીચે ગબડાવી પાડ્યો !

કાકાજીના ધાર્મિક વિચારો વિચિત્ર હતા, તે વિશે મે અગાઉ ઇશારો કર્યો છે. કર્મકાડમા એમને ઘણી ઓછી શ્રદ્ધા હતી મહા-રાજજીઓ પ્રત્યે એમને સખત ચીડ હતી ચારિત્ર, પ્રમાણિકતા અને હૃદય તથા શરીરની સ્વચ્છતા ઉપર તેઓ ખાસ ભાર મૂકતા પરિણામે અમે મદિરોમા કોઈક વખત જ જતા વઢવાણમા લાલજીનુ મદિર હતુ તેમા એક વૃદ્ધ મુખિયાજી અને તેના ધણિયાણી—જ્યા સુધી હતા ત્યા સુધી અમે વારતહેવારે જતા અને હીંડોળાની મોસમમા એકાદ દિવસનો હીંડોળાનો ખર્ચ પણ આપતા તે મુખિયાજી મૃત્યુ પામ્યા તેની જગાએ એક પ્રમાણમા જુવાન તથા શોખીન મુખિયાજી આવ્યા અને અમારું જવાનું બધ થઈ ગયુ

ત્યા એક દત્તાત્રેયનુ મદિર હતુ મદિર અને તેમાની મૂર્તિ ઉભય બહુ સુદર હતા અને હજી મને સાભરે છે કે અમે ત્યા ઘણી વાર જતા કાકાજી તથા અન્ય ગૃહસ્થો ત્યા સામુદાયિક પ્રાર્થના પણ કરતા. વઢવાણથી જરા આઘે કાટકિયા ગણપતિનુ સ્થાન હતુ જગલમા એક ખંડિયેર મદિરમા સ્થપાયેલ આ મૂર્તિ જોનારને ભય ઉત્પન્ન કરતી અને આસપાસનું વાતાવરણ તે ભયમા વૃદ્ધિ કરતુ હતુ, મારું માનસ છેક બાલપણથી વિષાદભર્યું અને એમતને ચાહનાર હતુ એટલે મને એ જગ્યા માટે, ત્યા જતા મારું હૃદય કંપતુ છતા, ખાસ પક્ષપાત હતો

ઘરમા લાનજીની એક નાની મૂર્તિ હતી, જે આજે પણ અમારે ત્યા છે તેની પૂજામા જયસુખલાલ પણ ઘણી વાર ભાગ લેતા. તે સમયે ધર્મ સંબધી મારા વિચાર બધાયેલા ન હતા. આટલે વર્ષે પણ ફેરવાયા નથી જયસુખલાલભાઈએ મારે માટે લખ્યુ છે કે "ધાર્મિક સાહિત્ય પ્રત્યે એમને પ્રીતિ નથી" (માનસી અપ્રે ૧૯૪૦) એ વાત ખરી છે, કારણ કે મકાજીની અસરથી જે સિદ્ધાતો મારા હૃદયમા ઠસી ગયા છે તેમા ફેરફાર કરવાની મને જરૂર લાગી નથી વઢવાણથી જે રીતે, સુખમા હોઉં કે દુખમા હોઉં શ્રીકૃષ્ણનું નામ રટતો, લાનજીની મૂર્તિને આખ આગળ લાવતો અને અવારનવાર માળા પણ ફેરવતો તે આજ પણ એ જ પ્રમાણે કરુ છુ કર્મકાડમા મને જરા શ્રદ્ધા નથી એટલુ જ નહિ પણ જાહેર સમૂહપ્રાર્થનાઓમા પણ પચાણુ ટકા જેટલા માનવીઓનુ ધ્યાન બીજામા હોય છે એવી અનુભવસિદ્ધ માન્યતા હોવાથી મને એ ગમતી નથી ચારિત્ર, પ્રમાણિકતા અને હૃદય તથા શરીરની સ્વચ્છતા એ આપણે જાળવી શકીએ—ટૂકમા gentleman થઈ શકીએ—તો પણ બસ છે આટલા સહેલા સિદ્ધાતોનું પાલન કરવુ એ ઘણુ સરળ કાર્ય લાગે છે, છતા દુનિયામા કેટલા ટકા માનવી એનું પાલન કરે છે?

વઢવાણમા બીજા મદિરો હોય તો મારા ધ્યાનમા નથી પાલીતાણામા રાજા માનસિંહજી ભૈરવનાથના ભક્ત હતા અને તેનુ તેમણે ભવ્ય મદિર બધાવ્યુ હતુ ત્યાની ભૈરવનાથની કાળા સગેમરમરની મૂર્તિ પ્રચડ—લગભગ બે માથોડા જેવડી અને જોનારના હૃદયમા આદર ભય ઉપજાવે તેવી હતી પાલીતાણાના શેત્રૂજાના જૈન મદિરો પણ મે ઘણી વાર જોયેલા અને ત્યાના ધૂપ સુખડ વગેરેની સુવાસ હૃદયને શાતિ અર્પતી જણાતી હતી સૂરતમા લાલજી અને લક્ષ્મીજી એમ બેના મદિર મે જોયેલા મુબઈમા એક પણ મદિરમા હુ ગયો હોઉં એમ લાગતુ નથી

આ વિષયે વિચારતાં મને લાગે છે કે હિંદુઓનાં મંદિરોનું વાતાવરણ આપણા સામાન્ય જીવનનાં અન્ય સ્થાનોના વાતાવરણ કરતાં કોઇ પણ રીતે જુદું લાગતું નથી, જ્યારે મુસલમાન મસ્જિદોમાં કે ખ્રિસ્તી દેવાલયોમાં આપણે પગ મૂકીએ કે તરત આપણને કોઇ જુદા જ પ્રકારનું વાતાવરણ ઘેરી લે છે. મસ્જિદોમાં શાંતિ ઉપરાંત રહસ્યપૂર્ણ અને મનુષ્યોના હૃદયની તોફાની વૃત્તિઓના દાવાનળને જાણે કોઈ બળાત્કારથી દાબી દેતું હોય તેવું વાતાવરણ આપણને સ્પર્શે છે અને દેવાલયોમાં માત્ર શાંતિ–પરમ શાંતિ જણાય છે. પણ આમ શાથી થાય છે–મને એકલાને જ થાય છે કે બીજાઓને પણ આવી જ ઊર્મિઓ થાય છે એ હું કહી શકતો નથી.

અમે બહારનાં છોકરાં જોડે ભળી શકતાં નહિ એટલે પડોશીના બે ત્રણ છોકરાઓ બાદ કરતાં અમારે પરસ્પરમાં જ રમવું પડતું; અને એથી અમારી રમતના પ્રકારને પણ અનેક મર્યાદાઓ હતી. કાકાજી ઘરમાં ન હોય ત્યારે સંતાકૂકડી, છાપાદાવ અને બાઈબાઇ ચારણી અમે રમતાં. ઘરમાં પાસાથી રમાતી ચોપાટમાં છક્કરસ, નવરસ, રાણી રાણી, હાથીઘોડા વગેરે રમતાં હું શીખી ગયેલો. પાનામાં લોરેન્સ, ગધ્ધી અને બિઝિક આવડતાં. બ્રિજ રમનાર અમારી અડફટે ન ચડયો એથી આજ દિવસ સુધી મને એ આવડી નથી અને હવે નવું શીખવાની હિંમત ચાલતી નથી. વધારે નહિ તો મિત્ર-મંડળના મર્યાદિત વર્તુલમાં તો નિષ્ણાત ગણાવું જ જોઈએ એવું માનસ હોવાથી, હું મારી શક્તિઓ અને સંજોગો ધ્યાનમાં લઈને જ શીખવા તૈયાર છું.

ઘણી મોટી વયે હું ટેબલ ટેનિસ ( આ તે વખતમાં પિંગ પોંગ નામથી જાણીતી હતી. ) બેડમિન્ટન અને ટેનિસ શીખેલો. એક તો તબિયત નબળી અને બીજું પાછી કોઈએ કાના ન ચડે એ રીતે હું સારો રમનાર નડેલો ચશો પણ અમારા નાના

વર્તુલમા તો હુ બહુ સારો ખેલાડી ગણાઈ શક્યો હતો. હુ ક્રિકેટ રમતો તે વખતે મારી ઉમર સાત વર્ષથી વધારે ન હતી છતા, કાકાજીને પોતાના રમનારાઓમાથી એક રમનાર ખૂટતો તો મારા બીજા ભાઈબહેનોને બદલે મને રમવા બોલાવતા ભમરડા અને ગિલ્લીદડા અને લખોટાની રમતો ઉપર કાકાજીને કોણ જાણે શાથી ચીડ હતી. એટલે હુ નાનપણમા એ જાણતો જ ન હતો કાકાજીના મૃત્યુ પછી, નાના છોકરા રમતા એની સાથે હુ ભમરડા ફેરવતા શીખેલો પણ વીસ વરસે લખોટા અને ગિલ્લીદડા આવડ્યા જ નહિ ભમરડામા પણ હાથગતી લેતા મને ન આવડી પાલીતાણામા તો કોઈ પણ રમત હુ રમ્યો જ ન હતો

મારા ક્રિકેટના શોખ સબધી મે આગળ લખ્યુ છે પણ તેમા પણ તબિયત અને સજોગો આડે આવ્યા અને હજી પણ એ રમત પાછળ હુ ગાડો છુ છતા એ વિશેનો મારો રસ પ્રાય 'થીઅરેટિકલ' રહ્યો છે

પાલીતાણામા તો વાડો બહુ નાનો હતો એટલે ક્રિકેટ રમાય એમ હતુ નહિ વઢવાણમા કોઈ કોઈ વાર હુ અને જયસુખભાઈ ક્રિકેટ રમતા—જો એને ક્રિકેટ કહી શકાય તો વિકેટ તરીકે ઘાસને ટના ડબા, ઈંટ, પથ્થર વગેરેમાથી, હાજર સો હજૂર ગમે તે ચાલતુ બેટમા લૂગડા ધોવાના ધોકણાથી માડીને ગમે તે પાટિયુ ઉપયોગમા લેવાતુ પાછળથી એક સુથારે અમને ફ્રેચ પોલિશ લગાડીને એક બેટ તૈયાર કરી આપ્યુ હતુ એનાથી અમે વર્ષો સુધી ક્રિકેટ રમેલા એને માટે ખાસ બેટની જરૂર છે એવુ અમને લાગેલુ નહિ. બોલમા પણ રબરના 'કમ્પોઝિશન' ની નાનામોટા કદની દડી અમે ઉપયોગમાં લેતા રમત રમવાના નિયમો જયસુખભાઈએ ઘડેલા એટલે જ્યારે જ્યારે પણ અમે રમતનો આરભ કરતા ત્યારે ત્યારે મોટાભાઈનો દાવ પહેલો આવતો પછી જ્યારે પણ એ આઉટ થતા ત્યારે

બોલ કાં તો ' નો બૉલ ' ગણાતો કે કાં તો ' ટ્રાયલ બૉલ ' ગણાતો ! પરિણામે, જ્યારે હું દડો નાખીનાખીને કંટાળી જતો અને ખુદ્દતો બળવો જાહેર કરતો ત્યારે મને દાવ મળતો હું તેમજ મોટાભાઈ ઓવર હૅડ બૉલિંગ શીખી શક્યા નહિ એટલે અમે અંડરહૅંડ જ કરતા

પાનીતાણામાં નહિ રમેલા પણ સૂરતમાં ત્રીજે માળે અથવા પાછળના વાડામાં મેં, મારા નાનાભાઈએ અને બીજા એકાદ બે છોકરા અને છોકરીઓએ આ જ પ્રકારની રમત શરૂ કરેલી પણ કાનાજીના હુકમને લઈને માત્ર ટેનિસના બૉલનો જ તેમાં ઉપયોગ થતો સૂરતમાં ક્રિકેટનું સાહિત્ય વાચવાનો મેં આરંભ કરી દીધેલો અને રણજિતસિંહ, ગ્રેસ, ફ્રપર, ફ્રાઈ વગેરેના પરાક્રમોના તાજા અહેવાલ . સ્ટ્રેંડ અને એવા પત્રોમાં ખૂબ વાચતો પણ રમવામાં તો જ્યાં સુધી હું સૂરત રહ્યો ત્યાં સુધી—એટલે કે ૧૯૦૮ સુધી, પાછળના વાડામાં કે ત્રીજે માળે જ ક્રિકેટર તરીકે મારું જીવન ગાળેલું

વઢવાણની અમારી રહેવાસ દરમ્યાન અમે, મારી બે મોટી બહેનો તનુગવરી અને તારાગવરીના લગ્ન માટે સૂરત ગયેલા, તે વખતે હું પાંચેક વર્ષનો હોઈશ પણ એ લગ્નની અમુક બાબતો અને દશ્યો હજી મને સ્પષ્ટ સાભરે છે

કાઠિયાવાડથી અમે સૂરત કોઈ કોઈ વેળા જતા તે વખતે જૂનું ઘર હતું જેને માત્ર પાછળ વાડો હતો ગુજરાત મેલમાં જઈએ એટલે સૂરત રાતના અઢીએક વાગે પહોંચાતું અમે અર્ધ નિદ્રાવશ, ગલીને નાકે પહોંચીએ અમારી ગલીમાં ટાંગો જઈ શકતો જ નહિ સાથી ઊતરીને બારે માન મદનવાળી ગલીમાં પગના પાડતા બારણા આગળ પહોંચીએ ધાટાધાટ થાય મેં ત્રણ પડોશી બારીએ ડોકાઈ ને એ ધાટાધાટમાં ભાગ લે બારણાનો મોટો ગજ ઉપલે માળેથી અનાજ સાથે ઊંચકાય અને અમે ઉપર ચઢીએ એ ત્રણ પુખ્ત ઉમરના બૈરા હાથમાં ડગડગિયો દીવો લઈને અમને સત્કારે સૂરતમાં એ

વખતમા એ દીવા પણ મૌલિક યોજનાપુરસર બનાવવામા આવ્યા હતા જૂની કોનનરોટરની શીશીમા ઘામનેટ ગોય અને બૂચને બદલે પતરાનુ મોદિયુ અને તેમાથી લામી દિવેટ !

એ ઝાખા પ્રકાશમા અમને બધાને વાગદરતી બેનાવાય અમાના સગાના જથામા કાકાજી સૌથી પૈસાદાર ગણાતા એટલે અમને સત્કાર પણ સારો મળતો પથારીઓ તૈયાર હોય તેમા અમે પડીએ ને વગેવી પડે સવાર

એ જૂના ઘરમા પાછના વાડામા માડવો બધાયેલો માડવાની એક બાજૂ વાકાનેર નાટક મડળીના બે મોટા જૂના પડદા ટાગીને એ તરફની આખી ભીંત ભરી દેવામા આવી હતી બીજી ભીંતે બે મોટા આરસા અને રવિવર્માના ભૈત્રણ ચિત્રો–ઘણુ કરીને તો મો હિની, વિશ્વામિત્ર-મેનકા અને શકુતલાપત્રલેખન હતા—ટાગેલા. મકતના માની અરધી રહેલ દેરીના પથ્થરોની સહાયતાથી રચેલી મારી સ્વપ્નસૃષ્ટિમા આ પડદાથી અનેક પરિવર્તનો થયા અમુક નવા રગો પુરાયા, મોટા કદના નાટકના પડદા ઉપર ચીતરેલ ચિત્રો બહુ પાસેથી જોઈએ તો કેવા લાગે એનો ખ્યાલ ઘણાને હશે 'ઇમ્રેશનિસ્ટ' કે 'કુયુસુબિસ્ટ' જેવી એ અર્થ વગરની આકૃતિઓ અને રગના લપેડામાથી મેં કોઈ અદ્ભુત સૃષ્ટિ રચેલી કલાકોના કલાક સુધી મેં એ પડદાઓ પાસે ઊભા રહીને ધારીધારીને જોયા હશે અને દરેક વખતે, સસ્કૃતમા પેલુ વાક્ય છે તેમ ક્ષણે ક્ષણે મને એમાથી નવા રૂપરગ, નવી આકૃતિઓ, નવુ સૌંદર્ય મળતુ

એ જ વાડામા અને એ જ માડવામા ઇંદનનો કે પછી કોઈ બીજી રામજણીનો નાચમુજરો થયેલો તે જ પ્રમાણે મોટી બહેનને સાસરે પણ એક નાચ થયેલો તે બને મને હજી યાદ છે અમારે ત્યાના નાચમા એક પ્રસગ બની ગયેલો, તેને લઈને એ તો વધારે સ્પષ્ટ છે. મારા એક જુવાન સગાએ આ નાચના ઉન્માદભર્યા ઘેનમા

એક મોટો ફૂલનો હાર લઈને રામજીને પહેરાવી દીધો તે વખતે જ, કાકાજી બહાર હતા તે એ જગ્યાએ આવ્યા અને તેમણે આ દૃશ્ય જોયું. અખાડાબાજ, સ્નાયુબદ્ધ શરીરના જમણા હાથનો એક ભયાનક તમાચો એ જુવાનને ગાલે પડ્યો 'હરામખોર! આ ધંધા?' આ શબ્દો સાંભળવાની સાથે એ જુવાન પડી ક્યાં ભાગી ગયો અને લગ્નના બાકીના કાર્યક્રમમાં હાજર રહેલો કે નહિ એ મને યાદ નથી. આ સિવાય મને લગ્ન સંબંધી અન્ય પ્રસંગો સાંભરતા નથી

લગ્ન પછી અમે વઢવાણ આવ્યા એટલે કાકાજીએ એમના ખાસ જોશીને મળીને આ લગ્નની વાત કરી. જોશી બહુ વિદ્વાન હતા. કાકાજીને એમના ઉપર શ્રદ્ધા પણ ઘણી હતી. ભાવિના વિચિત્ર નિર્માણથી, જે પુરુષ નાનામાં નાની બાબતમાં આ જોશીને પૂછીને કામ કરે, તે જ પુરુષ લગ્ન જેવી ગંભીર બાબતમાં જોશી જાત્રાએ ગયેલા એથી, એમને પૂછ્યા વગર લગ્ન કરી આવે છે, અને પછી પૂછે છે! જોશીએ કહ્યું કે હવે શોચ કરવો નકામો છે પણ તારી ગવરીના પતિનું મૃત્યુ ફલાણે વખતે છે અને તે કોઈ પણ રીતે ટાળી શકાય એમ નથી.

અને બન્યું પણ તેમ જ.

એ જોશી કપાળની રેખાઓ ઉપરથી ગણતરી કરીને જન્મનો સમય કહી શકતા હતા, એ તો મારા અનુભવની વાત છે. એમને વિશે ઘણી વાતો કાકાજી કહેતા. જોશીની છોકરીને પુત્ર અવતર્યો. એમનો છોકરો દોડતો દોડતો બાપાજી પાસે ગયો, અને બોલ્યો 'બાપાજી, બહેનને ભાણિયો આવ્યો' બાપાજીએ કુંડળી માંડી અને ખેદજનક અવાજે કહ્યું 'દીકરા, ભાણિયો આવ્યો છે તે તો બહેનને લેવા, ફલાણે દિવસે ભાણિયો જશે અને પછી આટલા દિવસે બહેન જશે ઈશ્વરેચ્છા!' એક વખત એમનો મોટો પુત્ર ઉજાણીએ જવાની રજા માગવા આવ્યો. જોશીએ કહ્યું 'દીકરા, જવું હોય તો જાઓ

ન જાઓ તો સારું. નાનાભાઈ આજે રાતે અગિયાર વાગે પ્રભુ પાસે જવાનો છે.'

મોટો પુત્ર તો સડક જ થઈ ગયો. એ બોલી ઊઠ્યો. 'બાપાજી, આ તમે શું બોલો છો ? એ પહાડ જેવો કસરતી જુવાન જેના નખમાં પણ રોગ નથી તેને માટે આમ કહો છો !' બાપાજીએ ડોકું ધુણાવ્યું અને કહ્યું, 'એ ગમે તે હોય પણ ભાવિ પાછું ઠેલાતું નથી.' સાંજના સાત વાગે નાનો પુત્ર અખાડામાંથી તાવ લઈને આવ્યો અને અગિયાર વાગે મૃત્યુ પામ્યો.

એ અરસામાં, હું માત્ર આઠ વર્ષનો હોઈશ. તે વેળા અમે અમદાવાદ કૃષ્ણમુખરામ આત્મારામ મહેતાને ત્યાં ગયેલાં. કૃષ્ણમુખરામ તે વેળા અમદાવાદમાં સ્મૉલ કૉઝીઝ કોર્ટના જજ હતા. ત્યાં તે વેળા વાંકાનેર નાટક કંપની હતી, જેના માલિકો મોટા ત્ર્યંબકલાલ અને નાના ત્ર્યંબકલાલને અને અમારા કાકાજી તેમજ કૃષ્ણમુખરામને બહુ સારું હતું. અમે એમનું 'શૂરવીર શિવાજી' નાટક જોવા ગયાં. રઘુનાથ અને ચંદ્રરાવનું દ્વંદ્વયુદ્ધ, રઘુનાથ અને સરયૂનો પ્રેમપ્રસંગ

"રવે છે શુ બહેની રવે છે શુ ?
રઘુનાથજીનું નામ જ લેતાં,
અચિંતુ આમ કેમ થયું છે શું ?"

એ ગીતની કડી મગજથી હજી પણ ભુલાતી નથી. પણ મને એ નાટક જોતાં મૂળ અસર એ બધાં પ્રસંગો કરતાં એમાં લગભગ છ માણસો મરી જાય છે તેની થઈ.

ઘેર આવીને મોટાભાઈએ અને કૃષ્ણમુખરામ કાકાજીના નાના પુત્ર પ્રિયમુખે મને એમ ઠસાવ્યું કે નાટકમાં બધાં સાચાં જ મરી જાય છે. દર પ્રયોગે છ–છ માણસો મરવાને તૈયાર થતાં નથી, એટલે દરરોજ 'શૂરવીર શિવાજી' ભજવી શકાતું નથી. મને સાથે લઈ જવો પડતો એમાં એમને કંટાળો આવતો હોય તેથી આમ મને સમજાવ્યો હોય કે પછી માત્ર હાસ્યરસ ખાતર હાસ્યરસ એમણે પીરસ્યો હોય; પણ

એનું પરિણામ એ આવ્યું કે મને એથી બહુ ગ્લાનિ થઈઅને મોટાભાઈ બીજાં નાટકો જોઈ આવ્યા પણ મેં સાથે જવાની સાફ ના પાડી–એટલું જ નહિ પણ નાટકો જોવાં એ ધાનકી છે એમ પણ મેં જણાવી દીધું ! લાંબે કાળે એ ભ્રમ દૂર થયો, પછી ઠેઠ મુંબઈમાં મેં બીજું નાટક જોયેલું.

મારામાં અસલથી બે વિચિત્ર ખાસિયત હતી, જેને લીધે મારે ઘણું સહન કરવું પડયું છે. જ્યારથી હું સમજણો થયો ત્યારથી આ ખાસિયત મને યાદ છે :

એક તો ગંદા લેધરક્લોથની વાસ મારાથી સહન થતી નથી.

અને બીજી વાહન જે દિશામાં જતુ હોય તે દિશા તરફ મોં કરીને બેસું નહિ તો મને ફેર ચડે ! તે વખતે કાઠિયાવાડમાં ઘણુ ખરું બળદના સગરામમાં જ જવા આવવાનું હોય અને તે સગરામને એ ગંદા લેધરક્લોથની જ ગાદી અને પડદા હોય. કોઇ સારો સગરામ હોય તો તેમાં પણ માનની રીતે મને કોણ બેસવા દે ? એટલે મારે તો જ્યાં પણ જવું હોય ત્યાં પગે ચાલતા જ જવું પડે.

વઢવાણમાં ઠાકોર બાલસિંહજીનાં કુંવરી મયાબા સારું અંગ્રેજી ભણેલાં હતા. એમની ખૂબસૂરતીના અને વિદ્વત્તાનાં વખાણ પણ મેં ઘણાં સાંભળેલાં. પણ બાની સાથે સગરામમાં હું જઇ શકું નહી અને દરબારગઢ સુધી ખરે તડકે મને નોકર જોડે કોઇ ચાલવા દે નહિ, એટલે મયાબા વિશે મારી બહેનો વાત કરે એનાથી મારે સંતોષ માનવો પડતો.

પાલીતાણામાં પણ શેત્રુંજા સુધી જવાનું ઘણુ લાંબુ હતુ, એટલે હુ થોડીવાર ગયેલો. ડુંગર ઉપર તો પછી ડોળીમાં જતાં. આ બંને ટેવ મને હજી છે. વિક્ટોરીયામાં સાથે બે સ્ત્રીઓ હોય તો મારી સ્થિતિ કફોડી થઇ જાય છે, કાં તો મારે મોંગાં લવીંગ કે તજ રાખીને સહન કરવું, કાં તો મારે મારી વધતી જતી ઉમરનું અને નબળી તબિયતનું બહાનું કાઢીને, 'એટીકેટ'ને અળગી રાખીને એમાંથી એક સ્ત્રીને સામે બેસાડવી પડે.

જન્મથી મારી મનોવૃત્તિ વિષાદ પ્રત્યે ઢળેલી. એમ શા માટે થયેલું તેનું કારણ હું જાણતો નથી. તબિયતને અંગે એ ન હોઈ શકે, કારણ કે મને અકસ્માત તો પાલીતાણામાં હું આઠ વર્ષનો હતો ત્યારે થયેલો અને તબિયત તે પછી બગડેલી. એક કારણ હોઈ શકેઃ કાકાજીને 'મેલંકોલિયા'નો રોગ ઉગ્ર સ્વરૂપે હતો, તે છોકરાંઓમાં વધતે ઓછે અંશે ઉતર્યો હોય !

પિસનાળીશેક વર્ષની ઉંમર થઈ ત્યાં સુધી હું તોફાન, મસ્તી, ધિંગાણું બધામાં આનંદ અને ઉત્સાહથી ભાગ લેતો, એટલું જ નહિ પણ ત્યાં સુધી કુટુંબીજનોની ઉજાણીઓમાં બધાંને આનંદ કરાવવામાં હું અગ્ર ભાગ લેતો. હું હાજર ન હોઉં તો બધાં એટલો આનંદ માણી નહોતાં શકતાં. પણ એ પ્રસંગો પૂરા થઈ રહ્યા કે મને દુઃખ થતું. હૃદય ગાઢ નિરાશા અનુભવતું. સંસાર અસાર છે એવો સ્મશાનવૈરાગ્ય પણ ઉત્પન્ન થતો.

ગમે તે છોકરાં જોડે ન રમવા દેવાની કાકાજીની પ્રકૃતિને લઈને મારી વિષાદમય મનોવૃત્તિને ઉત્તેજન મળ્યું અને મને છેક બાલ્યાવસ્થાથી જ એકાંત વધારે પ્રિય લાગવા માંડયું. એ એકાંતને લઈને ઉત્પન્ન થતું ઝીણું દુઃખ પણ મને એટલું જ પ્રિય લાગતું.

આ ઉપરાંત મારા વધુપડતા માનસિક વિકાસને લઈને કહો કે ગમે તેને લઈને હો, પણ નાનપણથી મને મારી વયના છોકરાઓ જોડે હરવું ફરવું ગમતું નહિ. મારા સમવયસ્કો જોડે હું ભાગ્યે કોઈ વખત ઉજાણીએ ગયો હોઈશ. ત્રીસી સુધી, મારા મિત્રમાં હું માત્ર

જયસુખલાલને ગણતો. પોતાનાથી ૭ વર્ષ નાનો ભાઇ આ પ્રમાણે પોતાને જ મિત્ર ગણે અને બીજાઓ જોડે હજી જ નહિ એ જોઇને એમને શી ઊર્મિઓ થઇ હશે તે તો જયસુખલાલ પોતે જ કહી શકે વઢવાણ અને પાલીતાણામાં, બને ત્યાંસુધી હું જયસુખલાલ અને એમના મિત્રો જોડે ફરવા અને ઉજાણીએ ગયેલો જયસુખલાલ ઘણી વાર મારા ઉપર ચીડાતા પણ હું અડગ રહેતો એ ઉજાણીઓમાં ખાવાનામા ગાંઠિયા, જલેબી અને લીલા કાંદા તથા મૂળા ખાધેલા તેનો સ્વાદ હજી હું ભૂલ્યો નથી

હું ૭ વર્ષનો થયો ત્યારે મેં ભણવા માંડયું અને દોઢેક વર્ષની મારી ત્યાંની સ્કૂલની કારકીર્દિમાં મેં ત્રણ ગુજરાતી ચોપડીઓ પૂરી કરી હતી. એટલા ટૂંકા ગાળામા મેં બહુ પુસ્તકો વાચ્યા હોય એવુ યાદ નથી છતા જેટલા હાથમા આવ્યા તેટલા અને તે પણ સારા પ્રમાણમાં વાચેલા ખરા. કલ્પતકાવ્ય, દશમસ્કધ વગેરે પણ ત્યા વાચેલા, પણ ત્યાં વાચેલા પુસ્તકોમા મને માત્ર એક જ યાદ છે અને તે વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીએ લખેલ 'અશ્વમેધયજ્ઞ'–તે પછી પાલીતાણામાં ત્યાના રાજકવિએ લખેલ “છપ્પન પરીઓની વાર્તા' મે તરતજ વાચેલી. આ બે વાર્તાઓએ મારા હૃદયમાં સાહસ અને અદ્ભુત તત્ત્વની ઊર્મિઓ કોઈ અજબ રીતે જગાડી હતી અને એ બેએ ઊભી કરેલ સૃષ્ટિમા હુ વર્ષો સુધી, કલાકોને ને કલાકો સ્વચ્છંદે અને આનંદથી વિહરતો. બાવન વર્ષની ઉંમરે પણ–હવે મને સંજોગવશાત્ પહેલાના જેવુ એકાંત મળતુ નથી– જો એકાંત મળે તો હજી પણ આ બે પુસ્તકોએ રચેલ મન સૃષ્ટિમા હુ વિચરી શકુ છુ અને આનદ માણી શકુ છુ એ બે પુસ્તકો વિશે મે એક લેખમાં મારા સ્મરણો નીચે પ્રમાણે લખ્યા છેઃ

"રાત હોય, અર્ધનિદ્રાવશ–અર્ધ જાગ્રતાવસ્થામા આ દુનિયા મારી પાસેથી સરી જતી કોઈક વાર છપ્પન પરીઓ અને તેની મુખ્ય નાયિકાની સાથે હું સવનન કરતો તો કોઈક વાર અર્જુનથી પણ ચઢીઆતો બાણા-

વશી બની જતો. અનેકાસ્ત્ર, અગ્ન્યસ્ત્ર, સર્પાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર વગેરેના મંત્રો મને કોઈ ઋષિ લગભગ શીખવી દેતા પણ એ મંત્રો મને બરાબર યાદ રહે તે પહેલાં હું પૂરેપૂરો જાગ્રત થઈ જતો, અને તેટલું યાદ કરવા મથતો પણ પેલા મંત્રો મારી પાસેથી સરકી જતા અને હું ખેદ–શોકના ભારથી દબાતો પુનઃ આ દુનિયામાં પ્રવેશતો. એ પુસ્તકો પછી ખોવાઇ ગયેલાં છતાં લાંબા કાળ સુધી મને એ બે પુસ્તકોએ રાતના સ્વર્ગનું સુખ આપી, દિવસના દુઃખના દરિયામાં ડુબાવી દીધો હતો.”

પાલીતાણામાં ત્રણેક વર્ષ રહ્યો અને અંગ્રેજી ત્રીજા ધોરણની પરીક્ષા મેં આપેલી. એ ગામમાં મારું વાચન ઘણું વધી ગયેલું અને માનસિક વિકાસ પણ ઘણો થયેલો. જેટલાં હાથે ચડતાં ગયાં તેટલાં પુસ્તકો હું વાંચતો ગયો પણ એમાંના પંચાણું ટકા જેટલાં પુસ્તકોનાં નામ અને તેનું વસ્તુ હું વીસરી ગયો છું. ‘સરસ્વતી-ચંદ્ર’ના બે ભાગ, ‘કાન્ત’નાં કેટલાંક કાવ્યો, નરસિંહરાવનાં અને બાલાશંકરનાં કેટલાંક કાવ્યો અને ‘ગુજરાતી’ની ભેટોમાંનાં કેટલાંક પુસ્તકો મેં પાલીતાણામાં વાંચેલાં. તે વખતે જયસુખલાલ અમદાવાદમાં રણજિતરામને ત્યાં રહીને કોલેજમાં અભ્યાસ કરતા. તે અને રણજિતરામ મને અવારનવાર પત્રો લખતા અને તેમાં કોઈ કોઈ વેળા, એવામાં પ્રસિદ્ધ થયેલાં કાન્તનાં કાવ્યો પણ લખી મોકલતા. હું તેમને જવાબમાં દુઃખ, નિરાશા વગેરેથી ભરપૂર, ભાવનાવાદી, અસંબદ્ધ વિચારોથી છલોછલ પત્રો લખતો એમ મને યાદ છે,

રાજદ્વારી વિષયોમાં મેં તે વખતે પ્રવેશ કર્યો અને તે પ્રસિદ્ધ સાપ્તાહિક ‘ગુજરાતી’ વડે. અમે તેના ગ્રાહક હતા એટલે દર અઠવાડિયે માત્ર અંગ્રેજી ઉતારો બાદ કરીને, હું પહેલેથી છેડે સુધી એ વાંચી જતો અને તેને આધારે મોટાઓ વાતો કરતા હોય તેમાં અવારનવાર ડાકું મારતો. મેં ‘ગુજરાતી’નું વાચન પાલીતાણામાં શરૂ કરેલું એટલે વઢવાણમાં તો લો. ટિળકને પહેલી વાર સજા થઈ અને એઓ જેલમાં ગયેલા તે અને ચાપેકરભાઇઓ ખૂનના આરોપસર

પકડાયેલા વગેરેની વાતો મોટા પાસેથી સાંભળેલી તે ઉપર જ મારા વિચારો બંધાતા. પણ પાલીતાણામાં ' ગુજરાતી ' વાંચીવાંચીને મેં રાજ્યદ્વારી વિષયોમાં રસ લેવા માંડ્યો અને એને પરિણામે, રાજા-મહારાજાઓ પ્રત્યેની મારી અફળાક વફાદારીના પાયા કાંઇક ઢીલા થવા માંડયા.

પણ ' ગુજરાતી ' ના સંસારસુધારાની બાબતમાં જૂના વિચારો તો મેં કોઇ પણ દિવસ ગ્રહણ કરેલા જ નહિ, કારણ કે એ બાબતમાં તો મને જયસુખલાલ તથા રણજિતરામ પાસેથી ઉદ્દામ વિચારોની પ્રેરણાં જ મળેલી.

ઘણું કરીને મેં પાલીતાણામાં જ ' ગુજરાતી 'ની ભેટ ' દિલ્હી પર હલ્લો ' વાંચેલ. ' અશ્વમેધ ' અને ' છપ્પન પરીઓની વાર્તા 'થી તદ્દન જુદી જાતની અસર મને આ પુસ્તક વાંચીને થયેલી. મેં આજ સુધીમાં અસંખ્ય પુસ્તકો વાંચ્યાં છે પણ આ ' દિલ્હી પર હલ્લો, ' સદાશિવરાવ ભાઉનો પરાજય વર્ણવતું ' અઢારમી સદીનું હિંદુસ્થાન' અને એબટનુ લખેલ ' નેપોલિયન બોનાપાર્ટ ' એ ત્રણ પુસ્તક વાંચતાં મારા હૃદયમાં જેવી ઊંડી, અસહ્ય વેદના થઇ હતી અને તે પછી જ્યારે જ્યારે પણ મેં એ પુસ્તકો ફરીથી વાંચવાનો યત્ન કરેલ ત્યારે ત્યારે પણ જે એવી જ ઊંડી, અસહ્ય વેદના થયેલી, તેવી ઊંડી, અસહ્ય વેદના મને બીજા કોઈ પુસ્તકના વાંચનથી થઈ નથી. આનું કારણ માત્ર એટલું કે પૃથુરાજ, સદાશિવ ભાઉ અને નેપોલીઅન એ બાલપણથી મારા ' હીરો ' હતા. વર્ષો પહેલાં વાંચેલ એ ' દિલ્હી પર હલ્લો ' માંનો એક પ્રસંગ મને હજી સાંભરે છે અને એ સાંભરવું પણ મને અત્યંત દુ:ખકર્તા થઇ પડે છે, જો કે એ પ્રસંગ માત્ર કાલ્પનિક છે એ હું જાણું છું. મારા ' મીઠી નજરે 'ના સંગ્રહ માં, ' મારું પ્રિય પુસ્તક ' એ લેખમાં મે એ પ્રસંગ ઉતાર્યો છે તે અહીં પુનઃ ઉતારું છું.

શાહબુદ્દિન અને પૃથુરાજનાં યુદ્ધ-ઉત્તરનાં યુદ્ધ-મંડાણું છે. એ સંગ્રામ આખરનો ફેંસલો છે. દેવીભક્ત ચામુંડરાવ જેને પૃથુરાજે અપમાન આપીને કાઢી મૂક્યો તે દેવી પાસેથી માત્ર એક પાનું લઈ આવીને રાજપૂતકુળતિલક મહારાજાધિરાજ પૃથુરાજ પાસે શિર નમાવીને ઊભો રહ્યો અને બોલ્યો: 'મહારાજ! કોને મારું ?'

પૃથુરાજ કોપથી આંધળો બનીને ગર્જે છે: 'કોને મારે! માર મારા પેલા દુષ્ટ, ચંડાળ, દેગડોડી દાદુશીરાવને.'

ચામુંડ અરજ કરે છે: 'ભારતના મુકુટમણિ! ભરતખંડના શિરતાજ! વિચાર કરો. દેવીનું પાનું અફળ થવાનું નથી. મારી પાસે બીજું પાનું નથી. મને મારવા દો શાહબુદ્દિન ગોરીને!'

પણ ભરતખંડના ભાવિની દુર્દશા બેઠી હતી. ભરતખંડની પડતીનો એ પહેલો દિવસ હતો. પૃથુરાજ ધીરજનો નહિ. એની આંખો એની એ જ રહી: 'માર પેલા દાદુલીરાયને!'

ત્યાર કેડે તો ભરતખંડની પડતીના કંઈ કેટલા દિવસો આવી ગયા. મરાઠાઓનો લાડકવાયો પણ જુવાનીના તોરમાં મત્ત બનેલ, ઉદ્ધત સદાશિવરાવ ભાઉ પડયો. ૧૮૫૭નો બળવો પણ બની ગયો અને તે પછી પણ ઇતિહાસકારની દૃષ્ટિએ અનેકાનેક એવા પડતીના દિવસો નરવરી રહ્યા હશે! હવે તો આપણાં હૈયાં પણ એ જખમો સહીમહી રીઢાં થઇ ગયાં છે.

હું પાલીતાણા હતો ત્યાર બોઅર વૉર શરૂ થઇ ગઈ હતી. મારી જિંદગીમાં એ પ્રથમ યુધ્ધ. એનાં વર્ણનો, સામસામા સેનાપતિઓનાં પરાક્રમો વગેરે હું રસથી વાંચતો. પાસા અને સોગઠાંની મેં અને જયસુખલાલે એક નવી રમત 'લશ્કર—લશ્કર' શોધી કાઢેલી અને તેમાં જયસુખલાલ પોતાનાં સોગઠાંને પ્રેસિડંટ ક્રુગર, જનરલો ડી વેટ, ડી બારી, કોંજે, બોથા, સ્મટ્સ વગેરે લડવૈયાઓનાં નામ આપતા અને હું મારાં સોગઠાંઓને જનરલો સર રેડવર્સ બુલર, બેડન-પોવેલ, ફ્રેંચ, કિચનર અને ફિલ્ડ માર્શલ અર્લ રૉબર્ટ્સ

એવાં નામ આપતો. પાલીતાણા છોડયા પછી, સૂરતમાં જયસુખલાલ મારી જોડે આવી રમતો ભાગ્યે જ રમતા અને એમને બદલે મેં મારાથી આઠ વર્ષ નાના ભાઈ માધવલાલને તૈયાર કર્યો હતો.

જેનો શોખ મને પાછળથી આટલો વધી ગયેલો તે વસ્ત્રો અને બૂટમોજાં વગેરે સંબંધી મારા ખ્યાલ અત્યારે કોઈ ભાગ્યે જ માની શકે એવા હતા. પાલીતાણામાં હું હતો ત્યાં સુધી મારો ખ્યાલ એવો હતો કે કાં તો એકલાં મોજાં પહેરાય અને કાં તો એકલાં બૂટ પહેરાય! આ ખ્યાલને આધારે, એક વાર મને ત્રણેક જોડ મોજાંની આપવામાં આવી હતી તે ત્રણે જોડ મેં ત્રણ દિવસ ફરી આવીને ફાડી નાખી. એક તો એકલાં મોજાં પહેરીને ચાલવાથી પગમાં કાંકરા વાગ્યા અને બીજું આટલી વહેલી ત્રણે જોડ ખલાસ થઈ ગઈ એટલે મોજાં ઉપરથી મારો મોહ ઊડી ગયો. આ પ્રયોગ વખતે જયસુખલાલ અમદાવાદ હતા. રજામાં એ પાલીતાણા આવ્યા ત્યારે મેં એમને આ વાત કહી એટલે એમણે મારી ભૂલ સુધારી.

વાળ કપાવતી વખતે હજામ પાસે આગળ કપાળ ઉપર અસ્તરો ફેરવાવાની અમને ફરજ પડતી. સૂરત આવ્યા પછી, આ પ્રમાણે ચહેરો કરાવવો એ ફેશનની કેટલુ વિરુધ્ધ છે એમ જાણ્યુ અને મેં બળવો ઉઠાવી એવી રીતે ચહેરો કરાવવાની ના પાડી દીધી.

વઢવાણના તેમજ પાલીતાણાના મારા શાળાના જીવન સંબંધી મને ખાસ કશું યાદ નથી. વઢવાણમાં મારી સાથે એક પટાવાળો આવતો; પાલીતાણામાં, એક મારું દફતર પકડતો, બીજો પાણીની શિરોહી ઉપાડતો અને ત્રીજો મને છત્રી ઓઢાડતો, એમ ત્રણ-ત્રણ પટાવાળા મને શાળામાં મૂકવા આવતા. કાકાજીને આવું બધુ નહોતું ગમતું અને મને તો એથી શરમ જ આવતી. નાયબદીવાનને ઘેર અગિયાર પટાવાળાને બેસવાનો હુકમ એટલે એ પટાવાળાઓ મારી ઈચ્છાવિરુધ્ધ મારી સાથે આવતા. અને ત્યાં સુધી પોતપોતાનું કામ

પોતે જ કરી લેવું જોઈએ એવો આગ્રહ નાનપણથી મને હતો અને હજી પણ છે. એ મારી ટેવને લઈને ઘણા સ્નેહીઓને ત્યાં હું અગવડકારક પરોણો ગણાઉં છું. માત્ર થોડાં માણસો એમ માને છે કે આ પ્રમાણે નોકરો પાસે કામ ન લેવાની વૃત્તિ એ ખાનદાનીની ઊણપ બતાવે છે.

• પાલીતાણામાં જ્યારે જ્યારે મને નિશાળે જવાનું આળસ આવતું ત્યારે ત્યારે હું પેટમાં દુખવાનું બહાનું કાઢતો. કાકાજી ઝાડાના રોગથી ઘણા ગભરાતા એટલે આમ કહીએ કે તરત રજા મળી જતી પણ કોઈ વસ્તુ નિર્ભેળ સુખ આપી શકતી નથી. રજા તો મળી પણ એના બદલામાં કાકાજી મને ઝાડો બંધ કરવાની બહુ કડવી દવા 'જાંબુનો અર્ક' આપી દેતા અને ખાવાની બંધી કરતા. દવા તો કાકાજી પોતે પીવડાવતા એટલે બીજો માર્ગ ન હતો પણ કાકાજી દરબારગઢમાં જાય પછી બાને કાલાવાલા કરીને અને માધવજીમહારાજની સહાનુભૂતિથી હું થોડુંઘણું ખાવાનું મેળવતો. ઝાડા બંધ નહિ થતા હોય તે વેળા ઝાડા બંધ કરવાની સખત દવા પીવાથી જ મને હજી પણ કબજિયાતનો રોગ હશે! પણ એવી રીતે માંદા પડવાના ઢોંગ કરવાની મને પછીથી જરૂર જ રહી નહિ.

પાલીતાણાના ઘરમાં એક ઓટલાની બાજુમાં બીજો ઓટલો હતો અને દાદર ઉપર દોરડું હતું જે ઝાલીને દાદર ઉપર જવાનો ઘણે ઠેકાણે રિવાજ હોય છે. દોરડું પકડીને, કૂદકો મારીને હું એક ઓટલેથી બીજે ઓટલે જતો. એક વખત દોરડું છટક્યું અને હું ઓટલા ઉપર બરાબર નાક ઉપર જ પડયો. પુષ્કળ લોહી વહ્યું અને માંડમાંડ તેને અટકાવ્યું. પણ તે પછી તરત જ હું માંદો પડવા માંડયો અને મહિનામાં બે ત્રણ વાર તાવ અને ઉધરસના હુમલા આવવા લાગ્યા. આ પ્રમાણે હું સત્તાવીશ વર્ષનો થયો ત્યાં સુધી ચાલ્યું. તે દરમ્યાન અમે તરેહતરેહનાં દવાદારુ કર્યાં; અનેક દાક્તરોની સલાહ લીધી પણ કોઇ ખરું કારણ શોધી શકયું નહિ.

અવારનવાર દાક્તરો કહેતા : "છોકરો ક્ષયરોગથી પીડાય છે, ભાગ્યે છ મહિના જીવશે."

સત્તાવીશ વર્ષે મને ઉધરસનો સખત હુમલો આવેલો અને તેને લઈને ડાબા કાનનો પડદો તૂટી ગયેલો. તે વેળા એક વખત હું કોઈ દાક્તરને ત્યાં જવા ટ્રેનમાં બેઠો ત્યારે એક મિત્રે મને અમસ્થું જ પૂછ્યું: "ધનસુખભાઇ, તમે છએ ભાઇબહેનમાં બીજાનાં નાક અણિયાળાં છે અને તારું નાક કેમ આમ બેઠેલું જણાય છે?" મેં જવાબમાં મારા અકસ્માત વિશે કહ્યું એટલે તે તરત બોલી ઊઠયો: "અરે ભલા, આઠ વર્ષે અકસ્માત થયો અને સત્તાવીશ વર્ષનો થયો ત્યાં સુધી રોગનું કોઈ કારણ જ ન શોધી શક્યું? આ નાકનું જ બધું તોફાન છે. બતાવ દાક્તર દલાલને."

બીજે જ દિવસે દા. દલાલને ત્યાં હું ગયો. એમણે જોઇને જ કહી દીધું: "અલ્યા, તું આટલાં વર્ષ જીવ્યો કેમ? તારા નાકમ બંને માર્ગ બંધ છે. તું તો મોંએથી જ શ્વાસ લે છે!"

પહેલાં માત્ર એક નસકોરામાં 'કોટરાઇઝ' કરાવ્યું. આ દિવસ રહીને બીજા નસકોરામાં 'કોટરાઇઝ' કરાવ્યું. પહેલી વખતે જ દાક્તર 'કોટરાઇઝ' કરી રહ્યા અને મારી ઉધરસ મટી ગઈ! ત્ય સુધી મારું વજન કોઇ પણ દિવસ સો રતલથી વધેલું નહિ કોટરાઇઝ કરાવ્યા પછી વગરદવાએ, મહિનામાં હું દસ રતલ વધ્યો. પણ આઠ વર્ષથી સત્તાવીશ વર્ષ સુધી નાકને બદલે મોંએથી શ્વાસ લેવામાં, મારા શરીરમાં જોઇએ તે પ્રમાણમાં ઓકસીજન જઈ શક્યો નહિ એટલે શરીર બંધાયું જ નહિ અને આખી જિંદગી માંદા માણસ તરીકે વીતાવવી પડી.

કોલેજમાં જઈ અંગ્રેજી ભાષાના પારંગત થવું અને એ ભાષાના જ મહાન લેખક થવાનાં સ્વપ્ન, મોટી પદવીઓ મેળવ ઇચ્છેલી અને ઇચ્છાજોગ વસ્તુઓ પ્રાપ્ત કરવાના કોડ, રમતગમ

કોઈ રણજિતસિંહ કે ધ્યાનચંદ અને અખાડામાં કોઈ ગામા કે મેંડો થવાની ભાવનાઓ–એ સર્વ માત્ર હું દોરડું ચૂકી ગયો એથી ધૂળમાં મળી ગયું. હું અંગ્રેજી ભાષામાં મહાન લેખક ન થયો, ગોરો પદવીધારી ન થયો, અનેક ઇચ્છાઓ અપૂર્ણ જ રહી અને આજે જેવો છું તેવો જ થઈ શક્યો!

આશરે ઈ. સ. ૧૯૩૪માં હું ભુનો કરીને અહીંના મશહૂર જ્યોતિષી પાસે ગયેલો ત્યારે એણે મારું ભૂતજીવન કહેતાં કહેલું કે તારી આઠ વર્ષની વયે તને નાક ઉપર અકસ્માત થયેલો, જેને લઈને તારું આખું જીવન ફેરવાઈ ગયું છે!

એ સમયે કાઠિયાવાડમાં ઓઝલ સખ્ત એટલે ખૂબસૂરત સ્ત્રીઓ, નાનાં છોકરાંઓને પણ ક્વચિત જ દેખાતી. વઢવાણ અને તેની આસપાસ કુદરતી સૌંદર્ય હશે તો મારી આંખે તે જોયેલું નહિ. હા, વાંકાનેરમાં મોટી વાડીઓ હતી ત્યાં અમુક પ્રમાણમાં કુદરતી સૌંદર્ય જોયેલ પણ ખરું પણ હૈયું હાલી ઊઠે એટલા પ્રમાણમાં તો નહિ જ. પણ હું જ્યારે છ–સાત વર્ષનો હતો ત્યારે મેં નરી સુંદરતાનું પ્રથમ દર્શન કર્યું. એ દર્શને મારી સૌંદર્યપારખુ દૃષ્ટિ ઉઘાડી. તે પછી જ વઢવાણમાં તો ખાસ નહિ પણ પાલીતાણામાં વડારણોનાં સપ્રમાણ શરીર અને જાણે તેમાં રહેલ અનેકવિધ ખૂબીઓ વધુ સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર કરાવવા જ વસ્ત્રપરિધાન કરવામાં આવતાં હોય તે પ્રમાણે, એ શરીરની સુંદરતાને ઓર દીપાવતા ચુસ્ત કમખા, પછેડા અને ઘેરબંધ ઘાઘરા અને તેનાં જુદાજુદા રંગનાં કલામિશ્રણ મારી આંખે ચડ્યાં. અહીં રાસ અને ગરબામાં આ પ્રકારના પોષાકનાં અનુકરણ થાય છે પણ અર્થ વગરનાં, રસ વગરનાં, જોમ વગરનાં.

એ પ્રથમ દર્શનનું વર્ણન મેં 'સૌંદર્યદર્શન' નામે લેખમાં કર્યું હતું, તે અહીં ઉતારું છું:

સુરતથી વઢવાણ જતાં એક સ્ટેશને અમારી ટ્રેન ઊભી રહી.

બપોરના સખ્ત તડકાથી પૃથ્વી બળી રહી હતી એકંદર કલાસના ડબામાં હું મારા કુટુંબીજનો જોડે બેઠો હતો બારીમાંથી બહાર જોતો શૂન્યહૃદયે બેસી રહ્યો હતો તે વખતે મોટા સ્ટેશને ટ્રેનો લાંબો સમય ઊભી રહેતી થોડી વાર થઈ હશે પાસેથી બીજા પાટા ઉપર એક બીજી ટ્રેન આવીને ઊભી રહી અકસ્માત રીતે એક દેશી રાજ્યનું સલૂન અમારા ડબાની સામે જ ઊભું રહ્યું. સલૂનમાં એક રાજકુમારી અરીસાની સામે ઊભી ઊભી પોતાના વાળની લટ ગૂંથતી હતી

વીસેક વર્ષની આ રાજકુમારી ખરેખર સુંદર હતી? કે સામાન્ય દેખાવની જ હતી? મેં ફરીથી એને જોઇ નથી એ પ્રસંગને આજે સુમાલીસેક વર્ષ થઈ ગયાં છતાં આજે પણ એ રાજકુમારીની સૌંદર્યમૂર્તિ જોઈ શકું છું એના લાંબા, લગભગ ઘૂંટણે નાળ શ્વેત સંગેમરમર જેવી તેની ત્વચા અને તેના અણુએ અણુમાંથી ઝરતું યૌવન, લગભગ કોણી સુધીની બાહ્યવાળો તસતસતો અતલસનો કમખો, ઘેરવાળો રેશમી ઘાઘરો અને ઉપર જામનગરી ઓઢણીનો પછેડો મારી બાળકઆંખે આવી નગ્ન સુંદરતા જોયેલી જ નહિ એટલે હો કે બીજું ગમે તે કારણ હો, પણ મારા હૈયામાં કોઇ અજબ ઉત્સાહનું પૂર આવ્યું 'સુંદરતા એ જ પવિત્રતા છે અને પવિત્રતા એ જ સુંદરતા છે' એ વાક્યો તો તે પછી ચારેક વર્ષે મેં વાંચેલા પણ જ્યારે મેં એ વાંચ્યા ત્યારે તરત જ મને આ દૃશ્યનું સ્મરણ થયું અને એ વાકયની યથાર્થતા તરત મારે મગજે ચિતરી ગઈ

સૌંદર્યને પવિત્ર ભાવનાથી જ નીરખવું જોઇએ, ભક્તિ પવિત્ર હૃદયે જ રચી જોઇએ એ વિચાર તે પ્રસંગથી મારા હૃદયમાં કોતરાઇ ગયા, અને આજ સુધી જ્યારે જ્યારે અનુપમ સુંદરતાનાં દર્શન કરું છું ત્યારે ત્યારે મારું હૃદય પવિત્ર ભાવનાઓની ઊર્મિઓ જ અનુભવે છે ભાગ્યે એકાદ મિનીટ મેં આ દૃશ્ય જોયું હશે પણ એ દૃશ્ય મારું હૃદય આજ પણ ભૂલ્યું નથી એમને એની

અસર કેટલી ઊંડી અને બળવાન હશે એ સમજી શકાય એમ છે.

કેટલાંય વર્ષો પછી રિચર્ડ લ'ગેલિયનની 'ધ પ્રિન્સેસ ઍન્ડ ધ મિરર' નામની નવલિકા વાંચી ત્યારે ક્ષણભર મને એમ લાગ્યું કે મારે એ નવલિકા લખવી જોઈતી હતી; કારણ કે લ'ગેલિયને કલ્પનામાંથી રાજકન્યાને ઉત્પન્ન કરી હતી; મેં તો નજરે જોઈ હતી. આ પ્રસંગને લઈને મને એ નવલિકા પ્રત્યે સહજ પક્ષપાત થયેલો અને મેં તેનું ભાષાંતર કરીને મારા 'વાર્તાવિહાર' નામના સંગ્રહમાંની 'રાજકન્યા અને ભરથરી' નામે વાર્તા કોઈ સામયિકમાં પ્રસિદ્ધ કરેલી. એ ભાષાંતર વાંચીને સ્વ. શ્રી સુમતિ લલ્લુભાઈએ એક મોટું કાવ્ય પણ લખેલું.

જુદાં જુદાં મનુષ્યો જુદી જુદી દૃષ્ટિએ સૌંદર્ય નીરખે છે. મારા હૃદયમાં સુંદરતા અને પવિત્રતા અવિભક્ત સ્વરૂપે વસેલ છે એટલે મારી દૃષ્ટિએ દેખાતી સુંદરતા અન્યને દૃષ્ટિગોચર થતી નથી. સામાન્ય રીતે ભૂસૌંદર્ય કરતાં જલસૌંદર્યથી હું વધુ આકર્ષાઉં છું. સિમલાથી દેખાતાં હિમાલયનાં ગિરિશૃંગો કરતાં મને સુરતની અર્ધનિદ્રાવશ તાપીનાં સલિલ વધુ સુંદર લાગે છે.

સુરતની તાપી, ભરૂચની નર્મદા, તોફાને ચડેલી અમદાવાદની સાબરમતી, ડુમસ, હજીરા, તીથલ, જુહુ, વેસોવા અને કરાંચીના સમુદ્રો દિવસોના દિવસો સુધી નીરખતાં હૃદય કંટાળતું નથી. દિને દિને નવા પ્રકારનાં રૂપ ધારણ કરતા એ પાણીના પ્રવાહ મારા હૈયામાં દિને દિને નવનવી ઊર્મિઓ જગાડે છે.

પણ કુદરતના એક અલ્પાંગ મનુષ્યના સૌંદર્યને નીરખતાં હું બીજું બધું ભૂલી જાઉં છું. કોઈ દુલિપસિંહ કે એલ. પી. જાઈની 'બૅટ્સમૅનશિપ', કોઈ અમરસિંહની બોલિંગ, કોઈ ધ્યાનચંદની હૉકી, કોઈ ટિલ્ડન, કોશે કે રામિયોના ટેનિસના સ્ટ્રોક્સ, કોઈ સૅન્ડોનું સ્નાયુબદ્ધ સપ્રમાણ શરીર, ઉદયશંકરની રાસલીલા, કોઈ યુવતીનું

ગરબા ગવડાવતી વખતનું કે રાસ રમતી વેળાનું અમીઝરતું લાવણ્ય મારી સૌંદર્યપિપાસુ નજરે ચડે છે, ત્યારે હું કોઈ નવી જ દુનિયામાં વિચરું છું.

આવી ક્ષણોએ હું એમની પાસે કાંઈ વધારેની આશા રાખતો નથી—હું જોઉં છું એટલાથી જ મને સંતોષ થાય છે; પરંતુ નિકટ પરિચયમાં આવતાં સ્નેહીજનોના આવા બાહ્ય સૌંદર્ય ઉપરાંત એમના આત્માની સુંદરતા નીરખવા મારું મન તલસે છે અને અમુક પ્રમાણમાં જો એ હું ન ભાળી શકું તો ખિન્ન થઈ જાઉં છું. મારે મન સુંદર એવાં મારાં સ્નેહીજનો કોઈ પણ પ્રસંગે કોઈ હદમની ક્ષુલ્લકતા ઉઘાડી પાડતું નાનામાં નાનું કાર્ય કરે તો મને સખ્ત આઘાત લાગે અને એ આઘાતે થયેલો ઝખમ લાંબા કાળ સુધી રૂઝાતો નથી.

વઢવાણની સરકારી નોકરી છોડીને પાલીતાણામાં નાયબ દીવાન તરીકે જવાનું પાલીતાણાના દીવાન ગણપતરાવ લાડના આગ્રહથી કાકાજીએ નક્કી કર્યું તે વેળા અમે બધાં છોકરાં જાણે અદ્ભૂત નવી દુનિયામાં જવાનાં હોઈએ એવા આનંદમાં આવી ગયાં હતાં, મોટા જાણે નહિ એવી રીતે, અમે—અમારા પડોશીનાં છોકરાં કાઠિયાવાડનો નકશો જમીન ઉપર પાથરીને તેમાંથી પાલીતાણા શોધી કાઢી તેની સામે જોયાં કરતાં હતાં. પાસે શેત્રુંજાના ડુંગરની નિશાની કરેલી તે ઉપરથી તે પર્વત કલ્પવાનો યત્ન પણ અમે કરતાં.

પાલીતાણે ગયાં પણ ખરાં અને ત્યાં અઢીએક વર્ષ રહીને અચાનક કાકાજીએ રાજીનામું આપ્યું. ઘરમાં સામાન બાંધવાની તડામાર તૈયારીઓ ચાલી રહી. ત્રણ દિવસ પછી એક દિવસે સવારે મળસ્કે શેત્રુંજી નદીના લગભગ સુકાઈ ગયેલા પટ ઉપરથી અમારો ઘોડાનો શગરામ માત્ર પાલીતાણાને નહિ પણ સમસ્ત કાઠિયાવાડને છેલ્લી સલામ કરીને ચાલતો થયો. અરધી ઊંઘમાં, ઘડીકમાં દુઃખ પામતું, ઘડીકમાં ઉજળી દૃષ્ટિએ સુરત જોવાનો યત્ન કરતું, આનંદ

પામતું, મારું અગિયાર-બાર વર્ષનું શરીર કાઠિયાવાડ છોડી ગયું.

વર્ષો પછી એક વાર અમદાવાદથી લખનર ત્યાંના કુંવરોના લગ્નપ્રસંગે અમે આઠેક દિવસ ગયેલાં. તે સિવાય માત્ર શ્રી. ઝવેરચંદ મેઘાણી અને શ્રી. ગુણવંતરાય આચાર્યનાં પુસ્તકો દ્વારા કાઠિયાવાડનાં સ્મરણો આછાં, પાતળાં, ઘેરાં હૈયામાં ઉદ્‌ભવે છે અને ધીમે ધીમે પાછાં શમી જાય છે.



## પ્રકરણ પહેલું

અમે સૂરત આવી પહોંચ્યા અમને સહાને માટે ત્યા આવેલાં જોઇને અમારા ત્યાના સગાને ન તો દુખ થયુ, ન તો સુખ થયુ. કાંઇક તટસ્થ–ઉદાસીન વૃત્તિથી અમને તેમણે અમારા વતનમા સત્કાર્યાં. તે વખતે અમારુ ઘર જૂનું અને સડિયારુ હતુ અત્યારે વિચાર માત્રથી કંપારી આવે તેવુ ઊંડા ડામનાનું સડાસ હતુ પાચ સાત

વર્ષો તે ખાળકૂવો ખોદ્યે લાગે મહિનાઓ સુધી આખા મહોલ્લામાં ભયંકર બદબો ફેલાઈ રહે એ ખાળકૂવામાં પડી જવું એ અશક્ય હતું, કદાચ કોણ જાણે શાથી મને એવી રીતે હું પડી જાઉં અને મૃત્યુ પામું એ વિચાર ઘણીવાર આવતા અને એનાથી હું ત્રાસી જતો નવું ઘર બંધાતાં એ પ્રસંગનું સંડાસ નીકળી ગયું અને સાદું ટોપલીનું બંધાયું પણ એના ડરામણા સપનાં મને તે પછી પણ વર્ષો સુધી અવારનવાર સતાવતાં

અમારા તરફના ઘરનો ભાગ અને બાજુનું કુટુંબ રહેતું એ ઘરનો ભાગ એ બે વચ્ચે એક નાની, બંધ સાંકડી ગલી હતી. અને આજે પણ છે, અને તે ગલી ઉપર એ બે ભાગોને જોડનાર પૂલ હતો આ પૂલ ઉપરથી જતાંમાં મને સાહસ લાગતું કોઈ કિલ્લો, કોઈ આગબોટ, કોઈ પ્રચંડ મહેલ એવા કોઈની સાથે એ પૂલને હું કલ્પનામાં જોડતો, તુમુલ યુદ્ધ ચાલતું હોય એ પૂલ તૂટું તૂટું થઈ રહ્યો હોય, નીચે દુશ્મનો મારા શરીરને કાપીને ટુકડા કરવા તલસી રહ્યા હોય, અને હું ઉપર અડગ કોઈ કેસર મહારાણા જેવો એકલો મારી તાતી તલવાર વીંઝતો એ બધાનો સામનો કરતો હોઉં એમ મને લાગતું સાથે સાથે મનમાં ડર પણ લાગતો દિવસમાં આઠ દસ વખત હું એ જ રીતે પૂલ ઓળંગતો અને આઠ દસ વખત આ બધા ખ્યાલ મને આવી જતા

અમારા ભાગમાં ઉપર એક માળિયો હતો જેના ઉપર કાંઈ જમાનાનું અરચુરણ પરચુરણ પડ્યું હતું તે માળિયા ઉપર સાપ, વનેણ ઘુમ, ચામાચીડિયાં વગેરે સારી સંખ્યામાં હતાં એમાં તો ભલો શક નથી પણ મોટેરાઓની ખાનગી વાતોથી એમ પણ જણાતું કે એમાં ભૂતો પણ રહેતાં હતાં મારા મનના કુટુંબી નોકરોના ભાગી વયના છોકરાઓ આ માળિયા-ભંડારિયા વિશે વાત કરતા, સ્વાભાવિક રીતે જ વધુ જાણવા અંગે હું એમને એ વિશે વારંવાર પૂછતો અને

એમના શુષ્ક, વાસ્તવિક વર્ણનોમાં મારાં વાચનની મદદથી ભૂત, પ્રેત, વશીકરણ, સાપોના જુદા જુદા પ્રકાર, પરીઓ વગેરે વિશે વાતો સરળતાથી ગોઠવાય અને સાંભળનાર પચાવી શકે તેટલા પ્રમાણમાં હું એમાં ગોઠવતો અને પછી એવી વાતો કરતો.

પરિણામે હું પણ એ બધું માનતો થયો અને અમે છોકરાઓ વડીલોની નજર ચુકાવી, કોઈ કોઈ વાર એ કાનરિયા ઉપર ધસારો કરતા. અત્યારે જેમ અત્યારે પણ હું ઘણું ખરું સેનાપતિ તરીકે બધાં કાર્યોમાં પાછળ જ રહેવાની યોજના ઘડું છું, અને રહું છું તેમ તે વેળા પણ બધાને એ ભૂત-પ્રેત-સર્પ વગેરેથી ભરપૂર નર્કમાં મોકલી દાદરને છેક ઉપને પગથિયે ઊભો ઊભો બધાને વધારે ઉંડાણમાં જવા પડકારતો અને જરા પણ ભય જોતાં સેનાપતિની કૂનેહથી દાદરના પગથિયા ઊતરી બહાદુરીથી પીછેહઠ કરી જતો. મારી વાતોથી મેં મારો એ નાના વર્તુલમાં પણ સેનાપતિ તરીકેનો હક્ક સ્થાપી દીધો હતો, એટલે મારા ઉપર કોઈ કાયરતાનો આરોપ મૂકી શક્તુ નહિ.

મારા દાદાની એક મોટી વયની વિધવા પુત્રી વેણીગવરી, એક નાની પુત્રી નંદગવરી (નંદુમડેન), પુત્રવધૂ ચંદનભાભી અને બીજી પુત્રવધૂ ઓચ્છવ ભાભી એ સર્વને મારા પ્રત્યે ખાસ પક્ષપાત હતો. અમે જ્યાં સુધી સૂરત રહ્યા, ત્યાં સુધી એ પક્ષપાત એવો ને એવો કાયમ રહ્યો પણ સૂરત છોડ્યા પછી અને ખાસ કરીને કાકાજીના મૃત્યુ પછી સૂરતના સગાસબંધી સાથેનો સબંધ ઓછો થતો ગયો. કેટલાય સગાઓ મૃત્યુ પામ્યા, રહ્યા તેઓ પણ લાંબે ગાળે બોલવાનું થાય એટલે સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતો સંકોચ અનુભવી રહે. ચંદનભાભીના સીમંત વખતે અમુક ક્રિયા વેળા ખોળામાં બેસવાનો અને ઓચ્છવ ભાભીના સીમંત વખતે તેમને ભુસેટ મારવાનો (ભાભીના ગાલ ઉપર હાથેથી કંકુના છાપા મારવા તે) હક્ક મને મળેલો તે બે પ્રસંગો મને હજી, ચાળીસ વર્ષ પછી પણ યાદ છે, કારણ કે આ પ્રસંગો સ્ત્રીઓના જ એટલે ટોળેટોળાં સ્ત્રીઓએ મારી ખૂબ-

સુરતીના વખાણ કરેતાં હું ખોળામા એનુ તો મારા જેવો જ ખૂબસૂરત છોકરો થશે, એવી વાતો કરેતી અને અનેક યુવાન સ્ત્રીઓએ ગમે તે નિમિત્તે મને તે પ્રસંગે ખોળામા બેસાડી દીધેલો પણ ખરો! તે સમયે મારી ખૂબસૂરતીના જો કોઈ વખાણ કરતું તો હું બહુ જ આનંદ પામતો

સૂરતના તે વખતના ઘણાખરા ઘર જૂના અને અંધારિયાં હતા અને દરેક ઠેકાણે ભૂતપ્રેતનુ અસ્તિત્વ હતું જ એવી માન્યતા પ્રચલિત હતી. એવુ વાતાવરણ, મને એનાથી ડર લાગતો છતા, મારી વિનોદમય પ્રકૃતિને પ્રિય લાગતુ એ વાતાવરણમા ડાકિયાની પ્રથાએ મારો જેવો ઉમેરો કરેલો હવે પણ સૂરતમા હુ ગતના ડાકિયો અને તેની ડુગડુગી સાભળું છુ ત્યારે મને સહેજ ભયની કંપારી તો આવે છે જ, તો તે વેળા મને કેવી ઊર્મિ થતી હશે, તેનો ખ્યાલ સૌ કોઈ કરી શકે

અલ્પ સમયમા ઘરના ભાગ પડયા અને વેરાવાડ તરફ આવેલ ભાગ અને રાખ્યો. એમાથી માત્ર કૂવો, ટાંકુ અને એક ઓરડો નીચે અને તેની ઉપરનો ઓરડો એટલુ અનામત રાખીને બાકીનું બધુ અમે તોડાવી નાખ્યું અને નવુ ઘર બધાવ્યુ અમારા દાદાએ પણ નવુ ઘર તે જ વેળા બંધાવ્યુ અમે પાછળ અને આગળ વાડા રાખ્યા છે પેલો ભૂત અદશ્ય થઈ ગયો નવા ઘરની બાંધણીમા કોઈ મોટા ઈજનેરે મગજમારી કરીને પ્લેન ઘડયા હોય એવુ નથી આગળ નાનો લગભગ ચોખંડો વાડો, તે પછી એક મોટો ખંડ આ ખંડમા દેવદારનુ પાર્ટીશન પાડીને બે ખંડ કરવામા આવ્યા છે. એમાના એકની પાછળ એક બીજો ખંડ, બીજાની પાછળ કૂવો અને ટાંકાવાળો ઓરડો અને તે પછી પેલો અનામત રાખેલ જૂનો ઓરડો. આગલા બે ખંડની ઉપર એક મોટો ખંડ અને તેની પાછળ પણ એક જ ખંડ આ પ્રમાણે બીજે માળે પણ અને તેની ઉપર છાપરી

પહેલા માળના ખંડનો ઉપયોગ લગ્નપ્રસંગે નાચમુજરો કરાવવાનો. સદ્‌ભાગ્યે, કાકાજી તેમજ બાએ એ ખંડનો એ પ્રકારનો ઉપયોગ જયસુખલાલ તથા રમણગવરીનાં લગ્ન થયેલાં તે વખતે થતો જોયેલો. ત્યાર પછી તો નાચમુજરાના ભાવ ઘટતા ચાલ્યા અને આજે તો ઠેર ઠેર અને ઘેરઘેર નૃત્યકારો ઉત્પન્ન થઈ ગયાં છે, એટલે એવા નાચમુજરા કરાવવાનાય ક્યાંથી અને જોવાનાય ક્યાંથી? બાકી એ ખંડમાંથી બીજા ખંડમાં જવાના બારણા આગળ મોટી જાળી આજ પણ હું જ્યારે જોઉં છું ત્યારે ૧૯૦૪માં થયેલ એ નાચ વખતે એ વિષયમાં રસિયણો, પીઢ વયની સ્ત્રીઓય જાળીમાંથી જોતી હતી અને રસ લેતી હતી તેનું દ્રશ્ય મારી સમક્ષ ખડું થઈ જાય છે. તે વેળા આવેલી ઈદન તે સમયે પણ વૃદ્ધ હતી. તેના મૃત્યુ પછી સૂરતમાં કોઇ એવી પ્રસિદ્ધ ગાયિકાનું નામ સાંભળ્યું નથી. આજે સંગીતમાં અતિ સામાન્ય જ્ઞાન ધરાવનાર ફિલ્મી ગીતો, ભજનો કે એવી એવી ચીજ ગાઈ જનાર કોન્સર્ટોદ્વારા ચિકાર હાઉસ મારી શકે છે. તે વેળા ઈદન જેવી ગાનારીને, રાતના દસથી સવારે પાંચ સુધી ગાનાર અને નૃત્ય કરનાર સ્ત્રીને એક વખતના પચ્ચીસ–પચાસ રૂપિયા આપનાર પણ બંધ થઈ ગયા! અને પરિણામે એવાં ગાયકો અને નૃત્યકારો આશ્રય અને સહાય વિના દારિદ્રય ભોગવતાં મૃત્યુ પામ્યાં અને સાથે પોતાની કલા પણ લેતાં ગયાં.

ભોંયતળીએ નોકરો સૂતાં અને રસોઈપાણી થતાં. પહેલે માળે બે ઓરડા અને આગળ ગૅલેરી. એ ગૅલેરીમાં હું કોઇકવાર, સાંજે હોઉં ત્યારે સૂતો. નીચેના ઓટલા ઉપરથી આવતો દાદર આગલા ખંડમાં પડતો. એના કઠેરાને અઢેલીને બેએક તકિયા અને નાની સરખી ગાદી અને એની આગળ નાનું ઢાળિયુ ટેબલ એ કાકાજીની નિત્યની બેઠક. સામે એક મોટી જાજમ અને પાંચ સાત તકિયા. આ જાજમ વિશે મેં 'અમે બધાં'માં લખ્યું છે અને 'સરી જતું સૂરત' માં આગલે જ પાને એનો ઉતારો આપ્યો છે. એક બાજુ એક જીર્ણ

સોફા અને બે ત્રણ એવી જ કાઠિયાવાડમાં બનાવરાવેલી ખુરશીઓ. આ ખંડને આગલા વાડા તરફ ત્રણ બારણાં અને બે બારી હતાં. તેની બરાબર સામી બાજુએ ત્રણ બારી, એક મુજરો જોવાની મોટી જાળી અને બારણાં હતાં. આ ઉપરથી મેં 'અમે બધા'ના 'સવજન'ના પ્રકરણમાં ખાનગી વાતચીત કે પ્રેમાલાપ કરવાની મુશ્કેલીઓ સુરતના રોમીયો અને જુલીએટને કેટલી પડતી હશે તેનો કાંઈક ખ્યાલ આપવાનો પ્રયાસ કરેલો એની પાસેના ખંડમાં આગલા ખંડમાનાં બે બારણાં અને એક મોટી જાળી ઉપરાંત બીજે માળે જવાનો દાદર હતો અને પાછલા કંપાઉંડમાં પડતી ત્રણ બારીઓ હતી. ઉપરના ત્રીજે માળે જે બે ઓરડાઓ હતા, એને પણ અનબ્ય બારી બારણાં હતાં ઉજાસને માટે હતાં, એટલે પ્રેમાશ્રમને બદલે બ્રહ્મચર્યાશ્રમને શોભે એવાં અમારા સુરતના ઘરો હતાં

જયસુખલાલ ૧૯૦૪માં પરણ્યા તે પહેલાં, બીજે માળે, રાતના વખતમાં હું અને જયસુખલાલ સૂતા પરણ્યા પછી રાતના સમયમાં જયસુખલાલ અને એમના પત્ની સૂતાં બાકી તો અમારું આખું કુટુંબ કાકાજી—બાપથી માંડીને નાનામાં નાના માણુભાઈ આગલા ખંડમાં સૂતા. રાતના બાર વાગ્યા સુધી અમારા તરફથી કાકાજી અને હું, સામેથી કાકાને ત્યાંથી ઉમિયાશંકર કાકા, અતિલક્ષ્મી કાકી (જેમને બધા મગામ્નેહીઓ માત્ર ભાભી કહીને જ સંબોધતા અને કાકાને 'મોટા ભાઈ' તરીકે ઓળખતા) અને એમના પુત્ર ઇશ્વરલાલ, પાસે પડોશીને ત્યાંથી દુર્ગાશંકર, બાનાશંકર અને કમળાશંકર વગેરે ભાઈઓ અને જમણી બાજુથી રૂખીનાથ તડાગની ત્રીજે બેના બાર વાગ્યે આવતો કાઠિયો પણ એમાં ભાગ લઈ જતો

મારા ચાલુ મંદવાડને લઈને હું સ્કૂલમાં તો કોઈક વાર જ જતો એટલે રાતે પણ મોગટા રમવાની મને છૂટ હતી મોગટામાં પાસાથી નવરસ અને ચકરસ અમે રમતા. કાઠિયાવાડમાં કાકાજી

પાસા ચીપતા અને તેમનાથી કોઇક વખત ધારેલા દાવ પડતા પણ એ વિદ્યા એમને બહુ ઓછી આવડતી. માત્ર એમના મિત્ર વર્તુલમાં એ કોઇ જાણતું નહિ, એટલે એના જોર ઉપર એ રાચતા. એમને હારે તો બહુ લાગતું હતું; જે લક્ષણ વધતાઓછા પ્રમાણમાં એમનાં બધા છોકરાઓમાં આવ્યું છે, માત્ર સાધુભાઇમાં એ નથી. સૂરતમાં મંદવાડમાં મને ફુરસદ વધારે અને મને એવી એવી બાબતોમાં સારી શક્તિ હતી એટલે કાકાજી નહિ જાણે તેમ મેં કલાકોના કલાકો પ્રેક્ટિસ કરી અને આખરે એ પાસા ચીપવામાં હું એટલો નિષ્ણાત થયો કે દસ વખત પાસા ચીપું તો માત્ર એકાદ વેળા ધારેલા દાવ પડતા નહિ ! એ શક્તિ પ્રાપ્ત થયા કેડે મેં કાકાજીને ખુલ્લી ચેલેંજ ફેંકી. દરેક વખતે હું કાકાજી સાથે છકરસ રમતો અને દરેક વખત હું જીતતો. કાકાજી ઘણા ઉશ્કેરાઈ જતા. થોડો વખત આમ ચાલ્યું અને પછી ઘરમાંથી કોઈએ વાત ફોડી. કાકાજીએ મને સખત ઉધડો લીધો અને હવે તું ચીપશે તો બાજી ઉઠાવી નાખીશ એવી મને ધમકી મળી. ચીપવું એ એક પ્રકારની ઠગાઈ છે, હરામખોરી છે એમ પણ જ્યારે મને કહેવામાં આવ્યું ત્યારે મેં તેઓ ચીપતા એ વિશે વિનયથી યાદ દેવડાવ્યું અને અમુક વિષયમાં નિષ્ણાત થવું એમાં કદાચ ઠગાઈ કે હરામખોરી ગણાતી હશે એવું ગર્ભિત રીતે મારાથી બોલાઈ જવાયું. બસ મારા ઉપર આભ તૂટી પડ્યાં. જો મારી ચાલુ માંદગી મારી મદદે ન હોત તો તો કદાચ હું આટલું બોલવાની હિંમત ન જ કરી શક્યો હોત.

મેં મારી શક્તિ કાકાજી સિવાય અન્ય ખેલાડીઓ સામે વાપરવા માંડી. આરંભમાં મારી જીતોથી હું આનંદ પામ્યો, પણ પછીથી રમતમાંથી અચોક્કસતા નીકળી જવાથી મને રસ પડવા ન માંડ્યો અને સામાં રમનાર પણ ધીમે ધીમે મને ના પાડવા લાગ્યાઃ એટલે કલાકોના કલાકોની મહેનતથી, 'રૂસે' વગેરેમાં જેમ અનેક ખેલાડીઓ પ્રભુતા પ્રાપ્ત કરવાના યત્ન કરે છે તેમ, પ્રભુતા પ્રાપ્ત

કર્યો પછી મેં ચીપવાનું છોડી દીધું. માત્ર કોઈ કોઈ વાર, કટોકટીના પ્રસંગે, અનાયાસે જ મારાં આંગળાં પાસાને તે પ્રમાણે પકડી લેતાં અને ધારેલા દાવ નાખી પણ દેતાં! વિજય જ્યારે અતિ સુગમ થાય છે, તે મળશે કે નહિ એ વિશેની અચોક્કસતા તદ્દન નીકળી જાય છે ત્યારે એ વિજયની મહત્તા ઘટે છે, એમાં સદૈવ આનંદનું પ્રમાણ ઓછું થાય છે અને આપણે ઉદાસીન થઈ જઈએ છીએ

રાતના કોઈ કોઈ વાર અમારા કાકી મારી સાથે ચટરસ રમવા બેસતાં. પણ ગૅસનો વખત, તે વખતે વીજળી હતી નહિ એટલે પ્રકાશ ઓછો અને એમની વય એવી કે પોતે પાસા નાખી સોગઠી ચલાવે અને હું હાથમાં પાસા લઉં એટલામાં એમાં એક એ ઊંઘી ગયા હોય! એ તકનો લાભ લઈને હું બાજી એવી રીતે ગોઠવી દેતો કે ગમે તેવી એમની છતની બાજી હોય તો પણ મારી છતમાં જ એ પરિણમે એ ગોઠવી દીધા પછી હું મોટો ઘાંટો પાડતો. 'ભાભી! તમે પાછાં ઊંઘી ગયા! તમારો દાવ આવ્યો.' કાકી તરત જાગીને પાસા લે અને બોલે "ના રે દીકરા! એમ તે કાંઈ હું ઊંઘી જાઉં?" મનમાં એ મુંઝાયા કરે પણ પોતે ઊંઘી જાય છે એ વાત એમને કબુલવી નહિ એટલે મેં સોગઠાં ફેરવ્યાં એવું દોષારોપણ મારા ઉપર કરી પણ કેમ શકે?

આવી વસ્તુસ્થિતિમાં સૂરતીઓને અતિ પ્રિય ઘાટાઘાટ થઈ રહેતી અને કોઈ કોઈવાર કોઈને રમવાનું મન થઈ આવ્યું હોય તો તે મને ઉઘાડો પાડી મને ઉઠાડી પોતે રમવા બેસી જતો. આજે અમારા ઘરમાં માત્ર મને અને મારાં ભાભીને આ રમત આવડે છે અને બે એક વર્ષે એકાદ વખત અમે રમવા બેસીએ છીએ.

એ ઘર બંધાતું હતું ત્યારે હું ઘણીવાર ઇંટો ગોઠવવામાં, ભીંત ઉપર ટીપણી કરવામાં, લેવા વગેરેની મદદથી સીમેંટમાં કોતરકામ કરવામાં અને એવા કામોમાં કડિયા જોડે ભાગ લેતો હતો, પણ અશક્ત

શરીરને લઈને લાંબા સમયની પ્રેકટિસ થઈ શકે નહિ એટલે એ હુન્નર મને ખાસ આવડ્યો નહિ. હું વિન્સ્ટન ચર્ચિલ નહિ એટલે એણે ઈંટોથી કંપાઉંડની દિવાલ ચણી તેમાં એ જગતને છાપરે ચઢ્યો. મારી વાત તો અત્યારે થોડા વાંચનાર માત્ર જાણશે! બારીબારણાંને હળફુના-રંગ રંગવામાં મારી આવડત કાંઈક વધુ સંતોષકારક દેખાઈ આવી. બાકી તો નવું ઘર બંધાતાં સંડાસ વગેરે સારાં થઈ ગયાં, હવા-ઉજાસ ઘણાં વધી ગયાં અને મારાં હૃદયમાં રમતાં જૂના ઘરનાં ભૂત-પ્રેત વગેરેનું બેઠી વાતાવરણ સદાને માટે અદશ્ય થઈ ગયું.

આ નવા ઘરમાં ઠેઠ કાઠિયાવાડથી લઈ આવેલ એક પ્રચંડ પટારો પડ્યો છે. મજબૂતમાં મજબૂત અને લગભગ ત્રણ ઈંચ જાડાં લાકડાંનો અને તેના ઉપર ચારે તરફ પતરું મઢી લીધેલું એવો એ પટારો છે. ઉંચાઈમાં આશરે ચાર–સાડાચાર ફીટ, પહોળાઈમાં ત્રણેક અને લંબાઈમાં પાંચ–છ ફીટ. એ ધમડધૂસ પટારાનું બારણું મારા જેવા એકલાથી ઉઘડે તેમ ન હતું તેને પોતાની જે કળ છે તેની ચાવી એક ફૂટ લાંબી સંગીન લોખંડની છે, એને લટકાવવાનાં બે મોટાં તાળાં પણ એવા જ પ્રકારનાં પ્રચંડ છે. પહેલાં એ પટારામાં શી શી ચીજો છે એ જોવાની મને હમેશ ઉત્કંઠા રહેતી. અત્યારે તો એમાં જૂનાં અને મોટાં વાસણો પડેલાં છે. પણ આટલે આટલે વર્ષે એની એ ચાવી કે પેલાં બે તાળાં બગડ્યાં નથી, એ કાઠિયાવાડના લુહારની કારીગીરીનું એક સુંદર દૃષ્ટાંત.

આ વાત સંભારતાં મને બીજી વાત પણ સાંભરી આવે છે. પાલીતાણામાં એક સાદો લુહાર આવો જ ઉત્તમ કારીગર હતો. તે હારમોનિયમની રીડ બનાવતો અને કાકાજીના બનાવટી દાંતના ઢાળા પાડીને તે ઉપરથી રૂપાના દાંતના ચોકઠાં પણ તેણે બનાવેલ. એ ચોકઠાં પોલાં હતાં અને બને તેટલાં હલકાં હતાં, છતાં એમાં તાળવાં જોડે ચોંટવાનો ગુણ નહિ એટલે તે બે ચોકઠાંને નાની નાની સ્પ્રિંગ બે

બાજુથી મૂકેલી. મોંમાં એ રહેતા ત્યારે જરા પણ દુઃખતા નહિ-પણ ખોરાક ચવાતો કે નહિ એ મને આજે યાદ નથી.

એ પટારા આગળ બનેલ એક પ્રસંગ મને યાદ છેઃ કાઠિયાવાડથી કાકાજીએ રીવૉલ્વર લીધેલી. તે છ નાળીની હતી અને તેની સાથે કારતુસોની ડબી પણ રહેતી. પટારાની પાસે એક 'સ્ટ્રૉંગ રૂમ' બનાવવામાં આવ્યો હતો તેમાં એક ભંડારિયામાં, ચોરખાનામાં તે રીવૉલ્વર રહેતી. એક વેળા ત્યાં સુધી હું, માધુભાઈ અને મારી નાની બહેન પહોંચી ગયેલાં અને ખાંખાંખોળાં કરતાં અમારે હાથે એ રીવૉલ્વર ચડી. મેં રમતમાં એમાં કારતુસો પણ ગોઠવી અને બહેનને અડેજ છેટે ઊભી રાખી રીવૉલ્વર ફોડવાનો યત્ન કર્યો, પણ કોણ જાણે શાથી એ ફૂટી જ નહિ! એ ક્રિયા થઈ રહ્યા પછી મને એની ભયંકરતાનો ખ્યાલ આવ્યો અને બેચાર દિવસ જવા દઈ કાકાજીને મેં જ કહ્યું કે હવે આ રીવૉલ્વર અને કારતુસો રાખવાથી શો ફાયદો! એને કાઢી નાખોને! એ ઉપરથી કાકાજીએ એ વેચી નાખેલી.

– એ ફૂટી હોત તો?

## પ્રકરણ બીજું

પાલીતાણામાં અંગ્રેજીના સેકન્ડ સ્ટાન્ડર્ડ સુધી મેં અભ્યાસ કરેલો—એમાં પરીક્ષા તો મેં એકે આપેલી જ નહિ—એટલે સૂરત આવીને હું ત્યાંની તે વખતની ચુનીલાલ શાહની ખાનગીશાળા—સાર્વજનિક સ્કૂલમાં થર્ડ સ્ટાન્ડર્ડમાં બેઠો. તે વખતે એ સ્કૂલ બહુ નાના પાયા ઉપર હતી પણ ત્યાં શાહના મુખ્ય મદદનીશ તરીકે ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ હતા અને સૂરતમાં એ સ્કૂલ ભણાવવામાં પહેલે નંબરે ગણાતી, એટલે અમારા માટે એ સ્કૂલની પસંદગી કરવામાં આવી. ઈશ્વરલાલ ખાનસાહેબ મારી માના મામાના છોકરા—ભાઈ થતા હતા એ પણ એક કારણ હતું. સ્વ. ચુનીલાલ શાહથી હું એટલો ગભરાયેલો રહેતો કે એમને વિશે હું કશું કહી શકું તેમ નથી. તેમનો મિજાજ અતિશય ભારે ગણાતો અને હતો એટલું મને યાદ છે. પણ એઓ આવા ભાવનાશાળી હશે અને આત્મત્યાગ કરીને પણ સાર્વજનિક સ્કૂલ અને કોલેજ કાઢીને તેને જાહેર સંસ્થા તરીકે બનાવી દેવાના એમના આદર્શવાદી કોડ હશે એવું હું તે વખતે જાણી શક્યો ન હતો, અને પાછળથી સૂરત છોડ્યા પછી તો મારું કાર્ય તદ્દન નિરાળું થઈ ગયું હતું. એટલે એમની પ્રવૃત્તિઓથી હું અજાણ્યો જ રહ્યો હતો. એમના પુત્ર શ્રી. ચંદ્રવદન શાહને હું હમણાંનો ઓળખતો થયો, તે શ્રી. જયન્ત દલાલ અને એમનાં પત્ની માલતી દલાલને લઈને.

પણ ઈશ્વરલાલ ખાનસાહેબને તો જ્યાંસુધી એ જીવ્યા ત્યાંસુધી સૂરતની secondary (માધ્યમિક) કેળવણીના એક પ્રચંડ વડ જેવા એકલા, નિસ્પૃહી, નિરાભિમાની, મૃત્યુની અણી સુધી એવા

ને એવા ટટાર, અને મૃત્યુથી નિર્ભય પુરુષ તરીકે મેં ઓળખ્યા હતા અને બીજા અસંખ્ય વિદ્યાર્થીઓએ અને સહકાર્યકર્તાઓએ ઓળખ્યા હશે. વર્ષો સુધી એમની માસ્તર સાહેબ તરીકેની કારકીર્દિને લઈને એમને ઓળખનાર વિદ્યાર્થીવૃંદ એટલું વિશાળ અને આખા હિંદુસ્તાનમાં વહેંચાઈ ગયેલું હતું કે ન પૂછો વાત. એક વખત એમનાં પત્નીને લઈ ને એ જાત્રાએ નીકળ્યા હતા, ત્યાં માર્ગમાં અનેક ઠેકાણે જ્યાં જ્યાં એમને કોઈપણ પ્રકારની મદદ જોઈતી હતી ત્યાં ત્યાં એમના વિદ્યાર્થીઓ સ્ટેશને, ટ્રેનમાં તેમજ ગામમાં મળી આવેલા અને તેમણે બહુ આનંદથી તેમને મદદ કરેલી.

કૃષ્ણમુખરામ, અમારા કાકાજી વગેરેની પેઢીના એ વ્યક્તિશાળી પુરુષો પછીની પેઢીના પુરુષોમાં આગળ પડી આવે અને પોતાની આકૃતિથી આસપાસના મંડળમાં છાપ પાડે એવી વ્યક્તિઓમાં પ્રશ્નરલાલ ખાનસાહેબ મુખ્ય હતા. મજબૂત પાયાનું ભરાઉ કાઠું, ગૌરવર્ણું, કાંઈક લંબગોળ વદનમાં પ્રમાણમાં ઝીણી, હોંશિયારી દર્શાવતી પણ કપટરહિત એમની બે આંખો, માથે પ્રતિભાસંપન્ન લાગે તેવડા કદની છતાં બહુ મોટી નહિ એવી 'કાયસ્થ–નાગર શાહી પાઘડી, મોટી નહિ તેમ નાની નહિ એવી ઘાટીલી મૂછ, કાળો આલપાકાનો ડગલો, ઝીણું સ્વચ્છ ધોતિયું, સારી રીતે રાખેલાં બૂટ અને હાથમાં કાં તો છત્રી અને કાં તો રૂપાની મૂઠવાળી જાડી લાકડી. પાનથી ભરેલા એમના મોં ઉપર એક પ્રકારની શાંતિ—મહાસાગરની નહિ; કોઇ સામ્રાજ્યની નહિ પણ એક નાનકડા સ્વચ્છ સરોવરની અને કટાક્ષવિહોણુ સ્મિત. એ બે આ પ્રતિભાશાળી વ્યક્તિ પ્રત્યે દરેકનું ધ્યાન ખેંચતાં. વક્તા તરીકે જેને આપણે અભિનય રહિત, સરળ સચોટ પણ લાઘવ વગરનું વક્તૃત્વ કહીએ તેવું વક્તૃત્વ–ઘણા ઊંચા પ્રકારનું તે દાખવતા. પ્રમાણમાં કોઈ કોઈવાર જરા પંડિત મદનમોહન માલવિયજીની પેઠે દીર્ઘસૂત્રી થતા ખરા.

માધ્યમિક કેળવણી અને તે પણ વહેવારની કસોટીએ ચડેલી કેળવણીના એ ખરેખર નિષ્ણાત હતા. પણ બદલાતા જતા જમાનાની સાથે સાથે કેળવણીની પદ્ધતિ પણ બદલના જવું અને નવા નવા પ્રયોગો કરી કરીને વિદ્યાર્થીઓના જીવન સાથે ખેલ ખેલવાની રીતમાં એ માનતા નહોતા. શિક્ષણનો એમનો પ્રિય વિષય અંગ્રેજી હતો. સાથે:સાથે કોઇ કોઈવાર એ ગુજરાતી પણ શીખવતા. એમનું શિક્ષણ પણ એમની આકૃતિ જેવું સંગીન પાયા ઉપર રચાયેલ, લાંબા અનુભવની કસોટીએ ચડેલું અને વિદ્યાર્થીઓને લેતાં રસ પડે તેવું હતું. જૂના જમાનાના અંગ્રેજી જ્ઞાનની સંગીનતા માટે કોઈને બે મત છે જ નહિ, એવાં સંગીન જ્ઞાન ધરાવનાર રડયાખડયા છેલ્લા પ્રતિનિધિરૂપે કદાચ એ એમના જીવનના છેલ્લા તબક્કામાં રહ્યા હશે.

એમનું આખું લાંબુ જીવન–એમનું માનસ–સ્વાસ્થ્ય પ્રિય રહ્યું હતું. સુખપ્રાપ્તિની શોધમાં એમણે પોતાની શક્તિનો ઝાઝો ઉપયોગ કર્યો હોય તેમ લાગતું નહોતુ. મોટા મોટા આદર્શો, અશક્ય ભાવનાઓ, વ્યર્થ સ્વપ્નો વગેરે જેને અંગ્રેજીમાં 'હેપિનેસ' કહે છે તેની શોધમાં લાગનાર માણસોને હોય છે. સ્વાસ્થ્ય પ્રાપ્તિમાં બહુ ઓછા પ્રયત્ને સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. હું પોતે સુખના કરતાં સ્વાસ્થ્યમાં વધારે રાચું છુ અને એટલા માટે કેટલાક તરંગી માણસોને મારું મૂલ્ય ઓછું પણ જણાય છે .પણ સુખ અને સ્વાસ્થ્ય વચ્ચેનો તફાવત કેટલાકને પરિચિત નહિ હોય. હું એક સાદા દૃષ્ટાંતથી ખુલાસો કરું: જેમની સાથે કાં તો લગ્ન થઇ શકે જ નહિ એટલે કે એ યુવતીઓ પરણેલી હોય અથવા તો થઇ શકે તો પૈસા સંબંધી, વર્ગ સંબંધી એવી અસંબદ્ધતા હોય કે.પરણ્યા પછી થોડુ સુખ અને પાછળથી ઘણું દુઃખ હોય છતાં એવી યુવતીઓ જોડેના પ્રેમને પણ જાણી જોઇને વિકાસ પામવા દેવો અને તેને ઉછૃંખલ રીતે વહેવા દેવો, લોકોમાં સૌલિક અસ્પતાને અસ્પતા તો ઓસતી આંખે રડવામાં કાંઇ કાંઇ અર્થ વગરના નમાલા પ્રયોગો જીવનમાં નાનામાં નાની બાબતોથી માંડીને

લીમડી કુંડના પોતાના ઘરમા કુટુંબીજનો અને સ્નેહી મંડળ વચ્ચે ગાદીતકિયે પોતાનું સીત્તેર વર્ષનું આયુષ્ય સુખદુખના તડકાછાયડા નીચે, જે મળ્યું તેનાથી સંતોષ ધારણ કરી, વધારે લેવાની તૃષ્ણામા વ્યર્થ ફાંફા માર્યા સિવાય એની એજ પ્રસન્ન મુખમુદ્રાએ, અનેક મનુષ્યોને લગભગ નીરસ લાગતી જીવનવ્યવસ્થામાથી મળાય તેટલો આનંદ માણ્યો લાંબા જીવનના ગાળામા ફરજે આવી તેટલી પોતાના માનસ અને શક્તિ પ્રમાણે અદા કરી કાંઇક વિચિત્ર પ્રકૃતિની પત્નીને નિભાવી લઈ ઠેઠ વૃદ્ધાવસ્થામા વિદાય કરી પોતે શાંતિથી આ જગતમાથી વિદાય લીધી

સૂરતમા હતો ત્યાસુધી તો હું વિદ્યાર્થી અવસ્થામા એટલે મને ઇશ્વરલાલ ખાનસાહેબનો પરિચય બહુ નહિ પણ પછી હું મુંબઇથી કોઈ કોઈ વાર સૂરત ગયો હોઉં ત્યારે એમને ત્યા સવારે જતો, અને દોઢ બે કલાક બેસીને ગપ્પા મારતો મારી વચલી બહેનના પુનર્લગ્નને પ્રસંગે, જાહેરમા અમારે અને ઇશ્વિરલાલભાઈને સારુ જેવુ યુદ્ધ જામેલ, કારણ કે એમણે તે વેળા જૂના પક્ષને પડખે ઊભા રહેવાનુ પસંદ કરેલું. પણ તે વિકટ પ્રસંગે ઉપસ્થિત થયેલ ઝેરવેર અલ્પ સમયમા અમે ભૂલી ગયા હતા અને પાછળથી એ બહેનના છોકરા-ઓને ન્યાતમા લેવાની બાબતમા એમણે મદદ પણ કરેલી.

સવારે નવ-સાડા નવે હું ત્યા જાઉં. એમના એના એજ ગાદી તકિયા ઉપર એ માત્ર ગંજીફાક અને ધોતિયું પહેરીને બેઠા હોય. પાસે અવ્યવસ્થિત દશામા સાર્વજનિક સ્કૂલ ઉપરાંત બીજી અનેક સંસ્થાઓના કાગળીયા પડયા હોય, નાનો પેસતક્તો પણ હોય, પાનસોપારીનો સામાન પણ હાથ પહોંચે એટલામાં હોય, ક્વચિત્ બીડીના ઠુંઠા પણ દૃષ્ટિગોચર થતા હોય અગીઆર—સાડા અગીઆર સુધી હું ત્યા વાર્તાલાપ જમાવુ વચમા જુદી જુદી સંસ્થાના પટાવાળા કે કલાર્કો આવીને પોતાનું કામ પતાવી દેતા જાય બીજા મળવા

આવનારા ગોઠવાતા જાય. કૌટુંબિક પ્રશ્નોની ગુંચ ઉકેલાતી જાય અને મસાલાવાળી ચાહના ડોઝ આવનારની શક્તિ પ્રમાણે લેવાતા જાય.

અનેક સંસ્થાઓના, અનેક વ્યક્તિઓના ખાન સાહેબ સલાહકાર હતા. બહુ મોડેથી સરકારે તેમને રાવ સાહેબનો ઇલ્કાબ આપેલો. મેં તે વખતે તેમને કહેલું કે એમની યોગ્યતાના પ્રમાણમાં આ ઇલ્કાબ નાનો ગણાય. ઓછામાં ઓછો દિવાન બહાદુર નહિ તો રાવ બહાદુર તો મળવો જ જોઇએ. હું એ વિષય પર જરા ઉગ્ર થઈ ગયેલો પણ મારું સાંભળી રહ્યા પછી ઇશ્વિરલાલભાઇ જરા પણ અસ્વસ્થ થયા નહિ અને બોલ્યા કે 'કદાચ ધારો કે તું જે કહે છે તે બધું ખરું હોય; પણ મારે શું કરવું? હું ના પાડું એનો અર્થ એવો થાય કે મેં એથી મોટા ઇલ્કાબની ઇચ્છા રાખેલી. મારે તો ઇલ્કાબ જ જોઈતો ન હતો. પણ હું કોંગ્રેસવાદી નહિ એટલે તેઓ આપે તો ના પાડવા જેટલી શેખી મારે શા માટે કરવી?' સ્વ. રાવ સાહેબ ઇશ્વિરલાલ પ્રાણલાલ ખાનસાહેબ મૃત્યુ પામ્યા અને એવી પ્રકૃતિનો એક શાંતિપ્રિય સુરતી સુરતમાંથી અદૃશ્ય થયો.

એ સ્કૂલના બીજા માસ્તરોમાં તો એક શ્રી કસોટિયા પોતાના સુકિયાની લૂગડાં—ઇસ્ત્રી, વજનમાં હલકી અને નાની, જરા વળાંકથી મૂકેલી પાઘડી, છટાદાર ધોતિયું અને લાંબો ડગલો એ બધાંથી મને યાદ છે. તે વેળાના પરસ્થન માસ્તર પણ એક વ્યક્તિ હતા. બીજા એક માસ્તર મોતીરામ કરીને હતા. એમને માટે, ખરું કે ખોટું એમ કહેવાતું કે મેટ્રિકમાં સાતવાર નપાસ થયા પછી એ પાસ થયા હતા. ભણાવવામાં એ બહુ સારા હતા એથી ઘણા છોકરા એમ માનતા હતા કે આટઆટલી વાર એમણે મેટ્રિકનું વાંચ્યું એથી જ એ બહુ હોશિયાર માસ્તર થયા!

ત્યાં સાથે ભણતા વિદ્યાર્થીઓમાંથી કોઇ મને હવે યાદ નથી. પરંતુ એક વર્ષ હું થર્ડમાં હતો તે વેળા મેવન્થમાં મારા નાના મામા

મામા મંગળદાસ અને હીરાલાલ મહેતા (હીરુ મહેતા સોલિસિટર) હતા, જેઓ મને કોઈ કોઈ વાર ચાહ પાતા અને બિસ્કિટ ખવડાવતા, એ જમાનામાં આટલી પરોણાગત કરનાર પણ આટલાં વર્ષ યાદ રહે છે એનું કારણ માત્ર એટલું કે મને ઘેરથી ખાવાના માટે કે ચહા પીવા માટે એક પણ પૈસો મળતો ન હતો. કારણમાં એમ જણાવવામાં આવતું—જે કારણ ખરું હતું—કે ગમે તે ખાવાથી તબિયત બગડે છે.

આ સિદ્ધાંતમાં આજે પણ હું માનું છું, સ્વાનુભવે માનું છું કારણ કે મેં અત્યાર સુધીમાં મારી નાજુક તબિયતને પ્રતિકૂળ સેંકડો વાર ખાધું છે અને સેંકડો વાર તબિયત બગડી છે. એટલે એ સિદ્ધાંત માટે મારે મારા પિતાની સામા કશું લખવાનું રહેતું નથી; પરંતુ મારો જે વિરોધ છે તે એટલો જ કે પોતાને પૈસે જ માણસ ખાઈ શકે છે અને પોતાના પૈસાએ લીધેલી ખરાબ વસ્તુઓથી જ તબિયત બગડે છે એમ માનવું એ ભૂલભરેલું છે. સાથે સાથે એમ પણ માની લેવું કે પોતાનાં છોકરાંને ગજવામાં પાઈ પણ નહિ આપીએ તો એ કશું જ ખાવાનું ખાશે નહિ કે કશું પીશે નહિ એ પણ એક મોટો ભ્રમ છે. અમારા કાકાજી આ ભ્રમ સેવતા હતા. મેં મારા અનુભવ ઉપરથી મારી છોકરીઓ માટે એ ભ્રમ કદી સેવ્યો નથી. એમની તબિયત બગડે તો તે સમયની પહેલાં એમના ગજવામાં પૈસા હતા કે નહિ એની ગણતરી હું રાખતો જ નથી. મારા મનમાં સોળે સોળ આના ખાતરી હોય કે પોતાના અથવા સખીઓના પૈસા વડે કરીને એમણે બોર કે શરબત કે બટાટાવડાં કે એવું કશું પણ લઈને સારા પ્રમાણમાં દફડાવ્યું હશે. હા, કાકાજીનું એ વિશેનું બાલમાનસનું અજ્ઞાન મારે માટે તો લાભકારક જ હતું.

તે સમયે છોકરાં અને માબાપોને નસીબે સોંઘવારી બેહદ

હતી પૈસાના તરફ પડેલા કોરા ત્રાજૂથી છ મળતાં વિલાયતી આમલી, લીલા કાચા ખજૂર, ચગીઓર સૂરતીબોર, ખારેકીબોર વગેરે પણ પુષ્કળ મળતા મે ત્રણ પૈસામા તો આવી ગેંડો અને ગામાની તબિયતને ચૂંથી મારે તેવી અનેક ચીજો સારા પ્રમાણમા મળતી બધા ઢોક ના માબાપને મગખા મિદાન હોતા નથી એટલે ઘણા છોકરાના ગ ત્વામા હમેશા પૈસા રહેતા નાનપણમા મનુષ્યો, મોટપણના મ્રના, સાથે બેગીને ખાવાની અને આનંદ મ્રવાની વૃત્તિ વધારે પ્રમાણમા ધરાવતા હોય છ મોટપણે તો માત્ર દારૂ પીનારમા જ આ વૃત્તિ આગળ પડતી જોવામા આવે છે પરિણામે જે ઢોકરાના માબાપ પૈસા નથી આપતા અને માત્ર એ ના ઉપાયથી જ પોતાના ઢોક ગની તબિયત જાળવવા મિથ્યા શ્રમ સેવે છે, એ પોતાના યત્નમા નિષ્ફળ નીવડે છે

તે વખતનુ સાર્વજનિક સ્કૂલનુ મમાન હજી પણ છે એની આસપાસ રમેતા મોચીઓના ચામ I અને પાણીના મિશ્રણથી ઉભી થતી ગધ પ્રસરી રહેતી સામે જ અમારા જરા દૂરના મામા પ્રાગમ મોતીરામ દીવાનની એ ધ્ધી પા ાની અને બીજી જનરલ સ્ટોર્સની એમ બે દુમનો હતી એક દુમનમા ફરતો ત્યારે મને હમેશા થતુ કે મામા મારી એક ઝમી પાડી આપે તો! બીજી દુ નમા ફરતો ત્યારે ત્યાના કાગિમાની અનેક અને અસખ્ય વસ્તુઓ જોઈ રહેતો અને મને થતુ કે મામા મને એમાથી એકાદ વસ્તુ આપે તો! મામાએ મારી ઝમી પધુ પાડી ન આપી અને એમાદ વસ્તુ પણ મફત ન આપી તેની જ પાસે સૂરતના પ્રસિદ્ધ દિનરૂમા બનાવનાર મનની નાની સરખી દુમન હતી એ મન મારીમર ઘણો સારો પણ મને એનો જરા ડધો અનુભવ થયેલા અમે એને મારે માટે એક નાનુ દિનરૂમા મ્રવા આપેલું નવ રૂપિયાનો ભાવ પણ ઠેરવેલો એણે એ તૈયાર મર્યું અમને બતાવ્યુ સહેજ પોલિશ સૂકાવાનુ હતુ એટલે બીજે દિવસે અમે લઈ જવાનુ નક્કી યું પણ તે દરમ્યાન

તેણે એ વગાડી જોયુ. એમાંથી ભવભવી સારંગી અને મહુઅરને શરમાવે એવા સૂર ગૂંજી ઊઠયા. એ ફરી ગયો, અને અમને એ દિલરુબા નહિ આપ્યું! વર્ષો સુધી, એ નાનકડાં, રમકડાં જેવાં લાગતા દિલરુબાને લઇને કમલ મોટા મોટા જલસાઓમાં ઉસ્તાદોને સાથ આપતો.

એ સાર્વજનિક સ્કૂલનું નામ 'ધી ઇગ્લીશ સ્કૂલ' હતું. તે ઉપરથી છોકરાઓએ 'ઢીગલી' સ્કૂલ પાડેલુ. હું એમાં દાખલ થયો ત્યારે તો 'ઢીગલી' નામ એટલુ પ્રચલિત થઇ ગયેલું કે એથી કોઇ ચીડાતું પણ નહિ અને–એમા જાણનારા પણ, સ્વાભાવિક રીતે એને 'ઢીગલી' જ કહેતા. હુ ત્યાં થર્ડ, ફોર્થ અને ફિફ્થ એમ ત્રણ વર્ગ ભણ્યો પણ એ ત્રણ વર્ષના ગાળામા, ચાનુ માંદગીને લઇને મે ભાગ્યે વર્ષમા ત્રણચાર મહિના સ્કૂલમા હાજરી આપી હશે અને વાર્ષિક પરીક્ષા તો એકે આપેલી જ નહિ! કોણ જાણે શાથી સિક્સ્થનો વખત આવ્યો ત્યારે મેં એ 'ઢીગલી' સ્કૂલ છોડી અને હુ ગવર્નમેન્ટ હાઇસ્કૂલમાં સિક્સ્થમા બેઠો.

ગવર્નમેન્ટ હાઇસ્કૂલનું મકાન આજે તદ્દન ખાલી ઈરિપીતાલની સામે ઊભું, જોનારને ખાવા ધાય છે. તે વખતે ત્યાંના સેવન્થના કદાવર, મસ્કરા, તોફાની છોકરાઓથી એનું આકર્ષણ કાંઈક જુદું જ હતું. અમારા ઘરના આગલે બારણાના રસ્તાથી જતાં એ સ્કૂલ કાંઇક આઘી પડતી, પણ પાછલા બારણાના રસ્તેથી જતાં માત્ર ૭ સાત મિનીટ જ થતી.

સિક્સ્થ સ્ટાન્ડર્ડમાં અમારા શિક્ષક તરીકે મી. ચીનાઈ કરીને એક જાડા, વૃદ્ધ અને અતિશય ભલા પારસી હતા. અને મારી સાથે સહાધ્યાયીઓમાં હરિયશરાય લલ્લુભાઈ દોલતજાદા, એમ. એ., એલ્‌. એલ. બી., બી. એસ સી., હતા. એમનું લાડનું નામ ઘેલાભાઈ હતું અને આજ પણ આખા કુટુંબમાં તેઓ આજ નામે ઓળખાય છે. મુંબઈ, અમદાવાદ તેમજ બીજાં અનેક ગામોની મિલોમાં તેમણે મેનેજર તરીકે નોકરી કરેલી છે. એ મારા કાકા ઉમિયારામની પુત્રી મનમતના પુત્ર થાય.

એમના પિતાનું નામ મલજીભાઇ અથવા લલ્લુભાઇ હતું. એમનું ઘર પણ અમારા પડોશમાં જ હતું. નાનપણથી વિદ્યાભ્યાસ પ્રત્યેની એમની તીવ્ર, અનહદ લાગણી. બીજા કોઈપણ વ્યવસાય તરફની એમની લગભગ યોગીના જેવી ઉદાસીનતા, કલાકોના કલાક વાચન કરવાની એમની વૃત્તિ વગેરે ગુણથી છેક ગરીબાઇમાંથી તે મિલના મેનેજર સુધી ચડી શક્યા. તે વખતે પરીક્ષાઓ ડીસેંબરમાં લેવાતી. મેટ્રિકની પરીક્ષાથી માંડીને પછીની દરેક પરીક્ષા આપી

રહે એટલે બીજા વર્ષનાં અભ્યાસનાં પુસ્તકો લઈને જ એ સૂરત આવે. સૂરત આવ્યા પછી તરત એ વાંચવાનું શરૂ કરી દેતા તે મુબઈમાં કોલેજો ઉઘડે ત્યાં સુધી. મુંબઈમાં એ ગોકળદાસ તેજપાળ બોરડિંગમાં રહેતા અને વિલ્સન કોલેજમાં ભણતા.

આટલી મહેનત છતાં એમના અંગ્રેજી અને સંસ્કૃત એ બે વિષય કાચા એટલે સેકંડ ક્લાસમાં એ પાસ થતા. એ ભણી રહ્યા એટલે જ એમની કસોટી થઈ. એમને વિલ્સન કોલેજમાં આસિસ્ટન્ટની જગ્યા સો-સવાસોની જાયુકની આપવાની પ્રિન્સિપાલે ઇચ્છા દર્શાવી. તે જ વખતે જયસુખલાલના પ્રયાસથી ખટાઉ મિલમાં બ્લીચિંગ ખાતામાં માસિક પચાસ રૂપિયાની જગ્યા પણ મળે તેમ હતું. ક્યાં કોલેજની આસાનીની અને પ્રતિષ્ઠાની સવાસોની નોકરી અને ક્યાં મિલની સવારના આઠથી રાતના આઠ સુધીની, હલકા માણસોની ગાળો ખાવાની અનિશ્ચિત નોકરી ! પણ એમણે મિલની નોકરી લઈને કોલેજની નોકરી જતી કરી. એના પરિણામે અત્યારે હજાર-પંદરસોની નોકરીઓ એમને શોધતી આવે છે.

આજે પણ કદાચ એમને ટેનિસ, બેડમિન્ટન, ટેબલ ટેનિસ વગેરેની રમત કેમ રમાય એનું જ્ઞાન નહિ હોય. આખી જિંદગીમાં એમણે બે પાંચ નાટકો કે સીનેમા જોયાં હશે. પણ પૈસાદાર થવું જ હતું, જે ભયંકર ગરીબાઈમાં એ ઉછર્યા હતા તેમાંથી એમને છૂટવું જ હતું. એમના કુટુંબને છોડવવુ જ હતું—જ હતું—એટલે એમણે આ કઠણ, શુષ્ક, કાંટાળો માર્ગ પસંદ કર્યો અને લક્ષ્ય પ્રાપ્ત કર્યું.

ગરીબમાંથી પૈસાદાર થવા મનુષ્યો આવા ભગીરથ પ્રયાસો કરે છે. પૈસાદાર હોય તે પૈસાદાર રહેવા એવું કરવા ભાગ્યે જ તૈયાર હોય છે. દૂરથી જોનારને તો ક્ષણભર એમ પણ લાગી આવે છે કે પૈસાદાર લોકોમાંથી ઘણા તો પાછા ગરીબ થવા માટે ભગીરથ પ્રયાસો કરી રહે છે—અલબત્ત, તેઓ પોતે આ જાણતા નથી !

ગમે તે હો; તે વખતે હરિપ્રસાદ મૅનેજર ન હતા. તે હતા માત્ર ગવર્નમેન્ટ હાઇસ્કૂલના પહેલો બીજો નંબર રાખનાર છતાં તોફાની બારકસ, અટકચાળા, મસ્કરા, ખુશમિજાજી વિદ્યાર્થી. અમે અમારે પાછલે બારણેથી ઘણું ખરું સ્કૂલ જતા. હરિપ્રસાદના અંગ્રેજી અને સંસ્કૃત એ બે જરા કાચા વિષય, મારા ગણિત અને ભૂગોળ એ બે જરા નબળા વિષય. અલબત્ત, એમનું અભ્યાસનાં પુસ્તકોનું વાંચન લગભગ હદ વગરનું. મારું અભ્યાસ સિવાયના પુસ્તકોનું અધ્યયન મર્યાદા વિનાનું. પરિણામે એ પહેલો નંબર રાખતા અને હું બીજો રાખતો. કોઈ કોઈ વખત હું પહેલો પણ આવી જતો. પણ મને એ વિશે તલ માત્ર પણ કાળજી નહતી એટલે અમારે પરસ્પર ઈર્ષ્યા કે સ્પર્ધા હતાં જ નહિ. અમે બંને શરીરે નાજુક અને એકવડા—હવે એમની તબિયત પણ સરસ છે અને અંગે પણ તેઓ કદાવર છે—એટલે અમારી મશ્કરીઓ, અમારો હાસ્યરસ વગેરે બધાથી જરા જુદા પ્રકારનાં હતાં. શનિવારે શનિવારે અમારે અંગ્રેજી કવિતા મોંએ કરવાની હતી. તેની પોણોસો લીટી, ઘેલાભાઈ એમની પ્રકૃતિ પ્રમાણે ત્રણ દિવસથી ગોખીને શનિવારે રસ્તામાં છેવટની પાકી કરતા હતા. હું મારી યાદદાસ્ત ઉપર ઇતબાર રાખીને તે જ વખતે ગોખવાનો આરંભ કરતો અને સ્કૂલ પહોંચતાં સુધીમાં મોંએ કડકડાટ કરી નાખતો છતાં પણ શનિવારે અમે સ્કૂલ મોડા જ પહોંચતા, એટલે નિયમ પ્રમાણે અમારે છેલ્લા બેસવું પડતું અને ઘણું ખરું પાટલી પર ઊભા રહેવું પણ પડતું. હું તો ડાહ્યો ડમરો ઊભો રહેતો પણ મારી ચડામણીથી ઘેલાભાઈ પાસે બેઠેલાને તરેહવાર પજવતા અને પરિણામે ચીનાઈ માસ્તર મોટા ધાંટા પાડતા.

બિચારા ચીનાઈ માસ્તર પારસી રહ્યા એટલે હિંદુ રીતરિવાજ જાણે નહિ, એનો લાભ અમે ઘણીવાર લેતા. એક દૃષ્ટાંત આપું છું: હું સિક્સ્થમાં હતો ત્યારે જ મારાં બા મૃત્યુ પામ્યાં. તેમની ઉત્તરક્રિયાઓ વેળા મારે તેમજ ઘેલાભાઈને સ્કૂલમાંથી બે ત્રણ વેળા વહેલા

જવું પડેલું. આ વાત યાદ રાખીને લગભગ આઠેક મહિના સુધી, જ્યારે જ્યારે અમને શનિવારે કલાસમાં બેસવાનો કંટાળો આવતો ત્યારે ત્યારે અમે મુદ્રાઓથી સંકેત કરી લઈએ અને પહેલાં હું ધીમેથી મારાં ચોપડાં દફતરમાં ઘાલીને રડમસ ચહેરે ચીનાઈ માસ્તર પાસે જાઉં અને કહું: "સાહેબ, હું ઘેર જાઉં છું." માસ્તર પૂછેઃ "કાંય વારુ!" ઉત્તરમાં હું વધારે રડમસ થઈને જવાબ આપું: "સાહેબ, મારી મા—મધર ગુજરી ગયાં છે." જવાબમાં માસ્તર ઢીલા થઈ જાય અને કહે: "ઓહ, યસ, વેરી સૉરી, જાઓ, જાઓ.".

હજી તો હું કલાસમાંથી બહાર પગ મૂકતો નહિ હોઉં ત્યાં તો ઘેલાભાઈ દોલતજાદા પોતાનાં ચોપડાં લઈને ત્વરિત ગતિથી ચીનાઈ માસ્તરને સલામ કરતા મારી પાછળ આવ્યા જ હોય. માસ્તર એકદમ પૂછે: "કાંય કાંય, દોલતજાદા? તમે કાંય?" જવાબમાં શોકગ્રસ્ત, ધીમે અવાજ નીકળે: "સાહેબ સાહેબ, હું મહેતાનો ભાણેજ થાઉં." છેક છેવટ સુધી એટલે કે અમે સિક્સ્થમાં રહ્યા ત્યાંસુધી શનિવારે જ્યારે પણ અમને ઇચ્છા થાય ત્યારે અમારી પાસેની આ જડીબુટ્ટી અમે વાપરતા અને એમાં અમને વિજય જ મળતો.

રજાનો ઉપયોગ અમે પાસે આવેલ વિક્ટોરિયા ગાર્ડન્સમાં બેસીને કરતા, જ્યાં બીજા અમારા એકાદ બે મિત્રો પણ આવી ચઢતા. હાઈસ્કૂલમાં ગયા પછી અનેક અરજીઓ કર્યાથી મને કાકાજી તરફથી રોજનો એક પૈસો મળવા માંડ્યો હતો. પણ તેમાં પણ શરત હતી કે તે પૈસાની મારે રોજ સ્કૂલના ભટ્ટ પાસેથી બપોરે ચાહ પીવી! પરંતુ તે વખતે મેં અહિંસાની પ્રતિજ્ઞા તો—શક્તિના અભાવે—લીધેલી પણ સત્ય બોલવું જ અને આવી નાની બાબતોમાં ખાસ કરીને બોલવું જ એમ હું માનતો નહતો એટલે જ્યારે અમારી વિક્ટોરિયા ગાર્ડન્સ ન્યાફત કલબને ન્યાફત ઉડાવવાની ઇચ્છા થતી ત્યારે હું બેએક દિવસ ચાહનો ત્યાગ કરી, બચેલા બે પૈસા ન્યાફતમાં આપતો.

તે વેળા હું, દોલતજાદા અને બીજા બેએક મિત્રો એ મંડળમાં હતા. હું અને દોલતજાદા બન્ને પૈસા કાઢતા પણ પેલા બે વધારે પૈસા કાઢતા એટલે પરિણામે લગભગ બાદશાહી જ્યાફત થતી. તેમાં જો ગાર્ડનનો માળી આસપાસ ન હોય તો જમરૂખ, જાંબુ, વિલાયતી આમલી, બોર વગેરે તો તાજાં એ ગાર્ડનમાંથી જ મેળવી લેતા. એમાં જોખમ હતું પણ અમે તે વેઠવા તૈયાર હતા—ખાસ કરીને અમારામાંનો એક હું અને દોલતજાદા માળી આવે છે કે નહિ એ જોવાનું કાર્ય કરતા અને તે પણ આઘે ઊભા રહીને એટલે અમને તો ખાસ જોખમ હતું જ નહિ. આજે એથી સોગણા પૈસા ખરચીને જ્યાફતો ઉડાવીએ છીએ પણ એમાં એથી વધારે આનંદ તો નથી જ પડતો.

એ છઠ્ઠા ધોરણમાં બનેલો બીજો પ્રસંગ પણ મને યાદ રહી ગયો છે. એક વખત ઇન્સ્પેક્ટર કોવર્નટન ઇન્સ્પેક્શન માટે આવ્યો. એને 'જનરલ નોલેજ'ને માટે ઘણો પક્ષપાત હતો. હું વખતસર સ્કૂલમાં પહોંચેલો નહિ એટલે મને ચીનાઈ માસ્તરે સૌથી છેલ્લો બેસાડ્યો. કોવર્નટને અચાનક સવાલ પૂછ્યો 'હમણાં ઇંગ્લંડમાં પાર્લામેંટમાં પાર્ટી કેટલી અને કઈ કઈ?"

પહેલા છોકરાએ ઊભા થઈને જવાબ આપ્યો 'એ—કાઇંચર્ચ અને રાઉંડ હેડ્ઝ."

ઉત્તર સાંભળીને કોવર્નટન તો લાલપીળો થઈ ગયો. 'નેમ્સ્ટ નેમ્સ્ટ' બોલતો અરધા વર્ગ સુધી આગળ ફેરવીને અટકી ગયો અને ચીનાઈ માસ્તર તથા પ્રિન્સિપાલ કોન્ટ્રેક્ટરને તેણે ખૂબ દમ આપ્યો. આ પ્રસંગ જોઈને મને—છેલ્લા બેઠેલા વિદ્યાર્થીને હસવું આવી ગયું. પેલો એકદમ ઉશ્કેરાઈ ગયો. મને કહ્યું કે હસવાનું કારણ આપ નહિ તો 'રસ્ટિકેટ' કરું છું. મેં વિનયથી કહ્યું કે હું બહુ દિલગીર છું પણ આટલો સહેલો સવાલ કોઈ ઉકેલી શક્યું નહિ અને તેનો કોઈએ

સંતોષકારક જવાબ આપ્યો નહિ એથી મને હમણું આવી ગયું.

બહુ દમમાં એમણે મને જવાબ આપવાનું કહ્યું. મેં કહ્યું: 'લિબરલ્સ, કૉન્ઝરવેટિવ્ઝ અને પંચોતેર આઇરિશ નૅશનેલિસ્ટ' આવી તક કોઇક વખત જ આપણને મળે છે, એટલે એ મળતાં મેં ડાહ્યા થઇને પ્રાઇમ મિનિસ્ટર કોણ છે વગેરે કહીને ઇંગ્લૅંડનું રાજ્યદ્વારી પ્રકરણ સમજાવવા માંડયું. ઇન્સ્પેક્ટર જરા આંચકો તો ખાઇ ગયો પણ પછી તેણે ધાંગા પાડીને મને બંધ કરી દીધો અને હું ઊભો શા માટે બેઠો હતો તે વિશે માસ્તરને પૂછીને મને સખ્ત તતડાવ્યો. ઇન્સ્પેક્ટરના ગયા પછી પ્રિન્સિપાલે મને આવી વેળાએ પણ મોડા આવવા માટે સારી પેઠે દમ આપ્યો અને મારા બાપને રિપોર્ટ કરવાની ધમકી આપી પરિણામે હું ઘણો ટાઢો થઇ ગયો. પછી પ્રિન્સિપાલે મને ઊભો રાખીને મારા સામાન્ય જ્ઞાનનાં વખાણ કર્યાં. અને મેં તે કેવી રીતે મેળવ્યું તે વિશે ઉલ્લેખ કરતાં બધા વિદ્યાર્થીઓને છાપાં વાચવાની સલાહ આપી. પ્રિન્સિપાલના ગયા પછી મને બધા વિદ્યાર્થીઓએ પૂછયું કે છાપાં વાંચીએ તો ખરા પણ કયા દિવસથી શરૂ કરીએ તો સમજણ પડે? આમ ગમે તે દિવસથી વાચવાથી સમજણ પડે જ શાની? આનો ઉત્તર હું સંતોષકારક ન આપી શક્યો એટલે વિદ્યાર્થીઓ મારા ઉપર ચિડાયા. પરિણામે જેમાં સામાન્ય રીતે કોઇને બહુ યશ પ્રાપ્ત થાય તેવા પ્રસંગમાં મને ચોતરફથી ખાસડાં જ મળ્યાં.

વાર્ષિક પરીક્ષા વખતે હું પાછો માંદો પડયો અને એમ ને એમ મને સેવન્થમાં ચડાવવામાં આવ્યો. તે વેળા કૉન્ટ્રેક્ટરને બદલે પ્રિન્સિપાલ તરીકે ત્યાં સચાણી આવ્યા હતા. મૅટ્રિકની છ માસિકમાં અંગ્રેજી નિબંધ વિશે જે પ્રસંગ ઊભો થયો હતો તે તો હું ત્રીજા પ્રકરણમાં વર્ણવી ગયો છું. તે વેળા બીજા માસ્તરોમાં ગહાનન્દ ભટ્ટ હતા, જે ગુજરાતી અને સાયન્સ લેતા. કુંવરજી દેસાઇ દાખલા શીખવતા. હરરાય ફ્રેંચ લેતા, મગનલાલ માસ્તર ઇતિહાસ લેતા. સચાણી અંગ્રેજી

શીખવતા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ જેમની સાથે અને જેમના કુટુંબ સાથે પછીથી અમને અતિશય ગાઢ સંબંધ થયેલો, તે પણ ત્યાં હતા: અને ઘણું ખરું શૌર્ય અને સ્મિથનું અંગ્રેજી લેતા. ઘણા ખરા માસ્તરોને તો અમે એમના ભલાપણાનો લાભ લઈને ઘોળી પીધેલા પણ હરરાય અને કુંવરજી એ બે માસ્તરોથી હું બહુ બીતો. હરરાયના તમાચા અને કુંવરજીની નેતર એ બે લગભગ હમણાંના ઇન્સેન્ડીયરી બૉમ્બના જેટલો ત્રાસ ફેલાવી રહ્યાં હતાં. હું તોફાન કરતો પણ કાળજીથી કરતો એટલે એ બેમાંથી મેં એકેનો સ્વાદ ચાખેલો નહિ.

શિયાળામાં મગનલાલ બલસારી રોજ નવી શાલ ઓઢીને આવતા, તે વિશે વિદ્યાર્થીઓ એમને તરેહતરેહના પ્રશ્નો પૂછતા, અને એ શાંતિથી એનો ઉત્તર આપતા. મૅટ્રિકમાં તે વખતે ત્રણ ત્રણ ચાર ચાર વર્ષથી એકક જમાવીને બેઠેલા પ્રતિષ્ઠિત વિદ્યાર્થીઓ ત્રણ ચાર હતા, તેમાં સુખીયાજી કરીને એક લહેરી, આનંદી અને અભ્યાસમાં આળસ સિવાય અન્ય કોઈ પણ અપલક્ષણ વગરનો ખાનદાન કુટુંબનો નબીરો હતો. ખરાબ વ્યસનોથી ભરપૂર, અશિષ્ટ મશ્કરીઓ કરનારા મવાલી વિદ્યાર્થીઓથી સુખીયાજી દૂર જ રહેતા. એમની મશ્કરી મીઠી, અક્કલવાળી, શિષ્ટ અને જેની મશ્કરી કરે તેને પણ માઠું ન લાગે તેવી હતી. દાખલા તરીકે એમની યાદદાસ્ત અદ્‌ભુત હતી. એક વખત કે બે વખત નાટક જુએ એમાં એમને એમાંનાં ઘણાંખરાં ગાયનો તથા ભાષણો યાદ રહી જતાં. મહાનંદ માસ્તર કે બલસારી માસ્તરના ક્લાસ ચાલતા હોય ત્યારે કાંઈ પણ બહાનું કાઢીને, પ્રસંગ જોઈને સુખીયાજી ગંભીર વદને ઊભા થઈને કહે : "સાહેબ, આપે વાજબી કહ્યું પણ કાગની આગળ મોતીનો ચારો નાખવા જેવું થાય છે. આ તો ફલાણા નાટકમાં બરાબર જ કહ્યું છે કે—" આમ કહીને એક લોકપ્રિય નાટકમાંથી ઉચિત ભાષણ બોલે, કાં તો ગાયનની બેચાર લીટીઓ લલકારે, કાં તો તુલસીદાસ અને કબીર કે પછી દાગ કે એવા કોઈ ઉર્દૂ શાયરની બેતબાજી ચલાવે.

માસ્તર કહે 'સુખીયાજી' આ ક્લાસ છે, નાટકશાળા નથી' સુખીયાજી જવાબ આપે. "આપણા મોટા મોટા જ્ઞાનીઓ શું કહી ગયા છે? કે આય આખો સંસાર જ ગોયા નાટકશાળા છે અને તેમાં આપણે–શું તમે કે શું હું, એના તખ્તા ઉપર આવીને આપણને સોંપેલો પાર્ટ ભજવીએ છીએ તુલસી દયા ન છાંડીએ જબ લગ ઘટમેં પ્રાણ" આ પ્રમાણે એ ક્લાસના મોટા ભાગમાં ચાલ્યા જ કરે. હું, દોલતજાદા અને બીજા ત્રણ ચાર 'વાહ સુખીયાજી, ધન્ય હો, ધન છે તમને અને તમારી સાથે ભણનારાઓને' એમ વચમાં વચમાં બોલીએ સુખીયાજી જાણે અમારા છોકરવાદથી કંટાળ્યા હોય તેમ કહે, 'ઓય ખોદા, આય નાદાન બચ્ચાઓને તું જ્ઞાન રૂપી ધન ક્યારે આપસે કે જેથી મનખા દેહ જેવો દેહ એઓ આળસમાં અને ખાલી તુફાનમાં વેડફી નહિ મારે?"

આવી રીતે સુખીયાજીની કારકીર્દિ મેટ્રિકમાં ચારેક વર્ષ ચાલેલી. પછી એમના પિતાએ એમને કહ્યું કે આવતે વર્ષે હું પોસ્ટખાતામાંથી રીટાયર થાઉં છું માટે હવે જો મેટ્રિકમાં પાસ નહિ થાઓ તો રખડી જવાના છો. સુખીયાજીએ પાસ થવાનું વચન આપ્યું પણ સૂરતમાં તો હવે વચાય નહિ જ એવું માનીને ભરૂચ જઈને વર્ષ રહ્યા અને પાસ થઇ ગયા.

પછી પોસ્ટ ખાતામાં અમલદાર તરીકે રહેલા તે વાતને આઠેક વર્ષ થઈ ગયા હશે. હું રેલ્વેમાં ઇન્સ્પેક્ટર તરીકે ભરૂચ આગળથી ટ્રેનમાં જતો હતો ત્યાં ભરૂચના સ્ટેશને બે ત્રણ ચાર પટાવાળા, બે ત્રણ ક્લાર્કો વગેરે નમનતાઇથી ઊભેલા અને વચમાં અમારા સુખીયાજી સંપૂર્ણ અંગ્રેજી લેબાસમાં ભપકાથી ટ્રેનમાં ચઢવાનો વિચાર કરતા હતા. મને જોયો એટલે એમણે સહેજ આંખનું મટકું માર્યું અને એજ ડબામાં બેઠા. ટ્રેન ઉપડતી વખતે બધાએ નીચા વળી સલામ કરી. સુખીયાજીએ ભારેખમ થઈને કોઈ મોટા સેનાપતિ સલામ ઝીલે એવી અદાથી સલામ ઝીલી. ટ્રેન ઉપડી એટલે મને એમ

દમ એ બેઠી પડ્યા. "અરે, વરસોથી ગૂમ થયેલ મારા દૈયાના હા નખરાળી નાર, ખાલી આ સંસાર, તું વિના હું હતો બેજાર, અં એનમૂન યાર, દીકરી ધનસુખ! તું અહીં ક્યાંથી ફૂટી નીકળીયો! જે સારું થયું કે પેલી બલાઓના દેખતાં તેં મારી મશ્કરી નહિ કીધી તે હું તો મોટો ઓફિસર છું, સમજે છ કે? પણ હા, તેં પેલે 'ધરતીકંપ' કે 'ઢાંકડો ફિતૂરી' અને એવાં નાટકોમાં વલ્લભ નાયકનું એક્ટિંગ જોયું છ કે? જો હું નાચી બતાવું અને સાથે પેલું એ ગાય છે તે ઘેરિયાનું ગીત બી ગાઈ બતાવું પણ જો જે દીકરી! વડોદરું આવ્યું કે સુપચાપ બેસી જજે. કેમકે પાછી બીજી બલાઓ મુને તેડવા આવી હોસે જો!" આ પ્રમાણે કહીને મને, પોતે મોટા અમલદાર હતો તે છતાં, કલાકેક ગાઈને, ભાષણો કરીને, એનબાજી કરીને હસાવ્યો.

મહાનંદ માસ્તરના સાયન્સના ક્લાસમાં વળી બીજા પ્રકારનાં તોફાનો પણ થતાં. સાયન્સનું એક્સપેરિમેન્ટ કરવાને ટેબલ ઉપર યંત્રો લાવવામાં આવે. તરત દોલતજાદા કે કોઈ બીજો વિદ્યાર્થી ઊભો થઈને ટેબલ પાસે પહોંચી જાય. "કેમ, ચતુષ્પાદ? કેમ આવ્યો?" મહાનંદ માસ્તર પૂછે. "સાહેબ, આજનો દિવસ મને પ્રયોગ કરવા દો." એટલે કોઈ બીજો પહોંચે. તે માસ્તરને આઝે. હું દૂરથી જ મહાનંદ માસ્તરને વિનંતી કરું. એટલામાં જાણે આ તોફાનથી છેક જ કંટાળી ગયા હોય તેમ સુખીયાજી ઊઠે અને કહે: "સાહેબ, આવા અનાડીઓને વળી આવાં એક્સપેરિમેન્ટ શાં? એને બદલે આપ રજા આપો તો એક બોધની કથા કહું. હું હમણાંજ ક્લાસનું નાટક જોઈ આવ્યો. સાહેબ, હું શું કહું? કાત્રકનું ટ્રેજિક એક્ટીંગ જોઈને ભલભલાની છાતી ફાટી જાય."

"અરે સુખીયાજી, આટલા ઓછા હતા કે પાછા તમે અંદર પડ્યા? કેમિસ્ટ્રિના ક્લાસમાં નાટકની વાતો કરો છો તે શરમાતા નથી?"

આ પ્રમાણેની મારામારી, સંવાદો વગેરે ચાલ્યા કરે. એ પ્રયોગ નહિ ને બીજો પ્રયોગ જ કરવો જોઈએ એમ કહીને કેટલાક બળવાન છોકરાઓ પેલો સામાન પાછો મૂકી આવવાના યત્ન કરે. કલાક પૂરો થાય. કોઇ છોકરો વિદાયનું ગીત ગાય અને મહાનંદ માસ્તર ધીમે ધીમે સંસ્કૃતમાં વિદ્યાર્થીઓને ગાલિપ્રદાન દેતા દેતા ચાલ્યા જાય. પ્રિન્સિપાલ આવે તે વખતે વળી જુદાં તોફાનો થાય. કેટલાક માસ્તરોની ખુરશી ઉપર કવચો મુકાય. માત્ર કુંવરજી અને હરરાય અને એક શાંતિલાલ શાહ કરીને માસ્તર હતાઃ તેમના રાજ્યમાં શાંતિ જળવાઈ રહે.

એક બીજો પ્રસંગ કહું: તે સમયે કુદરતવિરુદ્ધ વર્તનનો વા વિદ્યાર્થીઓ અને માસ્તરોમાં ઠીક ઠીક પ્રમાણમાં હતો હું સેવન્થમાં હતો ત્યારની વાત છે. એક મવાલી પણ અતિ બળવાન છોકરાએ મને અચાનક કલાસમાં ચુંબન કર્યું. મને લાગ્યું કે જો મારે હાઈ-સ્કૂલમાં ચાલુ રહેવું હોય તો આ વાતનો નિકાલ લાવી નાખવો જ જોઈએ. મારું કદ અતિ નાનું અને હું રોજનો માંદો એટલે દ્વંદ્વ યુદ્ધમાં ખપી જવાના મનોરથ તો નકામા હતા. આથી મેં હાઈસ્કૂલમાં ભણતા મારી જાતિના વિદ્યાર્થીઓનું જાતિઅભિમાન ઉશ્કેર્યું. એમણે બીજી એ ત્રણ સ્કૂલમાં ભણતા અમારી જ્ઞાતિના છોકરાઓને કહેવડાવી દીધું.

અલ્પ સમયમાં, છૂટવાને અરધોએક કલાક રહ્યો હશે, તેટલામાં છોકરાઓની સારી જેવી ફોજ એકઠી થઈ ગઈ. પણ મારે ધીંગાણું થવા દેવું નહોતું. એક વખત, જ્યારે મારી સેના મારી પાસે હાજર હોય ત્યારે તો શત્રુનો અડફાયો નીકળી જાય, પણ રોજનું શું ? તેમ યુદ્ધને માટે તલસી રહેનાર યોદ્ધાઓને પણ મારાથી પાછા વાળી શકાય તેમ નહતું; કારણકે નહિ તો ભવિષ્યમાં એ લોકો મારી કુમકે આવે નહિ. એથી મેં ધીમેથી પેલા મવાલીને કહ્યું કે "કેમ દીકરા, કિસ તો તારી ભારે પડવાની હોં. છ મહિનાનો ખાટલો આવ્યો છે. નાગર કાયસ્થના છોકરાને

અડકવાની તેં હિંમત કરી !" આટલું કહીને મેં એને છાનામાના મારી ટોળીના માણસોને બતાવ્યા. અખાડા ખેલનારા એ યોધ્ધાઓને જોઈને આને કંપારી આવી ગઈ. પોતાને બચાવે તો કહે તે કરવા એ તૈયાર થઈ ગયો. મા અને બહેનના મેં એની પાસે સોગન ખવડાવ્યા અને એક માર્ગ ખુલ્લો હતો ત્યાંથી, રજા પડે તે પહેલાં નાસી જવાની મેં એને યુક્તિ બતાવી. એ નાસી છૂટયો. રજા પડી. અમારી સેના પેલા દુષ્ટને પકડવા આતુર થઈ ગઇ. હું પણ અમસ્થો અમસ્થો આમ તેમ દોડયો. કેટલાકોએ કહ્યું કે આવતી કાલે વાત. પણ મેં કહ્યું કે 'રોજ એમ બધાને તસ્દી અપાય નહિ. વળી આપણી તૈયારી જોઈને જ એ દુશ્મન એટલો ડરી ગયો એ પણ આપણો એક પ્રકારનો વિજય જ ગણાય.' દોલતજાદા મારા વિચાર જાણી ગયેલા એટલે એમણે પણ ટેકો આપ્યો અને અમે વિક્ટોરિયા ગાર્ડન્સમાં જઈને ઊના ઊના શિંગ અને ચણાની ઉજાણી કરીને છૂટા પડયા. પેલો માણસ તો શું પણ બીજો કોઈપણ છોકરો પછીથી અમને હેરાન કરવાની હિંમત કરી શકયો નહિ અને પછીનો જે અલ્પ સમય હું હાઈસ્કૂલમાં રહ્યો તેમાં મને એ પ્રકારનું કશું પણ વિઘ્ન નડયું નહિ.

ટેનિસ, બેડમિન્ટન વગેરે રમતો તો ત્યાં તે સમયે હોય જ કયાંથી ? પણ ક્રિકેટ રમાતી હતી ખરી. મારી નબળી તબિયતે હું એમાં ભાગ લઈ શકું તે અશકય હતું. મારે તો અમારા ગજદર માસ્તર જે ડ્રિલ ટીચર હતા તેમની ડ્રિલોમાં પણ હાજરી ન આપવાનું દાક્તરી સરટિફિકેટ લેવું પડયું હતું. મારા વખતમાં કોઇ નામાંકિત ક્રિકેટર સ્કૂલમાં હોય તેવું ધ્યાનમાં નથી. પણ તે પહેલાં બે એક વર્ષ અમારી ગવર્નમેન્ટ હાઈસ્કૂલની ટીમ ઘણી મજબૂત ગણાતી. ઝાલાવાળા, કાંદાવાળા, બાટાવાળા વગેરે રમનારાઓ બહુ નામચીન ગણાતા. સ્કૂલની પિચ પરથી સામે ઇરવીનાલની ઘડિયાળનો કાચ ફોડી નાખવામાં આવ્યો હતો, એવી લોકવાયકા ત્યાં પ્રચલિત હતી: પણ કોણે ફોડયો

હતો તે વિશે ઘણો મતફેર હતો. મેં તપાસ કરી ત્યારે ઘડિયાળને કાચ નહોતો, એથી વધારે હું જાણી શક્યો નહતો.

એક ખાનગી ક્રિકેટ મૅચમાં હું મારા મામા અને બીજા મોટેરા જોડે જોનાર તરીકે ગયેલો. અરધીએક રમાઈ એટલામાં સામસામા સ્ટંપો ઉછળેલાં. અમારો પક્ષ ઘણો મજબૂત હતો. મારામારીમાં એટલે રણક્ષેત્રમાં કોઈ છાપાંનો ખબરપત્રી તાટસ્થ્ય જાળવીને બધું જોઈ શકે તેવી રીતે એ યુધ્ધ જોવાનો લાભ મને મળ્યો હતો. ક્રિકેટ મેચ જોવા ગયો અને આવું યુધ્ધ જોયું એથી હું ખિન્ન થઈ ગયેલો અને પરિણામે સૂરતમાં મેં બીજી મેચ જોયેલી નહિ.

થોડા દિવસ સારા, થોડા દિવસ ખરાબ, એમ કરતાં કરતાં મેટ્રિકની છ માસિક પરીક્ષા આપેલી. સેકન્ડ લેંગ્વેજ માટે મને પંચાતી પડેલી તે પણ મારી માંદગીને લીધેજ. બીજા વિષયોમાં તો હું ગમે તેમ ધપાવી લેતો પણ આમાં મને સૂઝ નહોતી પડતીઃ છતાં કૌર્ય અને ક્રિફ્થ એ બેમાં મેં પરસ્યન રાખી. પરસ્યનમાં મારા અક્ષર બહુ સારા હતા પણ એકલા અક્ષર બિચારા શું કરે ? કંટાળીને મેં સિક્સ્થમાં ગુજરાતી લીધી અને મહાનંદ માસ્તરનો હું પ્રિય શિષ્ય બની શક્યો. સેવન્થમાં આવતાં સરકારે મેટ્રિકમાં ગુજરાતી બંધ કરી એટલે સૂરતમાં છોકરાઓમાં ખળભળાટ મચી રહ્યો. ઢીંગલી, યુનિયન અને મિશને ફ્રેંચ ક્લાસ ઉઘાડવાની સાફ ના પાડી. સુભાગ્યે હરરાય ફ્રેંચ જાણતા હતા એટલે ગવર્નમેન્ટ હાઇસ્કૂલમાં એના ક્લાસ ઉઘડ્યા અને હું એમાં બેઠો. છ માસિકમાં મને લગભગ સાઠ માર્ક મળ્યા અને વર્ગમાં હું પહેલો આવ્યો અંગ્રેજીમાં પણ હું પહેલો આવ્યો. તે વર્ષ મેટ્રિકમાં પસાર થશે એવા વિદ્યાર્થીઓમાં મારું નામ ગણાવા માંડ્યું, એવામાં તબિયતે ગંભીર ઉથલો ખાધો. માંદગી લાંબો વખત ચાલી. તેમાંથી પુરેપુરો સાજો થાઉં તે પહેલાં અમારે સૂરત છોડીને મુંબઈ જવાનું થયું. સૂરતની સ્કૂલને અને વિદ્યાભ્યાસને એ પ્રમાણે મેં તિલાંજલિ આપી.



લેખકનાં
માતપિતા

## પ્રકરણ ચોથું

બાની પ્રકૃતિ કાકાજી કરતા તદ્દન જુદી હતી કાકાજીનું કસરતી શરીર અને બાનો કોઇ કોમળ પુષ્પ જેવો બાંધો કાકાજીનો સ્વભાવ એકદમ જહાલ અને છતા જરા જરામા ઘેરાઈ શકે તેવો બાનો સ્વભાવ મુલાયમ છતા અડેલાઈથી ફરી ન શકે તેવો લડ કાં તો લડનારો દે એવી લગભગ પ્રકૃતિ કાકાજીની ત્યારે મરતાને મર પણ ન કહે તેવુ માનસ બાનુ ! છતા બંનેનુ યુગલ જ્યાસુધી અખંડ રહ્યુ—

આશરે ૧૮૮૨માં એમનાં લગ્ન અને ૧૯૦૬માં બાનું મૃત્યુ—ત્યાં સુધી સામાન્ય રીતે જોતાં એમનો સંસારરથ સરળતાથી ગતિ કરી રહ્યો હતો એમ કહી શકાય. કાકાજીનાં પહેલી વારનાં પત્ની જતનબા મનસુખલાલ સોલિસિટરનાં બહેન થાય અને અમારા સ્નેહીઓ કાકાભાઇ, હીરાભાઈ વગેરેનાં ફોઈ થાય, પણ એઓ નિસંતાન મૃત્યુ પામ્યાં હતાં.

કાકાજીનો વર્ણ પણ ગૌર તો હતો જ પણ બાનો તો એથી પણ ઘણો વધારે ગોરો હતો. એમનાં છોકરાંમાં હું અને જયસુખલાલ ગોરા તો ખરા પણ બાના જેટલાં ગોરાં તો તનુબહેન અને માધુભાઈ. તે સિવાય બાનું કલંકરહિત સીધું પાતળું નાક પણ એ બે છોકરાંને જ વારસામાં મળેલું. પણ બાના જેવો શાંત–સ્થિર સલિલભર્યા સરોવર જેવો સ્વભાવ તો માત્ર જયસુખલાલમાં જ અને તે પણ એ પોતે આઠ વર્ષ પહેલાં સખત માંદા પડ્યા તે પહેલાં એમનામાં હતો, હવે તો એમનામાં પણ નથી.

કોઈ પણ માણસ બાની સામા ઊંચે સ્વરે બોલે તો એમનાથી રડી પડાય. કાકાજીએ એમની જલદ પ્રકૃતિ જોતાં બાને સારી રીતે રાખેલાં એમ કહેવાય. બહુ નાની ઉંમરે—આશરે અગિયાર વર્ષે બા પરણેલ. પરણ્યાં અને પછી કાકાજી સાથે કાઠીઆવાડ ગયેલા. પરણ્યા પછી બે વર્ષે તો જયસુખલાલનો જન્મ થયેલો, અને તે પછી બબ્બે વર્ષને આંતરે તનુગવરી, તારાગવરી અને હું અવતર્યાં. પછી ત્રણ વર્ષે રમનગવરી અને પછી પાંચ વર્ષે માધવલાલ. એટલે એમનો નાજુક બાંધો વિકાસ પામવાને બદલે તૂટી ગયો. એમનાં પિયરિયાં જોડે અમુક તકરાર થવાથી વર્ષો સુધી કાકાજીએ બાને પિયર જવા દીધેલી નહિ હું પાંચેક વર્ષનો થયો ત્યારે સલાહ થયેલી એમ મને યાદ છે.

તે વખતની આવા જલદ પ્રકૃતિના પુરુષોએ લીધેલી પ્રતિજ્ઞા ગમે તેમ થાય, વર્ષો વહી જાય પણ ટરે નહિ. સહેજ તકરાર થવાથી

પુરુષ કહે કે મારે સ્ત્રી કે પુત્રનું મોં નથી જોવું તો બસ. એ પછી પચીસ—ત્રીસ વર્ષ વહી જાય પણ એ પતિ—એ પિતા અણનમ રહે. હાલમાં આવી પ્રતિજ્ઞા લેવાય છે તો ખરી, પણ પાંચ સાત દિવસમાં એને અભરાઈએ મેલી દેવામાં આવે છે. સાદાં અને સીધી ઊર્મિવાળાં મનુષ્યોમાં આ પ્રકારની જીદ પણ દઢ હોય છે.

પરણી ત્યાં સુધી બાને રસોઇ પણ નહોતી આવડતી, તેમ લખતાંવાંચતાં પણ નહોતું આવડતું. ઘરના મહારાજ પાસેથી રસોઈ, કાકાજી તેમજ એકાદ બે મહેતાજી પાસેથી અક્ષરજ્ઞાન અને અથાણાં મુરબ્બા; વડી, પાપડ, સેવ વગેરે સૂરતની રસોઈના અલંકારોના જુદા જુદા પ્રકાર એ બધું બાએ શીખી લીધેલું. કાવસો બાંધો, નરમ પ્રકૃતિ અને સુકોમળ તબિયતને લઈને બા આ બધાંમાં નિષ્ણાત થઈ શકી નહોતી, પણ ગાડું ગબડાવ્યે રાખતી. જો કે કાકાજી જીવ્યા ત્યાં સુધી તેમણે બાને તો શું પણ જયસુખલાલનાં પત્ની કુમુદાગવરીને પણ અથાણું કરવા દીધેલું નહિ કે ઘઉં, ચોખા અને કોળાની મોસમ પણ ભરવા દીધેલી નહિ. એ બધું એ પોતે જાતે કરતા અને ઘઉં તો દિવસોના દિવસો, મોટા થાળ ઊધા પાડીને તે વીણતાં વીણતાં અમારા હાથ દુઃખી જતા, એ મને હજી યાદ છે.

બાની ટૂંકી જિંદગીમાં એને કોઈ બહેનપણી હોય કે જેની આગળ પોતે પોતાના હૈયાંના સુખદુઃખની વાતો કરે એવું હું જાણતો નથી. પિયરિયાં જોડે વર્ષોના અબોલા એટલે અમારે બે માસી, બે મામા, મામીઓ, નાના તથા નાની વગેરે હતાં, છતાં એમનાં કોઇ સાથે પણ, પાછળથી એ ઝઘડાનો અંત આવી ગયેલો છતાં પણ બાએ મુક્ત હૃદયે વાત કરી નથી.

છોકરાં મોટાં થતાં ગયાં તેમતેમ તેમની સાથે કોઇકકોઇક વખત એ કાંઈક છૂટથી વાત કરતી પણ તરત પાછી બંધ થઈ જતી. મિસરના પ્રચંડ સ્ફિંક્સને બદલે આવા નાજુક, કોમળ સ્ફિંક્સ પણ અસલ

હિન્દુ સંસારમાં કોઈ કોઈ જોવામાં આવતાં. વ્યક્તિત્વની છાપ પડે તેવી આકૃતિ નહોતી છતાં મેં એક વાત એ જોયેલી કે કાઠિયાવાડમાં પણ ઘણી મોટી વયની સ્ત્રીઓથી માંડીને ગરીબ મહેતાજીઓ અને પટાવાળાઓ પોતાનાં સુખદુઃખ બાને કહેતાં અને એની પાસેથી સંતોષ,. ધૈર્ય અને સાંત્વન પ્રાપ્ત કરતાં. વઢવાણ તેમજ પાલીતાણામાં રણવાસમાં રાણીઓ બા ઉપર પ્રસન્ન રહેતી, ખાસ કરીને વઢવાણનાં કુંવરી મયાબા જે અંગ્રેજી પણ સારું જાણતાં હતાં—તે જમાનામાં આ વાત સામાન્ય નહોતી—તેમની જોડે બાને સારો સબંધ હતો.

બે મોટી પુત્રીઓના લગ્ન સમયે અને પાછળથી જયસુખલાલ અને રમનગવરીના લગ્નપ્રસંગે બાએ આનંદ માણ્યો હશે; બાકી એના Recusenા જેવા જીવનમાં એને આનંદ શેમાં હતો, તે હું કહી શકતો નથી. તેમાં વચલી પુત્રીને તેર વર્ષની વયે પ્રાપ્ત થયેલ વૈધવ્યથી તો એના હૃદયને અતિ ઊંડો આઘાત થયો હતો. ભવિષ્યમાં એનું શું થશે એની એને અહોનિશ ચિંતા થતી હતી. તેના લંબાણ મંદવાડમાં બનેલ એક પ્રસંગ મને યાદ છે: એનો મંદવાડ ખરાબ રૂપ પકડતો જતો હતો. મારે માટે દાક્તરોએ ખાનગીમાં કહેલું કે છોકરો ૭ મહિનાથી વધારે નહિ જીવે. એ ખાનગી વાત હું બહેનો પાસેથી જાણી ગયો હતો અને એમાં જાણે એક પ્રકારનું રોમાંચક સાહસ હોય અને સગરબી લેવાની વાત હોય એમ લગભગ આનંદ માનતો હતો. અમે બંને માંદાં એકલાં હતાં. મને એકાદ બે વહાલના શબ્દો કહીને બા રડું રડું થઈ ગઈ. મેં કહી નાખ્યું: "બા, તું ય મરવાની છે અને હું પણ મરવાનો છું—"

"હં...એમ ન બોલીએ, તને કોણે કહ્યું?" બા અસ્વસ્થ થઈ બોલી ઊઠી.

"હવે, એ બધું રહેવા દે, બા, મને સીધી વાત કરવા દે. દાક્તરોએ કહ્યું છે તે હું જાણું છું. પણ મરવાથી જો હું જરા પણ

ડરતો નથી, તો તું શા માટે ડરતી લાગે છે ?" મેં પૂછ્યું.

"દીકરા ! હું મોતથી ડરું છું એમ તને લાગે છે ? વર્ષોથી ક્ષયમાં પીલાયા કરવું, નાની પુત્રીને રોજ વૈધવ્યની અવસ્થામાં જોયા કરવી, તું ક્યારે કરમાઈ જશે એની ચિંતા કર્યા કરવી અને હજી માધુ તો છેક નાનો છે એની ફિકર રાખ્યા કરવી, એના કરતાં મરણ પામવું એ મોટું દુઃખ છે એમ સમજું એટલી હું મૂર્ખ છું ? પણ તું અત્યારે તેર ચૌદનો, કોઈ પણ ઉપાધિ વગરનો તને એની શી સમજણ કે મરનારને મરવાની ચિંતા નથી પણ પોતાની પાછળ જીવતાં ગમી જનારની ચિંતા હોય છે ! તારા કાકાજી પણ હવે ઘરડા થયા, આ વિધવા છોકરી, તમે બધાં નાનાં–એ બધાંના વિચાર આવે છે એટલે રડી પડાય છે." બોલતાં તો બા બોલી ગઈ પણ પછી તરત એણે વાત ફેરવી.

પોતાના પતિ અને પોતાનાં છોકરાંમાં જ પોતાની આખી જિંદગીને એણે વણી દીધી હતી. એટલે એમાંથા કોઈની જિંદગી જોખમાતી તો બા દરણકાળ થઇ જતી. માત્ર વચલી પુત્રીનાં વૈધવ્ય સિવાય એનાં છએ છોકરાં અને પતિને પોતાની આસપાસ જોઈને એ મૃત્યુ પામી એ એના જેવી હદ વગરની હેતાળ સ્ત્રીને માટે અતિ સુભાગ્યની વાત હતી. જેનાં એકે છોકરાં ગુજરી નહિ ગયાં હોય કે એકે જેને અધુરે પણ નહિ ગયું હોય તે સ્ત્રી અક્ષયવન–અખોવન કહેવાય અને અમુક શુભ ક્રિયામાં એનો ખપ પડે છે. જ્યારે જ્યારે બાની મદદ આવી ક્રિયામાં માગવામાં આવતી ત્યારે ત્યારે એક તરફથી એના હૃદયમાં સંતોષ અને અભિમાનની વૃત્તિ જાગૃત થતી અને આનંદ થતો અને બીજી તરફથી એ વહેમાતી કે રખેને કોઈની નજર મારાં છોકરાં ઉપર લાગશે તો ! એથી એવે વખતે એ અમારી નજર ઉતારી નાખતી.

જ્યારે પોતાના બચ્ચાં ઉપર જોખમ આવી પડે છે ત્યારે

નિર્બલમાં નિર્બલ પક્ષી કે પ્રાણી તેમને બચાવવા કેવું નીડર અને સાહસિક બની જાય છે, એની અનેક કથાઓ પ્રચલિત છે. આ એક વધારે અમારાં બાની. વઢવાણમાં આ પ્રસંગ જેવો વર્ણવ્યો છે તેવો જ બન્યો હતો. એનું વર્ણન હું અગાઉ 'હિંમત' નામના સ્કેચમાં કરી ગયેલો અને 'હિંમત' "ભૂતના ભડકા" નામના મારા સંગ્રહમાં પ્રસિદ્ધ થયેલ છેઃ

એક મોટા ઘરમાં મા અને તેનાં છોકરાં હતાં, બાપ બહાર ગામ ગયા હતા. રાત હતી. ઓરડામાં એક ઝાંખો ઘાસલેટનો દીવો આછો આછો પ્રકાશ પાડી રહ્યો હતો. ચાકરો પણ પરવારી ભોંય તળીએ વગેસગે થઈ ગયા હતા. શેરીમાં બધે શાંતિ હતી. છોકરાંઓ તળાઇમાં સૂતાં સૂતાં અરધી ઊંઘમાં મા ભાગવત વાંચતી હતી, તે સાંભળતાં હતાં.

મા એકવડીઆં શરીરની, રોજની માંદી, વાંદા અને ઊંદરથી પણ બીતી ફરતી હતી. તાવની બિમારીમાંથી તાજી જ ઊઠેલી હતી. અચાનક તેણે કાન માંડયા. ભય સમીપ હોય છે, ત્યારે કોણ જાણે કઇ ઈંદ્રિયથી મનુષ્યને એ ભયની આગાહી થાય છે! માને કાંઈક તેવીજ રીતે ભય જણાયો. બહુ ધીમો સુસવાટ એક ખુણામાંથી નીકળ્યો. કાળો, પાતળો, લાંબો ઓળો હાલતો જણાયો. દીવાની વાટ મોટી કરીને ફાનસ તે દિશામાં માંડયુ. સહસા બે ઝીણા લીલા પ્રકાશ જણાયા.

'હાય હાય રે, મા, સાપ!' શબ્દો માના ધ્રૂજતા, કંપતા મોંમાંથી ઝાઝા અવાજ વિના સરી પડયા. ક્ષણનો પણ વિલંબ વિના એ એકવડીઉં શરીર ટટાર થયું. એક પાતળી, છોકરાંને રમવાની નેતરની સોટી હાથમાં લઈને મા સાપ અને છોકરાંની વચમાં ઊભી રહી ગઈ. માએ આજન્મ લાકડી કોઇ દિવસ ઝાલી નહતી. સાધારણ શ્રીમંત કુટુંબની અને રોજની માંદી કોઇ ઘરનાં

કામનાજ તેણે કર્યાં નહતા–તેને ખાસ ... પણ નહતા અધારુ થયા પછી ઘરની બહાર એણે રક્ષણ વિના પગ મૂક્યો ન હતો

આજ એ વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ હતી પેગના છોકરાની જિંદગી જોખમમા હતી ધણી બહારગામ હતો પાછા આવતા તેને છોકરા સલામત સોપવાના હતા કોઈને મદદ માટે બોલાવવામા વખત જાય એમ હતું ખુણા અને નળાઈઓ વચ્ચે બહુ અતર ન હતુ સાપને તે તરફ આ યા સિવાય બીજો નાસવાનો માર્ગ નહતો મા પાતળી નેતરની સોટી બે હાથે ઝાલી મોએ ભાગવતની ગડીઓ અર્ધી ઉન્મા દાવસ્થામા ગણગણતી મામા આવતા મૃત્યુને નિરખી રહી

સળળળળ ' સાપ વધ્યો માએ શરીરનો કપ શમાવવા ભગીરથ યત્ન કર્યો આખે અને હાથે અતર આબાદ માપ્યુ પાછો સળળળળ કરતો અવાજ ' અને નેતરની સોટી સપાસપ પડવા માડી આટલુ માત્ર ક્ષણ બે ક્ષણમા બની ગયું ત્યારે જ છોકરાઓને " કાઈક " થયુ એમ ભાન આવ્યું તેમની ચીસોથી આખુ ઘર ગાજી ઊઠયુ ચાકરો સફાળા દોડતા આ યા પાડોશીઓ પણ ધડાધડ પોતપોતાના બારણા ઉઘાડતા દોડી આવ્યા

પણ ' સપ સપ, સપાક સપ, ' મા તો સોટી મારતી જ જતી હતી બે ચાર ફાનસો પણ એકઠા થઈ ગયા વસ્તુસ્થિતિ સમજતા માણસોએ પાચ છ ફીટ લાબા સર્પના સોથા વળી ગયેલા જોયા પણ માને તેનુ ભાન ન હતું તેની આખ ફાટી ગઇ હતી તેને તો માત્ર પોતાના પેટના જણ્યા તરફ આવતુ મૃત્યુ અટકાવવુ હતુ ન અટકે તો પોતાના પ્રત્યે તેને વાળવુ હતુ

મા ભાન ભૂલી થઈ ગયેલ છે, એવુ ભાન જોનારાઓને મોડુ થયુ પરતુ તે થતાની સાથે બે ત્રણ પડોશણોએ માને પકડી લીધી અને હાથમાની સોટી લઈ લીધી ચાકરોએ સાપને ખસેડીને જમીન સાફ કરી નાખી માએ થોડીવાર સોટી વિનાના હાથ વિઝયા કર્યાં

મને પછી તે બેશુદ્ધ થઈ ગઈ. તેને કલાકે ભાન આવ્યું, ત્યારે શરીરમાં તાવ ભરાયો હતો.

એક બીજો નાનો પ્રસંગ યાદ આવે છેઃ અમારાં દાદી નેવું વર્ષે મરણ પામ્યાં. તેના દશમા દિવસે હજામ પાસે અમારે બધાંને અસ્તરાથી મુંડન કરાવવાનો રિવાજ હતો. અમને એ નહોતું ગમતું એટલે અમે કાકાજીની લગાર ગેરહાજરીનો લાભ લઈને હજામની ખુશામત કરીને અસ્તરો ન ફેરવાવ્યો પણ કાતરથી વાળ અતિશય નાના કરાવ્યા. પણ આવી બાબતો છાની કયાં સુધી રહે ? તરત કાકાજીને ખબર પડી અને એમણે આકાશપાતાળ એક કરવા માંડયાં. ગુનેગારમાં માત્ર હું અને જયસુખલાલ. વાતાવરણ ઘણુ ઉગ્ર થઈ ગયું, કાકાજીની ત્રાડો વધવા માંડીઃ "મારા હુકમનો અનાદર કરીને તમે અસ્તરાની ના કહેનાર કોણ ? સુધારાવાળા થઈ જવું છે ?" વગેરે વગેરે.

બા, આટલી ગાભરુ બીકણ બા બહાર આવી. એટલે તો માણસોની સારી જેવી મેદની હતી. બાએ ધીમેથી, વિનયથી, દઢતાથી કહ્યુંઃ "છોકરાઓએ એમની મેળે નથી કર્યું. મને પૂછીને કર્યું હતું અને દાદીમાની લાગણી બધાંને કેટલી છે અને કેટલી હતી, તે હું જાણું છું. જાઓ છોકરાઓ અહીંથી ખસી જાઓ—ત્રીજે માળ ચાલ્યા જાઓ. અસ્તરો ન ફેરવ્યો તો દાદી સ્વર્ગે જતાં અટકી જવાનાં નથી !"

જેમને અસલના વડીલોના મિજાસનો કાંઈપણ ખ્યાલ હશે તેમને વિચાર આવશે કે મુલાયમ તબિયતની, રાંક સ્વભાવની, બધાથી ડરતી ફરતી એક સ્ત્રી એવી પ્રચંડ વ્યક્તિ સામે પોતાના બે પુત્રોને બચાવવા આમ બોલે એમાં કેટલી હિંમતની જરૂર છે ?

એક નાનો પ્રસંગ મારા સ્મરણપટે રહી ગયો છે તે કહું : મોડી રાત હતી. બીજાં ભાઈબહેન ઊંઘી ગયાં હતાં. માત્ર હું જાગતો પણ હાલ્યાચાલ્યા વિના પડી રહ્યો હતો. બા અને કાકાજી વાતે ચડયાં

હતાં. અમુક કોઈ સ્ત્રી વિશે વાત થતી હતી. કાકાજીએ કહ્યું. "સ્ત્રી ઉપર દાબની તો જરૂર છે જ. આ જોને, મેં તને જરા પણ દુઃખ આપ્યા વિના દાબમાં રાખી તો તું જરા પણ આડે માર્ગે ગઈ નહિ."

બાની તબિયત તે વેળા વધુ લથડી હતી અને ધીમે ધીમે મૃત્યુની છાયા એને ઘેરી લેતી હતી તે તે જાણતી હતી. સહસા બાના અવાજમાં સ્ત્રીત્વનું સ્વમાન આવ્યું, વ્યક્તિત્વનું ચેતન ઉદ્‌ભવ્યું. તે બોલી: "આટલે વર્ષે, મારા આટલા અનુભવ પછી છેક અત્યારે તમે આવું બોલો છો ? સ્ત્રીને આડે માર્ગે જવું હોય તો બ્રહ્મા પણ તેને રોકી શકે તેમ નથી. તમે મને દાબથી સીધે માર્ગે રાખી એમ કહેવું એ માત્ર ભ્રમ છે. હું મારી સ્વેચ્છાથી પવિત્ર રહી છું."

બાના અવાજમાં રહેલ ગાંભીર્ય, સ્ત્રીજાતિના અપમાનની સામેનો સાફ પડકાર અને પુરુષોમાં સ્વાભાવિક ઉત્પન્ન થતાં અભિમાન અને ભ્રમને નાશ કરવાની તીવ્રેચ્છા કાકાજીના હૃદયે પારખી લીધાં અને એમણે વાત ફેરવી.

એક આડકથા: જેમ બાએ પોતાના સંતાનોના પ્રાણનું રક્ષણ કરવા મોતનો સામનો બેધડક કર્યો હતો તે જ પ્રમાણે મેં પણ બાના સ્વમાન ખાતર મોતનો તો નહિ પણ લગભગ તેને મળતી વ્યક્તિને પડકાર કર્યો હતો. અમારા ઘરને આગળ તેમજ પાછળ કંપાઉંડ છે એ વાત હું આગળ જણાવી ગયો છું. પાછળના ખંડનો ઓટલો એ કંપાઉંડમાં પડે છે. એ ઓટલા ઉપર અમે બધાં સવારે દાતણપાણી કરવા બેસતાં. બા વહેલી ઊઠતી એટલે તે એકલી જ દાતણ કરવા બેસતી. પાછલા નાના વાડામાં કાકાજી અને અમારા નોકર રામાએ મળીને કાંઈક વાડી જેવું બનાવ્યું હતું. ચાર પાંચ ગુલાબ, આઠ દસ મોગરા, એક ચમેલી, જાસૂદ, જૂઈ વગેરે ત્યાં હતાં. ચોમાસાનો વખત હતો એટલે તુરિયાં ને ગલકાંના વેલા પણ ઉગાડ્યા હતા. તેમાંના બે ત્રણ વેલા એ ઓટલા ઉપર બેસનારને અડચણરૂપ ન થઈ પડે તેવી રીતે રામાએ દોરડાં બાંધીને ચડાવ્યા હતા.

બાની પોતાની ટેવ પ્રમાણે એણે વિનયથી રામાને બેત્રણ વેળા કહેલું
વેલાને જરા બાજુથી વાળ તો મને બેસતાં વાંધો ન આવે. ઉત્તરમાં
ગલી રીતે રામાએ કાંઈક જવાબ વાળેલો, એટલે એક વખત સહેજ
ઢીને બાએ રામાને કહ્યું. એ દુબળાભાઈએ કાકાજીના માનસનો
રો અભ્યાસ કરેલો. બહુ ક્રોધી માણસને જે માણસ પહેલું આવીને
કે તેની વાત માનવાની અને તેજ પ્રમાણે વર્તન કરવાની ટેવ હોય
, એમ આપણે સાધારણ રીતે જોઈએ છીએ. મહાત્મા ગાંધીજી
વા મહાત્માએ પણ હજી ક્રોધને જીત્યો નથી એ વાત ઘણાં સ્વીકારે
 અને તેમણે પણ આ પ્રમાણે પહેલાં આવીને કહી જનાર માણસની
ત માનીને અન્યને અન્યાય કર્યો છે એવાં દૃષ્ટાંતો સમાજમાં ખાનગી
રીતે પ્રચલિત છે. રામાએ વહેલામાં વહેલી તકે કાકાજીને રાવ ખાધી.
ઘરમાં જો દરેક માણસ જુદા હુકમ કરે તો પછી મારે માનવું કોનું?
અને વાડી ઉગાડવી કઈ રીતે?" આમ આરંભ કરીને વેલાની વાત
એણે કાકાજીને કહી. કાકાજીનો મિજાસ ગયો અને તેમણે બાને
ભયંકર રીતે તતડાવ્યાં.

એ પ્રસંગ તરત જ બની ગયો હતો, કાકાજી ફરવા ચાલ્યા
ગયા હતા; રામો વિજયી થઈને બીજા કામમાં મચી પડયો હતો અને
બા ડૂસકાં ખાઈને રડતી હતી; એવામાં હું ત્યાં આવી ચડ્યો. મેં
બાને રડવાનું કારણ પૂછ્યું. બાએ કહ્યું અને એ જ કાકાજીના પુત્ર
ધનસુખલાલનુ મગજ ફરી ગયુ. તે વખતે હું બાર તેર વર્ષનો હોઈશ.
"એ બે ટકાનો દુબળો કાંઈ વાત કહે તે ઉપરથી કાકાજી બાને રડાવે?
આખી વાડીનું સત્યાનાશ કરી નાખું." હું ગર્જી ઊઠ્યો.

બા રડવાનું ભૂલી ગઈ, મને છાતીસરસો ચાંપીને સમજાવવા
લાગી: "હશે ભાઈ, જવા દેની. તારા કાકાજીને એવી ટેવ પડેલી.
હું જરા બીજે ઠેકાણે દાતણ કરવા બેસીશ. પણ તારે કશું કરવું નથી.
વાડીને હાથ લગાડયો તો કાકાજી તારો જાત કાઢી નાખશે."

પણ હું એકનો બે ન થયો. "બા, મરી જાઉં તો મને તારું સ્વમાન એક નોકરથી ઘવાય એ હું કદી નહિ સાંખું. તું જો તો ખરી!" બાએ મનમાં અંબાજીની અને સત્યનારાયણની બાધાઓ લઈ લીધી હશે. પણ હું તો એક પ્રસંગનો ઉન્માદ અને તેનાથી અનુભવાતો આનંદ અનુભવી રહ્યો હતો. સુગણ અને ફણસ કાપવાનો મોગી છરો મેં લીધો. મારી આંખ ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ હતી. મારું આખું શરીર કાંપતું હતું. વાડામાં પાંચ છ મોટા મોગરા શામના વેલા હતા. તેમને મેં પાંચ મિનિટમાં મૂળથી કાપી નાખ્યા.

સ્ત્રીઓના રક્ષણ માટે કોઈ રજપૂત કેસરિયા કરીને શત્રુઓને આવાહન આપી રહ્યો હોય તેમ મદમત્ત હું વાડીમાં એ છરો લઈને ફરતો હતો. મારા વાચનને પરિણામે મેં કદાચ એમ પણ માની લીધું હોય કે આ પ્રસંગને અંતે મારું મૃત્યુ થાય તો મને લેવા અપ્સરાઓ આવશે. દસ મિનિટમાં વેલા કરમાઈ ગયા. રામાએ આ ચમત્કાર જોઈને રાડ પાડી: "નાનાભાઈ! આ શું તમે કર્યું? કાકાજીને આવવા દો! નાઈ મારશું?"

મેં મોટે અવાજે જવાબ વાળ્યો: "હરામખોર! બાને તું અપમાન આપનાર કોણ? કાકાજીને તો શું પણ મોટા પીતદરને કહેવું હોય તો કહી દેજે. હું અહીં જ ઊભેલો છું."

બાએ ઝેરટના ઉપાય તરીકે મને મોસાળ ચાલ્યા જવાનું કહ્યું. પણ હું શું સાભળવા તૈયાર નહતો. બાને વધારે ખરાબ પરિસ્થિતિમાં મૂકીને હું રણક્ષેત્ર છોડી જાઉં? એમ બને જ નહિ. હું ત્યાં જ આટા મારતો હતો. રામો બા જોનાને પાધ્ધા પાડી રાખ્યો તો મારો તો શો ભાર છે એમ સમજીને આતુરતાથી કાકાજીની રાહ જોતો હતો. મામાજી આવ્યા. રામાએ એમને પાછળ બોલાવ્યા. કાકાજીએ લીલીછમ વાડીની ભયાનક દશા જોઈ, કારણ પૂછ્યું. રામાએ મારું નામ દીધું. ક્ષણભર

કાકાજીની આંખમાંથી અગ્નિ વરસ્યો. એમણે ગર્જના કરી : " કેમ, ભાઈ કારણ ? "

" કારણ ? મને કારણ પૂછો છો ? " હું લગભગ દીવાનો જ બની ગયો હતો એમ મને અત્યારે લાગે છે, નહિ તો કાકાજી જેવા ભયંકર મિજાસવાળા પુરુષની સામે આ પ્રમાણે એક બાળકે ઊભા રહેવું એ કેવળ અશક્ય હતું. ધર્મને ખાતર, ઉચ્ચતમ સિદ્ધાંત ખાતર હું મારું સર્વસ્વ અર્પતો હોઉં એમ મને તે સમયે લાગ્યું હતું મને દુઃખ નહોતું, ભય નહોતો, માત્ર આનંદ જ હતો. "આ એક માણસની, એ બદામના નોકરે બાનું અપમાન કર્યું, ઉપરથી પાછી તમને ચાડી ખાધી અને તમે ઉપરથી બાને આરડણું રડાવી ? આજે તો બધા વેલા ગયા. આ મોસમમાં એક પણ શાકનો વેલો હું ઊગવા નથી દેવાનો પણ હવે જો આ હરામખોર ફરીથી બાનું અપમાન કરશે તો આ તમારાં ગુલાબ, મોગરા વગેરેની પણ આ જ સ્થિતિ થશે અને આ દુષ્ટનું હું પેટ ચીરી નાખીશ." આ બોલતી વેળા મારા હાથમાં રહેલો પેલો મોટો છરો હું ફેરવતો જતો હતો.

આસપાસનાએ જાણ્યું હતું કે આભ તૂટી પડશે કુમળો ફૂલ જેવો છોકરો રહેંસાઈ જશે. પાંચ ફીટ લાંબા સર્પની સામે થનાર મા, આ વેળા હાજર રહેવા હિંમત કરી શકી નહતી. પણ કશું જ થયું નહિ કાકાજી અને હું થોડીવાર સામસામા જોઈ રહ્યા. કાકાજીએ નોકરને કહ્યું "રામા આ કચરો કાઢી નાખજે અને હવે પછી વેલા પેની તરફ જ ચઢાવવાનું રાખજે કે જેથી ઓટલા ઉપર બેસનારને અડચણ ન પડે "

રામો કાંઈક ઉત્તર આપવા ગયો એટલે કાકાજીએ એને સખત ઝાટકી નાખ્યો. "હમણાં હમણાં તને બકરકુદી સૂઝી લાગે છે ! પાંચ મિનિટમાં નોકરીમાંથી કાઢી મૂકીશ. જા કામ પર લાગી જા " આટલું કહીને કાકાજી ઉપર લૂગડાં બદલવા ચાલ્યા ગયા.

મહલાક વર્ષો બાર બાર વર્ષથી જે રોગ શરીરમાં હતો તેણે હવે પોતાનું જોર વધાર્યું. જીવનની શોધમાં–આરોગ્યની શોધમાં અમદાવાદ, હજીરા, ડુમસ વગેરે સ્થળોએ અમે ફર્યાં. વચમાં ૧૯૦૪માં જયસુખલાલ અને રમનગવરીના લગ્નના લહાવા પણ લઈ લીધા. પણ પછી કુમળું શરીર ટકી શક્યું નહિ. બા પથારીવશ થયાં. અમે સૌએ એની ચાકરી કરી પણ કાકાજીનું નર્સિંગ અને અવિશ્રાંત–જરા પણ કંટાળ્યા વગરની એમની બરદાસ્ત તો અદ્ભુત હતાં. ધીમે ધીમે એ કોમળ શરીર ઘસાતું ગયું અને આખરે ૧૯૦૬ ની સાલમાં મૃત્યુને ખોળે સમાઈ ગયું.

એ નાજુક દેહલતા તૂટી ગઈ અને સાથે પ્રચંડ વડનાના મૂળ પણ તૂટી ગઈ.

૧૯૦૬માં બા ગયાં ૧૯૧૦માં કાકાજી ગયા.

મને નાનપણથી સુંદર વસ્તુઓનો અને રમકડાંનો બહુ શોખ હતો. આ શોખ, મને કાકાજી તરફથી આવ્યો હશે, કારણકે એમને પણ એટલો જ શોખ હતો; જો કે તેઓ એ શોખ પોતાને નથી પણ માત્ર છોકરાઓને છે, અને પોતે પોષે છે. એમ બતાવવા હમેશાં યત્ન કરતા.

એક બીજી મારી ખાસિયત પણ મને મારા પિતા તરફથી મળી છે, તે જાળવણી, કાળજી અને વ્યવસ્થાની પ્રકૃતિ. કાઠિયાવાડમાં પણ મારાં રમકડાં સૌથી વધારે સમય ચાલતાં. મારી પાસે કાંઈ કાંઈ અફલાતુન ચીજો નીકળી આવે જે વર્ષો થયાં મારી પાસે પડી હોય. પણ મુંબઈમાં ભાડાના મકાન, વારે ઘડીએ બદલવાની જયસુખભાઈની વૃત્તિ અને એને પરિણામે સ્થાયિપણાનો અભાવ એટલે ઘણી જૂની ચીજો નાશ પામતી ગઈ છે.

મારા જન્મ પહેલાંના મારા પિતાના ચપ્પુ અને કાતર એમના મરણ પછી મેં લીધેલાં તે ઠેઠ ૧૯૧૮મા મારા મહારાજે તોડી નાખ્યાં ત્યારે મારે ફેંકી દેવા પડેલા. એમની તપખીરની ડબી, પાનનો સામાન રાખવાની જાળીવાળી પિત્તળની પેટી વગેરે હજી મારી પાસે છે. એમનો લખવાનો પેસતકતો પણ મારા જન્મ પહેલાની બનાવટનો છે ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટર તરીકેની મારી વલસાડ, સૂરત, ગોધરા વગેરેની મુસાફરીમા ટપાલની એણે ગરજ સારેલી અને 'મેટરલિંકના નિબંધો

તેમજ તે કાળમાં લખવામા આવેલ અન્ય ગ્રંથો મેં એના ઉપર જ લખેલા. તે પછી વર્ષો સુધી એ વાપર્યા વગરનો પડ્યો રહેલો. વચમાં જયસુખભાઈની ધૂન આવી તે એમણે એને દુરસ્ત કરાવ્યો અને પોલિશ પણ કરાવ્યુ. પણ પાછો એ એક ખૂણામાં પડી ગયો. ૧૯૪૨ના ફેબ્રુઆરી—માર્ચમા મને ગભીર માંદગી આવી અને તેમાથી હું સાજો થયો, પછી મને ટેબલ ઉપર લખવાથી થાક લાગતો એટલે મે એક ગાદી મૂકાવી એ પેસનડ્તાને પાછો કામમા લીધો અને આ 'આથમતે અજવાળે'નો ઘણો ભાગ એના ઉપર જ લખાયો છે

દાદાજી બાગિયાના રાજા-સાથે હિંદુસ્તાનની મુસાફરીએ ગયેલા, તે વખતે જુદા જુદા ગામમાથી લીધેલ રમકડા કેટલાય વર્ષો સુધી અમારે ત્યા હતા. વઢવાણમા દિવાળીમા ચાર દિવસ મેળો ભરાતો ત્યારે અમને રોજનો એક આનો ખરચવાનો મળતો અને જયસુખલાલને ચાર આના મળતા—ચાર દિવસનો એક આનો મળતો કે રોજનો એ હવે મને યાદ નથી દિવાળી આવે તે પહેલાં ત્રણેક મહિના અને પછી ત્રણેક મહિના એ રમકડાની ધમાલ ચાલતી. પછી તો ફક્ત મારી પાસે જ રમકડા પડ્યા હોય, બાકીના બધાઓએ ક્યાના ક્યા ઉડાડી મુક્યા હોય.

સૂરતના ગોકુળાષ્ટમીના મેળાએ અમારી આખ ઉઘાડી દીધી. વઢવાણના મેળાના ક્યા પૈસાપૈસાના રમકડા અને ક્યા આ યત્રોવાળા ભવ્ય અને સુદર જર્મન રમકડા! એ મેળાના દિવસો જેમજેમ પાસે આવતા જાય તેમ તેમ દાદાજી કરકસર ઉપર ભાષણો આપતા જાય. આ ચર્ચાઓ ઘણુ ખરુ રાતેજ થતી. અમે બધાં અગાસીમાં મોટી તળાઈ ઉપર સૂતા હોઈએ અને દાદાજી પોતે દાદા પાસેની ગાદી ઉપર વાઘગીટ બાળતા બેઠા હોય.

"આ વખતે તો માત્ર મેળો બતાવીને જ છોકરાઓને પાછા લઈ આવવા છે, કેમ?" દાદાજી બાને પૂછતા અને વળી અમારામાંથી

ખોઇનો ટેકો લેતા "કેમ ઘનુ, હવે આવડી ઉંમરે તમને રમકડાં શા ? કાંઈ ઉપયોગની વસ્તુઓ લઈએ તો વપરાય તો ખરી.'' પણ અમે કે બા આ બાબતોમાં બહુ રસ લેતા નહિ, કારણ કે અમારી ખાતરી હતી કે અમે ના પાડીશું છતાં રમકડાં આવવાના,તે આવવાનાં જ. વચમા તો એટલે સુધી વાત આવે કે "આઠ આઠ આના આપીને છોકરાને નોકર સાથે જ મોકલશું, મારેય જાતે જવાની શી જરૂર છે !" એમ પણ કાકાજી કહી નાખે. પણ મેળાનો દિવસ આવે એટલે કાકાજી કહે "એવા કામમા નોકરના પત્તા નહિ, એને તો આ છોકરા ઘોળી પીએ. અને વળી તમને બૈરાને ખબર નહિ. ભીડ એટલી હોય કે એકાદ છોકરું અટવાઈ ગયુ તો વળી એ આપદા આપણે ક્યાં ઉઠાવીએ ?"

આખરે કાકાજીની સરદારી નીચે અમે ઊપડીએ. નાના, નાના ડગલા અમારે જેટલાં રમકડા જોઈતા હોય તેટલા રમકડા તો પહેલેથીજ પોતે અમને અપાવી દે અને પછી પોતાની પસંદગીના મોઘા મોઘા રમકડા પોતે લેતા જાય. ઘેર આવીને કાકાજી બા આગળ લબાણથી ખુલાસો કરે, ફરકસર એ તો કંજૂસોના કામ, પોતાના બાપ ગોવિંદ-દાસજીએ પણ કોઈ દિવસ કંજુસાઈ કરેલી જ નહિ વગેરે વાક્યો કહે અને એ રમકડાને ચાવી આપીને ચલાવવા મંડી પડે. જુદા જુદાં રમકડાની ખુબી પોતે છોકરાને અને બાને સમજાવતા જાય અને આનદથી અમે બીજા બે કલાક ઘેર કાઢી નાખીએ

ઘણા રમકડા લીધેલા અને એ બધાનો કાળે કરીને ઘરમા છોકરાઓએ—મારા સિવાય નાશ પણ કર્યો, તેમાથી થોડાક રમકડા મારા ખાસ પ્રિય હતા એક મોટો ઘોડેસવાર હાથમા તરવાર સમણતો હતો, ચાવી આપીએ એટલે ઘોડો મોટા ચક્કર લે અને સવાર તરવાર વીંઝતો જાય એ રમકડું મારુ ખાસ માનીતુ હતુ. બીજુ મે અને માધુભાઈએ દરેક મેળામાથી થોડા થોડા સોનજરો અને સરારો લઈ

લઈ આશરે પચાસ પચાસ આદમીનું લશ્કર એકઠું કરેલું. એ બધા ઢાળાના અર્ધાથી વધુ ઇંચ મોટા, રંગીન હતા અને આજે પણ ક્વચિત ક્વચિત કાગળની પેટીમાં, દોરાથી બાંધેલા બાર બારની સંખ્યામાં મળે છે અને જુદી જુદી રેજીમેંટના નામ પણ કોઈ કોઈ વખતે તો પેટી ઉપર હોય છે વળી જાપાનીઝ, રશિયન વગેરે સોલજરોની ટુકડીઓ પણ મેં એવા રમકડામાં જોયેલી

મેં અને માધુભાઈએ તો એમાંથી એક રમત શોધી કાઢેલી, અને તેના ચોક્કસ નિયમો પણ બંનેના સામસામા જમીન ઉપર, અમુક વિસ્તારમાં જ પણ અમારી મરજી પડે તેમ અમે તેમને ગોઠવતા પછી એક એક આનાની ઢાળાની નાની તોપો મળતી તેવી અમે બંનેએ છ છ લીધેલી. તેમાં ગોળાને બદલે દીવાસળી ભેરવીને અમે ફોડતા. તોપો પણ અમુક ઊંચાઈએ અને અમુક વિસ્તારમાં જ રાખી શકાય આવી રીતે તોપો ફોડવાના વારાના પણ અમુક નિયમો રાખેલા જે સામેના લશ્કરને વધુ પાડી નાખે તે જીતે. આ એક રમત અમારે આશરે અઢી કલાક સહેલાઈથી ચાલતી

એક લોકોમોટિવ એંજિન અમારી પાસે હતું, એની સ્પ્રિંગ ઘણી મજબૂત હતી વર્ષો સુધી ગમે તેવો વપરાશ છતાં એ તૂટ્યું નહતું એ એંજિનની મદદથી મેં તે સમયમાં બહુ નામના પણ મેળવી હતી તે વેળા મીણબત્તીના ખોખા મજબૂત, કડક કાર્ડબોર્ડના આવતા મીણબત્તીનો ઉપયોગ તો તે સમયે વધારે એટલે એવા ખોખા ઘણા મળતા આ ખોખાને મેં નીચે પૈડાં બનાવ્યા બાજુ પર કાપીને બારીઓ બનાવી અને મથાળે કાપીને એમાં નાના જાળીદાર ફાનસ જેવા મૂકવાનો પ્રબંધ કર્યો ફર્સ્ટના એક ડબામાં ત્રણ ફાનસ, સેકન્ડમાં બે અને થર્ડમાં એક ફાનસ એમ રાખ્યું બહાર પેનસિલના રંગોથી રંગીને જરા ઠાઠમાઠ કર્યો પછી કાગળ, કાર્ડબોર્ડ, દીવાસળીના ખોખા વગેરેની મદદથી મેં અને માધુભાઈએ એક નાનું સરખું સ્ટેશન,

બે ચાર 'ટીમાફેર' વગેરે બનાવ્યા રાતના સ્ટેશન ઉપર, સિગ્નલના ટીમાફેર ઉપર અને ડબ્બામાં (લાઈટ) કરીને અમે પેલા એંજિનની મદદથી ટ્રેન ચલાવતા એંજિન ત્રણ ચાર ડબ્બા ખેંચી શકતું અસલમત્ત ન્તિ વેળા પણ મુંબઈના પૈસાદાર શેઠીઆઓને ત્યાં આવા રમકડાં ઈંગ્લંડ અને જર્મનીના બનાવટના પાયમોથી માડીને પાંચ હજાર રૂપિયાના મળતા પણ સુરતનો કામરેજ મહોલ્લો તે ગમર્ઈ નહતું અને સૂરતમાં પણ—વર્ષ આશરે ૧૯૦૨–૦૩ હશે એટલે—આ રમકડાએ આસપાસના ઘણા મહોલ્લામાં ધ્યાન ખેંચ્યું હતું અને એક ગદરથી તો એની છબી પાડીને 'સ્ટ્રેંડ' મેગેઝિન ઉપર મોકલી હતી એ છબી તેમાં પ્રસિદ્ધ પણ થઈ હતી આવા આવા રમકડાં માધુભાઈની સહાયથી હું બનાવતો, તે ઉપરથી બાપ અને મોટાભાઈએ એમ ધારી લીધેલ કે હું ઈજનેર થવાને લાયક છું—હતો

ગેરસમજ ત્યાં થએલી કે હું જો કાંઈક પણ હતો તો તે ન્હાનાર હતો, સર્જક હતો ઈજનેરીનું ઊંડા સુધીનું જ્ઞાન પણ, પાછળથી વિક્ટોરિઆ જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટમાં ચાર વર્ષ અભ્યાસ કરીને, પહેલા વર્ગમાં પાસ થયા છતાં પણ મને સ્પર્શી શક્યું નહતું ઈજનેર તો માધુભાઈ જ થયા અને તેમાં તેમણે કીર્તિ તેમજ પગાર પણ સારા પ્રમાણમાં પ્રાપ્ત કર્યો

દાદાજીના મરણ પછી, પુ મુંબઈમાં પણ અમે વર્ષો સુધી, બજેતના મેળામાં એસ્પ્લેનેડ મેદાનની આગળ મેળો ભરાય છે ત્યાં છોકરાના લહાવનસ્કર સાથે અને નોકરને લઈને જતા અને કંડિયો ભરીને રમકડાં લઈ આવતા પણ અનુભવ ઉપરથી જણાય છે કે તે વખતના જમાનામાં અમને સંતોષ હતો ગમે તેવા રમકડાંથી અમે ખુશ ખુશ થઈ જતા હતા, પણ નવા જમાનામાં છોકરા કોઈપણ વસ્તુથી ફિંગ થઈને આનંદ પામતા જ નથી એટલે આટલો સહેનતે અમે જ્યારે મેળામાંથી પાછા આવતા ત્યારે છોકરાની રકારોળ ચાલતી

અને સ્ત્રીઓની વનણુ બાળકો તરફ જાય તો અમને ખાસડા પણ પડતા !

એક પ્રસગ યાદ છે. મારી નાની પુત્રી મેનાને માટે ત્રણેક રૂપિયાના રમકડા બસ થશે એમ ભાભીએ કહેલુ અમે ટોળુ વળીને મેળામા જવાની પ્રથા તો બધ કરેલી એટલે આગલે દિવસે હુ એક મિત્રને લઇને રમકડાવાળાની દુકાને ગયો. તે મિત્ર પેલા દુકાનદારનો પણ ખાસ મિત્ર હતો એટલે પછી જોઇએ જ શુ ? ત્રણ રૂપિયાના વિચારે ગયેલો હુ તે ત્યા જઈને સાતેક રૂપિયાના લેવા એવા ઠરાવ ઉપર આવ્યો અને મિત્ર તેમજ મિત્રના મિત્ર પેલા દુકાનદારના આગ્રહથી રૂપિયા પંદર ખરચીને પચીસેક રૂપિયાના રમકડા હુ લઇ આવ્યો કારણ કે ચોકઠેન ચીઠ્ઠીના પચાસ ટકા જેટલા જ પૈસા મારે આપવા એમ ઠર્યું હતું આ રમકડામા એથી ત્રણ અતિશય સુદર ઢીંગલી પણ હતી એ તો એટલી સુદર હતી કે જ્યારે મારી પુત્રી મેનાએ ભાગી નાખી ત્યારે મારુ હૈયુ ભરાઈ આવેલુ

આટલા રમકડા લઈને હુ ઠાવકો રીતે તેમજ અન્ય બાળકોને દડા કરવાની ઇચ્છાથી ઘેર આવ્યો તે વેળા મેના રમતી હતી મહા મુશ્કેલીથી રમત છોડીને મેના આવી એ રમકડા જોઇને એક પણ શબ્દ બોલ્યા વિના પાછી પોતાની રમત રમવા ચાલી ગઈ બીજા છોકરાઓ પણ જોઇજોઇને ચાલતા થયા થોડા વખતમા એ ઓરડામા હુ એકલો જ રહી ગયો ! ત્યાર પછી નવા જમાનાના છોકરા અને યુવકયુવતીઓના માનસ સમજવાના મે અનેક પ્રયાસ કર્યા છે પણ તેમા હુ પૂરેપૂરો સફળ થયો એમ કહી શકુ નહિ

હવે તો કોણ જાણે પણ તે વેળા તો સુરતના તાબૂતો જોવા જેવા હતા તે સમયે હિંદુ-મુસલમાન હુલ્લડ તો નહોતા પણ તે બે કોમ વચ્ચે ખાસ એખલાસ હતો મોહરમના તહેવારો આવે એટલે હિંદુ બાળકો પણ આનદમા આવી જતા અમે તાબૂત જોવા ભાગા

તળાવ ઉપર અમારા લીલુમામાની દુકાને જતાં. ત્યાં લીલુમામા અમને રેવડી, ફરસાણ વગેરે ખાવાનું ખવડાવતા અને શરબતો પાતા. નાનાં તાબૂત તો ગણવાનાં જ નહિ પણ મોટાં સાત તાબૂત નીકળતાં અને તેમાં છેલ્લાં ત્રણ તો ઘણાં જ મોટાં, લગભગ બબ્બે માળ જેવડાં ઊંચાં હતાં. એ તાબૂતોની પાસે જેઓએ માનતા રાખી હોય તેઓ પોતાનાં છોકરાં જોડે આવતા અને માનતા છોડતા. અમે બધા શ્રદ્ધાથી તાબૂત તરફ રેવડી ફેંકતા. તાબૂત આગળ જુદા જુદા વેષવાળા અને અખાડાઓજો ચાલતા અને ચાલતાં ગાડાંમાં કસરતના પ્રયોગો પણ થતા.

મેં એક સાલ મુંબઈનાં તાબૂત પણ જોયેલાં—કદાચ ૧૮૯૬ની સાલ હોય, એક વખત રાજકોટમાં જોયેલાં અને વઢવાણમાં તો ઘણીવાર જોયેલાં પણ તાબૂત સૂરત જેવાં કોઈ ઠેકાણેનાં નહિ. રાજકોટમાં તો તાબૂત આગળ સાચી તરવારે લાકડી પટા ખેલતા રજપૂતો પણ મેં જોયેલા.

મેં એકવાર (સર) રમણભાઈ આગળ એમ કહેલું કે પતંગ અને તાબૂત સૂરત જેવાં કોઈ બીજે ઠેકાણે નહિ, તેનો તેમણે વાંધો કાઢેલો. તેમના મન પ્રમાણે અમદાવાદનાં તાબૂત વધારે સારાં હતાં. એક દિલ્હીવાળા ગૃહસ્થે દિલ્હીનાં તાબૂત માટે જ આગ્રહ રાખેલો. ખરું ખોટું પ્રભુ જાણે !

અને સૂરતમાં પતંગની મોસમ એટલે તો શું ! "અમે બધાં" માં 'પતંગના પૂરમાં' નામથી એક આખું પ્રકરણ લખીને પતંગની મોસમમાં એક સામાન્ય કુટુંબમાં કેવું વાતાવરણ જામે છે એનું વર્ણન મેં આપી દીધું છે. ~~એટલે હું અહીં પાછું લંબાણ કરવાની જરૂર જોતો નથી.~~ આરંભમાં તો હું લંગરીયાં લડાવવાની પ્રવૃત્તિમાં પડેલો અને મારા મામા મંગળદાસ અને કાકાનો છોકરો ઈશ્વરલાલ પતંગ ચડાવે અને પેચ લડાવે તે જોતો અને તક મળતાં પતંગની સહેલ લેતો, તે ચડાવતાં અને પેચ વખતે ફરકી ઝાલતાં શીખતો. ઈશ્વરલાલ હુથ્થા

મારીને સામેનો પતંગ કાપવાની વિદ્યામાં ઘણા હોશિયાર હતા. તેમની નાજુક આકૃતિ અતિશય લાંબા હાથ વગેરેને લઈને એમને એ રીતમાં ફાવટ આવતી. એ પતંગ ચડાવતા માત્ર સંક્રાંતની આસપાસના ત્રણેક દિવસ પણ તેમાં પણ આઠ દસ રૂપિયાનો ધુમાડો કરી નાખતા. માંજાનું પેચ લડાવવાનું વિધાન જૂના સમયનું હતું જ્યારે માત્ર પેચ લડાવી શકાય એટલી લંબાઈમાં જ માંજો રાખવામાં આવતો અને બાકીનો સાદો દોર જેને મેતારી, વણતારી અને ચોતારી દોરીનું નામ આપવામાં આવતું તે રાખવામાં આવતો. અમારા વખતમાં સાદી દોરી વાપરવાનો રિવાજ બંધ થઈ ગયો અને માત્ર માંજો જ રાખવામાં આવતો.

મોકાજીના વખતમાં સૂરતી પતંગ નિષ્ણાતો ચડાવતા. અમારા વખતમાં તેવા પતંગો પણ બંધ થઈ ગયેલા, કારણ કે ગમે તેવો મજબૂત માંજો પણ એના પતંગનું જોર ઝીલી શકતો નહિ. અમારી અમે તો દિલ્હીના પતંગના વર્ગના પતંગો ચડાવતા. શિખાઉ એક પાઈની ઢુગ્ગીથી શરૂ કરતા. સાધારણ રીતે પેચમાં પૈસા પૈસાવાળા અને બે બે પૈસાવાળા જે અરધિયા કહેવાતા તે વપરાશમાં આવતા. પોણિયા એટલે કે ત્રણ ત્રણ પૈસાવાળા પતંગ કોઈ કોઈ ચડાવતું પણ તે ઘણું ખરું ફાનસ ચડાવવા માટે જ અને તે વેળા તે પતંગનું નામ ઢાલ્ડું રખાતું.

ધીમે ધીમે હું પેચ લડાવવાની ક્રિયામાં પ્રવીણ થઈ ગયો અને મારી ટેવ પ્રમાણે, એ બાબતમાં પીડો ઉતરેલો હોવાથી દરેક પતંગની ખાસિયત વગેરે ધ્યાનમાં લઈને હું પેચ લડાવવાના વ્યૂહ રચતો. સંક્રાંત અને વાસી સંક્રાંતમાં અસંખ્ય પતંગ ઊડે એટલે સરસ સરતીના પેચો અને શાસ્ત્રીય વ્યૂહરચના લગભગ અશક્ય થઈ જતા પણ સંક્રાંતની આગળ ચાર પાંચ દિવસો પહેલાં પતંગ અચ્છી રીતે લડાવી શકતા. મોકાજી ઉપરાંત ઈશ્વરલાલ અને અમારા બીજા એક પડોશી

માધવપ્રસાદે (મારી પુત્રી પુર્ણિમાના સસરા) મને પતંગની બાબતમાં સારું શિક્ષણ આપેલુ. મારી બીજી ટેવ પ્રમાણે મને પેચમાં ઉસ્તાદી મળી પણ જરા પણ પવન નહિ હોય છતાં પતંગ ચગાવવો, ખરાબ અનેક એબવાળો પતંગ ઉપયોગમાં લેવો વગેરે બાબતો મને ટેઠ સુધી આવડી નહિ જયસુખલાલભાઇને તો એ વિષયમાં ઠેઠ સુધી જરા પણ જ્ઞાન નહિ થયેલુ બાબુભાઈએ મુબઈમા એ બાબતમાં થોડું જાણી લીધેલુ.

પણ ખરુ પૂછો તો પેચ લડાવીને જે વખતે મારો પતંગ કપાતો અને સાથે પાશેર માન્જો લઈ જતો ત્યારે મને ઘણુ લાગતુ. પતંગ પકડવામાં મને ઘણો આનંદ આવતો. મને એક વર્ષ તો ખાસ યાદ છે કે જ્યારે પતંગ ચડાવવામાં હું ખાસ નિષ્ણાત થયેલો નહિ અને પકડવામાં જ આનંદ માનતો, તે વખતે સંક્રાંત અને વાસી સંક્રાંત એમ બે દિવસ મળીને મે બત્રીસ પતંગ પકડેલા. એ બધાય જાળવીને મે બાધીને ગીગાડી રાખેલા અને બીજે વર્ષે ઠેઠ ડીસેંબરના આરંભથી ચગાવવા માડેલા !

એમા એક પતંગ પકડેલો તે પ્રસંગ તો હું હજી ભૂલ્યો નથી: સંક્રાંતને દિવસે લગભગ સાડા અગીઆર થયેલા. મોગરાઓ છાજલી ઉપરથી ઊતરી પડેલા અને મને પણ જમવા માટે બૂમાબૂમ પડવા માડી હતી છાજલી ઉપર હું એક જ ઊભો હતો એટલામા કોઈ દોર મારા હાથને ઘસાતી ચાલી મે તરત જ તે પકડી એક બાજુથી છેડો તરત આવી ગયો પણ બીજી બાજુ ખેચવા જાઉ છું તો એનો છેડો જ નહિ મળે ! વળી થોડો ખેચ્યો ત્યારે આકાશમા માત્ર એક ઝીણુ લાલ ટપકુ મારી નજરે પડયુ. એ પતંગની એ દોર હતી. કોઈનો પતંગ હાથ ઉપરથી તૂટીને આવ્યો જણાતો હતો હુ તો મારું આવુ સુભાગ્ય જોઈને લગભગ ગાડો થઈને બૂમો મારવા લાગ્યો નીચેથી તરત કાકાજી, નોકર અને એકાદ બે બીજા દોડી આવ્યાં. બધાં આ દૃશ્ય

જોઈને આનંદના પૂરમાં તણાતા માગ્યા હું નીચે જઈને એક ખાલી ફરકી લઈ આવ્યો અને તેના ઉપર જ અમે પેલા પતંગની દોર લપેટવા માંડી જ્યારે અમે પૂરો ઉતારી ગયા ત્યારે આખી ફરકી માંજાથી ભરાઈ ગયેલી ! એવો પતંગ મેં ફરીથી કોઈ દિવસ પકડ્યો નથી

બીજાના ચગતા પતંગો ઉપર આપણી નાની પતંગડી ચૂરાવી દેવી અને પછી એને ખેંચી લાવવા એ પ્રયોગો પણ અમે કરેલા અને એટલા માટે અમે સુતળી તો શું પણ તારના પ્રયોગ પણ કરી જોયેલા પણ પરિણામે અમે ફાવેલા નહિ અને માન બેઆબરૂ થઈને દાનડના ખાસડા ખાધેલા કારણ કે પતંગ ખેંચી લાવવો એ હલકા પ્રકારના ચોરીચપાટુ સમાન જ ગણાતું

ત્યાં બીજી રમતોમાં લખોટા અને ભમરડા વગેરેની રમતો હતી ગિલ્લીદંડા પણ મારા પ્રમાણમાં રમાતા પણ એમાનું ક્યું મારે હાથે ચડ્યું નહિ

હોળીના તોફાનો વિશે મેં વાતો બહુ સાંભળેલી અમદાના વખતમાં ખુદ નવાબની પાલખી હોળીમાં એક મહોલ્લામાં બાળી નાખેલી એમ કહેવાય છે અને એથી જ એ મહોલ્લાનું નામ નેનાન ફળીઉ રાખવામાં આવ્યું છે, એમ પણ કહેવાય છે પણ આમાં ખરું કેટલું અને કલ્પના કેટલી એ નક્કી થઈ શકે તેમ નથી ગરમ વેગણો સામસામા ફેંકે અને એમ કરવાથી કેટલા ઝખમી થતા અને એચારની તો આખો પણ ગયેલી એમ મા ।છ કહેતા અને જ્યોતીદ વે પણ કહેતા જ્યોતીદ્રે તો 'અમે અમારા હોળીનું પ્રકરણ પણ લખેલું છે—પણ એ બને ગઇ વાતોનાપકાર એણે સાવ કલ્પનાનું પ્રમાણ એમણે કેટલું રાખેલું તે સમજાતું નથી મેં એવું કશું મારા આઠેક વર્ષના સુરતના વસવાટ દરમ્યાન જોયું નથી હા, મેં હોળીની અને ટેમીઓ રોની પાથરીઓ, ગોળીના વખતમાં છોકરાઓ રસ્તાની આસપાસ બધેથી ચીરણી દોરીની મદદથી ઉછળતા ખેતેલ ખગ

પણ હવે તો એટલું પણ રહ્યું નથી એમ ત્યાંના રહેનાર કહે છે તે ઉપરથી જણાય છે. પતંગો પણ અસલ જેટલા ઊડતા નથી એમ સાંભળ્યું છે. દિનપ્રતિદિન વધતી જતી આર્થિક મુશ્કેલીઓ, મોંઘવારી, જગત સારાંયમાં થતાં પરિવર્તનો અને વધતી જતી કેળવણીથી મનુષ્યોના માનસમાં પણ વધતી જતી આંટીઘુંટીઓ, પરિણામે ઉત્પન્ન થતાં અસ્વસ્થતા, અસંતોષ, નિરાશા, કીર્તિ, દ્રવ્ય વગેરે માટેનો વધતો જતો શોખ વગેરેને લઈને સૂરતનું શાંત અને સરળ જીવન પણ બીજાં શહેરો જેવું જ અશાંત અને અટપટું બનતુ જાય છે; લગભગ બની ગયેલું છે એમ લાગી આવે છે, માત્ર રહી ગયા છે એના એ ગંદા રસ્તાઓ, ગંદાં જાજરૂઓ અને ચોખ્ખાઇ રાખવા સામેની અડગ અને અણનમ વૃત્તિઓ.



## પ્રકરણ છઠ્ઠું

ડૉ. કાશીને સંગીતનો શોખ હતો અને વઢવાણમાં કેટલાક મિત્રો જોડે મહેફિલ જમાવીને તે એમના એ હું આગળ કહી ગયો છું નાચ મુજરા બહુ સાંભળતા ન હતા એ વિશે પણ મેં લખ્યું છે પાલીતાણામાં ખાસ સંગીતમાં એમણે ભાગ લીધો ન હતો, જો કે ત્યાં ભૈરવનાથના મંદિરમાં એક ગવૈયો હતો જે ત્યાંના ઠાકોર સાહેબ ગુજરી જતા બાદ મોરબી નાટક કંપનીમાં જોડાયેલો

સુરત આવ્યા પછી કાકાજીએ એક સંગીતશોખીન મંડળ ઊભું કરેલું તેમાં વૃદ્ધોમાં લલ્લુભાઈ (જેમણે સંગીત ઉપર ગાયન દર્પણ નામે એક પુસ્તક પણ રચ્યું હતું) તેમ જ ઠાકોરજી, રતીરામભાઈ વગેરે અને તે વખતના પ્રૌઢ વયના માણસોમાં ચંપકલાલ મુનશી,

લલ્લુભાઈના દીકરા ડાહ્યાભાઈ, રંગીલદાસ વગેરે હતા. આ મંડળના સ્વીકારેલા પ્રમુખ જેવા રંગીલદાસ હતા, જે હાલમાં ડેપ્યુટી કલેક્ટરની પદવી પરથી નિવૃત્ત થઈને સૂરત રહે છે. તેમનો પ્રિય ગવૈયો તે જગજીવન ગવૈયો કરીને હતો. જાણકારો તે ઉપરથી જ આ મંડળની સંગીતના જ્ઞાનની સપાટી જાણી શકશે.

નાના ઉસ્તાદોમાં ઉમિયારામ સરકાર અને ડાહ્યાભાઈ ગણાતા. બીજી બાજુ ઈશ્વરદાસ સ્ટોરનું ભજનિક મંડળ મૂળ લલ્લુજીના મંદિરમાં ધ્રુપદની ધૂન મચાવતું હતું. તેમાં એક પખવાજી–ઘણું કરીને ઈશ્વર–સારું કામ કરતો હતો. પાછળથી ધનસુખલાલ મજમુદાર, વામનલાલ મહેતા (મારી મોટી બહેનના પતિ), ડપરામ વગેરે અવેતન ગાનારાઓ ઠીક ગણાતા. તેમની સાથેના ધંધાર્થીમાં રામકિસન બાવાએ બહુ સારી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. પ્રભુરામ હારમોનિયમ તેમજ તબલાં વગાડનાર તરીકે, વલ્લભરામ તબલચી તરીકે અને વસંત ઉગતા ઉસ્તાદ તરીકે નામાંકિત હતા. તે પછી ધનસુખ તોફાન ઉર્ફે વદનલાલ મજમુદારે પણ હારમોનિયમ વગાડનાર તરીકે ઊંચા પ્રકારની નિપુણતા પ્રાપ્ત કરી હતી. કંચનલાલ મામાવાળા અવેતન સંગીતકાર તરીકે માત્ર સૂરતમાં જ નહિ પણ અનેક સ્થળોએ જાણીતા છે. અનેક મોટા મોટા ઉસ્તાદો એમના નામથી અને સંગીત સંબંધી એમના ઊંડા જ્ઞાનથી પરિચિત છે.

સૂરતની સૌથી સરસ અને સારાં હિંદુસ્તાનમાં જાણીતી ગાનારી ઉત્તમ અને ડગમગને કાકાજીએ પણ નાનપણમાં સાંભળેલ. એ બે ગાનારીઓ મહોલ્લામાં કોઈ ને ત્યાં ગાવા આવેલી અને અમારા દાદા તાવ સાથે ત્યાં સાંભળવા ગયેલા. આખી રાત સાંભળીને સવારે તદ્દન સારા થઈને ઘેર આવેલા, એવી વાત હમેશાં કાકાજી અમને કહેતા. એ વાત સાચી નહિ હોય તો પણ સાચી હોવાને યોગ્ય તો છે જ એટલે તે કથા મેં 'અમે બધાં'માં દાદાના પાત્ર સાથે જોડી નાખી છે.

એ ઉત્તમ અને ઝગમગ પછી હિમત અને સુરિયાની જોડી સારંગી તથા તબલા વગાડનાર તરીકે પ્રખ્યાત થઈ ગઈ હતી. જેવા એ બે ભાઈઓ વગાડવામાં હોશિયાર હતા તેવા મિજાજમાં તેજ હતા. ધનસુખલાલ મજમુદારે એમની વિશે મને એક વાત કહેલી તે હું અહીં લખું છું. સર દીનશા પીટીટને ત્યાં મુંબઈમાં એક મોટી મહેફિલ જમાવેલી. તેમાં હિમત અને સુરિયાને ખાસ સુરતથી બોલાવેલા. જલસો ધીમે ધીમે જામતો જતો હતો તેવામાં આગળ બેઠેલા સંગીતના દર્દીઓમાંથી એક પારસી ગૃહસ્થ જે સંગીતના જ્ઞાતા હોવાનો દાવો કરતા હતા, તેમણે એક બે વખત સમ આપતી વખતે કસુબર કરી. હિમત–સુરિયાના ડોળા તેની સામે ઘૂરક્યા, પણ આ પારસી ગૃહસ્થની સમાજમાં પદવી એવી કે બધા સાખી લે. આથી એ પારસી ગૃહસ્થે ચેતવણી લીધી નહિ અને એમણે તો વળી પાછી એક વેળા જ્યારે સુરિયો તબલા ઉપર એક મુશ્કેલ પરણ કાઢી રહ્યો હતો ત્યારે ખોટા સમ ઉપર તાળી ઠોકી દીધી. બસ, હિમત–સુરિયાના મોંમાંથી બયકર શબ્દો નીકળી પડ્યા "ઉલ્લુ કે પઠે! સંગીતમેં કુચ્છ નહિ સમજતે તો મુગા મુગા બયઠ ક્યું ન રહેતે? આખી મહેફિલકી મજા સારી બગાડ દી." સભામાં હોહા થઈ ગઈ પણ એ બે ભાઈઓએ તો જીદ લીધી કે પેલાને કાઢી મૂકવામાં આવે તો જ તેઓ જલસો આગળ ચલાવે. તેમ બનવું અશક્ય હતું એટલે પેલા બે જણા પૈસા લીધા વિના ઠેઠ સૂરતથી આવેલા હતા, પોતાના સાજ લઈને ત્યાંથી ચાલી નીકળ્યા. ત્યાર પછી વર્ષો સુધી સૂરતના કારીગરો બહારથી આવેલ ઉસ્તાદો સાથે ઝઘડતા એમ હું સાંભળ્યા કરતો.

કાઠિયાવાડમાં મેં સંગીત પ્રત્યે કેવળ ઉદાસીનતા બતાવેલી હતી. કમાળજીની સંગીતની પાર્ટીઓમાં હું કોઈ કોઈવાર જતો. પણ એ સંગીતથી એના દર્દી થવાય એવું તત્ત્વ એમાં બહુ ઓછું હતું. હાથમાં હાથકડી ઘાલીને કેટલાક માણસો આવતા તેમના કુ ખભર્યા રાગના

ગીતો મને આકર્ષતા માતાની ગરબી આગળ સો સો પુરુષો સાથે ઝીક લેતા ગરબી ગાતા. ઝીલણી અગીઆરશને દિવસે ઠાકોરજીની પાલખી સાથેના વરઘોડા નીકળતા એમાં જુદી જુદી ભજનમંડળીઓના ભજનોની ધૂન અને તાબૂતના દિવસોમાં ગરજી ખાના મુસલમાનો અને તેમના પંજા આગળ ધૂપ લોબાનની ધેરી સુગંધ સાથે કાફિયા ગવાતા તે સૌથી હું મુગ્ધ થતો પણ એ બધું સંગીત નહોતું આ બધું વરતાણુંમાં હતું પાલીતાણામાં તો માત્ર ભેલા ગવૈયાના ગાયનો બે ચાર વાર સાંભળેલા એક વાત ભૂલી ગયો મૃત્યુ પછી ગવાતા રાજિયા, ભલભલાના હૈયા ફાડી નાખે તેવા રાજિયા મેં ત્યાં કાઠિયાવાડમાં સાંભળેલા, તે તાલબદ્ધ હતા છતાં શુદ્ધ સંગીતમાં તેની ગણતરી કેમ થાય ?

સૂરત આવ્યા પછી કાકાજીને દિલરુબા શીખવાનું મન થયું અને એમણે બેએક વસાવી કાઢ્યા. એક ઘણું મોટું હતું અને બીજું ઘણું નાનું લગભગ રમકડા જેવું હતું ઉમિયારામ સરદાર કરીને અમારી ન્યાતના એક ગૃહસ્થ દિલરુબા અને હારમોનિયમ સારા વગાડતા અને નાટક કંપનીઓમાં જે વખતે દિલરુબા વગાડવાના આવતું તે વખતે તેમણે ત્યાં દિલરુબા વગાડેલ પછી હારમોનિયમ પહેલવહેલું દાખલ થયું ત્યારે પણ તેમણે તે કામ ચાલુ રાખેલું પાછળથી તો ઉમિયારામ સરદાર મુંબઈ આવીને મ્યુનિસિપલ સ્કૂલમાં માસ્તર તરીકે રહી ગયેલા હાલના સ્ટાડર્ડ પ્રમાણે એ મોટા ઉસ્તાદ નહોતા પણ તે જમાનામાં એ ઠીક ગણાતા એમણે કાકાજીને દિલરુબા શીખવવાનું શરૂ કર્યું કોઈ કોઈ વખત આવતા અને નાટકી ચીજો અથવા સાદી રાગની ચીજો શીખવતા તાલ જેવી વસ્તુ સંગીતમાં હોય છે, એની એમણે કાકાજીને ખબર પણ પડવા દીધી નહિ

થોડો વખત થયો કાકાજી દિલરુબા વગાડતા થયા એમનો હાથ જરા ભારે હતો અને દિલરુબાની વિશિષ્ટતા જે આવવી જોઈએ—મીંડ

વગેરે તે એમનાથી આવી શકેલાં જ નહિ. તે વખતે મેં કાકાજીને કહ્યું કે મને તમે શીખવો. કાકાજીએ હા પાડી પણ ત્રણ ચાર લેસનમાં જ અમારે બેને મનભેદ પડયો. મેં એમની જ ભૂલ કાઢી અને એમણે કહ્યું કે જો તને મારા કરતાં વધારે આવડતું હોય તો પછી મારી પાસે હવેથી શીખતો નહિ. મેં શીખવું બંધ કર્યું. પણ પંદરેક દિવસ પછી મારો જીવ રહ્યો નહિ. જ્યારે કાકાજી ઘરમાં ન હોય ત્યારે નાનું દિલરુબા લઈને મેં ચાર પાંચ દિવસ સરગમ ઘૂંટી અને પછી કોમળ સૂર બહુ નહિ આવે એવી નાટકી ચીજો બેસાડવાનો યત્ન કરવા માંડયો. ધાર્યા કરતાં સહેલાઈથી મેં વગાડવા માંડયું અને કાકાજીના કરતાં ઉમિયારામ સરકારના વગાડવા ઉપર મેં વધારે ધ્યાન આપેલું એથી દિલરુબાની જે વિશિષ્ટતા તે મારા વગાડવામાં આવી શકી. અને તે વેળા હું પાછો માંદો હતો એટલે મને રિયાઝનો ટાઈમ પણ ઘણો એટલે થોડીવારમાં તો મેં લગભગ ચાલીસ પચાસ ગાયનો વગાડવાં શરૂ કરી દીધાં. કમનસીબે તે વખતે અને આજ પણ ઘણે ઠેકાણે સૂરનમાં તાલને જોઈએ તેટલું પ્રાધાન્ય આપવામાં આવતું નહોતું, એટલે મારી એ દિશામાં રહેલી શક્તિ અને વર્ષોનો સમય તેમજ શક્તિનો વ્યય નકામાં ગયાં. તાલની અગત્ય જાણતો હોત તો સાથે સાથે એ પણ હું શીખી લેત અને મેં એ દિશામાં સારો વિકાસ સાધ્યો હોત. પણ હવે એ બાબત શોક કરવો નકામો છે!

એ પ્રમાણે એક વખત હું પ્રેક્ટિસ કરતો હતો, ત્યાં કાકાજી બહારથી આવી પહોંચ્યા. ઘરમાં, પ્રમાણમાં સરસ દિલરુબા વાગતું સાંભળી કાકાજી અજબ થઈ ગયા અને પછી જ્યારે મને એમણે વગાડતાં જોયો ત્યારે તો એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. પોતે મનમાં ઘણા આનંદ પામ્યા અને મને એ બાબતમાં ઉત્તેજન આપવા લાગ્યા; એટલું જ નહિ પણ મારી પાસેથી નાટકી ચીજો શીખવા લાગ્યા.

કાકાજીએ મારે માટે હારમોનિયમ વસાવ્યું અને તે પણ મેં થોડી

પારમાં સારી રીતે વગાડવાનું શરૂ કરી દીધું. મારો એ દિશામાં વિકાસ જોઈને કાકાજીને એટલો સંતોષ થયો કે મારે માટે એક સારો ઉસ્તાદ રાખવાનું એમણે નક્કી કર્યું. પણ ત્યાં અમારી સામસામી પ્રકૃતિ પાછી અથડામણમાં આવી. કાકાજીને એવી ટેવ હતી કે કોઈ પણ માણસ અમારે ઘેર મળવા આવે તેની આગળ પોતે મારાં ખૂબ જ વખાણ કરે અને પછી મને વગાડવાનું કહે.

કાકાજી હૃદયના ભોળા હતા એટલે એમને આવનાર લોકોના માનસનો અભ્યાસ નહતો પણ હું તો ચાલુ માંદગીને લઈને પથારીમાં પડ્યો પડ્યો મનુષ્ય સ્વભાવનું ઝીણું પૃથક્કરણ કરતો રહ્યો હતો. ઘણા માણસો એ પ્રમાણે ઘરના છોકરાને કે છોકરીને સાંભળે છે તો ખરા પણ તેજ વખતે કાં તો કહી નાખે કે "બધેનું દિનરૂબા સાંભળ્યું હોય તો પછી બીજાનાં સાંભળવાં ગમે નહિ," કાં તો ઘેર જઈને પછી આપણી મશ્કરી કરે અને 'સીદી ભાઈને પોતાના છોકરાં ગમે છે' એ જૂની વાત કહીને આપણને હલકા પાડે છે. આ સામાન્ય અનુભવની વાત છે અને એથી મને એવી રીતે જાહેરમાં પ્રદર્શન કરવા સામે બહુ ચીડ હતી. મેં કાકાજીને ઘણું કહ્યું કે "દોઢ બે વર્ષ મને અગાઉથી તાલીમ લેવા દો અને પછી તમે કહેશો તો હું જાહેરમાં વગાડીશ પણ આમ હું મારી ઠેકડી નહિ કરવા દઉં."

કાકાજીએ એમાં રહેલ વાજબીપણું સ્વીકારવાની ના પાડી, એટલું જ નહી પણ એ જાતની શરતો કરાવવી હોય તો ઉસ્તાદના પૈસા હું ખરચવાનો નથી, એમ એમણે કહ્યું. મેં કહ્યું કે ત્યારે ઉસ્તાદના પૈસા નહિ ખરચતા. બે ચાર દિવસમાં આ ઝગડાને લીધે ઊભી થયેલ ખરાબ લાગણીઓ શમી ગઈ અને સંગીત વિશે અમે એકેકને મદદ કરતા રહ્યા પણ ઉસ્તાદની વાત પડતી મૂકાઈ તે મૂકાઈ.

ગરબાની કલા હમણાં ઘેર ઘેર ફાટી નીકળી છે. તે વખતે એટલી પ્રચારમાં નહોતી. પૂરાં સાજ સાથે તો માત્ર રાધા અને તેની છોકરી

જ ગરબા ગાતાં. કોઈ કોઈ કન્યાશાળામાં માસ્તરો હારમોનિયમ સાથે રાખતા. તબલાં તો હોય કે ન પણ હોય. આવા સમયમાં ગરબાઓમાં હારમોનિયમ લોકપ્રિય કરવાનો યશ અમુક પ્રમાણમાં મારા જેવા હારમોનિયમ વગાડનારને ભાગે જાય ખરો. આવા ગરબાઓમાં ઉસ્તાદ વગાડનારા વગાડવા રાજી ન હતા; એટલે પણ અમારા જેવાઓને વધારે તક મળતી. એક જ દાખલો આપું.

હજીરામાં મોસમ ખલાસ થવા આવી હતી. છેલ્લાં છૂટાં પડતી વખતની પાર્ટીઓ અને ગરબા વગેરે થવા માંડયાં હતાં. ત્યાં તે વેળા ઉમિયારામ સરકાર હાજર હતા, એટલે સ્ત્રીઓએ એમને આગ્રહ કરીને હારમોનિયમ પર બેસાડયા પણ ગાડું બરાબર ગબડયું નહિ. સરકારની પ્રકૃતિ જલદ હતી, એટલે તાલની ભયંકર ગફલતી એમને સાલવા માંડી અને છેવટે એમણે અમુક શબ્દો કહી નાખ્યા. સ્ત્રીઓ ચાટ તો પડી ગઈ પણ આખરે એ સ્ત્રીઓ, એટલે એમણે સરકારને ઊઠી જવા દીધા અને તેની જગ્યાએ મને બેસાડયો.

તે વખતે હું પણ તાલ સંબંધી ઘોર અજ્ઞાન સેવતો હતો. એટલે સરકાર જેવા જાણકાર ઊઠી ગયા છતાં મને બેસવામાં કાંઈ ક્ષોભ થયો નહિ. હું તો બેઠો. ગાનાર અને વગાડનાર બંને પક્ષને તાલ સંબંધી જ્ઞાન નહિ એટલે જેવું ગવાય તેવું હારમોનિયમમાંથી નીકળે ! પરિણામે ગરબાની મહેફિલ જામી પડી ! સાંભળનારાઓમાંથી મોટા વર્ગ, ગરબા જોનાર હતો—સાંભળનાર નહિ, એટલે એમને પણ સંગીતની ક્ષતિ જણાઈ નહિ. સ્ત્રીઓએ પણ હિંમતથી કહ્યું કે એવા હાલી નીકળેલા ઉસ્તાદોને પોતાને આવડે નહિ એટલે વાંક ગાનારીનો કાઢે; આ ધનસુખભાઈ તો આપણી સાથે બરાબર વગાડી શકે છે !

હું મારી પેઠે ફુલાયો પણ ખરો અને મારા ઉપર સ્ત્રીઓ પ્રસન્ન થઈ એટલે શ્રોતાવર્ગમાંથી અનેકના હૈયાં ઇર્ષ્યાથી ખાટાં પણ થઈ ગયાં. ઉમિયારામભાઈએ બીજાઓને મોંએ કહ્યું કે આ છોકરાને

તાલ સંબંધી જરા પણ જ્ઞાન નથી. પણ મને એનો સંતાપ નહતો કારણકે તાલની કિંમત કરતાં યુવતીઓની પ્રશંસાની કીમત મને તે સમયે વધુ હતી.

ટૂંકામાં, મને અત્યારે લાગે છે કે ઉત્તમ અને ઝગમગ તેમ જ હિંમત અને સુરિયાના જવા પછી દિન દિન કાંઈક એ ક્ષેત્રમાં હતી. બાકી સૂરતમાં એ બાબતમાં તે વેળા મંદી આવી હતી. તે પાછી રામકિસન બાવા, પ્રભુરામ, વલ્લભરામ, વસંત વગેરેએ તેજી આણી. એટલે મંદીના કાળમાં મેં સૂરતનાં મારાં આઠ વર્ષ ગાળ્યાં. તેજીના સમયમાં ગાળ્યાં હોત તો મને પોતાને સંગીતના વિષયમાં ઘણો ફાયદો થાત. આ તો સુંદને ગાંગડે ગાંધી થવાનું હતું એટલે આપણે તે વખતમાં હારમોનિયમ અને દિલરુબા પર નિષ્ણાત ગણાયા અને સ્ત્રીઓના ગરબાના કુંડાળાની વચમાં બેસીને હારમોનિયમ વગાડવાનો, સ્ત્રીઓના જુથમાં પ્રીતિસંપાદન કરવાનો અને કીર્તિ પ્રાપ્ત કરવાનો લહાવો લીધો.

અર્પણ કરત. પણ ગુજરાતમાં રંગભૂમિની સ્થિતિ જરા વિચિત્ર હતી અને અત્યારે પણ છે અને વળી આપણે ત્યાં નટને ગાતાં આવડવું જ જોઈએ (હજી અત્યારે તો જરાતરા છૂટ છે પણ તે વખતે તો આ લાયકાત હોવી જ જોઇએ) એમ હતું; એવી વસ્તુસ્થિતિને લઈને હું અટકી ગયો. ઘણાં વર્ષ પછી એવી જ રીતે હું સિનેમાના ક્ષેત્રમાં પણ, લગભગ જોડાવાનું નક્કી કર્યા પછી, જતાં જતાં અટકી ગયો હતો. આજ પણ મારા હાથની રેખા જોનારાઓ કહે છે કે રંગભૂમિ કરતાં પણ સીનેમાના રૂપેરી પરદા ઉપર તને બહુ સારી કીર્તિ મળત. ખયર્ !

'નર્મદા'નું નાટક જોયું. એ જોવાથી મારાં ચક્ષુ સમીપ એક નવી સૃષ્ટિ રચાઇ. ત્યારથી મને રંગભૂમિ પ્રત્યે જે આકર્ષણ થયેલું તે હજી પણ ઘટયું નથી. ચેતનીય રંગભૂમિ ઉપર ન જઇ શકયો તો અચેતન રંગભૂમિ ઉપર જઈને ઘણું ઘણું કરવાનાં સપનાં સેવ્યાં, પણ અનેક પ્રતિકૂળ સંયોગોને લઈને—મારી પોતાની નાજુક તબિયત તેમાં મુખ્ય ગણાવી શકાય—એમાં પણ હું મારા હૃદયને સંતોષ અર્પી શકું એવું કશું કરી શકયો નહિ. પણ એ વિશે વધુ આગળ ઉપર.

'નર્મદા' પછી મેં અનેક નાટકો જોવાં માંડયાં. નાટકો જોવાથી હું અતિશય આનંદમાં રહું છું એ કાકાજીએ જોયું અને નાટકો જોવામાં પૈસા પડતા નહોતા—કાના માત્રા વગરની જ એ વાત હતી—એટલે કાકાજીએ મને ખૂબ નાટકો જોવડાવ્યાં. વાંકાનેર અને મોરબી નાટક કંપનીના માલેકો મોટા ત્ર્યંબકલાલ, નાના ત્ર્યંબકલાલ, વાઘજીભાઇ અને મૂળજીભાઇ એ બધા અસલ કાઠિયાવાડમાં કાકાજીના હાથ નીચે માસ્તરોમાં અને કાઠિયાવાડમાં આરંભમાં સ્ત્રીઓનાં લૂગડાં પણ સારે સારે ઠેકાણેથી એ લોકો ભેગા કરતા એમાં પણ કાકાજીએ એમને મદદ કરેલી. વળી આ બે કંપનીઓમાંથી એક કંપની તો ઘણું ખરું સુરતમાં હોય જ. છતાં કદાચ એમ ન હોય અને કોઇ નવી કંપની

આવી હોય તો પણ પૈસા ખરચવાનો પ્રસંગ ઊભો થાય એમ નહતું; કારણ કે રેલ્વેમાં અમારા આશરે બે ડઝન સગા અને ઓળખીતા હતા અને રેલ્વેમાં માણસ રહ્યો એટલે પછી નાટકવાળાની દેન નથી કે તેની પાસે કે તેના ઓળખીતા પાસે ટેલિયું માગી શકે! જો કે એક વાત ખરી કે વાંકાનેર અને મોરબી સિવાયની નાટક કંપનીમાં જેમાં હું રેલ્વેના માણસોની સાથે જતો તેમાં માનભંગના પ્રસંગો ઘણીવાર ઊભા થતા. પણ તે વેળા પૈસા ખરચીને હું નાટક જોવા જઈ શકું એ વાત સ્વપ્ને પણ કલ્પાય તેમ ન હતી, એટલે હું સાચા દિલસૂફને છાજે તેવી રીતે એમ માની લેતો કે નાટક કંપનીવાળા અપમાન આપે છે તે કયાં અને આપે છે? એ તો રેલ્વેના માણસ જે મને દાખલ કરાવે છે તેમને અપમાન આપે છે! આ દલીલમાં ઘણાને વજૂદ નહિ લાગે—મને પણ અત્યારે નથી લાગતું—પણ તે વેળા એથી મારા મનને સંતોષ થતો અને હું ઘેર જઈને કાકાજીને આવી વાતો કહેતો નહિ એટલે કાકાજી વાંધો કાઢતા નહિ.

કનૈયાલાલ મુનશીની સાથે એમના ચેંબરમાં એક વખત વાત કરતાં એમ જણાયેલું કે એમની આત્મકથા 'અર્ધે રસ્તે'માં એમણે સુરતનાં નાટકો પોતે જોવા જતા હતા એ વિશે ઉલ્લેખ કર્યો છે તે બરાબર જે સમયે હું જતો હતો તે સમયની વાત છે! પણ તે વેળા મને કયાંથી ખ્યાલ હોય કે ઓડિયન્સમાં અને વિંગમાં મારી સાથે મારાથી બે વર્ષ મોટો એક છોકરો પણ મસમસ્ત નાટક જુએ છે અને તે છોકરો ભવિષ્યમાં ઉચ્ચ પ્રકારનો ધારાશાસ્ત્રી, મુંબઈ સરકારનો ગૃહસચીવ અને ગુજરાતી સાહિત્યમાં નવલ અને નાટ્ય સમ્રાટ થવાનો છે!

થોડા વખતમાં મોરબી અને વાંકાનેરનાં બધાં નાટકો જોઈ નાખ્યાં. કેટલાંક નાટકો તો અનેક વેળા જોયાં. અવારનવાર જોવા જવું અને ગાયનો ઉપર તો ખાસ ધ્યાન આપવાનું હોય એટલે અમે એવું કર્યું કે વાંકાનેર તેમજ મોરબી કંપની જેટલાં જેટલાં નાટક

ભજવવી હતી, તેટલાં તેટલાં નાટકના ઓપેરાની ચોપડીઓ લઈને અમે એક વાંકાનેરની અને એક મોરબીની એમ બે છૂટી ચોપડીઓ મજબૂત પુઠાંની બંધાવી દીધી અને પછી જે કંપનીનું નાટક જોવા જતા હોઈએ તે નાટક કંપનીની પેલી જાડી ચોપડી લેતાં જઈએ! મુનશીજીએ આવી વ્યવસ્થિત યોજના અમલમાં નહિ મૂકી હોય, એમ હું માનું છુ.

જે માણસો આવી રીતે ગમે ત્યારે થીએટરમા દાખલ થઇ શકે, ગમે તે સીટ ઉપર બેસી શકે, ચાહે તો વિંગમાં પણ જાય, ગમે તો એથી પણ અંદર જાય અને કોઈ કોઈ વખત તો અંદર ગયા વગર બહાર કંપાઉંડમાં જ આખો સમય બેસીને, માલેકો સાથે અથવા તો જે નટોને તે દિવસે કામ ન હોય તેમની સાથે વાતોના તડાકા મારીને જ ઘેર જાય એવા માણસો પ્રત્યે તે વેળા નાટકો જોવા જનાર સમાજને હમેશાં માનવૃત્તિ રહેતી, જેમ હમણાં એવી રીતે કોન્સર્ટમાં હરનાર ફરનાર પ્રત્યે કોન્સર્ટોમાં જતાં આવતાં સ્ત્રી પુરુષો માનની દૃષ્ટિએ જુએ છે તેમ.

આવી લાગણી મને પણ થતી અને એથી હુ પણ એવા દેખાવ અવારનવાર કરતો. હારમોનિયમ માસ્તરો અને જાણીતા નટો મને સારી રીતે ઓળખી ગયેલા અને અઘરાં ગાયનો મને શીખવતા. વિંગમાં જઇને હું એ બધાય નટોને નાના તંબિયા સાથે આમથી તેમ ફરતા જોતો. રંગભૂમિ ઉપર સૌંદર્યથી ઝરતી રાણીઓ અને કુંવરીઓને હુ આ પ્રમાણે તંબિયામાં મારી સાથે આસાનીથી વાત કરતી જોતો ત્યારે મને, હમણાંના ચોખલિયાઓ જેમ ઢોંગ કરીને કહેતા ફરે છે તેમ કોઈ દિવસ ઘૃણા ઉત્પન્ન થઈ નહોતી. એ એક તદ્દન નિરાળી સૃષ્ટિના દેવતાઓ છે એમ હું માનતો. અત્યારે હુ એમને છેક દેવ તો માનતો નથી છતાં રંગભૂમિ અને સિનેમાના ક્ષેત્રમા કામ કરનારાં નટનટીઓ પ્રત્યે મને પક્ષપાત તો છે જ અને મારા હૈયાના

થઇ જતા સિનેમાઓએ રંગભૂમિને સખ્ત ફટકો માર્યો એ નિર્વિવાદ છે; છતાં એની અસર અમુક કાળને માટેજ રહેલી જોઈતી હતી. પશ્ચિમના દેશોમાં પણ સિનેમાના આક્રમણને લઇને પહેલાં પહેલાં રંગભૂમિને અમુક નુકશાન થયું હતું પણ તે નુકશાનમાંથી તે તરત દૂર થઇ શકી હતી. અહીં એ થઈ શકી જ નહિ. તેમાં મુંબઈ જેવાં સ્થળોએ તો વેતનીય નૃત્યો, અવેતન કોન્સર્ટો અને નાટકો એ બધાંએ પણ રંગભૂમિને ઘણું નુકશાન કર્યું. અત્યારે મુંબઈ, અમદાવાદ વગેરે સ્થળોએ લગભગ એવું થઈ ગયું છે કે નાટકો જોવા જવું એ સંસ્કારની અમુક પ્રકારની ઊણપ છે; સંસ્કારી મનુષ્યો તો માત્ર વેતનીય નૃત્યો, અવેતન કોન્સર્ટો કે નાટકોમાં જ રસ લઇ શકે ! આવી માન્યતા ઉપસ્થિત થવાનાં અમુક કારણો હશે, છતાં પણ કેવળ અવેતન કોન્સર્ટો કે નાટકોથી વેતનીય રંગભૂમિની જગ્યા પૂરવાનાં સ્વપ્ન સેવવાં એ મૂર્ખાઈની પરાકાષ્ટા ગણાય એ નિઃસંદેહ છે.

'મીઠી નજરે'ના સંગ્રહમાં 'અવેતન રંગભૂમિ' નામક લેખમાં મેં લખ્યું છે તે પ્રમાણે "આશરે ૧૯૦૪ માં મેં પહેલવહેલું અવેતન નટોના પ્રયોગોનું દર્શન સૂરતમાં, ન્યાતના મંડળમાં કરેલું. લગભગ ૧૯૨૦–૨૨ સુધી યુવક–યુવતીઓ સાથે તો કામ કરતાં જ નહિ એવો મને ખ્યાલ છે. તે વખતે આવા પ્રયોગો અંગ્રેજીમાં જ થતા અને પોરશિયા, ડેઝડીમોના કે જુલિયેટનાં પાત્રો ભજવનાર નટો પોતાનાં પોતિયાં, લાંબા કાળા ડગલા અને હંગેરિયન કે બેંગોર ટોપીઓમાં જ ભજવતા. આવા પોષાકમાં હાથ અને બીજાં અંગોના અભિનય અશક્ય હતા એટલે માત્ર પોતપોતાના અવાજમાં એ નટો જુદા જુદા રસ બતાવવાનો યત્ન કરતા. તે કાળમાં કોલેજોમાં જુદા જુદા અંગ્રેજ 'રીસાઇટર' આવતા, જેઓ કાળા ઈવનિંગ સુટમાં શેકસપિયરના પાત્રોના પાઠ બોલી સંભળાવતા. તે સમયના અવેતન પ્રયોગો તે નાટકો નહિ પણ આવાં 'રીસાઈટલ' ગણાવી શકાય."

ચેતનીય રંગભૂમિના સાચા પ્રશંસક તરીકે મને આવા બેહૂદા પ્રયોગ જોઈને, સ્વાભાવિક રીતે હાસ્યની લાગણી થઈ અને એ દિશામા કાંઈક યત્ન કરવાની મનોવૃત્તિ થઈ આવી. પણ આરંભમા મને બહુ વિચિત્ર અનુભવ થયો હમેશના પહેરવેશમા રીહર્સલ કરતી વેળા હું અભિનય પણ કરી શકતો નથી, તેમ અવાજમા યોગ્ય હાવભાવ પણ લાવી શકતો નથી આ કુટેવને લીધે પહેલે વર્ષે મને સોંપવામા આવેલ આઇટેમ બેત્રણ રીહર્સલ પછી કાઢી નાખવામા આવી ! હું ખૂબ જ નિરાશ થયો અને ગુસ્સે પણ થયો પણ બીજો ઉપાય નહતો એટલે બીજે વર્ષે મે આઇટેમ એક નહિ પણ ત્રણ મેળવી અને તે પણ એવી શરતે કે મોટેરાઓ માત્ર ડ્રેસ રીહર્સલ તપાસે

નાટક કંપનીઓમાથી ડ્રેસો અને અન્ય સામગ્રી લાવવા એ મુશ્કેલ ન હતુ અલબત્ત યુવતીઓને ઉતારવાની કલ્પના પણ તે વેળા થઈ શકે તેમ નહોતું, એટલે મે જેમા સ્ત્રીઓ ન હોય એવા દશ્યો યોજ્યા હતા. તે વખતે બંગાળાના ભાગલાની ચળવળ જોરમા ચાલતી હતી, એટલે એ વિષયને સ્પર્શતો એક સંવાદ "કાલીઘાટ પર" મે ખાસ રણજીતરામની પાછળ પડીને તેમની પાસે લખાવ્યો હતો બાકી તો 'સંન્યાસી,' 'ભદ્રંભદ્ર', 'સરસ્વતીચંદ્ર,' વગેરે પુસ્તકોમાથી સવાદો યોજવા પડતા. અમારી ન્યાતની વાડીમાં અમે એ પ્રયોગો કરતા અને તેને માટે ધીમે ધીમે અમે ત્રણેક પડદા અને વિંગ પણ તૈયાર કરાવી શકેલા

"એ બધાને તો નાટકિયા થઈ જવુ છે " વગેરે બૂમો અમુક દિશામાથી સારી રીતે સભળાયેલી પણ ધોતિયા, લાંબા કોટ અને બેંગ્લોર ટોપીઓથી ભજવાતા પ્રયોગોથી કંટાળેલા અને નાગરના શોખીન વર્ગ તરફથી અમને સારુ ઉત્તેજન મળ્યુ અને અમારા કાર્યથી ઉત્તેજિત થઈ નાગર જ્ઞાતિમા તેમજ સ્કૂલોમા પણ ડ્રેસ સાથેના પ્રયોગોની શરુઆત થઈ ગઈ અલબત્ત, યુવક–યુવતીઓના

સહપ્રયોગો તો ઠેઠ ૧૯૨૦–૨૨ માં શરૂ થઈ શકેલા

આવા પ્રયોગોમા કેવી કેવી કચુંબરો થતી, તેના વર્ણન તો અનેક વેળા અનેક હાસ્યરસકારે કરેલા છે, એટલે એ ફરીથી અહી લખવામા કશુ પ્રયોજન નથી. તે ઉપરાત, વર્ષોના અનુભવ પછી આજ પણ અમે અનુભવીઓ ઘણી કચુબરો કરીએ છીએ તો પછી તે સમયે, આવા પ્રયોગોના આરભ કાળમા એવી કચુબરો થાય એ સ્વાભાવિક જ છે. ભદ્રભદ્રના કોર્ટ સીનની બાબતમા તો જ્યોતીન્દ્રના અનુભવમા પણ મને જે બન્યુ હતુ તેવુ જ બન્યુ હતુ એ સીનમા ભદ્રભદ્રને પાનાના પાના બોલવાના હોય છે, ત્યારે અંબારામને એક પણ શબ્દ બોલવાનો આવતો નથી. જ્યારે પ્રથમ પાર્ટ આપવામા આવે ત્યારે સ્વાભાનિક રીતે જ આ ઊણપ અબારામનો પાર્ટ લેનાર જાણે નહિ અને પાછળથી જ્યારે એને ખબર પડે ત્યારે કાતો મૂગા મૂગા એણે સહન કરવુ અને જાહેરમા મૂર્ખા બનવુ કે કાતો એણે રાજીનામુ આપી ખસી જવુ પણ આ બ ને માગમાથી એક પણ માર્ગ ન લેવા ઇચ્છનારને ત્રીજો જ માર્ગ શોધવો રહ્યો અને એ માર્ગ પણ એક જ કે અ બારામે ખાનગીમા ભદ્રભદ્રના અમુક બાબણો ગોખી રાખવા અને પ્રયોગને દિવસે ભદ્રભદ્ર બોલે તે પડેલા રોકી દેવા ! અને મારા અંબારામે તેમજ જ્યોતીન્દ્રના અબારામે આબાદ આ યુક્તિ વાપરેલી અને તેમા ફતેહ મેળવેલી

બીજા બેએક પ્રસગ મે ‘એમેટર અભિનય કલા નામના લેખમા (“ હું, સરલા અને મિત્રમડળ ”) ગુથેના છે આ પ્રસગો તદ્દન સાચા છે, માત્ર પાર્ટ ભજવનારના નામ જાણી જોઈ ખોટા ગખેલા છે

“ કનૈયાલાલે શિવાજીનો પાર્ટ લીધો અને બીજાઓએ ચદરાવ તથા રઘુનાથનો એમ લીધા . પ્રયોગ શરુઆતમા તો ઠીક ચાલ્યો અને પ્રેક્ષકોમા સતોષ પણ પ્રસર્યો, પણ એટલામા જ્યારે પ્રયોગમા ખરેખરો કરુણ રસ અને ભયાનક રસ વ્યાપી રહ્યો હતો ત્યારે રંગભૂમિ

ઉપર ચંદ્રરાવ અને રઘુનાથ પોતાના વેગનો અંત લાવવા મેદાને પડ્યા પ્રથમ ઉગ્ર વાગ્યુદ્ધ થવાનું હતું અને પછી ઉભય દ્વંદ્વ યુદ્ધ ખેલવાના હતા ચંદ્રરાવ અને રઘુનાથ મેજ ઉપર આવ્યા અને એમની સામે જોઈ રહ્યા મને પોતાનો પાઠ ભૂલી ગયા હતા અને શિવાજીના પ્રતિહાસની ખરી જ ખબર નહિ હોવાથી તેમનાથી પોતાની ગાદીનુ પણ ઉમેરી શકાય તેમ નહતું ત્રેમકો મહા આશ્ચર્યથી જોઈ રહ્યા ચંદ્રરાવ અને રઘુનાથ શાન્ત જ રહ્યા.

"અમે વિંગમા ઊભા ઊભા ગભરાતા ગયા અને પેનાઓને તેમને મોનવવાના ભાષણો કહેતા ગયા, પણ એમનાથી કશું થઈ શક્યુ નહિ એટલે આખરે અમે શિવાજીને- નૈયાનાનને મેદાને પડવાનું કહ્યુ ઉતાવળમા પોશાક પહેરીને શિવાજી બહાર નીકળતા હતા એટલામ મે તેમને કહ્યુ 'નૈયાનાન' આ દાઢી તુ કેમ ભાની? છોડ ના માને વખતે ફજેતી થશે હો' પણ ન્યૈયાનાથને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝી હતી ચંદ્રરાવ અને રઘુનાથ ઉપર ક્રોધાયમાન થએલાએ મારી શિખામણ ન માની શાહબુદ્દીન અને પૃથુરાજના થેટર યુદ્ધ વખતે ચામુંડરાવે જ્યારે પૃથુરાજને કહ્યુ, કે 'માનો માગ રાજ્ની' મારા ભગનખ ના તારા' મારુ કહ્યુ માનો' પેલા શાહબુદ્દીનને મારુ ચોધુ માનવા દો'' ત્યારે પૃથુરાજે ક્યા માન્યુ હતુ? તેણે તો એજ ઉત્તર દીધો હતો કે 'નહિ હું આતા નરુ છુ કે માર પેલા દુષ્ટ, વિશ્વાસઘાતી, ચડાળ શાહબુદ્દીનને!'

હાથમા નાગી તરવાર સમણુતા નૈયાનાન બહાર કૂદતા જતા હતા ત્યારે મે પુન વિનવ્યા, દાઢી કાઢી નાખવાને સમજાવ્યા પણ તે એમના એ થયા નહિ તેમણે કહ્યુ "મને અત્યારે ઉશ્કેરો નહિ—જાવ હો—પેલા બેએ મારી બધી મહેનત ધૂળધાણી કરી નાખી છે' એમ બળગ સાથે શિવાજી રણભૂમિ પર આવ્યા દુષ્ટ ચંદ્રરાવને એક હાથે ગરદનમાથી પકડીને બીજે હાથે નાગી તલવાર એમણે

ઊગાગી. આખું ઓડિયન્સ ભયથી સ્તબ્ધ થઇ ગયું. સ્ત્રીઓનાં કુમળાં હૈયાં થડક થડક થવા લાગ્યાં, બેએક નાની બાળિકાઓએ ચીસ પણ પાડી. કનૈયાલાલની અદ્‌ભુત અભિનય કલા તેના પૂર બહારમાં ખીલી નીકળી. તેવામાં બાંધેલી દાઢીમૂછના બંધ ઢીલા થયા. દાઢીમૂછ સરવા લાગ્યાં! હું એમ પૂછું છું કે આ વખતે ખરેખરો શિવાજી હોત કે ગમે તો મરાઠાનો માનીતો, રંગીલો મહાશિવ ભાઉ હોત કે પછી ગમે તો આખી દુનિયાને ડોલાવનાર નેપોલીઅન હોત તો તે પણ શું કરત?

"પરંતુ કનૈયાલાલ સાધારણ પુરુષ ન હતા. જ્યારે સાધારણ મનુષ્યો નિરાશ થઇને ગભરાઇ જાય છે ત્યારે કનૈયાલાલની બુદ્ધિ વધુ સતેજ થતી જાય છે. તેમણે યત્કિંચિત પણ ગભરાયા વિના સરી પડતી મૂછને મોંમાં દબાવી. મૂછ દાઢી સાથે જ ચોંટાડેલી એટલે મૂછ અટકતાં દાઢી પણ સરતી અટકી. પણ અટકવાની જગ્યા કઢંગી હતી. હડપચીથી બે આંગળ છેટે દાઢી અને બે હોઠની વચ્ચે મૂછ એમ અટક્યાં. એક હાથે ચંદ્રરાવને પકડેલો અને બીજે હાથે સાચી તલવાર નગ્ન સ્થિતિમાં પકડેલી એટલે બીજું કાંઇ થઇ શકે તેમ નહતું; પણ પછી બોલવું શી રીતે?

"દુષ્ટ, ભ્રષ્ટાચારી, અધમ ચંદ્રરાવ! તારું મોત પાસે આવ્યું છે;' એમ કહેવાને બદલે, દાંત વચ્ચે મૂછ હોવાથી 'ધુત–ભ–તા–ચા ત–મ–ત' એવા શબ્દો અસ્પષ્ટોચ્ચારથી શ્રોતાઓને સંભળાવા લાગ્યા. અમે બૂમ મારીને ચંદ્રરાવને ચેતાવ્યો. ચંદ્રરાવની નજર દાંત વચ્ચે કેદી થએલી મૂછ ઉપર પડતાં તેના હૃદયમાં હાસ્યની આવેગ ભરી ઊર્મિ થઇ આવી. તે દબાવવા જતાં પોતાનો હાથ શિવાજીના મુગટને લાગ્યો. દીર્ઘ કાલથી પિંજરામાં પૂરાએલી શિખા મુગટમાંથી આલસ્ય મરડી બહાર ધસી આવી. શિવાજીનો ક્રોધ વધ્યો અને તેમની આંખમાંથી 'વિસુવિયસનો લાવા ઝરવા લાગ્યો. એક હાથ છૂટો કરીને, દાઢીમૂછને અસલ જગ્યાએ લાવવા તેમણે પ્રેક્ષકો—શ્રોતા સામા

ઉપર ચંદ્રરાવ અને રઘુનાથ પોતાના વેરનો અંત લાવવા મેદાને પડ્યા. પ્રથમ ઉગ્ર વાગ્યુદ્ધ થવાનું હતું અને પછી ઉભય દ્વંદ્વ યુદ્ધ કરવાના હતા. ચંદ્રરાવ અને રઘુનાથ સ્ટેજ ઉપર આવ્યા અને એકેકની સામે જોઈ રહ્યા. બંને પોતાનો પાર્ટ ભૂલી ગયા હતા અને શિવાજીના ઇતિહાસની કશી જ ખબર નહિ હોવાથી તેમનાથી પોતાની ગાંઠનું પણ ઉમેરી શકાય તેમ નહતું. પ્રેક્ષકો કાંઇક આશ્ચર્યથી જોઈ રહ્યા. ચંદ્રરાવ અને રઘુનાથ શાંત જ રહ્યા.

ઉગામી. આખું ઓડિયન્સ ભયથી સ્તબ્ધ થઇ ગયું. સ્ત્રીઓનાં કુમળાં હૈયાં થડક થડક થવા લાગ્યાં, બેએક નાની બાળિકાઓએ ચીસ પણ પાડી. કનૈયાલાલની અદ્‌ભુત અભિનય કલા તેના પૂર બહારમાં ખીલી નીકળી. તેવામાં બાંધેલી દાઢીમૂછના બંધ ઢીલા થયા. દાઢીમૂછ સરવા લાગ્યાં! હું એમ પૂછું છું કે આ વખતે ખરેખરો શિવાજી હોત કે ગમે તો મરાઠાનો માનીતો, રંગીલો સદાશિવ ભાઉ હોત કે પછી ગમે તો આખી દુનિયાને ડોલાવનાર નેપોલીઅન હોત તો તે પણ શું કરત?

"પરંતુ કનૈયાલાલ સાધારણ પુરુષ ન હતા. જ્યારે સાધારણ મનુષ્યો નિરાશ થઇને ગભરાઇ જાય છે ત્યારે કનૈયાલાલની બુદ્ધિ વધુ સતેજ થતી જાય છે. તેમણે યત્કિંચિત પણ ગભરાયા વિના સરી પડતી મૂછને મોંમાં દબાવી. મૂછ દાઢી સાથે જ ચોંટાડેલી એટલે મૂછ અટકતાં દાઢી પણ સરતી અટકી. પણ અટકવાની જગ્યા કઢંગી હતી. હડપચીથી બે આંગળ છેટે દાઢી અને બે હોઠની વચ્ચે મૂછ એમ અટક્યાં. એક હાથે ચંદ્રરાવને પકડેલો અને બીજે હાથે સાચી તલવાર નગ્ન સ્થિતિમાં પકડેલી એટલે બીજું કાંઇ થઇ શકે તેમ નહતું; પણ પછી બોલવું શી રીતે?

"દુષ્ટ, ભ્રષ્ટાચારી, અધમ ચંદ્રરાવ 'તારું મોત પાસે આવ્યું છે;' એમ કહેવાને બદલે, દાંત વચ્ચે મૂછ હોવાથી 'દુત-ભ-તા-ચા ત-મ-ત' એવા શબ્દો અસ્પષ્ટોચ્ચારથી શ્રોતાઓને સંભળાવા લાગ્યા. અને બૂમ મારીને ચંદ્રરાવને ચેતાવ્યો. ચંદ્રરાવની નજર દાંત વચ્ચે કેદી થએલી મૂછ ઉપર પડતાં તેના હૃદયમાં હાસ્યની આવેગ ભરી ઊર્મિ થઇ આવી. તે દબાવવા જતાં પોતાનો હાથ શિવાજીના મુગટને લાગ્યો. દીર્ઘ કાળથી પિંજરામાં પૂરાએલી શિખા મુગટમાંથી આળસ મરડી બહાર ધસી આવી. શિવાજીનો ક્રોધ વધ્યો અને તેમની આંખમાંથી વિસ્ફુલિંગનો ધારા ઝરવા લાગ્યો. એક હાથ છૂટો કરીને, દાઢીમૂછને બરાબર જગ્યાએ લાવવા તેમણે ...

ઉપર ચંદ્રરાવ અને રઘુનાથ પોતાના વેરનો અંત લાવવા મેદાને પડ્યા. પ્રથમ ઉગ્ર વાગ્યુદ્ધ થવાનું હતું અને પછી ઉભય દ્વંદ્વ યુદ્ધ કરવાના હતા. ચંદ્રરાવ અને રઘુનાથ સ્ટેજ ઉપર આવ્યા અને એકેકની સામે જોઈ રહ્યા. બન્ને પોતાનો પાર્ટ ભૂલી ગયા હતા અને શિવાજીના ઇતિહાસની કશી જ ખબર નહિ હોવાથી તેમનાથી પોતાની ગાઠનું પણ ઉમેરી શકાય તેમ નહતું. પ્રેક્ષકો કાંઇક આશ્ચર્યથી જોઇ રહ્યા. ચંદ્રરાવ અને રઘુનાથ શાંત જ રહ્યા.

"અમે વિંગમાં ઊભા ઊભા ગભરાતા ગયા અને પેલાઓને તેમને બોલવાના ભાષણો કહેતા ગયા, પણ એમનાથી કશુ થઈ શક્યુ નહિ એટલે આખરે અમે શિવાજીને–કનૈયાલાલને મેદાને પડવાનું કહ્યુ. ઉતાવળમાં પોષાક પહેરીને શિવાજી બહાર નીકળતા હતા એટલામાં મે તેમને કહ્યુ 'કનૈયાલાલ' આ દાઢી શુ કામ બાંની? છોડી નાખોને, વખતે ફજેતી થશે હો'' પણ કનૈયાલાલને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝી હતી. ચદ્રરાવ અને રઘુનાથ ઉપર ક્રોધાયમાન થએલાએ મારી શિખામણ ન માની શાહબુદ્દીન અને પૃથુરાજના ઘોર યુદ્ધ વખતે ચામુડરાવે જ્યારે પૃથુરાજને કહ્યું, કે 'માનો મારા રાજની' મારા ભરતખંડના તારા 'મારુ' કહ્યુ માનો' પેલા શાહબુદ્દીનને મારું થોથું માગવા ઘો'' ત્યારે પૃથુરાજે ક્યાં માન્યુ હતું? તેણે તો એટલો જ ઉત્તર દીધો હતો કે 'નહિ, હું આજ્ઞા કરું છું કે માર પેલા દુષ્ટ, વિશ્વાસઘાતી, ચંડાળ હાહુલીરાયને!'

હાથમા નાગી તરવાર સમણુતા કનૈયાલાલ બહાર કૂદતા જતા હતા ત્યારે મેં પુન વિનવ્યા, દાઢી કાઢી નાખવાને સમજાવ્યા પણ તે એકના બે થયા નહિ. તેમણે કહ્યું: "મને અત્યારે ઉશ્કેરો નહિ—જવા દો—પેલા બેએ મારી બધી મહેનત ધૂળધાણી કરી નાખી છે." એક છલગ સાથે શિવાજી રંગભૂમિ પર આવ્યા. દુષ્ટ ચંદ્રરાવને
૨ એક હાથે ગળચીમાથી પકડીને બીજે હાથે નાગી તલવાર એમણે

ગામી. આખું ઓડિયન્સ ભયથી સ્તબ્ધ થઇ ગયું. સ્ત્રીઓનાં કુમળાં હૈયાં થડક થડક થવા લાગ્યાં, બેએક નાની બાલિકાઓએ ચીસ પણ પાડી. કનૈયાલાલની અદ્ભુત અભિનય કલા તેના પૂર બહારમાં ખીલી નીકળી. તેવામાં બાંધેલી દાઢીમૂછના બંધ ઢીલા થયા. દાઢીમૂછ સરવા લાગ્યાં! હું એમ પૂછું છું કે આ વખતે ખરેખરા શિવાજી હોત કે ગમે તો મરાઠાનો માનીતો, રંગીલો સદાશિવ ભાઉ હોત કે પછી ગમે તો આખી દુનિયાને ડોલાવનાર નેપોલીઅન હોત તો તે પણ શું કરત?

" પરંતુ કનૈયાલાલ સાધારણ પુરુષ ન હતા. જ્યારે સાધારણ મનુષ્યો નિરાશ થઇને ગભરાઇ જાય છે ત્યારે કનૈયાલાલની બુદ્ધિ વધુ સતેજ થતી જાય છે. તેમણે યત્કિંચિત પણ ગભરાયા વિના સરી પડતી મૂછને મોંમાં દબાવી. મૂછ દાઢી સાથે જ ચોંટાડેલી એટલે મૂછ અટકતાં દાઢી પણ સરતી અટકી. પણ અટકવાની જગ્યા કઢંગી હતી. હડપચીથી બે આંગળ છેટે દાઢી અને બે હોઠની વચ્ચે મૂછ એમ અટક્યાં. એક હાથે ચંદ્રરાવને પકડેલો અને બીજે હાથે સાચી તલવાર નગ્ન સ્થિતિમાં પકડેલી એટલે બીજું કાંઇ થઇ શકે તેમ નહતું; પણ પછી બોલવું શી રીતે?

" દુષ્ટ, ભ્રષ્ટાચારી, અધમ ચંદ્રરાવ ! તારું મોત પાસે આવ્યું છે;' એમ કહેવાને બદલે, દાંત વચ્ચે મૂછ હોવાથી 'ધુત–ભ–તા–ચા ત–મ–ત' એવા શબ્દો અસ્પષ્ટોચ્ચારથી શ્રોતાઓને સંભળાવા લાગ્યા. અમે બૂમ મારીને ચંદ્રરાવને ચેતાવ્યો. ચંદ્રરાવની નજર દાંત વચ્ચે કેદી થએલી મૂછ ઉપર પડતાં તેના હૃદયમાં હાસ્યની આવેગ ભરી ઊર્મિ થઇ આવી. તે દબાવવા જતાં પોતાનો હાથ શિવાજીના મુગટને લાગ્યો. દીર્ઘ કાલથી પિંજરામાં પૂરાએલી શિખા મુગટમાંથી આલસ્ય મરડી બહાર ધસી આવી. શિવાજીનો ક્રોધ વધ્યો અને તેમની આંખમાંથી વિસુવિયસનો લાવા ઝરવા લાગ્યો. એક હાથ છૂટો કરીને, દાઢીમૂછને અસલ જગ્યાએ લાવવા તેમણે પ્રેક્ષકો—શ્રોતા સામા

પુંઠ કરી એક ક્ષણમાં–અરે–અર્ધ ક્ષણમાં દાઢી મૂછ બરાબર કરી શિવાજીએ પોતાની ઉગ્ર આકૃતિ શ્રોતા તરફ પાછી ધરી. પણ તે અર્ધ ક્ષણમાં, ઉતાવળે પહેરેલ કાળા મખમલના પોષાક વચ્ચેથી બળતા પહાડની વચ્ચેથી સરી પડતી કોઈ મદા નદી શી શોભતી ધોતિયાની કાછડી ઓડિયન્સની નજરે પડી!

"શિવાજીના પ્રયોગની ભવ્યતા, કનૈયાલાલની અભિનયકલા દ્વારા દેખાતી તેની તીવ્ર ભયાનકતા, નાગી સમશેરાતી તલવારથી વાતાવરણમાં પ્રસરી રહેલી ઉગ્રતા ક્ષણવારમાં લિપ્ત થઈ ગઈ. કાળાં વાદળાંથી છવાઈ ગયેલા આકાશમાં જેમ વીજળીનો કડાકો થાય અને પછી વરસાદનું ઝાપટું પૃથ્વી પર ઢોળાઇ જાય તેમ નાના નાના બાળકોની એક ચીસ અને પછી એક પ્રચંડ અટ્ટહાસ્યનું મોજું, કાળ વીતતો ગયો તેમ વધુ ને વધુ ઉગ્ર સ્વરૂપ લેતું દશે દિશામાં પ્રસરી ગયું. જમદગ્નિના યજ્ઞમાં ક્રોધ ભર્યા શિવ કૂદતા હોય તેવું ભયાનક રૂપ ધારણ કરીને કનૈયાલાલ પોતાની શિવાજીની ભૂમિકા ભૂલી જઈને બાળકો ઉપર ધસવા જતા હતા પણ અમે વચમાં પડયા. પડદો પાડી દઈને પ્રયોગ પૂરો કર્યો."

એક બીજો પ્રસંગ: "સીતાનું રાવણે હરણ કર્યું હતું. વિયોગથી પીડાતા રામ હાથમાં ધનુષ્યબાણ લઈને દીવાનાની માફક આમતેમ ધસતા રંગભૂમિ ઉપર આવ્યા. તે કોન્સર્ટમાં બધી જ આઈટમો કરુણ હતી એટલે અમે જોનારાંઓ બહુ ખિન્ન થઈ ગયાં હતાં એટલામાં રંગભૂમિ ઉપર રામે એ ખિન્નતા વિચિત્ર પ્રકારે હાસ્યમાં ફેરવી નાખી. આકાશના વાદળાંને રાક્ષસ સમજીને રામ અતિ ઉગ્ર થઇ ગયા અને તેમણે ધનુષ્યટંકાર કર્યો. ક્રોધથી ભાથાંમાંથી તીર કહાડીને તેમણે ધનુષ્ય ઉપર ચઢાવ્યું. પણ દુર્ભાગ્યે રામે રમતમા પણ ધનુષ્ય વાપરેલું નહિ એટલે દોરીવાળો ભાગ પોતાના અંગ તરફ રાખવાને બદલે સામો ભાગ પોતાની છાતી તરફ રાખ્યો અને બાણ ભેરવીને ધનુષની ચાપ ચડાવી. ત્રણ ત્રણ દિવસની લાંઘણવાળા બ્રાહ્મણને મહુસા લાડુનું

ભણુ મળે અને જેમ તેને આનંદ થાય તેમ અને તેવો આનંદ પને તેવો ઉત્સાહ શ્રોતાઓમાં ફેલાઈ ગયો. સીતાના વિયોગથી પીડાઈને રામ આપઘાત કરે છે એવું વાક્ય કોઈ મોટેથી બોલ્યુંઃ ઘરમાંથી લડીને આવ્યો છે એથી આપઘાત કરે છે એમ બીજાએ કહ્યું. કાનફાડ સીસોટીઓથી હૉલ ગાજી રહ્યો અને ઑડિયન્સની ઊર્મિમાં આવો અચાનક ફેરફાર શા માટે થયો છે એનાથી અજ્ઞાન રામ પોતાનાથી શી ભૂલ થઈ છે તે શોધવા મિથ્યા પ્રયાસ કરતા પોતે શું બોલે છે તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. અને 'અયિ સિતા! અરે દુષ્ટ રાવણ! અરે દુષ્ટ સીતા! અરે વહાલા રાવણ!' વગેરે અસંબદ્ધ, અર્થ વગરના શબ્દો બોલતા પડદા પાછળ છુપાઈ ગયા!"

ગમે તેમ હો, અમુક વર્ગના ટેકાથી, અમુક વર્ગના વિરોધથી પણ આવી રીતે અમે અવેતન નાટ્ય પ્રયોગોનો આરંભ કર્યો અને તેમાં બહુ ધીમો છતાં ય વિકાસ દિનપ્રતિદિન થતો ગયો. વિકાસની ગતિ કેટલી મંદ હશે તે આટલા ઉપરથી સમજાશે કે આ વાત ૧૯૦૪ની થઇ. છેક ૧૯૨૦–૨૨ માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં યુવક–યુવતીઓના સંયુક્ત પ્રયોગો થવા માંડયા!

આખો મે મહિનો આવા પ્રયોગોની તૈયારીમાં જતો. ગમે તે વખતે ન્યાતની વાડીમાં અમારા જેવા જુવાનીઆઓ અને નાના છોકરાઓનાં નાનાં ટોળાં બેઠાં જ હોય. અમારાં માબાપો અમને આ માટે ઠપકો પણ આપતાં પણ એની અસર બહુ થતી નહિ, અને પ્રયોગો ભજવવાના ઉત્સાહમાં અને મે મહિનો એટલે લગ્નોનો માસ એટલે લગ્નો માણવામાં અને ખાવામાં સૂરતની મે મહિનાની ગરમી પણ અમને અસર કર્યા વિના પસાર થઇ જતી.

તે સમયના
શ્રી ધનસુખલાલ મહેતા
સ્વ. કનૈયાલાલ વકીલ

પ્રકરણ આઠમુ

હું માંદો નહિ પડયો હોત તો ?

મને પાલીતાણામા પેલો અકસ્માત નહિ થયો હોત તો ?

કેટલીકવાર ફુરસદની વેળા હું આવા પ્રશ્નો મારા મનને પૂછુ છુ, પણ તેના જવાબ સંતોષકારક મળતા નથી મને વાચનનો શોખ તો મારી માંદગી અગાઉ હતો એટલે વાચનમા તો હુ પાછો પડત નહી, પરતુ સાજો રહ્યો હોત તો વિદ્યાભ્યાસમા મારો કેટલોક સમય

જાત, એટલું જ નહિ પણ સતત માંદગીને બિછાને હુ હતો એટલે ધીમે ધીમે લોકો મારી હાજરીની દરકાર કરતા ઓછા થઇ ગયેલા અને તેને લઇને ઘણા મનુષ્યો—ખાસ કરીને સ્ત્રીઓ—મારી પથારી આગળ બેસીને કલાકોના કલાક પોતાના હૃદય ખાલી કરતા હતા તે મારા સાંભળવામા નહિ આવત. પરિણામે, મારી ઘણી ખરી કૃતિઓનુ આવશ્યક અગ—સ્ત્રીઓના માનસનું સૂક્ષ્મ પૃથક્કરણ તે કૃતિઓમા ન હોત એમ બનત ખરું.

સાજો હોત તો મારી પ્રિય રમતો—ક્રિકેટ, ટેનિસ, બેડમિન્ટન વગેરેમા પણ મારો અમુક સમય જાત માંદગીને લઇને ઊભા થયેલ વિષાદમય વાતાવરણમાથી છૂટવા માટે કદાચ મે હાસ્યરસના વાચન પાછળ ઘણુ ધ્યાન આપ્યુ હોય અને એજ કારણને લઈને મે એ રસ લખવા પાછળ વર્ષો સુધી મારી શક્તિઓ ખરચી હોય એમ પણ બન્યુ હોય. ગમે તેમ હો પણ બનવાનુ હતુ તે બન્યુ, આ સ્માત થયો અને એને પરિણામે હું બિછાનાવશ થયો વર્ષો સુધી મે માંદગી ભોગવી અને મારા જીવનનુ પરિવર્તન થઇ ગયુ, એટલી વાત ચોક્કસ છે

સૂરતના અમારા ઘરના આગલા ખડમા જ ( 'અમે બધા 'ના નાયમુજરાનો ખડ ) અમે બધા સૂતા એટલે મારી પથારી પણ ત્યાજ રહેતી માત્ર બધાયની પથારીઓ સવારે નોકર ઉઠાવી લેતો જ્યારે મારી તો વષમા નવ મહિના એમની એમ રહેતી એ તળાઇના માથાનો ભાગ ભીતને અઢેલીને મુકવામા આવતો અને દિવસના ભાગમા સુવાના તકિયા ઉપરાત એક મોટો અઢેલીને બેસવાનો તકિયો પણ ગોઠવાતો પાસે ઉધરસ માટેની મોમા રાખવાની ટીકડીઓ, કપુરની ગોળી, બીજી ત્રણ ચાર દવાની બાટલીઓ, ત્રણ ચાર ચોપડીઓ, બે ત્રણ મેગેઝિનો, ભીણબત્તી મૂકીને સળગાવાય તેવુ પીત્તળનુ વાનસેટ અને તે સળગાવવા માટે દીવાસળીની પેટી એવી સામગ્રી પડી રહેતી વચમા વચમા હું સારો ગણાતો હોઉ ત્યારે એ પથારી ઉપડી જતી અને એ બધી

દવાની બાટલીઓ વગેરે ભીતના ગોખલામાં મૂકી દેવામાં આવતી વાસમેટ અને ચોપડીઓ નીચે મારે જતા. જ્યાં માદગી શરૂ થાય કે એ બધુ પાછુ પોતાની જગ્યાએ ગોઠવાઈ જતુ અને હું મારી ગાદી પાછી આમાનીથી સંભાળી લેતો.

પથારીમા બેઠે બેઠે હું બ્રિજિમ, લૉરેન્સ, ફ્રાન્ટસ, ચેસ (નનેરી) નવરમ, ઇત્યમ વગેરે રમતો ઉપરાત અમારી ઉપજાવેલી યુદ્ધની રમતો જુદા જુદા માણમો જોડે રમતો, હારમોનિયમની હાથપેટી વગાડતો, દિલરુબા પર હાથ અજમાવતો કે ઊંઘ કાઢતો બા પણ અવારનવાર મારી માદગીમા સાથ પૂરાવતી ત્યારે એની પથારી મારેથી થોડે છેટે રાખવામા આવતી. એણે તો ૧૯૦૬ મા પોતાની જિદગી ખતમ કરી હું તો હજી પણ માદુ નાવડુ તરતું રાખી શક્યો છુ. અમારા બેમાથી—વચમા વચમા વળી મારી વચતી બહેન તારા ગવરી પણ મારી ચાનની એટલે અમે ત્રણ માદા થતા—ગમે તેની તબિયતના સમાચાર કાઢવા આવનાર મનુષ્યો એ જ ખંડમા બેસતા અને તેની વાતો મેં ત્યાં સુધી મે કલાકોના કલાક સાભળી છે. કેળવણી વિનાના, કેળવણીવાળા સશક્ત, અશક્ત, ખૂબસૂરત, બદસૂરત, જુવાન, વૃદ્ધ, સાસુઓ, વહુઓ, નણંદો, ભાભીઓ, સગાઓ, પૈસાદાર, ગરીબ, આમ અનેક પ્રકારના માણસો મારી પથારી આગળ બેસીને પોતપોતાના સુખદુઃખ ઉપરાત એ સુખદુઃખ પચાવવા માટે તૈયાર કરેલી પોતપોતાની ફિલસૂફી ત્યા રજૂ કરતા અને મને કે કમને મે એ સર્વ ગ્રીહ્યુ છે ભવિષ્યમા હું આનો ઉપયોગ કરીશ એવો તે વેળાએ તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો પણ કલમ ઉપાડી એટલે આ બધામાથી ઘણું મહત્ત્વનુ લાગ્યુ અને ઉપયોગમા લેવાયુ

માદગી સામાન્ય રીતે ચાલ્યા કરતી હોય ત્યારે તો વાતાવરણ શાન રહેતું પણ ઉગ્ર રૂપ ધારણ કરે કે તરત વાતાવરણ પણ ઉગ્ર થઈ જતુ લોકોની આવણ જાવણ વધી જતી એમના ચહેરા ઉપર

ગમગીની જણાતી મારી માંદગી કેવું રૂપ ધારણ કરે છે તેનાં પ્રમાણ
હું કાકાજીની બદલાતી જતી મુખમુદ્રા ઉપરથી જાણી લેતો હતો.
મૃત્યુનો મને કોઈપણ વેળા લેશમાત્ર ડર નહતો. એટલે મારી માંદગીની
ગંભીર ક્ષણોએ પણ હું અમુક પ્રમાણમાં તટસ્થતા અનુભવી શકતો.

એક પ્રસંગ વર્ણવું. હું પથારીવશ હતો. ઉધરસ વધી હતી.
અચાનક મને ઘેરા લાલ રંગની ઉલટી થઈ. ઘરમાં બધાં ગંભીર
થઈ ગયાં. જે ખંડમાં હું સૂતો હતો તે ખંડમાં આવણજાવણ વધી.
મને બધાં ધ્યાનથી જોતાં વધારે ગંભીર બનતાં જતાં હતાં. ડાક્તર
શેરડીવાળા આવ્યા. તેણે ઉલટી જોઈ, મને તપાસ્યો, અને પોતે
રડવા જેવા થઈ ગયા (સૂરતમાં એ જમાનામાં ડાક્તરો કુટુંબીજનો
જેવા જ હતા.) થોડીવારે એમણે ઊભા થઈને મારે વાંસે હાથ ફેરવ્યો
અને જતાં જતાં કહ્યું કે દવાનો એક ડોઝ મોકલું છું. એ ગયા પણ
બાગ કાકાજી મરદને છાજે તેવી રીતે ટટાર ચાલતા ઘડીકમાં નીચે
જતા હતા અને ઘડીકમાં ઉપર આવતા હતા. સામેથી નાગરને ત્યાંના
દોડી આવ્યા. મને વહેમ તો તરત પડ્યો હતો પણ નક્કી ખબર
નહોતી. યુક્તિપ્રયુક્તિથી આખરે મેં સાચી વિગત મેળવી. મને
લોહીની ઉલટી થઈ હતી અને ડાક્તરે પણ હાથ ધોઈ નાખ્યા હતા,
આથી નાકાજી નીચેની પરશાળ ધોવડાવીને તૈયાર કરવા ગયા! જ્યાં
મને આ વાતની ખબર પડી કે તરત મેં ધાંટો પાડ્યો. બે ત્રણ
જણા દોડી આવ્યા. મેં પૂછ્યું કે ખરેખર આ ઉલટીના રંગ ઉપરથી
જ આ દોડાદોડ છે કે એનો બીજો આધાર છે? ત્યારે જણાયું કે
માત્ર ઉલટીના રંગ ઉપરથી જ આ બધું ઉપસ્થિત થયું હતું. મેં
સમજણ પાડી કે એ તો મેં જાંબુ ખાધાં ના અને તરત જ ડચુરો
ખાઈને ઉલટી થયેલી એટલે રંગ એવો થયો. આ ખુલાસો બધાએ
દોડીને નાકાજીને કહ્યો, કાકાજીએ આવીને મને—જાણે હું કશું સમજતો
નહિ હોઉં એમ યુક્તિથી પૂછીને નક્કી કર્યું કે ઉલટી જાંબુની જ

હતી. ધમાલ બધી શાંત થઈ ગઈ. દાક્તરને ત્યાંનો ડોઝ આવ્યો કે નહિ તેની મને હવે ખબર નથી પણ બીજે કે ત્રીજે દિવસે મેં ઘરમાં બધાંને કહ્યું કે પરસાળ ધોવડાવવામાં એ લોકોએ જરા ઉતાવળ કરેલી ખરી!

દા. શેરડીવાળા ઉપરાંત દા. રામલાલ કરીને એક દાક્તર પણ વારંવાર આવતા. તે કાકાજીના મિત્ર હતા અને જ્યારે પણ આવે ત્યારે કલાક દોઢ કલાક ગપ્પાં મારવાનું 'કાર્ય' મુખ્ય બનાતું. ત્રીજા દાક્તર ડોસાભાઈ હતા. આ દાક્તર ઘણા વૃદ્ધ થઈને લગભગ ૯૪ વર્ષના થઈને મૃત્યુ પામ્યા. અસલ અંગ્રેજોની કોઠી હતી તે મકાનમાં એ રહેતા હતા. અતિશય ઠીંગણા, સારા પ્રમાણમાં જાડા અને લગભગ ગોળમટોળ લાગતા. દા. ડોસાભાઈનો અવાજ બહુ જ ધીમો અને નાજુક હતો; સફાઈપ્રિય એવા હતા કે અમારા ઘરના આગલા ભાગની ગલીને માર્ગે એ અમારે ત્યાં કદી નહિ આવતા; કારણ કે એમને એ ગલી ઘણી ગંદી લાગતી. અને હતી પણ એવી જ, એમ શામાટે લખું? એમજ લખવું ઘટે કે હજી પણ એટલી જ ગંદી એ ગલી છે! આથી પાછલે બારણે એ પોતાની ગાડી લેવડાવતા. ચેપી રોગવાળા દરદીઓને ત્યાં એ જતા જ નહિ એમ મને યાદ છે. જ્યારે પણ અમારે દા. ડોસાભાઈને ત્યાં જવું હોય ત્યારે કાં તો અમારે ટાંગો કરવો પડતો, કાંતો અમે એક સ્નેહીની એક બળદની ડમચી લઈ આવતા. આ ડમચીમાં હું અને કાકાજી જતા. ડોસાભાઈનો મળવાનો ટાઇમ પણ જરા મોડો. એટલે ડમચીમાં કાકાજી મારે માટે થોડું ખાવાનું પણ રાખતા. અમે સવારે નવેક વાગ્યે ઘેરથી નીકળતા તે સાડા બારેક વાગે પાછા આવતા.

સામાન્ય રીતે મને દવાનો કંટાળો કહેવાય, પણ ક્વિનિન રેક્ટિસ ઈમલશન વગેરે દવાઓ તો હું બિલકુલ લઈ શકતો નહતો. અત્યારે પણ ક્વિનિન લેવું હોય તો હું ટીકડીઓ રૂપે લઉં છું અથવા કેપસ્યુલમાં લઉં છું. સ્વાદના આવા ચોખલીયાવેડા ઉપર ઘણાને ચીડ હોય છે.

મારાં બહેન તારાગવરીના પતિ સ્વ. નાનુભાઈને એ બાબતમાં બહુ ચીડ હતી. સ્વાદ વિશે એમનો મત એવો હતો કે જેવો લગાડવા માગીએ તેવો એ લગાડાય. તે ઉપરાંત, ક્વિનિન રોગોમાં લેવી પડે એવી સાધારણ દવા હોઇ એનો અણગમો રાખવો જ ન જોઇએ એમ પણ એઓ માનતા. આથી એમણે ક્વિનિન બાબત એવી ટેવ પાડેલી કે જીભ ઉપર એ ભભરાવતા અને પછી પાણી પીધા વગર ધીમે ધીમે ગળી જતા. દિવેલ પણ આપણે જેમ મધ ચાટીએ તેમ એ ચાટી જતા. અમુક પ્રમાણમાં એમનું મંતવ્ય ઠીક લાગે છે પણ જીવનમાં એટલી બધી બાબતો કરવાની હોય છે, એટલી બધી દિશાઓમાં કાર્ય કરવાનુ હોય છે કે દરેક માણસ આવી બાબતમાં આમ ટેવ પાડે એ સંભવિત નથી.

એમ તો ઘણા માણસો એમ માને છે કે રોજ ટાઢે પાણીએ નાહવું અને સવારે વહેલા ઊઠવું એ દરેક મનુષ્યની પવિત્ર ફરજ છે. અને જે મનુષ્ય એમ ન કરતું હોય તે મનુષ્ય પાપી છે ત્યાં સુધીની માન્યતા ધરાવનાર મનુષ્યો મેં જોયાં છે. આ બે ટેવ સારી હશે– છે એમ માનીએ તો પણ આવી આવી નાની બાબતોમાં, આપણે જેમ માનતા હોઈએ તેમ જ આખાં જગતે માનવું જ જોઇએ એવો દુરાગ્રહ રાખવો એમા આપણે આપણી સંકુચિત મનોવૃત્તિ અને અભિમાનવૃત્તિ જ દાખવીએ છીએ.

તંદુરસ્તીની શોધમાં કાકાજી અમને ડુમસ, હજીરા વગેરે સ્થળોએ પણ વારંવાર લઈ ગયેલા. ૧૯૦૪–૫ માં ડુમસ ગયેલાં તે વેળા અમને ઈશ્વરલાલ ખાનસાહેબના જ્યેષ્ઠ પુત્ર ચંદ્રવદન ખાનસાહેબ સાથે પરિચય થયો. આજ લગભગ ચાળીસ વર્ષ પછી પણ સુભાગ્યે તે પરિચય અને ગાઢ સંબંધ ચાલુ જ છે.

ચન્દ્રવદન ખાનસાહેબ ચૌદ પંદર વર્ષના હતા ત્યારે એમને ગુજરાતી ભાષા ઉપર સારું પ્રભુત્વ હતું અને તેઓ નાનાં

નાના કાવ્યો પણ રચતા આ ઉપરાત, અગ્રેજી ભાષાનું જ્ઞાન પણ એમનું સારુ 'ઈલોક્યુશન'મા એ સહેલાઈથી ઈનામો જીતી જતા પણ પાછળથી, કોણ જાણે શાથી, એમનું ગાડુ રવાડે ચડી ગયુ અને છતી શક્તિએ એ મેટ્રિકથી આગળ અભ્યાસ કરી ન શક્યા એમના સ્નેહી અને મિત્રવર્ગનુ વર્તુલ ઘણુ નાનુ પણ એ નાના વર્તુલમા એમનો સ્નેહ ઘણો સ્થિર અને સ્થાયી સૂરતી વાર્તાલાપમા પણ અને ધીગા મસ્તીમા આનદથી ભાગ લેનારા, પણ અજાણ્યા મનુષ્યો હાજર હોય ત્યારે એકદમ શાત થઈ જાય એવા ઊર્મિલ મારા સરલા સાથે લગ્ન થયા તે પ્રસગે અમે લગભગ એક માસ એકધારો આનદ માણેલો તેમા ચન્દ્રવદનનો ભાગ ઘણો મોટો સમય જતા ચન્દ્રવદન બાપ બન્યા, પછી દાદા થયા અને સસારના અનેક સુખદુ ખ એમણે અનુભવ્યા, એટલે હવે એમની આનદની ઉપભોગ કરવાની શક્તિઓ પહેલાના જેવી રહી નથી પણ હજી એમનું દિલ એટલુ જ અમારા પ્રત્યે લાગણી અને સ્નેહભાવ પ્રદર્શિત કરતુ રહ્યુ છે

ડુમસમા હુ રોજ બપોરે 'ગુજરાતી' પ્રેસની અરેબિયન નાઈટ્સ વાચતો અને રાતે જમીને હુ તે કુટુબીજનો આગળ કહી સભળાવતો તે વખતથી મને વાતો લડાવીને, બહલાવીને કહેવાની ટેવ પડી જે આગળ ઉપર લખવામા ફેરવી નાખી

વાત લખવાની તો બાજુએ રહી પણ વાત સારી રીતે કહેવામા સાભળનારાઓને રસ પડે તેવી રીતે કહેવામા પણ કળા છે, અમુક પ્રકારની આવડત જોઈએ છે એ જ્યારે આવી આવડત વગરના માણસો વાત કહે છે ત્યારે આપણને ખબર પડે છે અમુક માણસ—આપણને મળે અને તરત કહે 'અરે ભાઈ, એવી એક રમૂજી જેવી વાત કહુ, તમને વળી કામ લાગી જશે' આ પ્રમાણે બોલી તે વાત કહેવા માડે, કહેતા કહેતા પોતે ખૂબ હસે પણ વાત પૂરી થઈ જાય છતા આપણને હસવુ ન આવે ત્યારે પેલા માણસને આશ્ચર્ય

થાય અને કદાચ એ ઠીક પણ ખરો કે જ્યારે એ વાત બની હતી ત્યારે એને તો ખૂબ હસવું આવ્યું હતું તે વખતે એ માણસને એમ વાતનું ભાન હોતું નથી કે બનેલી વાતને કહીને તેણે રસ ઉત્પન્ન કરાવવો હોય તો એને અમુક પ્રમાણમાં મઠારવી પડે છે અને એ ન મઠારીએ તો એમાં કોઈપણ પ્રકારનો રસ રહેતો જ નથી મઠારવાનું પ્રમાણ કહેનારના માનસ ઉપર આધાર રાખે છે પ્રસંગ કરુણ હોય, હાસ્યરસિક હોય, ચમત્કારિક હોય કે સાદો અને સરલ હોય, પણ એને જુદા જુદા કહેનાર જુદી જુદી રીતે કહી તે તે રસને વધતા ઓછા સ્વરૂપમાં રજૂ કરે છે

ડુમ્મસ અમે ઘણી વાર ગયેલા તેમાં છેલ્લા અમે ૧૯૦૯માં ગયેલા એમ યાદ છે અમે બધા નાનાભાઈ જહાંગીરની ધર્મશાળામાં રહેલા તે વેળા ધર્મશાળા ચિનાર હતી નાનાભાઈ જહાંગીરના પુત્ર કૃષ્ણલાલ ( રાજાકાકા )નું કુટુંબ, પૌત્ર દૌલતરામનું કુટુંબ, રમૅાન બ્રૉઝિગેર્ટના જડ્જ ચકુલાલ દૌલતજાદાનું કુટુંબ, માળની મોટી મૉલિસિટરોના મૅનેજીંગ ક્લાર્ક ધનસુખલાલ મઝમુદારનું કુટુંબ અને અમારું કુટુંબ વગેરે કુટુંબોથી એ ધર્મશાળા ગાજી રહી હતી સૂરતી ઓટે સહેજ એવી ચોવીસે કલાકની હો હો અને ધુમરાણથી ભરેલી અને વ્યવહારુ મશ્કરીઓથી છલોછલ જિંદગી, તે વખતે છેલ્લી ગાજેલી એમ અત્યારે લાગે છે

સવારે સાડાપાંચથી વધારે મોડા સુઈ રહેનારના મો ઉપર ઠંડું પાણી રેડવામાં આવે ત્યારથી જીવન શરૂ થતું તે રાતે લગભગ બાર વાગે ત્યારે સુવાનું મળતું બપોરે સુનારના ધોતિયાના છેડા સાથે પાણીના ડુંગના એવી રીતે બાંધવામાં આવતા કે ઊઠતાની સાથે તે ડુંગનાનું પાણી તેના ઉપર પડતું ! ભરતીનો ટાઈમ ગમે ત્યારે હોય બપોરે એક વાગે હો ! તો પણ તે ટાઈમે અમે બધા-યુવક અને યુવતીઓ બળતા તાપમાં સમુદ્રસ્નાન કરવા ઊપડતા ત્યાં પણ માણસ નાહતું હોય ત્યાં નીચેથી ડુબકી મારી કોઈ એને ગબડાવી પાડે એ

મશ્કરી સાધારણ ગણાતી. દોડ દોડ, અમે માથોડાં પુર પાણીના હોડ આવતા હોય તે વેગા આવી રીતે પગ ઊંચા થઈ જાય તો આપણી શી સ્થિતિ થાય એ કલ્પવું મુશ્કેલ નથી. છતાં મારે એટલું કહેવું જોઈએ કે આવાં અનેક ધીંગાણાં છતાં અને અમારામાંથી કોઈને પણ તરતાં આવડતું નહોતું છતાં એક પણ અકસ્માત બન્યો હોય એવું સ્મરણમાં નથી જ્યારે ચોપાટી અને જુહૂમાં તેમજ વેમોવામાં તો આપણે અવારનવાર પ્રાણઘાતક અકસ્માતનું સાંભળીએ છીએ.

ધર્મશાળામાં અમારા કાકાજી, ચંદુલાલ મુનસફ અને ધનસુખભાઈ મજમુદાર જેવા વડીલો બધાં તોફાનમાં નેતા તરીકે કામ કરતા હતા. દોલતરામ પણ એમના ચિફ ઓફ ધી જનરલ સ્ટાફનું કામ કરતા હતા અને અમે બધાં સિપાઈગીરી, હવાલદારી વગેરેનું કાર્ય કરતાં. તે વખતે જેવાં તોફાનો થતાં, જેવી વ્યવહારુ મશ્કરીઓ થતી, તેવાં તોફાનો અને તેવી મશ્કરીઓ કરવાના જમાના હવે રહ્યા નથી. માત્ર એકાદ બે દૃષ્ટાંત આપુંઃ

એક યુવાન કવિ હોવાનો ભ્રમ સેવતો હતો, રસિક થવાના યત્ન કરતો હતો અને જેને આપણે અલ્લાનો આદમી કહીએ તેવો હતો. હજીરાની ધર્મશાળામાં ઠરાવ થયો કે તે યુવકને—ને વખતે તે સુજ્ઞ હતો—ખાસ આમંત્રણ આપીને હજીરા બોલાવવો અને પછી તેને શિકાર બનાવીને જેટલો આનંદ લુટાય તેટલો લૂંટવો. આ પ્રમાણે તેને બે ત્રણ આમંત્રણ છૂટયાં. ને યુવકના વડીલને આની ગંધ આવી હશે એટલે એણે તો એ યુવકને બહુ ના કહી પણ એ યુવક કેનો સમજે? મોટાં મોટાં ત્રણેક કુટુંબ તરફથી આમંત્રણ ગયેલું એટલે એ તો ફુલાઈ ગયેલો. એ આવ્યો. એને મન્માન આપવાની દરેક પ્રકારની તૈયારી હજીરામાં થઈ રહી હતી.

અમે બધાં જમી જમીને તૈયાર થઈ રહ્યાં હતાં. બાર સાડાબારે

એમનું ગાડ ધર્મશાળામાં આવી પહોંચ્યું કે તરત જ યુવકો અને યુવતીઓએ–તેના સન્માનાર્થે અગે યુવતીઓને તો ખાસ રોકી હતી–એમનું પુષ્પોથી અને સળંગ વાલની દાળના છાલાથી ભાવ ભીનું સન્માન કર્યું.

કવિશ્રી આથી બહુ આનંદ પામ્યા. પછી એક મોટા આમા નીચે એમને સ્નાન કરાવ્યું અને એક કુટુંબ તેમને જમવા લઈ ગયું. આ બધું પીરસાયું એટલે એક બીજા કુટુંબના માણસો ત્યાં જઈ પહોંચ્યા અને મહેમાનનો હાથ પકડીને પોતાને ત્યાં આવવા આગ્રહ કરવા મંડી પડ્યા એમના બહુ આગ્રહથી ખુશ થઈને એ મહેમાન ત્યાંથી ઊઠીને એ કુટુંબને ત્યાં ગયા ત્યાં પણ બધું પીરસાઈ રહ્યું એટલે વળી ત્રીજા કુટુંબના માણસો ત્યાં પહોંચ્યા તેમણે કહ્યું આજે મહેમાન અમારે ત્યાં નહિ જમે તો અમારા બધાનું નાક કપાઈ જાય ! આ પ્રમાણે કરતા કરતા દોઢ બે નો સુમાર થયો હશે ત્યારે આખરે બધાંએ એમ ઠરાવ્યું કે આવા મહેમાન ગમે તે એકને ત્યાં જમે એ ઠીક નહિ, તેઓ તો બધાના મહેમાન ગણાવા જોઈએ આ ઉપરથી એમ ઠરાવ્યું કે પહેલે દિવસે તો એમણે આમાના વૃક્ષ નીચે જ ભોજન લેવું અને દરેક ઘરમાંથી જુદી જુદી યુવતીએ એમને જુદી જુદી વાની પીરસવી

એ પ્રમાણે મહેમાન આંબા નીચે બેઠા અને લગભગ પાંચ છ કુટુંબને ત્યાંથી જુદી જુદી વાનીઓ પોતે અનેક યુવતીઓના આગ્રહ સાથે જમ્યા તેજ પ્રમાણે બપોરે લગભગ આઠેક કપ ચાહના પણ એમને પીવડાવી દેવામાં આવ્યા જેમાં કોઈ કોઈએ તો ચાહમાં મીઠું અને જુનાગની ફાકી પણ નાખેલા ! આવી રીતે ત્રણેક દિવસની મહેમાનગીરી ચાખીને, અત્યંત પ્રસન્ન થઈને એ યુવક પાછા સુરત ગયેલા

એક બીજો કોલેજીઅન યુવક ત્યાં આવી ચડેલો. એને કોઈ

પરણવાનું હોય તો એ બંનું ચીતરવાનો. આ એની નિર્બળતા બતાવવાના ધ્યાનમાં આવી ગઈ અને તેને બરાબર બનાવવાનો નાટક રચાયો. મહારાજ માટીઓના રૂપના આગળ જઈને એમના ઢોલી અને શરણાઈવાળાને એક રૂપિયો આપવાનું નક્કી કરીને રાતે બાર વાગે આવવાનું કહી આવ્યા. જે જગ્યાએ લગ્નનું નક્કી કરેલું તે જગ્યાએ યુવતીઓએ તોરણ બાંધી દીધાં. ઢોલીઓ આવ્યા અને વગાડવાનું શરૂ કર્યું. બધા એને સાંભળવાને બહાને તે જગ્યાએ એકઠા થયા અને પેલો યુવક એ જગ્યાએ આવ્યો કે તરત ચાર માણસે એને પકડ્યો અને એક પાટલા ઉપર બેસાડી દીધો. તરત પાસેની રૂમના બારણાં ઉઘડ્યાં અને યુવતીઓ લગ્નનાં ગીત ગાતી બહાર પડી. એક કન્યા મોટો ઘુમટો તાણીને સામે પાટલે બેસી ગઈ. પેલા યુવકને ઘડીભર તો એમ જ લાગ્યું કે ખરેખર લગ્ન આ પ્રમાણે બળાત્કારે થવા માંડ્યાં છે, પણ એટલામાં તો કન્યાએ ઘુમટો કાઢી નાખ્યો અને લગભગ ૪૫ વર્ષનો, મોટી મૂછોવાળો એ વિદૂષક, કન્યાનાં વસ્ત્રો પહેરીને બેઠો હતો તેમ જણાયું. આશીર્વાદ આપવા બધા વડીલો પણ હાજર હતા. નિરંજન આખરે રડી પડ્યો. વડીલોએ બાજી ફેરવી, એનો પક્ષ લઈને અમને બધાને યુવકો અને યુવતીઓને એમણે સારી પેઠે ધમકાવ્યા. નિરંજનને આશ્વાસન આપીને ટાઢો પાડ્યો અને આ પ્રમાણે લગભગ ચારપાંચ કલાકના ધીંગાણા પછી અમે છૂટા પડ્યા.

રજાઓ પૂરી થવા આવી અને બધાંને સૌસૌને સ્થળે જવાનો સમય થયો એટલે જમણવાર શરૂ કર્યો. એ જ વખતે સન્નારીઓના ગરબા પણ રખાયેલા. તે વખતે એ સન્નારીઓએ હારમોનિયમના ઉસ્તાદને ઉઠાડીને મને બેસાડેલો અને તેથી હું ફસાઈ ગયેલો એ વિશે મેં બાજા પ્રકરણમાં ઉલ્લેખ કરેલો છે એટલે હું અહીં પુનઃ નથી કરતો. પણ એ ગરબા ગાતા ગાતા યુવતીઓએ રાતના બે ત્રણ

ગાડયા છતાં બંધ કરવાની ઇચ્છા બતાવી નહિ. આગળ ત્રણ ચાર જગરા થયેલા એટલે અમે યુવતીઓને ગરબા બંધ કરવાને વિનંતિ રી પણ તેમણે તો અમને રોકડું જ પરખાવી દીધું કે હવે તો સવારના ભાતિયાં ગાઇને જ બંધ કરશું! આ ઉપરથી અમે છોકરાઓએ વેચાર કરવા માંડયો કે આ ગરબા બંધ કેવી રીતે કરવા? અમને ા કશું સૂઝયું નહિ પણ પેલા કન્યા બનેલા પીસતાળીસ વર્ષના દુરશે અમને માર્ગ દેખાડયો અને પોતે જ એની સરદારી લીધી.

અમે બધાએ રસોડામાં જઇને થાળી અને વેલણો લીધાં ત્યારે અમારા સરદારે હાથમાં મોટુ ઝાડુ લીધું. સિગ્નલ થઇ એટલે અમે એ સન્નારીઓ ગરબા ગાતી હતી તેની પાસે જ વર્તુલમાં ગોઠવાઈ ગયા અને પ્રચંડ અવાજે અમારા સરદારે ઘેરિયાઓનાં ગીત ગવડાવવા શરૂ કર્યાં અને અમે તે થાળી વેલણની ટીપા ટીપ સાથે ઝીલવા માંડયાં. પાંચ–દસ મિનીટમાં બધી યુવતીઓ અતિશય ક્રોધાવેશમાં આવી ઇ અને પોતપોતાની જગ્યાએ જઈને સૂઇ ગઇ!

આજ એ પ્રસંગને ૩૨–૩૩ વર્ષ થઇ ગયાં. ફરીથી અમે ડભોરા જઇ શકયા નથી. તે વખતના વડીલો–કાકાજી, ચંદુલાલ મુનસફ, ધનસુખલાલ મઝમુદાર, છોકરાઓના માનીતા સરદાર દોલતરામ તેમ જ અમે છોકરાઓમાંથી પણ મંગળદાસ મુનસફ, નટુભાઇ, ચંદુલાલ વગેરે મૃત્યુ પામ્યા છે. તે વખતના યુવક–યુવતીઓ આજે વનમાં પ્રવેશી ચૂકયાં છે કે પ્રવેશ કરવાની અણી ઉપર છે. તે સમયનાં આવાં તોફાનોનો વિચાર કરીએ છીએ ત્યારે જાણે હમણા જ બન્યાં હોય એમ લાગે છે અને છતાં કેટલાં વર્ષ વીતી ગયાં ! અને એ તોફાનોમાં ભાગ લેનાર યુવક–યુવતીઓનાં જીવનમાં કેટલા પરિવર્તનો થઈ ગયાં!

મેં આગલા જ પ્રકરણમાં પ્રશ્ન પૂછ્યો છે કે 'જો હું માંદો ન પડ્યો હોત તો ?' બહુ આંટીઘૂંટીમાં ન ઊતરીએ તો જવાબ દઈ શકાય કે તો જે થવાની મને પરમ ઇચ્છા હતી તેવું બી. એ. અને એમ. એ. થાત, મોટી આવકવાળી નોકરી કરી શકત, પૈસાની દૃષ્ટિએ મનુષ્યોની મહત્તાનું માપ કાઢનાર વર્ગ—જે ઘણી મોટી બહુમતી ધરાવે છે—મને ડાહ્યો માણસ કહેત, નવલકથા અને નવલિકા સાહિત્યનું વાચન આટલા વિશાળ પ્રમાણમાં હું ન કરી શકત, પણ સાથે સાથે કાવ્ય સાહિત્યનું વાચન પણ સુવ્યવસ્થિત રીતે મારાથી કરાત અને હું કદાચ લેખક થાત કે ન પણ થાત ! અને થાત તો કદાચ અંગ્રેજીમાં લેખો લખતો હોત કે પછી ગુજરાતીમાં કવિ થયો હોત ! પણ હું માંદો પડ્યો અને ગુજરાતને સુભાગ્યે કે દુર્ભાગ્યે હાસ્યરસનો અને નવલિકાઓનો લેખક થયો એટલે એ વિશે વધુ ઊહાપોહ કરવો નકામો છે.

વઢવાણમાં મને વાંચતાં આવડ્યું. તે જ સમયથી મેં ખૂબ વાંચવા માંડ્યું. પાલીતાણામાં પણ મેં ઘણું વાંચ્યું. પણ સુરતમાં તો મારી માંદગીને કારણે મેં પુષ્કળ વાંચવાનું શરૂ કરી દીધું. ૧૯૦૩ સુધી મેં ગુજરાતી વાંચ્યું હતું. અત્યારે પણ માત્ર ગુજરાતી પુસ્તકો વાંચનારને મુશ્કેલી પડે છે તો તે કાળમાં જ્યારે આટલા પ્રમાણમાં પણ ગુજરાતી પુસ્તકો નહતાં ત્યારે મારા જેવા ગુજરાતીના ખાઉધરા અને વાંચવા સિવાય કોઈ અન્ય પ્રવૃત્તિ જ નહિ એવા માણસને કેટલી મુશ્કેલી પડતી હશે, એનો ખ્યાલ સૌને સહેલાઈથી આવી શકશે. એ

મારા બાઉધરાપણામાં હું ગમે તે પુસ્તક વાચતો, માત્ર તે હાથ ચડવું જોઈએ પ્રાણીવર્ણન, ઇતિહાસો, નર્મકાવ્ય, નર્મકથા કોષ, દલપત કાવ્ય, હાલ જે 'સ્ત્રીબોધ' છે તેના અસલ સ્વરૂપ 'અસતરી બોધ'ની એ જૂની ફાઇલ હતી તે—એમ જે પણ ગ્રંથ હાથ આવે તે હું વાચી નાખતો મારા કાકાની છોકરી નંદુબહેનને ત્યાં કાબ્રાજી અને મર્ઝબાનની પુષ્કળ ચોપડીઓ ઉપરાંત 'ગપ–સપ' ની ફાઇલો પડી હતી, તે પણ મે વાચી નાખેલી

ઈ સ ૧૯૦૨ની સાલમાં સૂરતમાં પ્લેગ ચાલતો હતો એટલે અમે છ માસ અમદાવાદ, ભદ્રમાં ઘર ભાડે રાખીને રહ્યા હતા ત્યાં જુદા જુદા પ્રકારનું ગુજરાતી સાહિત્ય ખૂબ વાચવામાં આવ્યું એ વિશે મે 'સ્વ સર રમણભાઈ' નામક લેખમાં ('મીઠી નજરે' પૃષ્ઠ ૨૦૧ ) નીચે પ્રમાણે લખ્યું છે

"ઈ સ ૧૯૦૨ની સાલમાં, અમદાવાદમાં, ભદ્રમાં આવેલ સ્વ પ્રુ રણજિતરામના ઘરને બીજે મજલે ઓરડામાં એમનું પુસ્તકાલય હતું ફેશનેબલ બુકકેસો કે કાચના બારણાવાળા કબાટોને બદલે પુસ્તકો જૂના કરંડીઆમાં અને દેવદારની જીર્ણ પેટીઓમાં ભરવામાં આવ્યાં હતાં આ પુસ્તકો સાફ કરીને તેમને કાઇક વધુ નિયમિત અને વ્યવસ્થાપૂર્વક ગોઠવવાનું કાર્ય મે માથે લીધું જેના બદલામાં એ બધાં પુસ્તકો અને ચોપાનીઆં વાચવાની મને રજા મળી સ્વ નારાયણ હેમચંદ્રના ચોકડાબંધ પુસ્તકો એમાં હતાં તે વંચાઈ રહ્યાં, સાફ થઈ રહ્યાં અને ગોઠવાઈ પણ રહ્યાં પછી બીજાં પુસ્તકો લેવાયાં એ બધાં પૂરાં થયાં કે ચોપાનીઆંનો વારો આવ્યો—સુદર્શન, વસંત, બુદ્ધિપ્રકાશ અને જ્ઞાનસુધાનો એ જ્ઞાનસુધાની ફાઈલમાંથી મે 'ભદ્રંભદ્ર' વાચ્યું "

અમદાવાદમાં બળિશંકર કંથારિયા, જટ અને નાનાલાલ જોયા, સરસ્વતીચંદ્ર અને ભદ્રંભદ્ર વિશે અનેક પ્રશ્નો પૂછીને હું રણજિતરામ

તેમજ જયસુખલાલનો જીવ સારી પેઠે ખાતો હતો. ભદ્રંભદ્રના પાત્રો કઈ કઈ મૂળ વ્યક્તિ ઉપરથી લીધેલા તે પણ ગે' એમની દ્વારા જાણેલું રણજિતરામના ઘર પાસે એક બાવાજી રહેતા હતા, તે ૧૮૫૭ના બળવામા રાણી લક્ષ્મીબાઇના હાથ નીચે સિપાઈ તરીકે લડ્યા હતા એમની જોડે અમે ઘણીવાર વાતો કરતા પણ 'બાવાજી તે વખતે પણ બળવાની ખરી વાત કહેતા ડરતા એટલે અને પોતે સારી પેઠે વૃદ્ધ પણ થયેલા એટલે બળવા સબધી રસિક વાતો એમના તરફથી અમને મળેલી નહિ

તે વખતે જ, એક વખત હું મારા મામા મગળભામા અને રણજિતરામના નાનાભાઈ ધનસુખલાલ ફરવા ગયેલા અને ત્યા અમે ત્રણેયે ખારેકી બોર ખાધા કોણ જાણે કેવા બોર હશે કે પછી બોર માત્ર નિમિત્ત હશે પણ અમને ત્રણેને સખત ન્યુમોનીઆ થયો હું અને મગળભાઈ મરતા બચ્યા પણ ધનસુખલાલ તો બિચારા મરી જ ગયા એ ધનસુખલાલ લગભગ મારી વયના કદાચ મારા કરતા એકાદ બે વર્ષે મોટા હશે તે વખતે અમે બને ત્રીજા અગ્રેજી ધોરણમા, એટલે તે મને ઘણીવાર કહેતા કે આ ત્રીજા ધોરણથી માડીને બી એ થવામા કેટલા વર્ષ લોહીનુ પાણી કરવુ પડશે એનો વિચાર કરતા મને એમ થાય છે કે એના કરતા તો મોત ભલું ! હું એમને આ વાતમા ટેકો આપતો એમને મોત પ્રાપ્ત થયુ અને પરીક્ષાઓમાથી એ બચી ગયા મે જુદે જ માર્ગે પ્રયાણ કર્યું, એથી હું પણ પરીક્ષાઓમાથી છટકી ગયો

અમદાવાદનો એ અનુભવ મને ખાસ યાદ રહ્યો છે તે વેળા અમદાવાદમા ઇંડિયન નેશનલ કોંગ્રેસની બેઠક હતી અને પ્રમુખ તરીકે સર સુરેન્દ્રનાથ બેનરજી હતા હું તેમનું ભાષણ સાભળવા ગયો તે વખતના મડપમા લાઉડ સ્પીકર વગેરેની વ્યવસ્થા હતી નહિ એ લખવાની જરૂર નથી અમને એમના ભાષણની છાપેલી નકલ

રણી હતી. એવામાં સુરેન્દ્રનાથે ભાષણ શરૂ કર્યું. સાડા ત્રણ કલાક સુધી એ હિંદના સર્વોત્તમ અને જગતભરમાંના ઉત્તમ વક્તાઓમાંના એક વક્તાનો વાક્પ્રવાહ એક સરખો, વણ તૂટ્યો, સમુદ્રગર્જન પેઠે ઘડીકમાં મૃદુ, કોમળ, મીઠાશભર્યો અને ઘડીકમાં ગેબી, પ્રચંડ નાદ કરતો ચાલ્યા કર્યો. એમના બોલવામાં અને છાપેલાં ભાષણમાં એક અલ્પવિરામ જેટલો પણ ફેર નહિ ! હું સ્તબ્ધ થઇ ગયો. વક્તૃત્વકલામાં આવું અદ્દભુત, અસાધારણ નૈપુણ્ય !

અમુક એક જ પ્રસંગથી જુદાં જુદાં મનુષ્યોને જુદી જુદી અસર થાય છે, એ સામાન્ય રીતે સમજાય તેવી વાત છે. અબ્દુલ કરીમ ખાન કે ઓમકારનાથ કે ફૈયાઝખાંના જલસામાં પોતે જઈ આવે અને તેનાથી ઉશ્કેરાઈ ને, ઘેર જો રાતના ત્રણ વાગે આવ્યા હોય તો ત્રણ વાગે સંગીતની રિયાઝ કરવા મંડી જાય, રામમૂર્તિ કે સુજન સેંડોના અંગબળના પ્રયોગો જોઇ આવીને તે દિવસથી જ વ્યાયામ કરવાનો પોતે આરંભ કરે–પછી ભલે તે ત્રણ ચાર દિવસ માટે જ હોય— પચરંગી ક્રિકેટ ટુર્નામેંટ જોઈ આવીને પાછલા વાડામાં અમુક અમુક સ્ટ્રોક્સની પ્રેક્ટિસ પોતે કરી નાખેઃ આવા પ્રકારનાં મનુષ્યો મેં જોયાં છે. પણ એથી ઉલટી પ્રકૃતિનાં મનુષ્યો પણ હોય છે. સંગીતના નિષ્ણાતોનું સંગીત સાંભળીને, કસરતબાજોના અંગબળના પ્રયોગ જોઈ આવીને કે ક્રિકેટ મેચ જોઇ આવીને અમુક કાળ પર્યન્ત સંગીત, વ્યાયામ અને ક્રિકેટની તાલિમ લેવાની વાત કરતા પણ જેમને ક્ષોભ થાય અને જેમને એવા વિચાર આવ્યા કરે કે ' કયાં એ મહા નિષ્ણાતો અને કયાં હું અલ્પાત્મા ! હું કોઇપણ દિવસ એવો નિષ્ણાત થઈ નહિ શકું.' એવા મનુષ્યો પણ મારા જોવામાં આવ્યાં છે. હું આ વર્ગનો માણસ છું અને એથી જ સુરેન્દ્રનાથની ભવ્ય વક્તૃત્વકલા સાંભળ્યા પછી મારા હૃદયને એમ થઈ ગયુ કે આ તે વક્તૃત્વકલા ! એમાં આપણા પત્તા કયાં ખાય ? ત્યારથી અત્યાર સુધી

મને ભાષણ કરતી વખતે અતિ ક્ષોભ થાય છે અને ત્યાં સુધી તો હું ભાષણ કરવાની ના જ પાડી દઉં છું. જ્યોતીન્દ્રભાઈ પહેલા વર્ગના માણસ છે અને પોતે ઉત્તમ હાસ્યરસિક વક્તા છે એટલે એમને સભાક્ષોભ ઉત્પન્ન થતો નથી એ વાત જાણીતી છે. એ મને હમેશાં આગ્રહ કરી કરીને ભાષણો કરવા ઊભો કરે છે, તે વખતે હું ગમે તે રીતે મારી ફરજ અદા કરું છું, પણ એમાં મને રસ નથી કે આનંદ નથી કારણ કે તે વખતે અમદાવાદમાં ૧૯૦૭માં સુરેન્દ્રનાથે ભાષણ કરેલું તેની ભવ્ય પ્રતિભાનું મને સ્મરણ થાય છે.

અમદાવાદમાં હું ઘણીવાર પ્રાર્થનાસમાજમાં પણ જતો. વૈષ્ણવોના મંદિરમાં જેમ દર્શને આવનારમાંથી ઘણા થોડા ભાવિક ભક્તો હોય છે અને મોટાભાગને તો એમાં એક પ્રસંગની મોજ છે તેમ પ્રાર્થનાસમાજમાં આવનારમાંના મોટા ભાગને માત્ર સારી સોસાયટીમાં બેસવાનો અને સંગીતની મોજ ચાખવાનો આનંદ થતો એમ મને લાગે છે. મારા આવા અનુભવને લઈને મને સમૂહ પ્રાર્થના પ્રત્યે જરા પણ શ્રદ્ધા નથી, એટલું જ નહિ પણ અણગમો છે એમ કહી શકાય. મનુષ્યને પ્રાર્થના કરવાની ખરેખર ઇચ્છા થાય તો એણે એકાંતમાં જ પ્રાર્થના કરવી જોઈએ. સમૂહમાં આપણું–આપણામાંના ઘણાખરાનું–ધ્યાન બીજાઓની હિલચાલ તપાસવામાં રહે છે, પ્રાર્થના પ્રત્યે હોતું જ નથી.

અમદાવાદથી સૂરત પાછા આવ્યા કેડે હું અંગ્રેજી ચોથા ધોરણમાં ગયો ને વેણી જયસુખલાલે તથા રણજિતરામે મને કહ્યું કે હવે ગુજરાતી બહુ વાચ્યું માટે અંગ્રેજી વાચવાનું શરૂ કર. મેં તો તરત જવાબ આપ્યો કે એમાં સમજણ જ કેમ પડે ? જયસુખલાલે આગ્રહ કર્યો કે સમજણ પડે કે નહિ પડે પણ અંગ્રેજી વાચજે. શબ્દ નહિ આવડે તે ડિક્શનરીમાં જોવો કે નહિ એ વિશે મેં એમનો મત પૂછ્યો, કારણ કે કામઠે ભણ્યા ત્યાં સુધી વેબસ્ટરની ડિક્શનરીના

ભાગ સાથે ને સાથે રાખતા. જયસુખલાલે એ પ્રથાની સામા મત આપ્યો. એમણે તો કહ્યું કે કોશની મદદ લેવા રહેશે તો વાચતા કંટાળો આવી જશે માટે કોશને અડક્યા વિના ઝુકાવ્યે ગખ. કોઈક વખત કોશની મદદ લેવી એ ઠીક છે પણ આખો વખત એ જોનાય તો પછી વચાય નહિ બીજાઓનો મત ગમે તે હો, પણ મને તો આ સલાહ ગમી અને મને એથી ફાયદો પણ ઘણો થયો પહેલી બે ત્રણ ચોપડીઓમા મને ઓછી સમજણ પડી પણ પછી રસ લાગી ગયો અને ત્યારથી ગુજરાતી વાચન ઓછુ થઈ ગયુ અને અગ્રેજી વધી ગયુ

મને માત્ર અગ્રેજી સાહિત્ય પ્રત્યે આગળી ચીધીને એકલો મૂકી દીધો તેને બદલે એની જુદી જુદી દિશામા માર્ગસૂચન એમણે કર્યું હોત તો મારુ વાચન વધારે વ્યવસ્થિત થાત એમ મને હવે લાગે છે કારણ કે તે વખતે વાચન એજ મારો પ્રિય વિનોદ હતો અને જે પણ સાહિત્યના પુસ્તક મને આપવામા આવ્યા હોત તે હું વાચી નાખત એ નિ સદેહ છે વાચનના સબધમા મનુષ્યોની કતૂહલવૃત્તિ કેવી હોય છે તેનું એક દૃષ્ટાત હુ અત્રે આપુ

જયસુખભાઈ નાના હતા ત્યારે એમણે રેનૉલ્ડ્ઝની નવલકથાઓ વાચવા માડી અને તે વાત કાકાજીના જાણવામા આવી તેમણે એમની સખત ઝાટકણી કાઢી નાખી અને એવા પુસ્તકો દી પણ ન વાચવા એવી આજ્ઞા ફરમાવી પરિણામે છાના છપના જયસુખલાલે રેનૉલ્ડ્ઝની બધી નવલકથાઓ વાચી નાખી અને આખે ચશ્મા વળગાડ્યા કારણ કે તે વખતે એ ચોપડીઓના ટાઇપ બહુ ઝીણા હતા મે અગ્રેજી વાચવાનો આરભ કર્યો પછી થોડા વખતમા 'રેનૉલ્ડ્ઝ વાચુ ?' એવો પ્રશ્ન મોટાભાઈને પૂછ્યો મોટાભાઈએ મારી સામે જોયુ અને પછી હસીને કહ્યું 'બીભત્સ સાહિત્ય વાચવુ છે એટલા માટે ? વાચવો હોય તો વાચજે પણ મોટા ટાઈપની ચોપડી મળે તો વાચજે બાકી એમા બીભત્સ જેવુ કશુ નથી" આને પરિણામે મે રેનૉલ્ડ્ઝની માત્ર

એક જ નવલકથા અંગ્રેજી તથા ગુજરાતીમાં વાંચેલી—'સોલજર્સ વાઇફ' (ગુજરાતીમાં 'સિપાહ બચ્ચાની સજની') એક વખત તો કોઈ મિત્રના 'મીસ્ટરીઝ ઑફ ધ કોર્ટ ઑફ લંડન'ના દસ ભાગ મારે ત્યાં છ માસ પડી રહેલા છતાં મેં એને હાથ પણ લગાડેલો નહિ!

પહેલી અંગ્રેજી વાર્તા 'ગોલ્ડન સ્ટોરીઝ', 'સનડે પિક્ટોરિયલ' વગેરે ચોપાનીઆંઓ આવતાં જેમાં દરેક અંકમાં અકેક સંપૂર્ણ વાત આવતી તેમાંથી મેં વાંચેલી. પછી પાંચ સાત એવાં ચોપાનીઆં હું વાંચી ગયેલો અને મને એમ જ લાગેલું કે ઉત્તમ અંગ્રેજી સાહિત્ય એ ચોપાનીઆંઓમાં જ હશે. પછી બીજી ચોપડીઓ વાંચવાની શરૂ કરી પણ હું સૂરત રહ્યો ત્યાં સુધી વચમાં વચમાં તો એ ચોપાનીઆંઓ વાંચતો જ. જયસુખલાલ તે વખતે મુંબઇ કોલેજમાં ભણતા. તે વેકેશનમાં સૂરત આવતા ત્યારે આવાં ચોપાનીઆં મુંબઈથી આઠ આને રતલને હિસાબે બે એક રતલ જેટલાં લઈ આવતા. હું વાંચીને ત્યાંને મોદીને ચાર આને રતલ લેખે આપી દેતો, એટલે એક રતલ સાહિત્ય વાંચવાનો ખર્ચ માત્ર ચાર આના પડતો!

જયસુખભાઈના કહેવાથી હું સૂરતની ઍન્ડ્રુઝ લાયબ્રેરીમાં મેંબર થયો. સાધારણ નિયમ તરીકે એક સભાસદ એક પુસ્તક અને એક ચોપાનિયું ઘેર લઈ જઈ શકતો, પણ તે વખતે લાયબ્રેરીઅન તરીકે મનહરરામ હરિરામ મહેતાના મોટા ભાઈ હતા, અને એ મને સારી રીતે ઓળખતા; એટલે ગમે તેટલાં પુસ્તકો અને ચોપાનીઆં લઈ જવાની મને છૂટ હતી. મારો વાંચનનો શોખ જોઈને એ મારા ઉપર ખાસ સ્નેહ બતાવતા અને મને અનેક વેળા એમણે અમુક અમુક પુસ્તકો વાંચવા જેવાં છે એવી સૂચનાઓ પણ કરેલી. તે વખતે લાયબ્રેરીમાં બેસીને વાંચવાવાળાની સંખ્યા મોટી હતી પણ કોઈ ખાસ ઘેર પુસ્તકો લઇ જતું નહિ. જેકબ્ઝ, ઑસ્કાર વાઈલ્ડ, બારી પેઈન વગેરેનાં પુસ્તકો લાયબ્રેરીમાં લાંબા કાળ સુધી પડી રહેલાં છતાં

વાંચતી વેળા એનાં પાનાં છૂટાં પાડેલાં !

મેગેઝિનોમાં રૉયલ, પીઅર્સન, સ્ટ્રાન્ડ વગેરે નવાં તો હું વાંચતો એટલું જ નહિ પણ એની જૂની ફાઈલો પણ મેં ઉથલાવેલી. કૉનન ડોઈલની શેરલોક હોમ્સની વાતો અને અસલના 'નાઈટ્સ' ની કથાઓ 'વ્હાઈટ કંપની', 'સર નાઇગલ' વગેરે મે 'સ્ટ્રાન્ડ'ની ફાઇલોમાંથી વાંચેલ. તે ઉપરાંત રણજિતસિંહના પરાક્રમો વર્ણવતા લેખો તે વેળા 'સ્ટ્રાન્ડ'માં બહુ આવતા તે પણ મેં વાંચેલા. જયસુખલાલ 'હાર્પર' અને ડબ્લ્યુ. ટી. સ્ટેડનું 'રીવ્યુ ઓફ રીવ્યુઝ' એમ બે ચોપાનીઆં મંગાવતા. તે પણ મને નિયમિત વાંચવાનાં મળતાં.

હવે સુધારાવધારા કરીને 'હાર્પર'નું મૂળ સ્વરૂપ જ તેમના સંચાલકોએ બદલી નાખેલું છે. હમણાં ચિત્ર તો એક પણ આવતું નથી. કાગળો હેવી આર્ટ પેપરને બદલે એંટિક ફેધરવેટ થઇ ગયા છે અને દરેક અંકમાં માત્ર એક કે બે નવલિકાઓ આવે છે. પહેલાંના 'હાર્પર'માં તો પ્રત્યેક અંકમાં છ છ સાત સાત ઉત્તમ કક્ષાની નવલિકાઓ આવતી અને તે દરેક નવલિકા પ્રખ્યાત ચિત્રકારોની પીંછીથી અલંકૃત થતી હતી. તે ઉપરાંત, મુસાફરીના લેખો, સાહિત્યના વિવેચનાત્મક લેખો વગેરે આવતા. 'એડિટર્સ ડ્રૉઅર' નામે ત્રણેક પાનાં પહેલાં પણ આવતાં અને હજી પણ ચાલુ છે જેમાં હાસ્યરસિક સ્કેચો અને નિબંધો આવતા, અને આવે છે. મુનશીજીની 'ગોમતિ દાદાનું ગૌરવ' નામની નવલિકા આ કોલમમાં આવેલ એક સ્કેચ ઉપરથી લેવામાં આવી છે એમ મને સારું યાદ છે. મેં પણ એ કોલમમાંથી ત્રણ ચાર વાર વસ્તુ લીધેલું.

સ્ટેડના 'રીવ્યુ ઓફ રીવ્યુઝ' માં તે વેળા એક લેખ આવેલો જે હજી મને યાદ છે. તેમાં વિલિયમ સ્ટેડે પોતે બે જુવાનીઆ લૉયડ જ્યૉર્જ અને વિન્સ્ટન ચર્ચિલનાં રેખાચિત્રો (શબ્દચિત્રો) પોતાની વિશિષ્ટ શૈલીમાં આપેલાં અને ભવિષ્યવાણી ભાખેલી કે "આ બંને

જ્યુનાનીઆ ભવિષ્યમાં ઇંગ્લાંડના વડા પ્રધાન થશે, એ શરતમા પહેલે કોણ ઉતરશે એ કહેવુ મુશ્કેલ છે છતા હું એમ ધારું છુ કે લોઇડ જ્યૉર્જ એ શરતમા પહેલો આવશે. ચર્ચિલ એની પછી વડો પ્રધાન થશે ! " આટલે વર્ષે એ ભવિષ્યવાણી આવી ચમત્કારિક રીતે ખરી પડી છે, એ વિલિયમ સ્ટેડની વિચારશક્તિની વિરલ પ્રતિભા બતાવી આપે છે

તબિયત અને માનસ ઉભયને લીધે મને એકલા રહેવાની અને એકલા મનમા વિચારસૃષ્ટિ ઉત્પન્ન કરીને તેમા રહેવાની ટેવ પડી ગયેલી આવામા અંગ્રેજી આહિત્યે મારા ઉપર આક્રમણ કરીને મારી વિચારસૃષ્ટિને વિશાળ તેમજ વૈવિધ્યભરી બનાવી દીધી. હું મારી દુનિયામા એટલો ઊંડો ઉતરી જતો અને ડૂબી જતો કે જેથી મને વાસ્તવિક દુનિયા પ્રત્યે ઉદાસીન વૃત્તિ ઉત્પન્ન થઇ જતી. અને એથી જ આ દુનિયાના પ્રમગોનું નિરીક્ષણ હું તટસ્થ રહીને કરી શકતો આ વાચન અને મારા માનમને લીધે મને બીજી એક મુશ્કેલી એ પડેલી કે મારી વયના છોકરાઓ જોડે હું મૈત્રી બાંધી શકતો નહતો એઓ કદાચ આ વાત જાણી નહોતા શકયા પણ મારે મિત્રાને માટે જય સુખાનના મિત્રોને શોધવા પડતા

કામ મનોરર જેવા વિદ્વાનો અરેબિયન નાઈટ્સ જેવા ગ્રથો વાંચવાની સામે છે અન્ય કેટલાક વિદ્વાનો જુગુપ્સા ઉત્પન્ન કરે તેવા પુસ્તકો નાની વયના મનુષ્યોએ ન વાચવા જોઇએ એમ કહે છે હું મારા અનુભવ ઉપરથી એમ કહી શકુ કે વાચનની સારી માઠી અસરનો આધાર આપણા પોતાના માનસ ઉપર અવલબે છે અમુક પુસ્તક વાચવુ અને અમુક ન વાચવુ એવો અંકુશ મારા વાચન ઉપર કોઇએ કદી મૂકયો નથી, અને છતા કોઇપણ પ્રકારના વાચનથી જેને અમારા જમાનામા અમે 'નીતિ' સમજતા તે નીતિના નિયમોથી ચલિત થવાની ભાગ્યે પ્રેરણા મને મળી હોય એવુ સ્મરણમા નથી.

ઉલટું, એ અતિ વાચનથી મારી તે વખતની ઉચ્ચ ભાવનાઓ ટકાવી રાખવાનું કાર્ય મારે સરલ થઇ પડ્યું, એટલું જ નહિ પણ સહજ થઈ પડ્યું.

તે સમયનુ મારુ માનસ નીતિ સંબંધે કેવા પ્રકારનું હતું તે જાણવા એક દૃષ્ટાંત આપુ: એક સાંજે વિક્ટોરિયા બાગની પાળ ઉપર હું અને મારી સાથે ભણતા વિદ્યાર્થીઓ બેઠા હતા. એ બધાય કદાવર અંગવાળા, ગાળાગાળીમાં નિપુણ હતા. તે વખતે એક બહુ ગરીબ વેશ્યા ત્યાંથી પસાર થઇ. તેઓ સાંભળે તેમ એ છોકરાઓમાંથી એકે ખરાબ ચેષ્ટા કરી અને બીભત્સ વાકયોચ્ચાર કર્યો. હું કદમાં બહુ નાનો અને અતિ નાજુક હતો, છતાં મેં ગાંભીર્યથી કહ્યું: "મારી હાજરીમાં તમે કોઇ સ્ત્રી માટે આવુ બોલશો તો આપણી વચ્ચે મારામારી થશે." વિના વિલંબે સામેથી ઉત્તર મળ્યો. "કેમ, તારી સગી લાગે છે?" એટલી જ ગંભીરતાથી મેં જવાબ વાળ્યો. "હા, એ મારી મા થાય છે." સાંભળનારને અને એના સાથીઓને આ જવાબથી શી અસર થઈ હશે તે તો હું કહી શકતો નથી પણ તેઓ મૂંઝાયા તો ખરા. તેઓ શાંત થઇ ગયા એટલે મેં પાંચેક મિનીટ રામકૃષ્ણ પરમહંસ વગેરેનાં નામ આપીને એક ભાષણ લગાવી દીધુ. પેલાઓએ વાત બદલી નાખી.

તે પ્રસંગે તો આમ બન્યું પણ જેમ જેમ હું દુનિયામાં વધુ ઘડાતો ગયો તેમ તેમ મને લાગતું ગયું કે આવાં વર્તનથી એક નાના અને નબળા માણસથી સામા માણસોને મ્હાત કરી શકાતા નથી. પણ તે તો આગળ ઉપરની વાત થઈ. તે વખતે તો હું આજ પ્રમાણે વર્તતો.

મારા વાચનમાં કશી વ્યવસ્થા ન હતી કે કશુ કૈકાણું નહતું એ વાત હું આગળ કહી ગયો છુ. ડિકન્સ, ડીલાંડ, હાર્ડી વગેરે પ્રથમ વર્ગના નવલકથાકારોની કૃતિઓની સાથે સાથે પેલા આઠ આને

રતલના સાહિત્યનું વાચન પણ ચાલતું. તે અરસામાં વાઈલ્ડ, ઝોલ વગેરે પણ વાંચવામાં આવી ગયેલ. કોણ જાણે શાથી પણ એંટ્રૂ લાયબ્રેરીમાં અંગ્રેજ હાસ્યરસકારોનાં ઘણાં પુસ્તકો હતાં એટલે મારા વાચનના આરંભ કાલથી જ જેરોમ કે જેરોમ, ડબલ્યુ ડબલ્યુ જેકબ્ઝ, બારી પેઈન, સર જેમ્સ બારી, આર એન્ડમ, માર્ક ટ્વેન, મોરલી રોબર્ટ્સ, કેમ્બલ હૉવર્ડ, પેટ રિજ, ટૉમ ગેલન વગેરે હાસ્યરસકારોની કૃતિઓ મેં વાંચી નાખેલી. સાથે સાથે જી. એફ્ વૉટસ લૉર્ડ લેઈટન. ઓસકાર વાઈલ્ડ, નેપોલીઅન વગેરેની જીવનકથાઓ પણ મેં વાંચેલી. હાસ્યરસકારોની કૃતિઓ બાદ કરતાં મને તે વેળા ડિકન્સના 'પિકવિક પેપર્સ' અને 'ડેવિડ કોપરફીલ્ડ' અને થોમસ હાર્ડીની 'વીસેક્સ. ટેઈલ્સ' અને 'લાઈફ્સ લિટલ આયરનીઝ' અને ઓલિવ સ્કીનરની 'ડ્રીમ્સ' એ ચોપડીઓએ વિશેષ આકર્ષેલો. એમાં પણ 'ડેવિડ કૉપરફીલ્ડ' વાંચતી વખતે મને જે આનંદ થયેલો તેવો અને તેટલો આનંદ મને પાછળથી કોઈક જ વખતે થયેલો એનું કારણ એ હતું કે તે પુસ્તક મેં વાંચવાનું શરૂ કર્યું તે વેળા હું એક સખત માંદગી ભોગવીને તેમાંથી સારો થતો જતો હતો. આવે સમયે જો સારું પુસ્તક મળી જાય છે તો કોઈ અપૂર્વ પ્રકારનો આનંદ અને અસાધારણ સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે. ડીટેક્ટીવ કથાઓ મેં સેંકડો વાંચી હશે તેમાં કોનન ડોઈલનો શેરલૉક હોમ્સ અને ચેસ્ટરટનનો ફાધર બ્રાઉન એ બે ડીટેક્ટીવો મારા ખાસ પ્રિય ડીટેક્ટીવો છે. એબટે લખેલી નેપોલીઅનની જીવનકથાએ નેપોલીઅનને મારો 'હીરો' બનાવી દીધો. તે પછી મેં એ અમર વ્યક્તિ વિશે ડઝનબંધી પુસ્તકો વાંચેલ.

કોઈપણ વસ્તુ પ્રત્યેનો અણુઘટતો પક્ષપાત એને વ્યસન બનાવે છે અને એ વ્યસનનો અતિરેક એને દુર્વ્યસન બનાવે છે. મને વાંચનનું દુર્વ્યસન હતું એમ કહીએ તો ચાલે. હવે તો લાગલાગટ કલાકો સુધી

વાંચવું એ મારી તબિયતે અશક્ય જ બનાવી દીધું છે. પણ તે પહેલાં મને એનો એટલો નાદ હતો કે સારું પુસ્તક હાથમાં આવે તો હું અન્ય ગમે તે પ્રવૃત્તિનો ભોગ આપી શકતો અને રાતના બબ્બે વાગ્યા સુધી વાંચવામાં મને કશું અસામાન્ય લાગતું નહિ. કોઈ કોઈ વાર હું અમુક પુસ્તકથી એટલો બધો આકર્ષાતો કે સ્કૂલમાં કે ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટમાં તો શું પણ ઓફિસે જતો ત્યારે પણ ત્યાં ન જતાં આખો દિવસ એ પુસ્તક વાંચતો અને પૂરું કરીને જ અટકતો. હજી વ્યસન તો છે જ પણ આવા પ્રયોગો શક્ય બનાવે એવી તબિયત નથી.

આ શરે ૧૯૦૪ માં જયસુખલાલનાં અને નાની બ્હેન રમનગવરીનાં લગ્ન થયાં. તે વખતે અમારી પૈસા સંબંધી સ્થિતિ સારી ન કહેવાય છતાં એ બે લગ્નો બડી ધામધૂમથી કરવામાં આવ્યાં. પોતાનો મોભો સાચવવા અથવા તો કીર્તિ વધારવા કાકાજીએ આવું કર્યું હતું એ હું માનતો નથી. એમનું માનસ કૈંક જુદી જ દિશામાં કામ કરતું. ગૃહસ્થો પૈસાથી કરકસર કરે નહિ, આગળ જેમ લગ્નો કર્યાં, તેવી રીતે બીજાં લગ્નો પણ થવાં જોઈએ. આ લગ્નો પછી બીજાં લગ્ન જોવા બા જીવવાની નથી, જયસુખ કમાતો થશે પછી પૈસાની ચિંતા રહેવાની નથી આવા આવા વિચારોથી જ કાકાજી બધું કામ કરતા હતા અને ગજા ઉપરાંત ખર્ચ કરતા હતા. એથી જ એમના મરણ પછી લોકોએ એમ ધારેલું કે કાકાજી બહુ મોટી રકમ પાછળ મૂકી ગયા હશે. જ્યારે વસ્તુસ્થિતિ એ હતી કે માત્ર ત્રણ હજાર રૂપિયા સ્પીશી બેંકમાં હતા અને તે પણ કાકાજીના મૃત્યુ પછી તૂટી ગઈ એટલે ગયા !

લગ્નમાં ઈદિનજાનનો મુજરો પણ થઈ ગયો અને અસલના રિવાજ પ્રમાણે લગ્નની આગળ છ સાત દિવસ અને પાછળ છ સાત દિવસ આખા મહોલ્લાના અમારાં પીનરાઈને જમવાનાં નોતરાં હતાં; એટલું જ નહિ પણ એઓ જમવા આવ્યાં હતાં પણ ખરાં. હવે તો લગ્નમાં એકાદ બે ટંક જમવાનું મળે છે. હું તે વેળા માત્ર ચૌદ વર્ષનો હતો છતાં તે સમયમાં વિવાહને માટે લાયક વયનો ગણાતો હતો એટલે મારે ફેશનબલ ફરવું એ આવશ્યક હતું પણ તે સમયમાં મોટાનાં લૂગડાં નાના પહેરે એ રવૈયો હતો. મારે માથે જયસુખલાલ

અને મંગળ મામા બે હતા એને પરિણામે મને લગ્નમાં નવાં કપડાં મળે એવી આશા જ નહોતી. ખૂબ માથાઝીક કરીને મેં લગ્નને દિવસે પહેરવાનાં કપડાં ગોઠવ્યાં. જયસુખભાઈની ઝીકટીકની ટોપી, મંગળ મામાનો લાલ મખમલનો કાચોળી કોટ, ચારેક ઇંચીયા, રતાળુ રેશમી કિનારનું ધોતીયું (તે પણ કોઇ સગાનું) અને બૂટ મોજાં. આમાં બૂટ મોજાં મારાં હતાં. બૂટ 'ડોસન'ના રૂપિયા પાંચનાં હતાં. બુટનું સુંવાળું તળીયું હોવાથી લગ્નને દિવસે બેએક વખત હું ગબડી ગયો હતો છતાં મેં છોકરીઓનાં માબાપનું સારું ધ્યાન ખેંચ્યું હતું એમ સ્મરણમાં છે. અમુક છોકરીઓનાં માગાં આવ્યાં પણ ખરાં, મારા કાકાની છોકરી નંદુબહેને એ બાબતમાં બહુ મહેનત પણ કરી પણ કાકાજીએ 'દીકરા ભણે તો ખરા' કરીને એ આખી ચળવળ દાબી દીધી એ છોકરીઓમાંથી જેટલીના નામની મને ખબર પડી તેટલીને મેં જોઇ પણ લીધેલી. આપણે કુંવારા હોઇએ ત્યાં સુધી દરેક છોકરી ખૂબસૂરત જ લાગે એવી એ જમાનાની તાસીર હતી. હવેના જમાનાની આંખે કાંઈ જુદું જ લાગતું જણાય છે.

તે સમયમાં લગ્નસરાના મહિનામાં ૨૦–૨૨ ન્યાતો તો અમે જમેલા. અમારી ન્યાતો રાતે હોય અને અમે સ્ત્રીઓને પીરસવાનો લહાવો ચૂકવા તૈયાર ન હતા એટલે જમવામાં પણ બીજી ઘાલમાં જમવાનું થાય અને પરિણામે અમે ઘેર બારેક વાગ્યાની આસપાસ પહોંચતાં. ખૂબસૂરત દેખાવાનો યત્ન કરવો એ પણ એક પ્રકારની નામર્દાઈ છે એમ કાકાજી માનતા એટલે મારે મારા કાકાને ત્યાં સુગંધી તેલ અને કાંસકી રાખવાં પડતાં. ઘેરથી નીકળું ત્યારે વાળ અસ્તવ્યસ્ત હોય. બરાબર પાસેનું ઘર કાકાનું; ત્યાં જઈને માથે તેલ ઘાલું અને વાળ હોળું એ પ્રમાણે મારે કરવું પડતું. આ બાબતમાં કાકાને ત્યાંના સ્ત્રીમંડળની મને સારી સહાય મળતી.

હવે ઘણી ખરી જ્ઞાતિઓમાં ન્યાતનાં જમણવાર ન્યાતોની

વાડીમાં થાય છે. કેટલાંય વર્ષો થયાં હું એવા જમણવારમાં ગયો નથી એટલે હવે ન્યાતમાં–વાડીમાં જમતી ન્યાતોમાં કેવું વાતાવરણ જામે છે એનો મને અનુભવ નથી. પણ અમારા જમાનામાં કોઈ કોઈ પ્રસંગે વાડીમાં અમે જમેલા ત્યારે તો મને લાગેલું કે જે પ્રકારનું પ્રેમ રસ ભર્યું, આનંદભર્યું અને ઉત્સાહભર્યું વાતાવરણ રસ્તા ઉપર બેઠેલ ન્યાતમાં જામતુ તેનો સોમો ભાગ પણ ન્યાતની વાડીના ભોજનમાં જામતું નહિ. એનું મુખ્ય કારણ જગ્યાની સંકડામણ હશે અને કોઇ-પણ ઠેકાણે પણ એકાંત ન મળી શકે એ હશે. જાજરુઓથી ભરચક રસ્તામા અમે જમવા બેસતાં હતા તે વેળા ચે 'ભદ્રંભદ્ર'માનું જમણવારનું વર્ણન વાચેલું પણ એથી મને એવી જમણવારો પ્રત્યે સૂગ આવી હોય એવુ ધ્યાનમા નથી. ન્યાતના જમણવાર કરતાં બેત્રણ ગણી વધુ ખર્ચાળુ ગાર્ડનપાર્ટી જેણે હમણાં હમણાં, કહેવાતાં સાદા અને સસ્તાં લગ્નના કાર્યક્રમમાં મારું સ્થાન લીધુ છે તે પાર્ટીઓમા પાછો સજ્જનને અવકાશ મળતો હશે એમ લાગે છે જોકે એમાં પણ રાતના અગીઆર–સાડા અગીઆરે, આછાં અજવાળે રસ્તા ઉપર જમતાં જમતાં અને પીરસતા પીરસતા જે સવનનયોગ્ય વાતાવરણ થતુ તે થતુ હશે કે નહિ એ મારા જેવાથી કહી શકાય નહિ પણ કદાચ આમ પણ હોયઃ અસલના યુદ્ધોમા તરવાર ભાલાથી જ્યારે યોદ્ધાઓ સામસામા લડતા ત્યારે જે પ્રતિભા હતી, શૌર્યને માટે સ્થાન હતુ તે નેપોલીઅનના સમયના યુદ્ધોમા નહતુ નેપોલીઅનિક યુદ્ધોમા જે ગૌરવ હતુ તે ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમા નહોતુ. અને ૧૯૧૪–૧૮મા જે કાંઈ રહ્યુંસહ્યુ ઓજસ્ હતું તે આ ૧૯૩૯થી શરૂ થએલ યુદ્ધમા નથી. છતા દિનપ્રતિદિન એ યુદ્ધ વધુ વ્યાપક, વધુ ઉગ્ર અને તીવ્ર થતા જાય છે એમ પ્રેમયુદ્ધમા પણ પરિવર્તન થયુ જ હશે–થવુ જ જોઈએ એ કુદરતનો સહજ નિયમ ગણાય.

છોકરાઓ–યુવકોનાં કપડાની ફેશન પણ કેટલી બદલાઈ ગઈ '

ગ્યોબી મખમલના કોટ ઉપરથી રંગીન રેશમી ડગલા, ત્યાંથી સાદા કોડેક ચાયનાના રેશમી ડગલા, ત્યાંથી સાવ સાદા સેટિન ડકના ડગલા, વચમાં જાડી અને પછીથી પાતળી ખાદી અને હવે રેશમી સુંદર લૉંગક્લૉથની કફની અને સુરત સૂરવાલ તથા શેરવાણીઓ ! માથે લપ્પાની ટોપીઓમાંથી, મખમલની ટોપીઓ, તેમાંથી ચીનાઈ અને મિસ્રીની હંગેરિયન અને બેંગ્લોર અને તેમાંથી ગાંધીશાહી ટોપીઓ કે બંગાળીઓની માફક ઉઘાડાં માથાં. પગમાં ધોતિયાં ઉપર હોલબૂટ ઉપરથી બોસ્ટોકનાં શૂઝ, તેમાંથી સ્લિપર્સ, તેમાંથી ગ્રીક સેંડલ્સ, અફઘાની જોડા અને નાજુક ચંપલો કે મીરજાઈ જોડા'

સ્ત્રીઓમાં પણ નાજુક બદનથી ઉપાડાય પણ નહિ તેવી ઝીક કસબથી મઢેલી ભારે સાડીઓ ઉપરથી શેલાંઓ, જ્યોર્જેટો અને હી છતાં સફાઈદાર અને કલામય સાડીઓ અને સાળુઓ, કોણી સુધીની ચોળીઓ ઉપરથી ફુગ્ગાવાળી બાંહ્ય અને ત્યાંથી કપાતી કપાતી બાંહ્ય તદ્દન અદૃશ્ય જ થઈ ગઈ તે ચોળીઓ, જવાહર જાકીટ જેવી બની ગઈ, વચમાં બ્લાઉઝ ઉપર કબજા પણ આવી ગયા અને વળી હવે પાછી પફ બાંહ્યો દેખાવા માંડી છે. પગમાં સ્લિપર ઉપરથી મોજડી અને હાલમાં તો અનેક પ્રકારનાં ચંપલો અને સેંડલો જ દૃષ્ટિગોચર થાય છે.

સ્ત્રી–પુરુષોના પહેરવેશ–તેમાંય મુખ્યત્વે કરીને સ્ત્રીઓના પહેરવેશમાં જેમ પશ્ચિમમાં જાતિશાસ્ત્રના સિદ્ધાંતોને અનુસરીને ફેશન બદલાતી જાય છે તેમ સમજીને આપણે ત્યાંના દરજીઓ ફેશનમાં ફેરફાર કરતા હશે એ મનાતું નથી. પણ ફેરફાર થાય છે એ વાત તો ચોક્કસ છે; એટલે ફેરફાર થયા કેડે આપણે જો જાતિશાસ્ત્રની દૃષ્ટિએ એની તપાસ કરીએ અને સાથે સાથે પશ્ચિમની સ્ત્રીઓનો પહેરવેશ અને તેના પ્રતિવર્ષે થતાં જતાં પરિવર્તનોનો ખ્યાલ રાખીએ તો સમાજના દૃષ્ટિબિંદુમાં થતા ફેરફાર આપણે જોઈ શકીએ ખરા.

પરંતુ આવી શાસ્ત્રીય વાતો ઘડીભર બાજુએ રાખીએ તોપણ એટલું તો ચોક્કસ કે આપણે ત્યાં સ્ત્રીઓના તેમજ પુરુષોના પહેરવેશમાં ફેરફાર થયા કરે છે તે રુચિકર તો છે જ. અલબત્ત જેમ સ્ત્રી અને પુરુષનું શરીર જુદા પ્રકારનું હોય છે તેમ એમણે પહેરવો જોઈતો પહેરવેશ પણ જુદા પ્રકારનો હોવો જોઈએ. પણ સામાન્ય રીતે એમ બનવું અસંભવિત અને અશક્ય છે. એટલે પહેરનારે માત્ર એટલું ધ્યાન રાખવું ઘટે કે જે પહેરવેશ એ પહેરે છે તે એને કંઈ અઘટિત નથી લાગતો. સુંદર અને ભવ્યતામય પહેરવેશમાં પૈસાને અમુક પ્રમાણમાં સ્થાન છે પણ લોકો ધારે છે એટલું મોટું તો નથી. એ બાબતની ખાસ દૃષ્ટિ કેળવાયેલી હોય અને ખરીદ કરતી વખતે જરા કાળજી અને મહેનત લીધી હોય તો મનુષ્ય સારી રીતે ફરી શકે અને બેહૂદો દેખાય નહિ—અલબત્ત, તેમ મનુષ્યોએ ઉઠાઉગીરા ઈજ્જતી લાગે તેવું પણ પહેરવું ન જોઈએ. સાચું કે સરસ સુઘડ અને કલામય વસ્ત્રાભૂષણ પરિધાન એ સંસ્કારનું લક્ષણ છે. પણ વિચિત્ર લાગે તેવું પહેરવું એ માત્ર એક પ્રકારનું 'એક્ઝિબિશનિઝમ' જ ગણાય, ગણાવું જોઈએ.

સૂરતમાં મે મહિનો બહુ આનંદમાં જતો. તે વખતે ભરચક લગ્નસરા હોય એટલે રાગ અને મિજાના તેમજ અન્ય બેન્ડોના અને સુંદર શરણાઈ અને ચોઘડિયાના સૂરથી વાતાવરણ આનંદમય હોય. જમણવાર પુષ્કળ જામી પડી હોય. યુવક—યુવતીઓને તમે તેમના સુંદરમાં સુંદર વેશમાં જ જોતા હો. આ બધા ઉપરાંત અમારી ન્યાતના યુવકોની સંસ્થાઓ કોન્સર્ટો કરતી અને રમત ગમતોના મેળાવડાઓ પણ કરતી. અમારી સંસ્થાના કામકાજમાં જયસુખલાલ અને હું પણ રચ્યા પચ્યા રહેતા. પ્રદર્શનમાં, નિબંધોમાં, અભિનયમાં એમ તો કેં અનેક ઈનામો એ સંસ્થાદ્વારા ન્યાતના મેળાવડાઓમાં લીધેલાં. પણ સૌથી અજબ તો એ હતું કે મેં એક વખત લાકડી પટામાં

ઈનામ લીધેલું ! જેણે જિંદગી ધરીને તંદુરસ્તી ભોગવી નથી તે માણસ લાકડીપટામાં પહેલું ઈનામ મેળવે એ અસાધારણ નહિ તો બીજું શું ? પણ એ ઉપરથી જોઇ શકાય તેમ છે કે મારામાં પરીક્ષકોને સંતોષવાની—એ વિષય મને જરા પણ ન આવડતો હોય છતાં ય—શક્તિ બહુ સારા પ્રમાણમાં હતી, એ અસાધારણ અનુભવનો ઇતિહાસ આ પ્રમાણે છે:—

કાયસ્થ એસોસિએશન તરફથી વાર્ષિક રમતગમતના મેળાવડા અને ટોન્સર્ટો થતા; આમાં એકેક વર્ષથી લાકડીપટામાં પણ બે ઈનામો મળતાં. બે વર્ષ સુધી પ્રસન્નલાલ દફ્રએ એ ઈનામ લીધુ. સુજન સેંડો મુંબઈ આવેલો અને તેના અંગનું ઉત્તમ સૌંદર્ય જોઈ ને પ્રસન્નલાલને કસરતની પ્રેરણા થઈ આવેલી. અને તે પ્રમાણે તેણે પોતાના શરીરને અતિ સુંદર બનાવેલું પણ ખરું. લાકડીપટામાં તે નિષ્ણાત હતા, પણ ત્રીજે વર્ષે પોતે નહિ ઉતરવાનો પ્રસન્નલાલે નિશ્ચય જાહેર કરી દીધો એટલે મારું મન લલચાયું. પહેલું ઈનામ સાત રૂપિયાનુ હતું જે રકમ એ જમાનામાં ઘણી મોટી ગણાતી. બે મહિનામાં હરીફાઈ હતી અને બે માસ પહેલાં એની જાહેરાત કરવામાં આવી હતી. જેમને શીખવું હોય તેમને માટે ત્યાના અનાથાશ્રમમાં ઉસ્તાદ શીખવે એવો પ્રબંધ હતો.પણ અનાથાશ્રમ એટલે ખાસી બે અઢી માઈલની મજલ. રોજ એટલી મજલ કરીને એ શીખવા જવાની મારી તનની તૈયારી પણ નહોતી અને મનની તૈયારી પણ નહોતી. ચારેક છોકરાઓ ત્યાં જવા મંડયા હતા તે પણ મેં જાણ્યું. પણ મને મારી બુદ્ધિમાં વિશ્વાસ હતો. દોઢ બે મહિનામાં લાકડીપટા શીખી શકાય એવું હું માનતો નહતો એટલે ખરું જોતાં એ કલાથી અજ્ઞાન અમે ચારપાંચ જણા હરીફાઈ કરવાના હતા એમ જ હું તો માનતો હતો. પ્રસન્નલાલ મારા મિત્ર અને ગુલાબી માણસ. એમને મેં મારો વિચાર જણાવ્યો અને એ સાત રૂપિયા હું લઈ શકું એવી મદદ કરવાની મેં તેમને વિનંતિ કરી. પહેલાં તો એ પુષ્કળ હસ્યા કારણ કે મારો મંદવાડ, મારી નાજુકાઇ

એ બધું જાણીતું હતું, છતાં આખરે મારા આગ્રહથી એમણે એ કલા શીખવવાનું માથે લીધું. પણ શીખવતી વખતે પણ એ મારા વિચાર સમજી નહિ શકયા. ખાસ દાવ શીખવા કરતાં મેં તેના આરંભના પેંતરા શીખવામાં વધારે કાળ ગાળ્યો અને ઘેર પણ એ પેંતરા કરવાની તાલીમ લીધા કરી.

નિર્ણીત દિન આવ્યો. અનાથાશ્રમનો ઉસ્તાદ પરીક્ષક નિમાયો. મારી સામે એક હરીફ આવ્યો. આવી બાબતોમાં મનુષ્યોનું માનસ કઈ દિશામાં કામ કરે તે હું જાણતો હતો. ટૂંકા વખતમાં કુસ્તી કે લાકડીપટા કે એવી કલા શીખવી હોય તો સામાન્ય રીતે માણસ પહેલાંની, ઉપયોગ વગરની, પ્રારંભિક ક્રિયાઓનો ત્યાગ કરીને દાવપેચ ઉપર વધારે ધ્યાન આપે. વળી એટલા અલ્પ સમયમાં નિયમે શીખવા પાછળ પણ ખાસ ધ્યાન આપે નહિ. મેં તો આ બે વસ્તુ ઉપર જ વધારે ધ્યાન આપેલું. આથી આરંભમાં જ્યાં મેં કલામાં પેંતરો કરવાનો શરૂ કર્યો કે તરત ઉસ્તાદના મોંમાંથી 'વાહવાહ' નીકળી પડ્યું. હરીફ તો આ કૌશલ્ય જોઇને ઠંડો જ થઈ ગયો અને પછીથી એ કાંઇ પણ કરવા જાય તે પહેલાં તો નિયમો મેં બહુ પાકા કરેલ તેથી સલામી થતાં મેં લાકડી મારી ને હું જીત્યો.

બીજા બે છોકરાઓ વચ્ચે હરીફાઈ ચાલી. બંને પેંતરા નહોતા જાણતા એટલે જોનારાઓએ એમની સારા પ્રમાણમાં ઠેકડી કરી. બાકી રહેલો પાંચમો તો મારો દેખાવ જોઈને જ હરીફાઇમાંથી ખસી ગયો એટલે પેલા બીજા 'રાઉંડ'માં જીતેલો તે મારી સામે ગોઠવાયો. તેનો સ્વભાવ તીખો હતો. મારા વખાણનારામાંથી કોઈએ એને કહ્યું કે ' પહેલાં પેંતરા બેંતરા શીખો અને પછી મેદાને પડોને.' એટલે એણે ગાળગાળી કરી મૂકી ને પરીક્ષકથી માંડીને ઘણાની ખફગી વહોરી લીધી. પછી અમારા યુદ્ધનો આરંભ થયો. એટલે મેં તો આસાનીથી પેંતરા કરવા શરૂ કરી દીધા. પેલો એમનો એમ ઊભો

રહ્યો, અને જાહેરમાં પોતાના અજ્ઞાનનું પ્રદર્શન થયું એ જાણી વધારે ઉશ્કેરાયો એટલે એણે સલામી થતાં પહેલાં જ મને લાકડી ઝપેટી કાઢી. ઉસ્તાદે સ્વાભાવિક રીતે જ એને ચેતાવ્યો. આ ગરબડમાં મેં એની સાથે હાથ મિલાવી દીધો અને તે પછી તરત લાકડીનો ઘા કરી દીધો. ઉસ્તાદે અવાજ કર્યો કે હું જીત્યો! પેલા છોકરાએ વધારે ઉશ્કેરાઈને મારા ઉપર હુમલો કર્યો પણ એનાથી જરા પણ વ્યગ્ર થવાને બદલે મેં એ જ ક્ષણે બહાદુરીથી પીછેહઠ કરી, ભવિષ્યમાં ડંકર્કમાં થયું તેનું વિધાન આદર્યું અને મારા મિત્રવૃંદમાં હું ભરાઈ ગયો. પેલાને બીજા બધાએ ઝાલી લીધો, અને ઉસ્તાદે તેમજ બધાએ સારી રીતે ઠપકો આપ્યો. આ પ્રમાણે મેં શારીરિક કસરતોમાં પહેલી વાર અને છેલ્લી વાર ઇનામ લીધું અને સાત રૂપિયાની ગંજાવર રકમનો હું માલિક થયો.

કૉન્સર્ટો, લગનસરા અને રમતગમતો એ બધાંમાંથી પુરસદ મળવી મુશ્કિલ હતી છતાં કાકાજી મને અને જયસુખલાલને બીજે ત્રીજે દિવસે પૂછતા કે 'અભ્યાસ કેમ ચાલે છે?'

સવારે વહેલામાં વહેલા છ—સવા છએ ઊઠીને, ચાહ પીને સાડા સાત આઠ વાગ્યે રીહર્સલો માટે જવું. પાછા આવીને જમવું. જમીને અમારા ત્રીજા માળના ઓરડામાં જવું. ત્યાં જુદી જુદી રમતો રમીએ કે પછી અભ્યાસ વગરનું સાહિત્ય વાંચીએ. તે પછી થોડીવાર તકિયાની સામસામી મારામારી કરીએ અને પછી ઊંઘ લઈએ. તે વખતે જયસુખભાઈ બપોરના અઢી વાગ્યાનું એલાર્મ મૂકતા; કારણ કે નહિ તો ચાહ તૈયાર થાય તે વખતે અમને કોઈ ઉઠાડવા આવે અને અમે પકડાઈ જઈએ તો અમારા બાર વાગી જાય! આ તો અઢીનું એલાર્મ વાગે એટલે અમે ઊઠીને મોં ધોઈને તૈયાર થઇ જઈએ અને ત્રણ વાગે બહેનનો કે બાનો કે કાકાજીનો અવાજ થાય કે તરત અમે ચાહ પીવા નીચે ઉતરીએ. આ વખતે મને કાકાજી પ્રશ્ન કરે કે 'કેમ અદ્દયા,

વાંચવાનુ ચાલે છે કે ?' એટલે હું દમામમા માથુ ધૂણાવુ. બાઈને પૂછે એટલે બાઈ જવાબ આપે 'એ વખતનુ 'રીવિઝન' પૂરુ' થઈ ગયુ' તે વખતે અમુક કામની ચોપડીઓ તો એમણે ખરીદી પણુ ન હોય!

ચાહ પીવા પછી તો થોડીવાર ગપ્પા અને પછી ફરવા જવાનું હોય કે રીહર્સલે હોય કે પછી લગ્નોમા જવાનુ' હોય રાતના કાં તો ન્યાતમા જમવાનુ કાં તો ઘેર જમીને પછી એગગમાછી કે પત્તા નહિ તો પછી પાન બીજે માગે જઈને અભ્યાસ સિવાયનું વાચન અથવા નિર્ભેળ ગપ્પા! આ અમારુ બે મહિનાનુ જીવન ક્રમ

આ સ્થળે, ૧૯૦૪મા, મુમ્બઈમા રાષ્ટ્રીય મહાસભાની સાથે મોટુ પ્રદર્શન ભરાયુ તે વેળા હું સર્વથી પ્રથમ ઘરમાથી છૂટો થઈને બહારગામ ગયો તે ટપનાવી લઉ. એ પ્રદર્શન 'ઓવલ' ઉપર ભરાયુ હતુ અને મને એમ લાગે છે કે એટલા વિસ્તારવાળુ' બીજુ પ્રદર્શન મુમ્બઈમા ત્યારપછી ભરાયુ નથી મહાસભાની સ્વાગત સમિતિના પ્રમુખ સર ફીરોઝશાહ મહેતા અને પ્રદર્શન કમિટીના પ્રમુખ સર વિઠ્ઠલદાસ ડી ઠાકરસી હતા જયસુખભાઈ તે વેળા એલફિન્સ્ટન કૉલેજમા ભણતા અને નાનાભાઈ જજના કુટુબીજનો નેપીઅન સી રોડ ઉપર આવેલા એમના દરિયા બગલામા રહેતા હતા તેમને ત્યા રહેતા હતા ત્યાના મારી વયના છોકરાઓએ જયસુખભાઈદ્વારા ખૂબ આગ્રહ કર્યો અને મને મુમ્બઈ જવાની રજા મળી તે વેળા જિદગીમા પહેલી જ વાર મારે પોતાને માટે નવો ડગલો તૈયાર કરાવવામા આ યો આરેક આને વાર સોધા ઘેરા ભૂરા રંગના ચેકનો એ ડગલો મને હજી યાદ આવે છે મામાજીના કહેવાથી નરસિહ દરજીએ બાજુને ખાસ્સો દોઢ દોઢ ઇચીયા અતરમેવો મૂક્યો હતો ટોપી પણ ત્યા સુધી મોટેરાઓની ઉતરેલી પહેરતો તેને બદલે એક હગેરિયન ટોપી મને આપવામા આવી

મુંબઇ વિશે મારા ખ્યાલ કાંઇ અજબ હતા. એમાં મુંબઈ એ નામનું સ્ટેશન હશે એ ખ્યાલ મુખ્ય હતો. જાણે હું કોઈ મહા વિકટ અને દૂર દૂરની મુસાફરીએ જતો હોઉં તેમ હું અને ઘરના માણસો વ્યગ્ર થઈ ગયાં. હું મુંબઇ ગયો. ત્યાં રેંકળાથી માંડીને વિક્ટોરિયાની લાંબી ને લાંબી હાર અને ઘોડાની ટ્રામો જોઈને હું બહુ આનંદ પામ્યો. નાનાભાઇને ત્યાં કુટુંબીજનોનું એક મોટું જુથ હતું. એમનું સંયુક્ત કુટુંબ એત્રણ વર્ષ પછી છૂટું થયું. દોલતરામ જમીયતરામ અને તેમના ભાઈ ઓ, મા, પત્ની, કપીલરામ વકીલ, કનૈયાલાલ વકીલ, કૃષ્ણલાલ નાનાભાઈના પુત્રો વગેરે બધાંયે મારી ખૂબ જ પરોણાગત કરી. પ્રદર્શનમાં અમારી એક જંગી ફોન્ટ ઉપડતી અને ત્યાં પણ સારા પ્રમાણમાં તોફાનમસ્તી થતાં.

તે જ વેળા ફીરોજશાહ દસ્તુરે પોતાના ભાઈ દીનશાહ દસ્તુરથી છૂટા પડીને જુદી ચશ્માની દુકાન ખોલી હતી, તેના લગભગ પહેલા ગ્રાહક તરીકે હું ગયેલો અને ફીરોજશાહે મને ચશ્મા આપતી વેળા કહેલું કે બબ્બે વર્ષે ચશ્માં બદલાવવાં પડે એટલી આની આંખ ખરાબ છે; પણ હું એવો નંબર આપુ છું જેથી કદાચ એને એ પ્રમાણે થતા અટકે. અને ખરેખર, એ જ નંબરનાં ચશ્મા હું આજ સુધી પહેરું છું. ફીરોજશાહ મરી ગયા ત્યાં સુધી કહેતા હતા કે આ છોકરાની છબી મારે દુકાનમાં ટાંગવી જોઈએ, કારણ કે આના કિસ્સાથી મારી હોશિયારી આબાદ સાબીત થાય છે.

ફીરોજશાહના ગુજરી ગયા પછી, જ્યારે હું લગભગ ૪૨ વર્ષનો હોઇશ ત્યારે મેં તે દુકાને જઈ ફરિયાદ કરી કે મારો વાંચવાનો નંબર ફેરવાયો છે. ત્યાંના ડાક્તરે આંખ તપાસી પણ તેને કશી સમજણ પડી નહિ, એટલામાં એ લોકો અંદર અંદર વાત કરવા મંડયા કે આ દુકાન ઉઘડી કયારે? મેં કહ્યું કે તારીખ તો હું નહિ કહી શકું પણ ડીસેંબર, ૧૯૦૪ માં એ ઉઘડી હતી અને હું

એનો લગભગ પહેલો ગ્રાહક હતો. દુકાનમાંના બધા તો સાંભળીને ચકિત થઈ ગયા અને તેમાંના એકે મને પૂછ્યું, "મિસ્ટર, તમે કેવડા હતા ત્યારે ચશ્મા લીધેલાં!" મેં જવાબ આપ્યો. "ચૌદ વર્ષનો હતો ત્યારે." તેમણે તરત સવાલ પૂછ્યો, "એટલે, શું તમે ચાળીસની ઉપરના છો?" મેં હા પાડી. એમણે કહ્યું કે "આ વાત નીકળી નહિ હોત તો અમે તો મુંઝાયા જ કરત, કારણ કે તમને ચાળીસ વર્ષના ધારે કોણ? તમને તો અમે અઠ્ઠાવીસ-ઓગણત્રીસ વર્ષના ધારતા હતા. પણ ચાલો, હવે સમજાઈ ગયું. તમને તો ચાળીસાંનાં ચશ્મા આવ્યાં છે!"

મુંબઈમાં ઘોડાની ટ્રામમાં બેસવાનો એ લહાવો પહેલો અને છેલ્લો જ હતો; કારણ કે અમે જાયુકને માટે ૧૯૦૭ માં મુંબઈ આવ્યાં ત્યારે તો એ ઘોડાની ટ્રામને બદલે ઇલેક્ટ્રિક ટ્રામ થઈ ગઈ હતી, એમ યાદ છે. એ ઘોડાની ટ્રામમાં ચાલતી ટ્રેને ચડી જવામા બહુ આનંદ આવતો. તેમાં પણ સવારનો ઠંડો પહોર હોય, એને બદલે એક ઘોડાની ટ્રામ હોય અને હાંકનારની પાસે પહેલી જ હારમાં જગ્યા ખાલી હોય અને તેના ઉપર ચાલતી ટ્રામે ચડીને બેસી હોઈએ તો જે આનંદ અને રસ આવતો તે તો કાંઈ અદ્દભુત જ હતો.

૧૯૦૬ માં બા મરણ પામ્યાં. ૧૯૦૭ માં કાકાજી અને અમે બધાંએ સૂરત સદાને માટે છોડયું. પરંતુ મુંબઇના જીવનનો ઇતિહાસ આરંભું તે પહેલાં સૂરતની કેટલીક વ્યક્તિઓને એક વાર સંભારી લેવાની લાલચ છોડી શકાતી નથી. જ્યારે અમારાં અન્ય સગાં-વહાલાંઓનો પરસ્પર સંબંધ એવો ને એવો રહ્યો છે ત્યારે અમારો, અમુક સંજોગોને લઈને, વચમાં તો છેક તૂટી ગયો હતો અને ફરીથી થોડાંક સગાંઓ સાથે સંધાયેલો. એટલે જે વ્યક્તિઓ જોડે અમે કુટુંબીજનો તરીકે ફરતાં તે અત્યારે અમને અપરિચિત લાગે છે. જો કે અત્યારે સગાંઓનો મોટો ભાગ તો મૃત્યુ પામ્યો છે છતાં રહ્યાં સહ્યાં પણ અજાણ્યા જેવાં જણાય છે. આમ જૂના સંબંધો તૂટી જવામાં અમુક પક્ષનો કે અમુક વ્યક્તિનો દોષ હતો અથવા તો હોય છે એમ કહેવું ખોટું છે. સંજોગો અને સમય હંમેશ બદલાતા જાય છે એટલે અસંખ્ય દૃષ્ટાંતોમાં એવું બને છે કે કોઇના પણ દોષ વિના બધાં પોતપોતાને માર્ગે પ્રયાણ કરતાં પરસ્પરનું અંતર વધતું જાય છે અને પછી એ અંતર પાછું કપાતું નથી.

આજના જમાનાની જ વાત લ્યો. સ્કૂલોમાં અને કોલેજોમાં અનેક યુવક-યુવતીઓ મળે છે, તેમાં અમુક યુવક-યુવતીઓ એકમેકની અતિ નિકટ આવી જાય છે, એમને એમ જ લાગે છે કે અમે એકબીજા વગર રહી શકશું જ નહિ. પરંતુ કાળ અને સંજોગો આવા નિશ્ચયો, આવી ભાવનાઓ અને આવી મહેચ્છાઓ પ્રત્યે માત્ર હસે છે, અને પોતાનું કાર્ય કરે જાય છે. અચાનક એ લોકો જુદાં જુદાં ગામમાં જાય છે. એમાંના અમુક જુદી લાઇન લે છે, અમુક પરણી જાય છે. અલ્પ

સમય પત્રવ્યવહાર નિયમિત ચાલે છે, પછી અનિયમિત ચાલે છે અને પછી અટકી જાય છે

તે પછી પાછા એઓ અકસ્માત કોઈ સ્થળે મળી જાય છે તો બે પાંચ મિનીટ એઓ વાત કરીને મૌન ધારણ કરી લે છે કારણ કે એમને ક્યા વિષય ઉપર વાત કરવી એ સમજાતું નથી, વાત કરવી એ પણ એમને ભયભર્યું લાગે છે પરિણામે તેઓ મૌન ધારણ કરે છે એ તેમને તેથી પણ વધારે ભયભર્યું—અને એથી પણ ખરાબ—અને કદાચ ઉપહાસભર્યું લાગે છે એટલે 'ચાલ આવજો મળશુ' કરીને એકબીજાથી દૂર નાસવાનો યત્ન કરે છે સંસારમા સંજોગવશાત અથડાઈ પડેલા હૈયાઓ પાછા તેજ પ્રમાણે સંજોગ વશાત્ દૂર જુદા જુદા પ્રવાહમા ધસડાઈ જાય છે—કોણ જાણે શા માટે તેઓ અથડાય છે, કોણ જાણે શા માટે તેઓ દૂર જાય છે,! કોઈના હૈયામા એ ઝખમોની નિશાની સરખી પણ રહેતી નથી, કોઈ હૈયામા એ ઝખમ વર્ષો વીતી જાય છે છતા એના ને એવા તાજા રહે છે અને ડખ્યા કરે છે ખબર !

દિવસ અને રાતનો ગમે તે સમય હોય, મા ડો અને અમારા મામા ઉમિયારામ (જેમને અમે મોગાભાઈ કહેતા)ના પોતપોતાના ઓરડામા ઊભા હોય 'કૃષ્ણલાલ, કલ્યાણભાઈના દીકરા સોલિસિટર થયા!' 'હેં, ખરેખર ઉમિયારામ, થાય તેવુ લાગતું તો નહોતું' 'હા પણ ચક્કર ફેરવાયા હશે, દામ કરે કામ' 'હા, એમ હોય, પણ ત્યારે તો મોદીના થવાના હશે?' 'નક્કી થઈ ગયુ ને બધુ પણ હજી સુધી આપણને તો 'નો આઈ, એન વી આઇ, ટી, ઈ ડી આઇ, ઓ, એન. સમજ્યો?' 'ઓત્તારીની, ત્યારે આગલા વર્ષ આપણે નોતરા દીધા અને એમને આપ્યું તે મફતમા ગયુ?' 'લાગે છે તો ખરુ' આ પ્રમાણેની વાતચીતો બે ભાઈ વચ્ચે ચાલે.

એ મોગાભાઈ એટલે મહોલ્લાના શાકભાજી અને અનાજપાણી

લઈ આવનાર મોટા મનના મુરબ્બી. ન્યાતના અનેક કુટુંબોમાં શુભ કે અશુભ પ્રસંગો ઉકેલવા હોય તો મોટાભાઈ ઉકેલી આપે. ઘરમાં એમના ઢાળીયાં ને ટેબલના જુદાં જુદાં ખાનામાં જુદા જુદા કુટુંબના હિસાબ હોય અને પાસે પડીકામાં તેમના રોકડા રૂપિયા–પૈસા હોય. હિસાબ પાઈએ પાઈનો. તોતેર ચુમોતેર વર્ષે મોટાભાઈ ગુજરી ગયા તે પહેલાં થોડા મહિના સુધી એમણે આ પ્રમાણે સગાંવહાલાં અને પડોશીઓને શાકભાજી તથા અનાજપાણી લઇ આવી દેવામાં મદદ કરી છે. એમના મૃત્યુ પહેલાં તેરેક વર્ષ અગાઉ એમને લકવાનો હુમલો આવેલો એટલે ગમે તે ઋતુમાં પણ મોંયે અને ગાલે, કાન ઢંકાય તેમ એ લીલો ગરમ ગળપટ્ટો બાંધતા. માથે કિરમજી રંગની જૂની થઈ ગયેલી મોટી કાયસ્થશાહી પાઘડી, લાંબો ફડદવાળો સુતરાઉ ડગલો, ધોતીયું અને પગમાં જાડાં તળીયાંવાળાં જોડા. શાકભાજીનો ગમે તેટલો બોજ હોય પણ મજુરણ એમની કનેથી સવાકો ખાટે નહિ!

અમે મુંબઇથી સૂરત જઇએ કે તરત હેતભર્યા અવાજે આવકાર આપવા પોતે એટલે તૈયાર હોય જ. "કેમ કીકાભાઈ (જયસુખલાલ), ધનુ બાદશાહ (હું પોતે), આવી પહોંચ્યા? સારા તો છો કની?" એમ બોલીને પછી અમારા નાનાભાઇને પૂછે; 'હું કોણ છું તે ખબર છે? અમે તો વાણીયા છીએ' આવી મશ્કરીઓ– સાદી, સરળ અને ભાવભરી મશ્કરીઓ કરીને ચાહની ગોઠવણમાં પડી જાય. પોતાને બજારમાં જવાનો વખત થાય એટલે તરત અમારે ત્યાં આવે: 'કેમ કમુદા (જયસુખલાલનાં પત્ની), શું શાકભાજી લાવવાં છે? આ પાછા અમારા કીકાભાઇ અથવા તો બાદશાહ જશે તો છેતરાઈને આવશે અને લટકામાં મજુરણને બે સવાકા ખવરાવશે તે જુદા. અમે નહિ હોઇએ ત્યારે તો તમે તમારું રોડી લેજો. પણ છઇએ ત્યાં સુધી તો સાચવી લઇએ.' આમ બોલીને શાકભાજીની વરદી લઇ જાય. પાછા આવીને પાઇએ પાઇના હિસાબ

સાથે શામ્બાજી આપી દે

એમની આખી જિંદગી રેલ્વેની નોકરીમાં જ ગયેલી એટલે અમે સૂરત જઈએ કે બીજે દિવસે મોટાભાઇ પાસે પહોંચીએ અને શાહી બનાવવાના જાબુડા રંગના કાગળ, એમદ બે હોલ્ડરો, પાવેક ટાંક, બેએક પેનસિલો વગેરે વસ્તુઓ લઇ આવીએ "અરે ભાઈ, વાપરનાર છે ક્યાં? લઈ જાઓને ભાઇ," કહીને અમને એ બધુ આપે સદાના શાન મોટાભાઇને અતિશય અ જાયેના અને છેવટે રડી પડતા મે માત્ર એક વખત જોયેલા અને તે પણ મા છો મરણ પામ્યા તે વખતે એમનું મો દાબ્તી વખતે એ વડીને સ્વાસ્થ્ય ખોયુ અને રડી પડતા પડતા બૂમ મારી "કૃષ્ણનાન, આખરે તુ ગયો? ભાઇ! ગયો!" પણ તે એક ક્ષણ માત્ર. બીજી જ ક્ષણે એક બાથમા જયસુખલાલ અને બીજી બાથમા મને એમણે લઇ લીધા પોતાના પત્નીને બીજા બધાને સાન્ત્વન આપવાનું કહીને આખા પ્રસંગનુ મેનેજમેંટ તેમણે લઇ લીધુ

કાકાજીના મૃત્યુ પછી અમારી વિધવા બહેન તારાગવરીના પુનર્વિવાહની વાત આવી ઉમિયારામ કાકા અતિશય જૂના વિચારના એટલે એમની સાથે આ વાત છેડતા અમને ઘણો ક્ષોભ થયેલો, છતા હું ખાસ મુબઇથી સૂરત ગયો અને મે એમને આ વાત કહી તેઓ શાન્તિથી સાભળી રહ્યા અને પછી બોલ્યા "ભાઇ, જમાનો ફેરવાઇ ગયો છે તે હું જાણુ છુ આટલી ઉમ્મરે હવે હું આવા લગ્નમા ભાગ નહિ લઉ પણ એક વાત યાદ રાખજો કે આ લગ્ન કે એવા ગમે તે લગ્ન આવે છતા તું અને તારા ભાઇઓ મારા ભત્રીજા મટી જવાના નથી અને તારાગવરી મારી ભત્રીજી મટી ટળી જવાની નથી હું તમને મદદ કરી શકુ એવુ કાંઇ પણ કામ હોય તો પહેલાંની પેઠે બેધાસ્ક મને કહેજો અને જ્યારે પણ સૂરત આવવુ હોય ત્યારે બેધડક ચાલ્યા આવજો હું તમારી પડખે ઊભો છુ" રીતિર ઉપરની

વયના અતિ જૂના વિચારવાળા કેટલા વૃદ્ધના મોંમાંથી આવા શબ્દો નીકળે ? અને જ્ઞાતિના ભયંકર પ્રકોપ વખતે પણ ઉમિયારામકાકાએ તો જાણે કશું બન્યું જ નથી, એ જ પ્રમાણેનું વર્તન અમારા પ્રત્યે દાખવેલું.

એમની છેલ્લી માંદગીના સમાચાર મુંબઈ આવ્યા. જયસુખલાલ એમને મળવા સૂરત ગયા. કાકાની સાથે વાત કરતાં કરતાં જયસુખભાઈ રડી પડ્યા. ઉમિયારામ કાકાનો સદાનો શાંત અવાજ નીકળ્યો. "કીકાભાઈ, જયસુખ, તને આમ કરવા મેં અહીં બોલાવેલો ? આ તો મને એમ કે જાઉં છું ત્યારે મારાં પાસેનાં સગાંને મળતો જાઉં. ગાંડા છો ? હું આ ઉમ્મરે ન જાઉં તો કોણ જુવાનીયા ફાટી પડે ?" અને જાણે રેલ્વેની નોકરીમાં એક ગામથી બીજે ગામ જતા હોય એવી સ્વસ્થતાથી ડોસાએ પોતાનું આખરી પ્રયાણ શાંતિથી કર્યું.

ઉમિયારામ કાકાનાં પત્ની અતિલક્ષ્મી જેને અમે સૌ ભાભી કહેતાં, તેમની પ્રચંડ અને તંદુરસ્ત કાયા જોઈને ભલભલા મરદોને શરમ આવે. પચાસ પોણોસો માણસની રસોઈ કરવી હોય તો બહારથી ભટ બોલાવવાની જરૂર હોય જ નહિ એવી માન્યતાવાળાં ભાભી કોઈ પણ દિવસ માંદાં પડ્યાં હોય એવું હું જાણતો નથી. સગાંવહાલાંઓમાં કોઈ પણ પ્રસંગે કામકાજના ખાતાંના ચાર્જમાં એ હોય જ. જમાદાર જેવાં શરીરવાળાં છતાં એમને મેં કોઈ પણ દિવસ ઊંચે સાદે બોલતાં સાંભળ્યાં નથી. એમની રસોઈ એટલે સૂરતની રસોઈનું ઉત્તમ દૃષ્ટાંત. એમના મજબૂત હાથે બંધાયેલી લોટની કણકમાં મોણ નહિ હોય છતાં દાંત વગરનાં બુઢ્ઢાઓ પણ સહેલાઈથી ચાવી શકે એવી એની રોટલી કે ફુલકાં કે પરોંઠા બનતાં. એમની દાળમાં વઘાર થાય ત્યારે આખા મહોલ્લામાં ખબર પડે કે ભાભીએ દાળમાં વઘાર કર્યો. એમને મેં ચારેક વર્ષનો હતો ત્યારનાં જેવાં જોયેલાં

તેવા ને તેવા જ એ હમેશ રહેતા એટલે એમને મંદવાડ આવે અને એમનુ મૃત્યુ થાય તે માગ સ્વપ્નમા પણ આવે તેમ ન હતુ, છતા ઉમિયારામકાકાના મરણ પછી છએક માસ વીત્યા બાદ મેં તેમને જોયા ત્યારે મને કપારી આવી ગઈ એ પહાડ જેવુ બદન કોયળા જેવુ થઈ ગયેલું મંદવાડ વિશે ખબર કાઢી પણ એમને કશું ન હતું હું પાછો મુમ્બઈ આવ્યો અને અલ્પ સમયમા સમાચાર સાભળ્યા કે બાની ગુજરી ગયા છે!

અમારા મગળ મામાનું વ્યક્તિત્વ વગી તદ્દન જુદુ તરી આવતુ હતું અમે એમને મંગળમામા કહેતા એમાથી વધીને આખી ન્યાતમા એ મગળમામા તરીકે જ જાણીતા થઈ ગયેલા. લગભગ જયસુખલાલની બેએક વર્ષે એ મોટા હશે અથવા તો સરખા હશે તળપદી સૂરતી વ્યવહારુ મશ્કરીઓમા એ નિષ્ણાત હતા—પણ પોતાની મશ્કરી એ સહન કરી શકતા નહિ શાંત, સરળ જીવનને એ ચાહનારા હતા મેટ્રિક પાસ થયા કે કે બાદ વર્ષ પણ એમણે મુમ્બઈમા કોલેજમા કાઢ્યુ નહિ ત્યા તો એ કટાળી ગયા અને વિદ્યાભ્યાસની પ્રવૃત્તિ છોડીને એ પાછા સૂરત આવી પહોચ્યા. એમની મોટામા મોટી ઉમેદ તો જિંદગીમા નાની, જરાજરા વગરની નોકરી કરવી અને એક બાજરની કમચી રાખીને તેમા રોજ નોકરી પર જવુ એ હતી! અને તે પ્રમાણે, એ યુવાન વયે મૃત્યુ પામ્યા ત્યા, એમણે અલ્પ સમય કર્યું પણ ખરુ. કોઈની ખાલી પડેલી જગ્યાએ કામચલાઉ એમણે કામ કરેલું અને પોતાની કમચીમા એ જતા પણ ખરા ઘરના સુખી હતા એટલે તેઓ જિંદગી સુધી એમ કરી શક્ત પણ એટલામાં એમને મદવાડ આવ્યો અને એમનુ અકાળે મૃત્યુ થયુ

મિત્રમડળમા એમની હાજરીથી આનદના પૂર આવતાં એમની મશ્કરીઓ અનેક રૂપ લેતી એક પ્રસગ યાદ છે એ પોતે જે અલ્પ સમય મુમ્બઈ રહ્યા તે પોતાના મોટાભાઈને ત્યાં રહેલા મોટાભાઈના પત્નીના એક સમા એક પરીક્ષામા બેઠેલા તેમનુ પરિણામ

જોવા અને પાસ થાય તો તાર કરવાનું કામ મંગળમામાને સોંપવામાં આવ્યું. તે પ્રમાણે મંગળમામાએ પરિણામ જોયું અને તાર પણ મૂક્યો. પણ તાર મુકવામાં એમણે શબ્દો આવા વાપર્યા: "Condolences you pass." (આશ્વાસન. તમે પાસ થાઓ છો.) સૂરતમાં આ તારે પેલાનાં ઘરમાં માત્ર નહિ પણ આખા મહોલ્લામાં તેમ જ અરધી કાયસ્થ ન્યાતમાં ખળભળાટ કરી મૂક્યો. થોડા એનો અર્થ એમ કહેતા કે તું નપાસ થયો હશે; અને થોડા એમ ધારતા કે 'તું પાસ તો થયો હોવો જોઈએ, નહિ તો આમ તાર મૂકે જ નહિ.' આવી ગડમથલમાં પરીક્ષાના પરિણામને દિવસે ચાર વાગ્યાથી બીજે દિવસે સવારે છાપામાં પોતાનું નામ વાંચ્યું ત્યાં સુધી પેલા યુવકને તેમજ એનાં ઘરવાળાંને મંગળમામાના તારે રોડ્સે ચઢાવ્યાં! અલબત્ત, જ્યારે બધુ જણાયું ત્યારે મંગળમામાએ પોતાને નિર્દોષ જણાવ્યા છતાં એમને સખત ખાસડાં પડયાં. પણ આવી મૌલિક મશ્કરીઓથી એમની કીર્તિ ચોમેર પ્રસરી રહી હતી.

મંગળમામાના ઘરની એટલે અમારાં મોસાળની પાસેનું જ ઘર નૈષધભાઈ, પરીક્ષિત અને દિલિપ રાયજીનું હતું. નૈષધભાઈ (બિલિમોરિયા એન્ડ કંપની, ઓડિટર્સના ભાગીયા) મારી વયના એટલે અમે નાનપણમાં સાથે ઘણી વાર રમેલા. નાનપણથી જ એ ત્રણે ભાઈઓની ગુલાબી મસ્તી ગમે તેવા દિવેલ પીધેલાને પણ આનંદમાં લાવી મૂકે. એમની ફોઈ તે દીવાનબહાદુર હાકોરરામ કપીલરામનાં પત્ની અને તેમની પુત્રી ઇરાવતી તે શ્રી. વિનાયક નંદશંકર મહેતા આઈ. સી. એસ.ની જોડે પરણ્યાં હતાં. ઇરાવતી પણ નૈષધભાઈના ઘરમાં સાંજ સવાર હોય જ અને કાકાજી શાકભાજી લેવા બહાર નીકળે ત્યારે ઇરાવતી જોડે પાંચ મિનીટ તડાકા મારે ત્યારે જ એમનાથી આગળ જવાય. નૈષધભાઈનાં કાકી તે રાવબહાદૂર કૃષ્ણસુખરામનાં પુત્રી ગુણીબહેન એટલે એ ઘર જોડે એ પ્રમાણે અમારે બેવડો ત્રેવડો સંબંધ હતો. આજે પણ અમે સૂરત જઈએ તો એ

ચોકી ઉપર તડાકા માર્યા વિના અમારાથી આમળ વધાય નહિ.

એક પ્રસંગ મને યાદ આવે છે : શ્રી. વિનાયક નંદશંકર મહેતા આઈ. સી. એસ.ની પરીક્ષામાં પાસ થઈને સૂરત આવી પહોંચ્યા તે વખતે એમને માન આપવા નાનું જેવું સરઘસ નીકળ્યું હતું. સૂરતના લોકો એક ગુજરાતી હિંદુ – સૂરતનો જ નાગર – કલેક્ટર થઈને આવે એ વાતથી આનંદથી ગાંડા જેવા થઈ ગયા હતા અને વિનાયકને જોવાને માટે હાંફળા ફાંફળા આમથી તેમ દોડતા હતા. એ રીતે સરઘસ જોવા જનારામાં હું એક હતો અને મારી છાતી ગર્વથી ફુલાઈ જતી હતી.

હું આગળ કહી ગયો છું કે હું મારી વયના છોકરાઓ કરતાં જયસુખભાઈની વયના યુવકો જોડે ફરવાનો ઘણો યત્ન કરતો. તે વખતે ભાઈના સૂરતના મિત્રોમાં રણજિતરામ, કૃષ્ણલાલ મનસુખલાલ મુનશી (જેમને અમે બધાં 'કાકાભાઈ'ના નામથી જ ઓળખીએ છીએ), નંદસુખલાલ ઓચ્છવલાલ વકીલ, બળવંતરામ દર, મનુભાઈ ખાનસાહેબ, તનુભાઈ ખાનસાહેબ વગેરે હતા. તેમાં રણજિતરામ ઉપરાંત કાકાભાઈ અને નંદસુખલાલ જોડે હું ગાઢ સંબંધમાં આવ્યો હતો. નંદસુખલાલ કસરતી અને ખેલાડી હતા. ગુજરાત કોલેજની અને વિલ્સન કોલેજની ક્રિકેટ ટીમના એક રમનાર હતા. બી. એ. પાસ થયા કેડે અને એમના લગ્ન થયા પછી તરત જ ઝેરી તાવથી એ મૃત્યુ પામ્યા. કાકાભાઈની સાથેનો અમારો સંબંધ વખત જતાં પરિપક્વ અને ઊંડા મૂળવાળો થયો છે.

સૂરતના શાંત, ઊંડા, સ્થિર જીવનમાં ૧૯૦૫ ના બંગભંગ સમયે થોડો ઘણો ઉશ્કેરણીનો સંચાર આવી ગયો તે હું અહીં કહી દઉં. અલબત, એ ઉશ્કેરણી પ્રમાણમાં ઘણી ઓછી અને અમુક વ્યક્તિઓમાં જ આવી હતી. બીજા – બહુ મોટા ભાગની શાંતિમાં આથી ખલેલ પડી નહોતી. પણ અમારા વર્તુલમાં જયસુખલાલ અને દોલત-

રામે મૂળ 'સ્વદેશી 'નો ઝંડો ઉપાડ્યો હતો અને તેમાં હું પણ થોડે ઘણે અંશે એની અસરમાં આવી ગયો હતો. મખમલની અને ચીનાઈ તથા મિસ્રીની ટોપીઓને બદલે અમે શાલની ટોપી પહેરવા મંડી પડ્યા. દોલનરામ અને જયસુખલાલ તો મોટા એટલે એમને કોઈ એ કશું કહ્યું નહિ પણ હું તો નાનો, વળી પાસો વાળ જરા મોટા રખાવું અને જાહેરમાં હારમોનિયમ વગાડવા બેસું એટલે મને તો ઘણા નાટકીયો અથવા ' માસ્તર ધનસુખ ' જ કહીને બોલાવવા લાગ્યા. પણ એ રીતે મને ખીજવનાર મારું માનસ સમજ્યા નહિ. એથી તો હું ઉલટો જીદે ભરાયો અને ચુસ્ત સ્વદેશી વસ્ત્રો પહેરનાર થઈ ગયો. ૧૯૧૦–૧૧ સુધી આ આગ્રહ મેં રાખેલો. મુંબઈમાં સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ અને તેના મુખ્ય કરણ વાસણજીના અમે પહેલા ગ્રાહકમાંના હતા. સ્વદેશી લૂગડાં પહેરવામાં તે વખતે મુશ્કેલી ઘણી હતી અને અમુક ચીજો તો ઘણી ખરાબ મળતી હતી. લગ્નના ઉમેદવારની કક્ષામાં રહીને ખરાબ લૂગડાં પહેરવામાં કેટલી નૈતિક હિંમત જોઈએ છે તે તો એવા પ્રકારના સમયના વહેણમાંથી પસાર થયેલા જ જાણે. કાકાજી એમના વિચિત્ર સ્વભાવ પ્રમાણે કોઈ વાર અમને ધન્યવાદ આપીને બ્રિટિશ સરકારને સારી પેઠે ચોપડતા અને કોઈ વાર અમને ઝપેટીને ' એ અંગ્રેજો વગર તમારો પાડલો ફરે એમ નથી ' એમ કહેતા.

તે વખતે અમારા ઘરના પાછલાં બારણાંનો રસ્તો વહોરવાડ કહેવાતો અને ત્યાં બધા વહોરા જ રહેતા. આજે પણ એ રસ્તાનું નામ બદલાયું નથી પણ ઘર બધાં જૈનોએ લઈ લીધાં છે અને જૈનો જ ત્યાં રહે છે. અમારા ઘરની બરાબર સામે જે વહોરા ગૃહસ્થ રહેતા તે અસલ કરોડપતિ અને તેમને ત્યાં જમશેદજી નસરવાનજી તાતા માસિક ૨૫ રૂપિયાની નોકરીએ હતા. એમ કહેવાય છે કે એક વખત એ વહોરા ગૃહસ્થ ફ્લોરા ફાઉંટન આગળ ચાલતા જતા હતા, એવામાં જમશેદજી તાતાની કાર ત્યાં આવી. જમશેદજીએ પોતાના

આગલા શેઠને ઓળખ્યા અને કાર ઊભી રખાવીને ડોસાજીને બેસાડી દીધા. ખબર સમાચાર પૂછતાં ડોસાની આંખ ભરાઈ આવી. તાતાએ પોતાના આગલા શેઠની કંગાલિયત જાણી લીધી અને એ જીવે ત્યાં સુધી દોઢસો રૂપિયાનું પેન્શન બાંધી આપ્યું. તે પછી ડોસા એક બળદનો એક્કો રાખીને તેમાં ફરતા અને તેમણે વર્ષો સુધી શાંત જીવન ગુજાર્યું.

અમારે ત્યાંથી લગ્નપ્રસંગે એમને ત્યાં જમવાનું જતું અને એમને ત્યાં એવા પ્રસંગે અમારા વાડામાં ખાસ હિંદુ રસોઈ થતી. સૌ સૌનો ધર્મ સાચવવો જ જોઈએ અને તેવી રીતે સાચવવામાં બીજા ધર્મવાળાઓએ મદદ કરવી જોઈએ એવી તે વખતના લગભગ બધા લોકોમાં દૃઢ ભાવના હતી.

એવો બીજો દાખલો : માણેકશાહ ભરૂચા કરીને એક પારસી ગૃહસ્થના કુટુંબ જોડે અમને ઘણો મારો સંબંધ હતો અને અમે અવારનવાર એમને ત્યાં અને તેઓ અમારે ત્યાં આવતા જતા. એમના મોટા પુત્ર વર્ષો સુધી ડોળાબા જિલ્લામાં કલેક્ટર હતા. એક વખત એમને ત્યાં જઈને મેં મટનની એક વાની માગી. માણેકશાહનો મિજાસ ખસી ગયો હું વટલાઈ જવા માગતો હતો અને એવા અધમ કૃત્યમાં મને એમની મદદ જોઈતી હતી એવું ધારીને એમણે મને ખૂબ તતડાવ્યો અને ઈશ્વરે આપણને જે ધર્મમાં જન્મ આપ્યો હોય તે ધર્મને જ આપણે વળગી રહેવું જોઈએ અને જો એમાંથી કોઈ ચલિત થવા માગે તો તેમ કરતાં આપણે તેને રોકવો જોઈએ; એવું એક ભાષણ પણ એમણે મને સંભળાવી દીધું.

૧૯૦૭નું વર્ષ જયસુખલાલે મુંબાઈમાં હિંદી વેપારી ચેમ્બરમાં સેક્રેટરી તરીકે નોકરી લીધી અને અમારે બધાંએ મુંબઈનું ઘર ઉઠાવીને ત્યાં જવું એવો તેમણે આગ્રહ કર્યો. કાકાજીને વતન છોડતાં ઘણું ખરાબ લાગ્યું. એમણે મુંબાઈમાં સ્વરાજના પ્રાપ્ત કરવાનો ઘણો

જૈન કર્યો પણ અમને એમ જ લાગ્યું હતું કે એમ વર્ષોના મૂળ એક સ્થાનેથી ઉખેડીને બીજે સ્થાને સહેલાઈથી રોપાતાં નથી. તેમાં પણ બાના મૃત્યુથી એ વાત લગભગ અશક્ય થઈ પડી. છતાં અંતરોર્મિ બહાર ન જણાવા દેવી એવા દૃઢનિશ્ચયી કાકાજીએ એ કશું જણાવા દીધું નહિ અને સુરત છોડી મુંબઈ જવાના ભાઈના વિચારને સંમતિ આપી.

સાંતાક્રુઝમાં શેઠ હંસરાજ દામોદર રોપરાણીના કંપાઉંડમાં એક નાનો બંગલો માસિક રૂ. ૨૫ ના ભાડાએ ભાઈએ રાખી લીધો. આજે એ બંગલો પાડી નાખવામાં આવ્યો છે. ભાઈએ કાગળમાં એ નાનકડા ઘરનો નકશો ચીતર્યો હતો અને તેમાં બારીની પાછળ દરિયો છે, એમ પણ લખેલું. આ જાણીને, ડુમસ અને હજીરાના દરિયાના આશક અમે બહુ આનંદ પામેલા.

એક દિવસ સવારે સાડા ૭ ની ટ્રેનમાં ( બધે સ્ટેશને ઊભી રહેતી લોકલમાં ) સેકંડ કલાસ રીઝર્વ કરાવીને અમે સૂરતથી ઊપડ્યાં. કાકાજી, હું, તારાગવરી, કમુદાભાભી અને મધુભાઈ અમે બપોરે દોઢ વાગે સાંતાક્રુઝ આવી પહોંચ્યાં. વર્ષમાં એકેક વાર તો જરૂર સૂરત આવશું એવી ધારણા અમને હતી, એટલે સૂરત છોડતાં અમને બહુ લાગ્યુ નહિ અને કાકાજી ૧૯૧૦ મા સૂરતમા મૃત્યુ પામ્યાં ત્યાં સુધી એમ બનેલું પણ ખરું. પણ કાકાજીના મરણ પછી તરત જ અમારી બહેનનો અમે પુનર્વિવાહ કરાવ્યો. આ પ્રમાણે સૂરતની સાથે જેમની એકતાનતા સધાઇ હતી તેના પિતાનુ મૃત્યુ અને જૂના વિચારની જનતાને ખળભળાવી મૂકનાર વિધવાવિવાહ એ બે કારણોથી સૂરત સાથેનો અમારો સંબંધ ઓછો થતો ગયો. એ સબધ છેક તૂટે નહિ એવું કરવાના અમે ઘણા યત્નો કર્યો હતા છતાં, આજે હું અને જયસૂખલાલ પહેલાંના જેવા સૂરતને અપનાવી શકતા નથી એમ મારે સખેદ જણાવવું પડે છે. સૂરત અમને અજાણ્યા ગણે છે

એવો અમને ભાસ થાય છે અને અમને સૂરત અપરિચિત લાગે છે એવું અમારા હૃદયને સતત લાગ્યા કરે છે.

હજી કોઈ કોઈ વેળા એ તાપી નદીનાં શાંત જળ અને ભગીચાની પાળ યાદ આવે છે. તેના ઉપર બેસીને, સંધ્યાકાળે, લાંગરેલ વહાણોમાં થતી રસોઈ, તેને લીધે ઊંચે ઊડતી અને સ્થિરતાથી ગેબ લાગતા વાતાવરણમાં ભળી જતી પાતળી ધુમાડાની સેર, લહેરાતી આવતી આછી સોડમ; આ સર્વને ભેટતું મારું ચિત્ત અને મારું હૈયું બે પાંચ ક્ષણના તરંગોમાં તો સાતે સમુદ્ર ફરી વળતાં, અનેક સાહસો ખેડી લેતાં, કાંઈ કાંઈ શૌર્યના અને સંકટના પ્રસંગો માણી લેતાં અને પાછાં સૂરતના હૂંફાળાં હૈયામાં વિશ્રાંત લેતાં, સૂરતના માનસને સહજ એવા શાંત પ્રેમની વિશ્રાંતિ અર્પતી પાંખોમાં વીંટાઈ જતાં એની સ્મૃતિ તાજી થાય છે. હવે સૂરત જાઉં છું ત્યારે એ પાળ ઉપર બેસીને એ વાતાવરણ, એ તરંગો, એ વિચારમાળા પુનઃ પુનઃ અનુભવવા યત્ન કરું છું પણ વ્યર્થ! ચૂંથાઈ ગયેલ સ્વપ્ન પાછાં સંધાતાં નથી!



શ્રી. ઉર્મિલા, શ્રી. નલિન અને શ્રી લવંગિકા

## પ્રકરણ પહેલું

સુરત છોડીને અમે મુંબાઈ આવવા નીકળ્યાં ત્યારે મને પોતાને ખાસ દુઃખ થયું હોય એવું સ્મરણમાં નથી, પણ કાકાજીને તો ઘણું દુઃખ થયું હતું. આવી બાબતોમાં યુવાનોને બહુ શોક કે ગ્લાનિ થતાં નથી, થાય છે તો તે પણ અલ્પ સમય માટે; પણ વૃદ્ધોનાં હૈયામાંથી આવી વાતો સહેલાઈથી ભૂંસાતી નથી, ભૂસવાનો પ્રયત્ન કરે છે છતાં.

આવા મેં અનેક વૃદ્ધો જોયા છે, જેમની જિંદગી સુરતમાં ગઈ હોય. તેમને છેક વૃદ્ધાવસ્થામાં અમુક અનિવાર્ય સંયોગોમાં સુરત છોડવું પડે તો તેઓ કરમાવા માંડે છે. તે જ પ્રમાણે જેઓએ મુંબઈમાં જીવન વિતાવ્યું હોય તેમને મુંબઈમાંથી નોકરીમાંથી નિવૃત્ત થઈને સાંજોગવશાત્ સુરત કે બીજી કોઈ જગ્યાએ જવું પડે છે તે તેઓ અકાળે મૃત્યુ પામે છે. જુવાનોના પ્રેમની તીવ્રતા વધારે અને ઊંડાણ ઓછું, વૃદ્ધોના પ્રેમમાં ઊંડાણ વધુ અને તીવ્રતા ઓછી. આપણે યુવાવસ્થામાં જેટલી સરળતાથી મિત્રતા બાંધી શકીએ છીએ, એટલી જ સરળતાથી એ સરી જાય છે. મિત્રોમાં, સખીઓમાં કોઈ પણ ન્યૂનતા જણાય, દોષ દેખાય કે તરત આપણે એમની સાથેનો સંબંધ તોડવા તત્પર થઈ જઈએ છીએ. પ્રેમસંબંધ બાંધવા અને તોડવા ઉભય ક્રિયામાં યુવાનોનાં હૈયાં વિવિધ ઊર્મિઓથી રાચે છે. વૃદ્ધો નવી મૈત્રી બાંધતાં પણ અચકાય છે, તોડતાં પણ અચકાય છે; અન્યના દોષ જોવા કરતાં પોતાના દોષ જોવાની વૃત્તિ વધુ જોરદાર બને છે.

અમે તે દી પણ સુરત છોડતાં મને એટલો ખેદ થયેલો નહિ. ત્યાંની સ્કૂલ, ત્યાંનાં સગાંસંબંધીઓ અને મિત્રો વગેરેને જીવનમાંથી દૂર કરતાં કશી ખાસ દિલગીરી થઈ નહિ. અમે સવારે સુરતથી નીકળ્યાં તે બપોરે દોઢ વાગે સાંતાક્રુઝના સ્ટેશને આવી પહોંચ્યાં. હંસરાજ દામોદર ટોપીવાળાના કંપાઉંડમાં નાના ત્રણ બંગલા હતા. સૌથી મોટામાં શેઠ રહેતા. સૌથી નાનામાં અમે રહેવાનાં હતાં. જયસુખલાલે સુરત મોકલાવેલ પ્લાનમાં 'બારી પાછળ દરિયો ' એમ લખેલું. ડુમસ અને હજીરાના દરિયાના આશકો અમે સાંતાક્રુઝનો દરિયો જોવા અનેક કુતૂહલભરી વૃત્તિથી ઉઘાડી બારી તરફ ધસ્યાં. ઘૂઘવાતા દરિયા કે પ્રશાંત સમુદ્રને બદલે માત્ર એક જર્જુ, ખડિયા ખડખલ ઘર અને આસપાસ ઉજ્જડ જગ્યા. એ જગ્યા સાંતાક્રુઝમાં રહેતા કેટલાક શેઠિયાઓ શૌચાદિ ક્રિયા માટે વાપરતા!

આ દૃશ્ય જોઈ ને હું ખડખડાટ હસી પડયો અને કાકાજી ચિડાઈ ગયા. તેમણે પૂછ્યું: " ફોકાભાઈ, દરિયો ક્યાં છે ?" જવાબમાં ધીમેથી ઉત્તર મળ્યો: " રસ્તો સારો નથી, બાકી અહીંથી સીધા ચાલ્યા જઈએ તો જુહુનો દરિયો આવે છે, પાસે જ છે અને વચમાં કાંઈ બીજાં મકાન નથી."

તે સમયમાં જુહુ જવું એ વિકટ કાર્ય હતું. એકલા તો ભાગ્યે કોઈને જવાની ઇચ્છા થાય જ નહિ. પણ રજાને દિવસે, કોઈ કોઈ વાર અમે જતાં. અમારી પાછળના પેલા જૂના બંગલામાં દાંતના દાક્તર ધારગળકર રહેતા હતા. એ બંગલાથી આગળ જઈ એ તો જુહુના દરિયે એ માર્ગે જવાતું: એક તો એ બંગલાથી સીધા ને સીધા ચાલ્યા જઈને પછી પંદરેક ફીટની પહોળી ખાડી આવતી. જેમાંથી સામે પાર જવાને અમારે માથાદીઠ પૈસો પૈસો હોડીવાળાને આપવો પડતો. બીજો માર્ગ એ હતો કે ધારગળકરના બંગલાથી ઉત્તર દિશામાં જઈને ત્યાંથી એક કેડી આવતી તે ઉપર ધીમે ધીમે સંભાળપૂર્વક પગલાં ભરતાં ભરતાં એકેક માણસ જઈ શકતું. આ બંને માર્ગો ચોમાસામાં બંધ થઈ જતા. જુહુ ઉપર પણ માત્ર તાતાનો એક બંગલો અને બાકી બધાં ઝૂપડાંઓ દૃષ્ટિગોચર થતાં. શેઠ શાંતિકુમારનો બંગલો તો ત્યાંથી ઘણે દૂર એટલે અમે તે સમયે તો ત્યાં ગયેલા જ નહિ.

સાંતાક્રુઝમાં રહ્યાને થોડા દિવસો થયા. તે વખતે સ્કૂલો અને કૉલેજોના ક્લાસ જાન્યુઆરીમાં શરૂ થતા હતા એટલે અભ્યાસનું શું કરવું એ વિશે વિચાર કરવાને હાથ પર બે ત્રણ માસ હતા. સેવન્થની ટરમિનલ પરીક્ષાથી ગાડું અટકેલું હતું. એટલે મુંબઈમાં કઈ સ્કૂલમાં દાખલ થવું એનો નિર્ણય કરવાનો હતો. તબિયત ટચુમચુ ચાલતી હતી. એટલામાં નટવરલાલ જમિયતરામ અને કનૈયાલાલ વકીલ, માથેરાનમાં સર ચીમનલાલ સેતલવાડનાં મોટી પુત્રી પદ્માબહેન તબિયતને અંગે રહેતાં હતાં તેમને ત્યાં ત્રણેક અઠવાડિયાં જતા હતા. તેમણે મને આગ્રહ

કર્યો. કાંઈ કરતાં મારી તબિયત સુધરે એવા યત્નો કાકાજી તો કર્યા કરતા હતા. અમને આ વિચાર ગમ્યો અને મેં ત્યાં જવાનું નક્કી કર્યું.

કનૈયાલાલ વકીલ એક દિવસ અગાઉ ત્યાં ગયેલા એટલે હું નટવરલાલની સાથે જવા નીકળ્યો. અમારા બેમાંથી કોઈને ખબર ન હતી કે માથેરાન જવા માટે નેરલ સ્ટેશને ઊતરવું જોઈએ. નેરલ ટ્રેન ઊભી રહી અને પછી ઊપડવાની તૈયારી કરતી હતી ત્યાં સુધી અમે સ્વસ્થ ચિત્તે ટ્રેનમાં બેઠા જ રહ્યા. પણ એવામાં કોઈએ અમને પૂછ્યું અને એણે જ અમને સમજણ પાડી એટલે લગભગ ચાલતી ટ્રેને અમે નેરલ ઊતરી પડ્યા. ત્યાં ઊતર્યા પછી પણ અમે ટ્રામ ટ્રેનની તપાસ ન કરી અને એક ગંદા ઉપહારગૃહમાં નિરાંતે ચા પીવા બેઠા. ચા પિવાઈ ગઈ પછી અમે તપાસ કરી તો જણાયું કે ટ્રેન તો ક્યારની ઊપડી ગઈ હતી!

આ ઉપરથી અમે જવાનું બીજું સાધન કયું એની પૂછપરછ કરી અને તે જાણીને અમે ઘોડા મંગાવ્યા. ઘોડાવાળાઓએ અમને પૂછ્યું કે અમને ઘોડેસવારી આવડે છે? એના ઉત્તરમાં અમે ભપકામાં જ જવાબ વાળ્યો કે અમને આવડે છે. પરિણામે ઘોડાવાળા અમને ઘોડા સોંપીને ચાલ્યા ગયા. અમે ગમે તેમ ચડ્યા અને પછી ઘોડાને મારી મૂક્યા, ઘોડા ટેવાયેલા એટલે ખરે માર્ગે ગયા અને અમે એક હાથે લગામ અને બીજા હાથે 'સેડલ' પકડીને ઘોડા ઉપર ચીટકી રહ્યા!

મગ ચીમનલાલને બંગલે પહોંચ્યા ત્યાં એમના વચલા પુત્ર જીવણલાલ, એમની માસીના પુત્ર કેશવપ્રસાદ દેસાઈ, એમના બનેવી મણિભાઈ અને કનૈયાલાલ ફરવા જવાની તૈયારી કરતા હતા. તેઓ તો અમને ઘોડાવાળા વગર આવેલા જોઈને અજબ જ થઈ ગયા. પણ તેમને પણ અમે ધાપ મારી કે અમને ઘોડેસવારી કરતાં આવડે છે. ત્યાં અમે જેટલા દિવસ રહ્યા તેટલા દિવસ જીવણલાલ અને

એમનાં બહેન તરફથી અમારો ઘણો સારો સત્કાર થયો. રોજ સવારે અમે બધા જુવાનિયા ઘોડા ઉપર ફરવા નીકળતા. જીવણલાલ જરા ઓછા બોલા ખરા, પણ કેશવપ્રસાદ અને મણિભાઈ બંને વાર્તાલાપમાં નિષ્ણાત એટલે એક બાજુથી એ બે અને બીજી બાજુથી કનૈયાલાલ વકીલ અને હું અલકમલકનાં ગપ્પાં મારતા. બપોરે જમ્યા પછી ઘેર ગપ્પાં, સાંજે પગપાળા ફરવા જઈએ ત્યાં ગપ્પાં અને રાતે અગિયાર વાગ્યા સુધી ગપ્પાં ! આમ ગપ્પાંની મહેફિલ જમાવી અમે મુંબઈ પાછા આવ્યા. ત્યાં મણિભાઇ, જીવણલાલ, કેશવપ્રસાદ, નટવરલાલ અને મેં એક ગ્રૂપ છબી પડાવેલી, તે મારી પાસેથી હમણાં વર્ષ ઉપર જ ખોવાઈ ગઇ.

માથેરાનમાં મારી તબિયત સારી રહી હતી પણ સાંતાક્રૂઝ આવ્યો અને પાછા પટકાયો. કાકાજી અને ભાઈએ મળીને નક્કી કર્યું કે એકાદ વર્ષ રાહ જોઇને પછી મને સ્કૂલમાં બેસાડવો, એટલે વચમાં મને જે. જે. સ્કૂલ ઑફ આર્ટમાં જવા દીધો. પણ ત્યાં જણાયું કે હું ' કલર બ્લાઇન્ડ ' છું એટલે ત્યાંથી છોડયું. વળી પાછી માંદગી. આખરે કાકાજીએ અને ભાઈએ નિર્ણય કર્યો કે મારે વિક્ટોરિયા જ્યુબિલી ટેકનીકલ ઇન્સ્ટિટ્યુટમાં દાખલ થવું. ત્યાં પણ ટેક્સ્ટાઇલને બદલે ઇલેકટ્રિક એન્જિનિયરીંગ મેં શા માટે લીધું એ હવે કહેવું મુશ્કેલ છે. અને તે હો પણ હું ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટમાં દાખલ થયો.

અસલથી મને સાહિત્યનો શોખ, શારીરિક સ્થિતિને લઈને શરીરને પરિશ્રમ પડે તેવું કાર્ય કરવાની અશક્તિ, ગણિત વગેરે વિષયો પ્રત્યે અણગમો, આ બધું મારામાં દીવા જેવું સાફ જણાતું હતું, છતાં મને ઇલેકટ્રિકલ ઇજનેર બનાવવા શા માટે વડીલોએ આગ્રહ રાખ્યો હશે ? એ દિશા પ્રત્યે મને વાળીને મારાં કેટલાંય સ્વપ્ન તેમણે તોડી પાડયાં. મારા જીવનને આ પ્રમાણે આરંભથી જ તેમણે નીરસ અને Ambition વગરનું બનાવી દીધું. મારો અંગ્રેજી ભાષામાં નિષ્ણાત થવું હતું. બી. એ. અને એમ. એ. થવાની ઇચ્છા

સેવવામાં અન્ય આશય પણ હતો. મેં મારી ઇચ્છા તથા ભાવના તેમના સમક્ષ રજૂ કરી. સુપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી કપીલરામ વકીલ જેવાએ પણ જયસુખભાઇને કહેલું કે આને 'આર્ટસ'માં જ રહેવા દો. પણ અત્યારે શાંતપણે વિચાર કરતાં એમ લાગે છે કે વડીલોનો પણ એમણે જે નિર્ણય કર્યો તે નિર્ણય કરવામાં બહુ વાંક ન હતો. વર્ષમાં નવ માસ માંદો રહેનાર છોકરો બી. એ. થાય એમ કેમ મનાય? તે ઉપરાંત, તે વખતે બંગભંગની અસર સારા પ્રમાણમાં હતી. માત્ર વિદ્યાભ્યાસને બદલે ઔદ્યોગિક કેળવણી હજાર દરજ્જે સારી છે, એ ભાવના વડીલોમાં ઊંડી ઊતરી ગઇ હતી. બાલ, પાલ અને લાલની હાકલ પણ વિદ્યાર્થીઓને તે જ દિશા તરફ બોલાવી રહી હતી. ઉપરથી દાક્તરોની ચેતવણી તો ચાલુ હતી કે છોકરો છ મહિનાથી વધારે જીવવાનો નથી. એટલે પછી એ મને તે લાઇન લે એમાં કશું નુકસાન કે કશો લાભ થવાનો ન હતો એવી માન્યતા કાકાજીના મનમાં હતી. પરિણામે હું બાયખલામાં વીજળીના એન્જિનેરનું કામ શીખવા ગયો. ત્યાં સ્વ. નરસિંહરાવના બીજા પુત્ર નલિનની ઓળખાણ થઇ અને તેને લઇને નરસિંહરાવના કુટુંબ જોડે નિકટ પરિચય થયો.

નરસિંહરાવ (અમે બધાં એમને નન્નુભાઇ કહેતાં) અને તેમનાં થોડાં કુટુંબીજનોને મેં પ્રથમ ૧૯૦૨માં અમદાવાદમાં જોયાં. હું આસ્ટોડિયા રસ્તે જતો હતો ત્યાં નરસિંહરાવ, દયારામ ગીદુમલ, સુશીલાબહેન, ઊર્મિલા અને નલિનકાંત ફરીને આવ્યાં હશે તે પોતાના બંગલામાં જતાં હતાં; તે સમય મેં તેમને જોયેલાં નરસિંહરાવ એટલે સાક્ષર અને કવિ ઉપરાંત આસિસ્ટંટ કલેક્ટર—જે પદવી મારે મન તે સમયમાં ( અને સાચું પુછાવો તો થોડા પ્રમાણમાં આજે પણ) ઘણી મોટી હતી એટલે અમેને આઘેથી જોયા એથી પણ હું લગભગ રોફમાં આવી ગયેલો. તે વખતે અમદાવાદમાં નરસિંહરાવના ભાઇ કૃષ્ણરાવને ત્યાં કાકાજી ઘણી વાર જતા, કારણ કે એમનાં પત્ની

પ્રયવદા (અમે એમને ડબલીફાઇ કહેતાં અને કહીએ છીએ ) સુરતનાં અને કાકાજીના સારા પરિચયમાં. કૃષ્ણરાવના પુત્રો વિપિનભાઈ અને સુધારકને હું ત્યારનો ઓળખતો થયેલો અને પછી એમની પુત્રી પ્રતિમાના સમાગમમાં આવ્યો. પણ નરસિંહરાવના કુટુંબ સાથે હું ટેકનિકલ ઈન્સ્ટિટ્યુટમાં જોડાયો અને ત્યાં નલિનકાંતની સાથે ઓળખાણ થઇ ત્યારથી જ સંબંધ બંધાયો.

નલિનકાંત મારા કરતાં એક વર્ષ અગાઉ ભાયખલા સ્કૂલમાં દાખલ થયેલા પણ નપાસ થયા. કોણે અમારી પરસ્પર ઓળખાણ કરાવી તે તો હવે મને યાદ નથી, પણ અમે મળ્યા. નલિને મને ખાનગીમાં કહ્યું કે " આવા ભયંકર વાતાવરણમાં સંસ્કારી માણસો રહી શકે એમ નથી. એક વર્ષ તો જેમ તેમ મેં ખેંચ્યું પણ હવે તો હું કંટાળી ગયો છું અને આ શાળા છોડી જવા માગું છું. તમે પણ આમાં નહિ રહી શકો." કારણ પૂછતાં જણાયું કે ત્યાં અમુક પ્રમાણમાં આખા દેશના ચુનંદા લોફરો આવે છે અને તેઓ સારા માણસોના જીવનને બેહદ ત્રાસ આપે છે. મેં જવાબ આપ્યોઃ " વાત ખરી હશે, પણ આ કારણને લઇને આપણાથી નાસી કેમ જવાય ? તો તો પછી આ દુનિયામાંથી જ આપણ ગાંસડા પોટલા બાંધીને ચાલ્યા જવું જોઈએ." નલિને પાછું કહ્યુંઃ " પણ તમને ધનસુખલાલ, અહીંની અધમતાનો અનુભવ નથી અને ખ્યાલ પણ નથી." મેં જવાબ વાળ્યોઃ " ભાઇ, હું સુરત સરકારી હાઇસ્કૂલમાંથી આવું છું. એને પ્રાથમિક અભ્યાસ કરતાં બાળકો માટેની શાળોપયોગી આવૃત્તિ ગણી લઇશું અને આને મોટામાં મોટી લાયબ્રેરીની આવૃત્તિ ગણીએ તો તો બરાબર થાયને!"

નલિનને વિશ્વાસ તો બેઠો નહિ એટલે બેચાર દિવસ પછી મેં પાછું એમને કહ્યુંઃ " જુઓ ભાઈ, એક મહિનામાં આ સ્કૂલમાંથી કોઈ તમારું નામ લે નહિ કે તમને કોઈ સતાવે નહિ એવું હું કરી આપું. પણ એના બદલામાં, હું જે કાંઈ અહીં વિદ્યાર્થીઓ જોડે

બોલું કે વર્તન કરું તેનો અહેવાલ ઘેર આવવો નહિ. " 'નાના મરખ ગોરધનદાસ અને લૂગડાં પહેરે સો પચાસ' જેવો ઘાટ–કારણ કે તે વખતે પણ નલિન મારા કરતાં કદમાં ઊંચા અને વયે મોટા હતા આવા ફક્કડ મારું છું એ સાંભળીને એને ખૂબ આશ્ચર્ય થયું, પણ તે સમય સુધી લગભગ એકલા રહેલા માણસને મારા જેવો મિત્ર મળ્યો એથી એ આનંદ તો ઘણો પામ્યો અને અમારા ચાર વર્ષના અભ્યાસક્રમમાં એમણે ઘેર કોઇ જાતના રિપોર્ટ નહિ આપવાનું વચન લગભગ બે વર્ષ સુધી તો પાળ્યું હતું. પછી મારી રજાથી એમણે ઘેર થોડી વાતો કરેલી. નન્નુભાઈએ મારી પાસેથી અમુક ખુલાસા પણ માગેલા, પણ તે મળી ગયા પછી અતિશય હસેલા. એ સ્કૂલમાં અડફટે ચડેલા લોફરોને વશ કરવાનો નુસખો એ હતો કે એ લોકો એમનાં લોફરવેડાનાં વર્ણનો કરે–એ પ્રકારનાં બધાં ભાગ અનુભવમાં આવી ગયેલાં છે એમ કહી, સહેજ પણ નાપસંદગી બતાવ્યા વિના એવાં બીજાં વર્ણનો એમની પાસેથી સાંભળવાં !

સૂરતમાં, વેવ્યાની મશ્કરી કરનારની સામે થનાર ધનસુખલાલે પ્રસંગ અને સંયોગો બદલાયેલા જોઈ, વર્તન આટલું બધું શાથી બદલ્યું હશે ? નાનું કદ અને અશક્ત શરીરને લઇને થતા નિરંતરના ક્ષોભને છુપાવા અને આપણે જે નથી, જે થવાના પણ નથી એવો થવાનો દંભ કરવામાં પણ ઉત્પન્ન થતો અમુક પ્રકારનો આનંદ માણવા મેં આમ કર્યું હશે ? ગમે તે હો પણ નુસખો ફતેહ પામ્યો અને ત્યાં ગાળેલા ચારે વર્ષમા મને એ લોફરપાર્ટીમાં સ્નેહ અને મિત્રના મળ્યાં અને નલિનકાંતને કોઈએ ત્યાર પછી ખાસ હેરાન ન કર્યો.

નલિનને 'Hot house plant' ની પેઠે ઉછેરવામાં આવ્યા હતા. એના પ્રમાણમા લવંગિકાને ( નરસિંહરાવની બીજી પુત્રી ) વધારે છૂટ મળી હતી. પણ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ નલિનને એ બંધનો સાલતાં ગયાં હતા. એ એંજિનિયર થયા પછી એક વાર

જયસુખલાલ સાથે મદ્રાસ–ત્યાં તે વેળા કોંગ્રેસની બેઠક હતી–અમારા બનેવી નાનુભાઇ દરને ત્યાં ગયા હતા. ત્યાં એમણે એ બંધનોને પરિણામે ઉત્પન્ન થયેલ અસરોમાંની ઘણી અસર કાઢી નાખી હતી અને એ જીવ્યા હોત તો અનેક બાબતમાં નન્નુભાઇ કરતાં જુદી પ્રકૃતિ કેળવત એમ ધારીએ તો ખોટું નથી. ટેકનિકલ શાળામાં, ચાર વર્ષ અમે સારી રીતે ગાળ્યાં. દર વર્ષે પરીક્ષાની વખતે હું બપોરે નન્નુભાઇને ત્યાં જમતો અને મારે માટે મરચાંવાળી અમુક વાની ખાસ બનાવવામાં આવતી એમ યાદ છે. પહેલાં બેએક વર્ષ તો એ રીતે રસોઇ તૈયાર કરવામાં મુદ્રિકાબહેનનો ( હિંમતલાલ અંજારિયાનાં પત્ની ) હાથ હતો. ઊર્મિલાબહેનના મૃત્યુનો આઘાત નલિનને બહુ સાલ્યો ) અને તેમાંથી કદાચ તે સર્વ પ્રકારે તો મુક્ત નહોતા જ થઈ શક્યા. હું ટેલીગ્રાફર ઇન્સ્પેક્ટર તરીકે સૂરત હતો ત્યારે નલિન દસેક દિવસ ત્યાં આવ્યા હતા. તે સમય સુધી સૂરતમાં હૅટ પહેરેલી એ જોખમમયું હતું. મારું નહિ માન્યું અને નલિને હૅટ પહેરાવી, એને પરિણામે અમારી સાથે પાંચ સાત નાનાં છોકરાંઓ ' આ તો મોટા સાહેબ છે, અમને બીક લાગે છે !' એવી બૂમ મારતાં દોડતાં આવતાં હતાં ! અલબત્ત, બીજા દિવસથી નલિને હૅટ ઊંચી મૂકીને બેંગ્લોર ટોપી પહેરવા માંડી. પહેલાંનો નલિન હોત તો એ આ પ્રસંગથી લાલપીળા થઈ જાત અને મારામારી કરવા તૈયાર થાત. પણ તે વખતે તો એણે એ બનાવને હાસ્યરસિક વૃત્તિથી જ અપનાવી લીધો.

અમારે ત્રીજે માળે બેસીને અમે મોડી રાત સુધી ગપ્પાં મારતા. આટલી શાંતિથી, આટલા મુક્તહૃદયે મેં અને નલિને કદી ગપ્પાં માર્યાં નહોતાં. નલિન ત્યાં હતો એવામાં ગોકુળાષ્ટમી આવી. નલિનને સવારના દહીં અને રંગ ઊડતાં હોય તે વેળાનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. અમે બેએ નિશ્ચય કર્યો કે સવારે પાંચ વાગે દર્શન કરવા જવું. પણ કમનસીબે રાતે અમે લગભગ સાડા ત્રણ

સુધી વાતો કરી અને પછી આઠ વાગે ઊઠ્યા! તે વખતે દર્શન બંધ થઈ ગયાં હતાં.

તે રાતે નલિને અચાનક મને પૂછ્યું: "ધનસુખલાલ, તમે 'પ્રતિબિંબ અને છાયા' ('ભૂતના ભડકા'ની એમ કૃતિ) શા ઉપરથી લખેલ! તમને એવો અનુભવ થયેલો!"

'મેં જવાબ વાળ્યો: "તદ્દન તો નહિ પણ લગભગ."

નલિન બોલી ઊઠ્યો: 'હંઅં', એમ એમ? ધનસુખલાલ! એ સ્કેચ હું આશરે ડઝન વખત વાંચી ગયો હોઇશ. વાંચતાં વાંચતાં હું રડેલો પણ ખરો. ખરેખર, મને તો એમ જ લાગેલું કે તમે ગમે ત્યાંથી પણ મારી વાત જાણેલી અને મારે વિશે જ લખ્યું હશે. પણ તમે એ ક્યાંથી જાણો! મેં કોઈને જ કહી નહોતી."

આટલું કહેતાં કહેતાં એનું હૈયું ભરાઇ આવ્યું. વધારે પૂછવાનું મને મન થયું પણ તે ઊર્મિ મેં દબાવી. મનુષ્યોનાં હૃદયોની નગ્નતા નીરખવામાં આનંદ નથી. મને જેટલું કહેવાનું યોગ્ય લાગ્યું એટલું એણે મને કહી નાખ્યું અને એને લઈને એનાં હૈયાનો ભાર હલકો થયો હોય એમ મને લાગ્યું. વાત એટલેથી પડતી મુકાઇ.

તે પછી નલિન મુંબઈ આવ્યો. સૂરતથી હું ગોધરે ગયો. ગોધરેથી મુંબઇ. મુંબઇમાં નલિનને બહુ મળાતું ન હતું—અંનેની જુદી જુદી નોકરીને અંગે. અને એટલામાં નલિન ગુજરી ગયો—ર્હ્યુમેટિક તાવની ત્રાસજનક બિમારીમાં. બહુ લાંબા સમય પછી નલિનની વાત નીકળી. મેં આ પ્રસંગ નન્નુભાઇને કહ્યો—સંભારણાં ઉકેલવાથી એમના હૃદયને કાંઇક સાંત્વન મળે એ હેતુથી. નન્નુભાઇ સાંભળી રહ્યા, મારી સામું સજળ નેત્રે જોઈ રહ્યા અને એમનાથી એક દીર્ઘ નિઃશ્વાસ મુકાઈ ગયો.

હું ઊર્મિલાબ્હેનના બહુ આછા પરિચયમાં આવેલો. સહસા એમનાં દયારામભાઈ જોડેના લગ્નના સમાચાર મળ્યા. પછી એમને જોવાં જોયાં, એટલામાં એક દિવસ સંધ્યાકાળે સમાચાર મળ્યા.

હું અને જયસુખભાઇ એકદમ 'ભ્યુ બંગલો' ગયા. ત્યાં મૃત્યુ પામેલ ઊર્મિલાને મેં જોયાં. શાંતિ—આ બળબળતા સંસારમાં અનેક દિશામાંથી આવતી અગ્નિશિખાની ઝાળથી દાઝતાં દાઝતાં છળેલા, એમના કુમળા આત્માને એ સર્વ વ્યથામાં મુક્તિ મળતાં પ્રાપ્ત થતી પરમ શાંતિ અને એ પરમ શાંતિથી ઉત્પન્ન થતી અમુક પ્રકારની પારલૌકિક સુંદરતા મેં એમના મુખ ઉપર જોઈ. એવી મૃત્યુની પરમ શાંતિ, થોડાં વર્ષ પછી મેં સરલાના મુખ ઉપર જોઈ. એ જોતાં મૃત્યુનું બિહામણું સ્વરૂપ બદલાઈ જાય છે. મૃત્યુ એ મોક્ષનો માર્ગ છે એવું આપણને લાગી આવે છે.

નન્નુભાઈનાં સૌથી નાનાં પુત્રી લવંગિકા અંગ્રેજી ચોથાપાંચમા ધોરણમાં હતાં, ત્યારથી હું એમને ઓળખતો થયો. ભાષાની બાબતમાં એમના પિતા જેટલી ચોકસાઈ અને ચર્ચા તેમજ વાદવિવાદનો શોખ. પણ એમાં સારી રીતે ચીડાઇ જાય. જયસુખભાઇ અને હું ગમે તે વિષયમાં, જાણી જોઇને એમની સાથે ચર્ચામાં ઊતરતા અને જરૂર પડે અમે તેવી દલીલ કરતા, થોડી વારમાં લવંગિકા તપી જાય અને અને મોટે ધાંટે બીજી દલીલો કરે. આવા પ્રકારના યુદ્ધમાં નલિન જીવતા હતા ત્યાં સુધી એમણે અમને સાથ આપેલો. આખરે નન્નુભાઈ વચમાં પડે અને કહેઃ "અરે લવંગી, દર વેળા આ પ્રમાણે આ લોકો કરે છે છતાં તું સમજતી નથી અને ચીડવાઈ જાય છે!" ત્યારે લવંગી ધાંટા પાડતી બંધ થાય અને શાંત થઈ જાય.

એમના શરીરનો બાંધો સશક્ત અને અંગ પણ રોગ વગરનું, ઊર્મિલા અને નલિન જેવું નાજુક નહિ. ખાવાનો શોખ પણ સારો. રીતભાતમાં બહુ મળતાવડી અને હસમુખી અને કોઈને ત્યાં પણ જાય તો આધુનિક કેળવણી લીધેલી યુવતીઓની પેઠે માત્ર પુરુષવર્ગમાં જ ન બેસી રહે, પણ પહેલાં તો ઘરની સ્ત્રીઓ સાથે જ ગપ્પાં મારે અને તેમ કરવા રસોડામાં જવું પડે તો ત્યાં પણ જઈને પલાંઠી મારીને બેસી જાય. એના અકાળે થયેલા

મૃત્યુ અગાઉ માત્ર ત્રણ દિવસ પહેલાં હું ખારમાં નન્નુભાઈને ત્યાં ગયેલો અને લવંગિકા સાથે ગપ્પાં મારેલાં. તે વેળા એણે મારી 'ભૂતના ભડકા' (એ નામના સંગ્રહની પહેલી વાર્તા) વિશે ચર્ચા ઉપાડેલી. એની માન્યતા એવી કે યુવક અને યુવતીએ મૃત્યુ સમીપ આવ્યું જાણી પરસ્પરનો પ્રેમ વ્યક્ત કર્યો અને પછી બચી ગયાં ત્યારે એ બંને જુદે જુદે ઠેકાણે પરણી ગયાં; એમ ચીતરવામાં મેં સ્ત્રીજાતિને અપમાન આપેલું છે. મેં એમને ઘણું સમજાવ્યાં કે સ્ત્રી અને પુરુષમાં સ્ત્રી ઉચ્ચતર ગુણથી ભરેલી છે એમ માનવું એ માત્ર પક્ષપાત છે. વસ્તુતઃ ઉભય સરખાં છે, ગુણમાં તેમ જ અવગુણમાં. બીજું મેં મારાં પાત્રો ઉત્તમોત્તમ નથી ઘડયાં, પણ સ્વાભાવિક ઘડયાં છે અને જો એમની વિચારશ્રેણી બધી સ્ત્રીઓને માન્ય હોય તો તો વિધવાવિવાહ સંભવે જ નહિ. આ બધાં કારણોને લઈને જો કોઈ સ્ત્રી પુરુષ અમુક પુરુષ કે સ્ત્રીને અનન્ય પ્રેમથી ચહાતું હોય તો પણ એ પ્રેમ લગ્નમાં નહિ પરિણમે તો એ સ્ત્રી કે પુરુષ અન્ય પુરુષ કે સ્ત્રી જોડે લગ્ન કરે એ માનસશાસ્ત્રના સિદ્ધાંતની વિરુદ્ધ નથી અને એવા પ્રસંગો સામાન્ય ગણાય. ચર્ચા ઘણી ચાલી અને મારે સાંતાક્રુઝ પાછા જવાનો વખત થયો. લવંગિકાએ કહ્યું કે મને હજી સંતોષ થયો નથી માટે ફરીથી મળશું ત્યારે વધારે ચર્ચા કરેશું. બીજે દિવસે સવારે ખારથી એ સાંતાક્રુઝ આવેલ અને અમને મળી ગયેલ. તેને બીજે દિવસે સાંજે અમને નન્નુભાઈ તરફથી સમાચાર મળ્યા કે 'લવંગિકા આ જગતને છોડી પ્રભુનાં ધામમાં ગઈ છે!'

ઊર્મિલાના મૃત્યુ પછી એમના પુત્ર પ્રેમલને દયારામભાઈ અને મુરલીધરજીને ઉછેર્યો. પ્રેમલ મેટ્રિક સુધી આવ્યો એટલામાં એની વૃત્તિ ચિત્રકલા તરફ વળી ગઈ અને એણે એ કલા શીખવા માંડી. એમાં એણે ઠીક ઠીક પ્રગતિ સાધેલી પણ ખરી. પ્રેમલ સ્વભાવે પ્રેમલ છતાં નન્નુભાઈના કુટુંબીજનો કરતાં કાંઈક જુદી પ્રકૃતિનો હતો. એક દૃષ્ટાંતઃ એ ચોહાર સ્કૂલમાં અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો ત્યારે બધાને



પ્રેમલ

ગાંધીજીની ચળવળનો નાદ લાગેલો. શેર બજારો તેમ જ સ્કૂલોમાં કોઈ હૅટ પહેરવા દે નહિ. પ્રેમલ પણ ગજવામાં ધોળી ટોપી લઈ ને ઉઘાડે માથે ઘરમાંથી સ્કૂલ જવા નીકળ્યો. નન્તુભાઇએ કહ્યું: " હૅટ પહેરીને જાઓ." પ્રેમલે જવાબ દીધો: " હમણાં કોઈ હૅટ પહેરવા દે નહિ." નન્તુભાઈએ કહ્યું: " ત્યારે તું ઉઘાડે માથે ફરે છે ?" જવાબ મળ્યો: "ના, ધોળી ટોપી પહેરું છું—ગજવામાં છે."

નન્તુભાઇ ગરમ થઈ ગયા: "તારા પ્રિન્સિપાલને તું આ વાત પૂછી દે. જે છોકરા હેરાન કરતા હોય તેમનાં નામ એમને આપી દે."

પ્રેમલે જતાં જતાં અંગ્રેજીમાં જવાબ વાળ્યો: "હું ચાડીયો નથી



સ્વ. નરસિંહરાવ
ભોળાનાથ દીવેટિયા

## પ્રકરણુ બીજું

સર રમણભાઈના રેખાચિત્રમા, ('મીઠી નજરે' નામના મારા સંગ્રહમાં) મેં લખ્યુ હતું કે હું રમણભાઈના નિકટ પરિચયમાં કદી આવી શક્યો નહિ, તેમ નરસિંહરાવના સંબંધમાં ન બન્યું. નન્નુભાઇ દુવીસા કહેવાતા છતાં, મારા જેવા, મોટા માણસના નિકટ પરિચયમાં

આવનાં શરમાના માણસની સાથે એમણે આટલો સારો અને ગાઢ પરિચય બાંધેલો એ પ્રસંગ ઉપલકિયા નજરે અજબ કહેવાય, પણ મને પોતાને એમાં અજબ થવા જેવું બહુ નથી લાગતું: કારણ કે નન્નુભાઈ ક્રોધમાં દુર્વાસા તો શું પણ એમને પણ ટપી જાય તેવા હતા છતાં એ મનુષ્ય હતા, અતિ વિદ્વાન મનુષ્ય હતા, ધર્મિષ્ઠ મનુષ્ય હતા. પોતે દંભ કરી શકતા ન હતા અને, સહન પણ નહોતા કરતા.

માથે મોટી મેલા હેટ, ધાર વગરનાં પાટલૂન, વાસકૂટ, જૂની પુરાણી ટાઈ, શિયાળામાં હાફકોટ ઉપર કાશ્મિરી દગલો અને ચોમાસામાં મોટા બૂટ અને ઓવર કોટ અને તે ઉપરાંત ત્રાજુસો ને પાંસક દદાડા છત્રી તો ખરી જ. કીર્તન કરતી વખતે અને ઘરમાં ધોતિયું; આ પ્રમાણેનો નન્નુભાઈનો પોષાક હતો. કદે ઠીંગણા, શરીરે જાડા તેમજ સ્થૂળ, વર્ણે ગોરા, વિશાળ કપાળ, મૂછ મોટી પણ છેડા કાપેલા, ગાલ ફૂલેલા, મોંના પ્રમાણમાં ઝીણી, જરા ઊંડી પણ મશ્કરી કરતી આંખ અને તેને ઢાંકતાં નાના કાચનાં સોનેરી ફ્રેમનાં ચશ્માં. સ્નેહભર્યા અવાજમાં પણ કર્કશતા તો ખરી. સ્વભાવે ક્રોધી એટલે એમનાથી અનેક અન્યાય થયા હશે, પણ ક્રોધી માનસના સ્વાભાવિક ભોળપણને લીધે ઘણા એમને ઠગી પણ ગયા હશે. એમના મન અને નિર્ણય સહેલાઈથી ફરે નહિ. નન્નુભાઈને મેં આવા જોયેલા.

૧૯૦૯–૧૦માં એમના સ્વભાવમાં જે ઉગ્રતા હતી, સામાની નાની નાની નિર્બળતા સહન કરવાની કેવળ અશક્તિ હતી, તે જેમ જેમ એમના ઉપર ક્રૂર ઘા પડતા ગયા તેમ તેમ મંદ પડતી ગઈ. દુઃખથી કેટલાંક મનુષ્યો કંચન બને છે, કેટલાંક કથીર થાય છે. નન્નુભાઈને જેમ જેમ દુઃખ પડતું ગયું તેમ તેમ તેમનામાં રહેલ ઉચ્ચ ગુણો વિકાસ પામતા ગયા. દરેક મનુષ્યમાં પ્રભુતાનો અંશ થોડો ઘણો તો હોય છે જ. નન્નુભાઈમાં પણ તે હોય તે સ્વાભાવિક છે. પણ દુઃખની પરંપરાથી તે સ્પષ્ટતર રૂપમાં બહાર નીકળી આવ્યો;

છતાં સાથે સાથે હાસ્યરસની વૃત્તિ–કાંઇક અંશે સ્ફુટ હાસ્યની વૃત્તિ સુરતના લોકો સામાન્ય રીતે વાપરે છે તેવી તેમણે નજી દીધી નહોતી. છેક છેવટ સુધી, હસવાનો પ્રસંગ આવતાં નન્નુભાઈ ખડખડાટ હસી શકતા.

મેં નન્નુભાઇને જોયેલા ત્યારે પણ જો કે ખાવાનો શોખ એમને એવો ને એવો જ હતો, પણ વ્યાધિને લીધે એમને અમુક સંભાળ લેવી પડતી અને મરચાં વગેરે બહુ ઓછાં ખાવાં પડતાં, એટલે એટલા પ્રમાણમાં એ શોખ અંકુશમાં રાખવામાં આવતો. વળી વહેમી બહુ એટલે ઘરમાં તો તદ્દન સાદો ખોરાક જ કરાવતા જરા વધુ પડતી ચુંધીથી સુશીલા બહેન અને નન્નુભાઈ ઘરના ચાકરો સાથે વર્તતાં એટલે બહુ નોકર જવલ્લે એમને ત્યાં ટકીને રહેતા. આથી પણ રસોડાની વાનીઓ એમને ત્યાં સારી ન થાય એ સ્વાભાવિક છે. બાકી સારી સારી વાનીઓની એમને કદર હતી અને જ્યાં જ્યાં એમને જવાનાં ઠેકાણાં હતાં, ત્યાં ત્યાં જ્યારે પણ સારી વાની એમને આપવામાં આવતી ત્યારે એ બહુ રસથી ખાતા. જ્યાંસુધી એમના ઘરમાં દુઃખના વરસાદ વર્ષ્યાં ન હતા ત્યાંસુધી વર્ષમાં એક વખત અમે એમને ત્યાં ઘેંશ અને બાજરા તથા મેથીની ભાજીના રોટલા ખાવા જતા. એ દિવસે ગપ્પાંની રમઝટ જામતી.

નન્નુભાઈ ચાહ પીતા અને ચાહનો એમને શોખ પણ હતો; પરંતુ એ ચાહ ઘણી જ નરમ એટલે મને જરા પણ ફાવતી નહોતી. પહેલાં પહેલાં તો શરમનો માર્યો હું પી જતો પણ પછી મેં મારી મુશ્કેલી એમને જણાવી કે હું તો કડક ચાહનો પીનારો છું. એ લોકો ચાર પાંચ ચાહના પ્યાલામા ભાગ્યે એક કે દોઢ ચમચી ચાહ નાખે. એમણે કડક ચાહ બનાવી તે પણ મને ફાવી નહિ. એટલે નન્નુભાઈએ મને પૂછ્યું કે એક કપમાં તારે ચાહ કેટલી જોઇએ ? મેં જવાબ વાળ્યો કે આશરે દોઢ ચમચી ! એ તો અજબ થઈ ગયા અને મને એમણે કહ્યું કે 'ધનુભાઈ, તમે ચાહ પીઓ નહિ; પાકની પેઠે

એના કકડા કરાવીને ખાઓ તો વધારે સારું.'

આપણા વડીલોમાં અમુક અદ્ઘા હતી એ વાત કબૂલ પણ એની સાથે તેઓ પોતાનાથી ભૂલ ન થાય તેને માટે એટલા આતુર હતા કે ગમે તે માણસની સલાહ લેવામાં શરમાતા નહિ, એમ કરવામાં એમને નાનમ લાગતી નહિ 'વિસર્જલીલા'ના એમનાં પુસ્તકમા એમણે 'બમસ્મ' વિષે લખ્યું છે એ ચિત્ર વિશેની માહિતી મે એમને પૂરી પાડેલી, અને તે ઉપરથી એમણે લેખ લખેલો જ્યારે એ પુસ્તક છપાતું હતું ત્યારે મને યાદ આવ્યું કે મારા કહેવા ઉપરથી જ એમણે એ લખેલું, એ પુરાવો એમણે જાતે જોયેલો નહિ પ્રૂફ સુધારીને એમણે મોકલ્યા નહિ પણ મારે ત્યાં નન્નુભાઈ આવી પહોંચ્યા અને મે જે હકીકત કહેલી તે કોઇ પણ ઠેકાણેથી હું એમને બતાવી શકુ કે નહિ એ વિશે એમણે મને પૂછ્યું. મે એમને સર જૉન મિનાઇની એના પુત્રે લખેલ જીવનકથાનું નામ આપ્યું અને રૉયલ એશિઆટિક લાયબ્રેરીમાં એ પુસ્તક છે એમ મે કહ્યું. આ વાત એક દિવસ સવારે બનેલી બીજે દિવસ સવારે નન્નુભાઈ એ જીવનકથાના બે ભાગ સાથે પાછા મારે ત્યાં હાજર એમણે મને કહ્યું કે એ ચિત્ર વિશે લખાણ જડતું નથી મે એમને શોધી આપ્યું એમણે તે વાંચ્યું અને ત્યારે જ તેમને સંતોષ થયો પછી ભાંજગડ એવી આવી કે ત્યારે તેમને જડ્યું કેમ નહિ? તપાસ કરતા એમ જણાયું કે એ 'પોપ બમસ્સ'નું નામ યાદ રાખીને શોધતા હતા. ખરું નામ માત્ર 'બમસ્સ' (પરપોટા) હતું. પોતે કોઈ પણ હકીકત રજૂ કરે તે ખરી છે કે નહિ એ તપાસવા માટે આટલો આગ્રહ રાખવો, એ ગયા જમાનાની ખાસ પ્રકૃતિ હતી

એ જ પ્રમાણે એક વખત એમને સાબરમતી આશ્રમવાળા સંગીતશાસ્ત્રી ખરે સાથે દાદરો અને હીંચ એ તાલ વિશે કાઇ ચર્ચા ચાલેલી, તેને માટે નન્નુભાઈ મારી પાસે આવેલા. ૬ તે વખતે ગોહરજાનના ઉસ્તાદ તબલચી ખાંસાહેબ સીદિકમીયા પાસે તબલા

લખતો હતો એટલે મેં ખાંસાહેબને બોલાવ્યા. એમણે તબલાં વગાડયાં અને મેં એનું પૃથક્કરણ કરીને ખુલાસો આપ્યો. નન્નુભાઈ એથી સંતોષ પામીને ગયા.

સંગીતનો વિષય નીકળ્યો છે એટલે લખવાની ઇચ્છા થાય છે: નરસિંહરાવભાઈ શ્રુતિઓ વિશે સંગીતશાસ્ત્રીઓ જોડે ઊંડાણથી ચર્ચા કરતા હતા અને એક બે વખત અમુક ગવૈયાને ગાયકવાડને ત્યાં રાખવો કે નહિ એના નિર્ણય કરવા માટે એક ગવૈયા જોડે પરીક્ષક પણ નીમાયેલા. આટલું છતાં એમનું સંગીતનું વ્યવહારુ જ્ઞાન ઘણું પરિમિત હતું. તાલમાં તો એ ઘણા કાચા હતા અને એમનાં સંતાનો ઊર્મિલા, નલિન અને લવંગીએ ગાવામાં એમનું જ અનુકરણ કરેલું એથી એઓ પણ તાલ વિશે બહુ ઓછું જાણતાં હતાં.

મારા નન્નુભાઈ જોડેના બહુ લાંબા સંબંધમાં એ મારા ઉપર ચીડાયા હોય તો તે માત્ર એક વાર અને તે પણ આ સંગીતની જ મોહકાણમાં. સાંતાક્રુઝમાં એમનું કીર્તન હતું. એમની સાથે ગાવામાં લવંગિકા હતી. મને હારમોનિયમ સોંપવામાં આવ્યું હતું. રીહર્સલો બે ત્રણ અમે કરેલાં. કીર્તન વેળા આરંભમાં તો ઠીક ચાલ્યું પણ પછી એક ભજનમાં એમણે અને લવંગિકાએ શ્રુતિમાંથી સૂર કાઢ્યો. સ્વાભાવિક રીતે મારો હાથ અટકી ગયો. મેં એમને ઊંચા કે નીચા સૂર ઉપર સ્થાપી કરવાનો યત્ન કર્યો પણ એ પ્રયત્ન નિષ્ફળ ગયો એટલે મેં હારમોનિયમ વગાડવું બંધ કર્યું. ભજન પૂરું થયું એટલે નન્નુભાઈએ પાછું જોયું અને ગુસ્સાથી કહ્યું: " વગાડવું કેમ બંધ કર્યું ? " મારાથી કહેવાઈ જવાયું કે સૂર શ્રુતિમાંથી હતો એટલે કઈ ચાંપથી સરગમ બાંધું ? એમણે જવાબ વાળ્યો " સારું, મને સંગીત નથી આવડતું એમ ? તમે બંધ કરો. માધુભાઈ વગાડશે, કેમ માધુભાઈ ? " મારા નાના ભાઈ માધુભાઈએ તરત હા પાડી દીધી અને ત્યારથી નન્નુભાઈના કીર્તનમાં હારમોનિયમ માસ્તર તરફે ધનસુખલાલને બદલે માધવલાલ

નીમાયેલા. માધવલાલ એડન ગયા પછી એકાદ વખત પ્રૉફેસર બર્વેને દિલરુબા લઇને બેસાડેલા પણ તે પણ મારી પેઠે નિષ્ફળ નીવડેલા, એટલે પછી મનહરરામ દિલરુબા લઇને બેસતા હતા.

વાત જરા અસંબદ્ધ છે પણ સંગીતનો વિષય છે એટલે બહુ વાંધો નહિ આવેઃ જ્યારે સાંતાક્રુઝ સંતકુંજ હતું, નાનકડિયું, લાડીલું ગામડું હતું ત્યારે લલિતજી ત્યાં અવારનવાર આવતા અને કીર્તનો કરતા. તે વખતે એમના અવાજમાં એક પ્રકારની મીઠાશ હતી એટલે ભજનો ઠીક લાગતાં, પણ સંગીતમાં એમનું જ્ઞાન ઘણું ઓછું. ગુજરાતીઓમાં તે વખતે અમુક પ્રમાણમાં 'લલિતયુગ' પણ હતો. એમના એક કીર્તનમાં હું હારમોનિયમ લઇને બેઠો હતો. તે દિવસે એમણે બેતાલા અને બેસૂરા જવામાં હદ કરી હતી, એટલે આખરે કંટાળીને મેં પેટી બંધ કરી. એક બે વખત લલિતજીએ મોઢેથી કહ્યું કે વગાડો: પણ મેં હાથ જોડીને ના પાડી કીર્તન પૂરું થયું એટલે કોઈ ડાહ્યાએ કહ્યું કે હારમોનિયમ બંધ થયું એ ઠીક ન થયું. ચાલતું હોત તો વધારે જામત. મેં ટૂંકમાં જ જણાવ્યું કે મને કોણ જાણે શાથી પણ ફાવ્યું નહિ. એટલે લલિતજીએ કહ્યું "મને પહેલેથી કહ્યું હોત તો હું તમને ઠેકાણે લાવી દેત. મારો કંઠ એટલો કોમળ છે કે હારમોનિયમ ઉપર માત્ર કાળી ચાવીઓ જ વગાડવી જોઇએ. તમે વચમાં વચમાં ધોળી ચાંપ લેતા હતા એ હું જોતો હતો. એથી હારમોનિયમ કર્કશ થઇ જતું!'

મેં ચર્ચા આગળ ચલાવી નહિ.

તે જમાનાના ઘણા સાક્ષરોની પેઠે નન્નુભાઇનું અમુક દિશામાં વાચન ઊંડું ખરું પણ ઓછું. એમના જેવા ઘણા વિદ્વાનો અંગ્રેજી કવિતાના ક્ષેત્રમાં શેલી અને બાયરન, વર્ડ્ઝવર્થ અને ટેનિસનથી અટકી ગયેલા. નવલકથાના સાહિત્યમાં ડિકન્સ, થેકરે, માર્ક ટ્વેઇન વગેરેથી માંડીને મારી કોરેલી વગેરેથી આગળ વધેલા નહિ. એ વિશેનો

એ પ્રસંગ યાદ આવે છે.

નન્નુભાઈ સ્ટ્રેંડ મેગેઝિન બહુ રસથી વાચતા—એમનું આખું કુટુંબ વાચતું. એક વખત એથલ એમ ડેલ નામની નવલકથાકારની ચાતુ વાર્તા એમાં આવતી ડેલ અગ્રેજ વિવેચકોને હિસાબે બીજા વર્ગની નવલકથાકાર હતી અને એ અભિપ્રાય હું પણ સ્વીકારતો હોવાથી હું તે વાર્તા વાચતો ન હતો. નન્નુભાઈએ મને તરોક વખત એ વાચવાનું કહેલું એક વેળા નન્નુભાઈ અમારે ત્યા બેઠા હતા તે વેળા એમનાથી પૂછાઈ જવાયુ, "ધત્તુભાઈ, તમે સ્ટ્રેંડની ચાતુ વાર્તાનો નવો હપ્તો વાચ્યો કે?" મેં ના પાડી નન્નુભાઈએ કહ્યુ 'હા, હું ભૂલી ગયો, તમે તો એ વાચતા જ નથી શા માટે નથી વાચતા?"

જયસુખભાઈથી બોલી દેવાયુ. "લેખિકા બીજા વર્ગની છે માટે." નન્નુભાઈ ઉશ્કેરાયા "તમારો અભિપ્રાય છે કે ધત્તુભાઈનો?" જવાબ મળ્યો "ધત્તુભાઈનો" નન્નુભાઈએ ઉતાવળમા બોલી નાખ્યુ "એમને શો હક્ક?" જવાબ "વર્ષોનુ આવા પ્રકારનુ એમનુ વાચન" વાતાવરણ ગરમ થઈ ગયુ હતુ અને હું હાજર હતો એટલે મેં વચમા પડીને એમાની ગરમી કાઢી નાખી પણ અમારા પ્રત્યેનુ નન્નુભાઈનુ આવુ વર્તન તે માત્ર અપવાદ રૂપે જ ગણાય બાકી તો જ્યારે એમને નવરાશ હોય ત્યારે એ મને એક સરસ નવલકથા પસદ કરીને લાવી આપવાનું કહે એવી રીતે વારવાર મેં પસદ કરેલ નવલકથા એમણે બહુ રસપૂર્વક વાચેલી એ પ્રમાણે મેં એમને એક વખત ઓલિવ સ્ક્રીનરની 'સ્ટોરી ઓફ એ સાઉથ આફ્રિકન ફાર્મ' આપેલી એમને એ બહુ પસદ પડેલી અને તે વખતે એમ એ ની પરીક્ષામા ભાષાતર માટેનો ફકરો પણ એમાથી જ એમણે કાઢેલો રહ વાચકોને સ્મરણમા હશે કે નન્નુભાઈએ પોતાની યુવાવસ્થામા એ લેખિકાના 'ડ્રીમ્સ' (સ્વપ્ન) નામના ગ્રથમાથી બે ત્રણ નાના સ્કેચના ભાષાતર કરેલા મેં પણ એમાથી થોડા સ્કેચના ભાષાતર કર્યા હતા અને તે મારા 'વાર્તાવિહાર' ના સગ્રહમા છે

'જસ્યુ બંગલો' વાલ્કેશ્વર દરિયાકિનારે હતો. ત્યાં હું એમને ઘેર જતો આવતો થયો ત્યારે આરંભમાં મારા વ્યાકરણ અને જોડણીના અજ્ઞાનને લઈને નન્નુભાઈ વારેઘડીએ ઘાંટા પાડતા પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ હું તેમની નિકટ જતો ગયો અને પછીથી તો જે નરસિંહરાવ આ વિગેની જરા જેટલી ભૂલ જોનાં ગમે તેવા માણસની સાથે ચરબડી ઊડે અને તેને ધૂળથી ભૂડો કરી નાખે તે નરસિંહરાવને એ દોષ મારા સબંધમાં જોવામાં પણ નહિ આવતા હોય એવું થઈ રહ્યું

નલિન, હું અને લવંગિકા એ ત્રણ મળીને જે ઘાટા પાડીને જસ્યુ બંગલામાં વાતો કરતા અને લડતા એટલા ઘાટા—એટલો અવાજ નન્નુભાઈએ ભાગ્યે કોઈ બીજા પાસેથી સહન કર્યો હશે. અસલના અમુક વડીલો પેઠે નરસિંહરાવભાઈ પણ સ્નેહ અને વાત્સલ્યની તેમ જ સુખ અને દુઃખની ઊર્મિઓનું પ્રદર્શન ન જ કરવું એવી માન્યતા ધરાવનાર હતા, એથી ઘણી વાર સામા માણસને એમનાથી અસંતોષ રહેતો પણ એમની આંખોમાં એ ઊર્મિઓ છુપાવી શકાતી ન હતી નલિન મૃત્યુ પામ્યો તે વેળા મારે સ્મશાને જવું હતું જયસુખભાઈએ ના પાડી પણ મેં હઠ કરી નન્નુભાઈએ મારા માથા ઉપર હાથ મૂકીને કહ્યું "નહિ, હું ના પાડું છું, તમે અહીં જ રહો" એ પ્રસંગે એમને થતી વ્યથા, છતાં મારી નબળી તબિયતને લઈને રાતના ચોમાસામાં મારે જવું સલામત નથી એનો ખ્યાલ અને એ પ્રમાણેનો અમલ એ બધું એમની આંખમાંથી હું તે સમયે જોઈ શકેલો.

એમને રોગોના ચેપીપણાનો વહેમ બહુ હતો છતાં જેના પ્રત્યે મમતા હોય તે માંદા હોય તો નન્નુભાઈ ત્યાં જવાનું ચૂકે નહિ એક વેળા મને ઓરી નીકળેલા એમને એની ખબર પડી ઘરમાં પ્રેમલ નાનો એટલે એમના દ્વારા એને ચેપ લાગવાનો એમને ભય. છતાં દર બીજે દિવસે એ મને જોવા આવતા બહાર દરવાજા આગળ ઊભા રહીને પાંચ મિનિટ ઝીણવટથી તાવ વગેરે સબંધી તપાસ

કરે ને પછી જાય।

ઘણા માણસો પોતાના દુ ખ વિશે કલ્પાન્ત ન કરે પણ ભૂત કાળના સ્મરણો સ્મરીને તેમાના સુખી પ્રસ ગો વિશે તો વાતો કરે પણ નન્નુભાઈ એવુ પણ ક્વચિત્ જ અને તે પણ બહુ ટૂકમા જ કરતા એમને ત્યા ઊર્મિના ગઈ, નલિન ગયો, લલ ગિમા ગઈ, પ્રેમલ ગયો ભર્યો ઘરમા જ્યા મૃત્યુ પામેલ સ તાનોના સ્મરણચિહ્નો અસખ્ય અહી-તહી પડેલા હતા ત્યા નરસિહરાવ અને તેમના પત્ની, ખારમા મરિન વિનામા જાણે ખાસ કશુ દુ ખ એ ઘરમા આવ્યુ જ નથી એવી શાતિ ધારણ કરીને તેમને મળવા આવનારની સાથે વાર્તાલાપ કરતા છતા એ શાતિમા મૃત્યુ કે મૃત્યુ પામેલ પ્રત્યે ઉપહાસવૃત્તિ કે તિરસ્કારવૃત્તિ ન હતી કે ન હતી ભીતિની વૃત્તિ પ્રભુના ચરણે પોતાનું સર્વસ્વ અર્પીને તેમની કને માત્ર શાતિ માગતા કોઇ જનક વિદેહી જેવા નરસિંહરાવ પોતાના સયમથી સૌને આશ્ચર્યચકિત કરતા સુશીના કોઈ કોઈ વેળા એમના સાનિધ્યમાં પણ સ્વાસ્થ્ય ગુમાવી દેતા એ સમયે પણ નરસિંહરાવ દુ ખની ભઠ્ઠીમા પરિપક્વ થયેલ ગ ભીર અવાજે બોલતા " સુશીના ' સુશીના ! આ ઠીક નથી "

જયસુખલાલ અને મારી સાથે નન્નુભાઈએ વર્ષોના વર્ષો સુધી એકસરખો સબધ જાળવી રાખ્યો એ જોઇને ઘણાને નવાઇ લાગતી ઊર્મિલાબહેનના લગ્ન દયારામભાઇ જોડે થયા તે સમયે જયસુખભાઇએ તેના લગ્નોની સામા અગ્રેજીમાં લખાણો પણ કરેલા છતા અમારી સાથેના સબધમા લેશમાત્ર પણ ન્યૂનતા એમણે આવવા દીધી નહોતી ઉર્મિલાના મૃત્યુ પછી જયસુખભાઇએ ' પાસિંગ ઑફ એ સોલ ' નામે અગ્રેજી લેખ ' ધી ઇસ્ટ ઍન્ડ વેસ્ટ 'મા છપાવ્યો, તે વેળા અત્યત લાગણીભર્યો પત્ર નન્નુભાઈએ જયસુખભાઈ ઉપર લખ્યો હતો અને ખાસ મારી પાસે એનુ ભાષાતર કરાવી ' એક આત્માનું પ્રયાણ ' શિર્ષક નીચે તે વસ ત 'મા પ્રસિદ્ધ કરાવ્યો હતો

પોતાનું નવું પુસ્તક બહાર પડે કે તરત નન્નુભાઇ બે નકલો લઇને–એક જયસુખલાલ માટે અને એક મારે માટે–અમારે ત્યાં આવી જ પહોંચે. મારું પુસ્તક બહાર પડે અને તે મળવામાં વિલંબ થાય તો ઘેર આવીને ધાંટા પાડે.

જેમ જેમ વિધિના ક્રૂરતર ઘા એમને પડતા ગયા તેમ તેમ એમનું મનુષ્યત્વ વિકાસ પામતું ગયું. જુદા જુદા સંજોગોને લઈને જેમ જેમ જૂની ઓળખાણો નષ્ટ થતી ગઇ, જૂના સંબંધો તૂટતા ગયા તેમ તેમ અમારા જેવા ગણ્યાગાંઠ્યા સંબંધીઓ તરફનો એમનો પક્ષપાત વધતો ગયો, મમતા વધતી ગઈ, હેત વધતું ગયું.

એક પ્રસંગ યાદ આવે છે.

મેં અમુક બે વ્યક્તિઓ પ્રત્યે પક્ષપાત બતાવ્યો. નન્નુભાઇ ખરેખર કચવાઇ ગયા અને તેમણે મને કહ્યું: "એ બે જણીઓ તારી સામે પણ હવે જોતી નથી છતાં તું શા માટે આમ કરી રહ્યો છે? તને સ્વમાન છે કે નહિ?"

મેં વિનયથી કહ્યું; "નન્નુભાઇ, હવે એ લોકો મારી સામે નહિ જોતાં હોય, કબૂલ છે; આપણે લેણદાર હોઈએ તો દેવાદારનું આવું વર્તન આપણે નહિ ચલાવી લઈએ પણ આપણે દેવાદાર હોઇએ તો તો લેણદારનું ગમે તેવું વર્તન હોય તો પણ આપણે દેવું ચૂકવવું જોઈએને! એમણે લેખક તરીકેના મારા જીવનના આરંભમાં મને પ્રોત્સાહન આપીને મારા ઉપર ઉપકાર કર્યો હતો, તેનું દેવું અત્યારે જ્યારે હું લેખક તરીકે સારી કીર્તિ પામ્યો છું ત્યારે મારે ચૂકવવું જ જોઈએ કેની?"

"હં અં એ કારણ છે! ત્યારે તો બીજું શું થાય?" કહીને નન્નુભાઇએ મને બીનગુનેહગાર ઠેરવ્યો.

એક બીજો પ્રસંગ: એક વખત લગભગ બેએક મહિને હું 'અતિ વિક્ષ' એમને મળવા ગયો. સુશીલાબહેને ટકોર કરી: "કેમ, બહુ

મોટા માણસ થઇ ગયા છો કે આટલે લાંબે ગાળે આવ્યા ?"

જવાબ દેતાં હું કચવાઇ ગયો: "નન્નુભાઇ આગળ હું મોટો માણસ ? અને તેથી હું નથી આવતો ?" આથી વધારે હું બોલ્યો નહિ પણ મને થયેલ દુઃખ નન્નુભાઈ જોઇ શક્યા. તેમણે સુશીલાબહેનને ઠપકો આપતાં કહ્યું: "સુશીલા ! તમે એમની સ્થિતિ જાણો છો. પોતાને ગમે તેટલું દુઃખ થતું હોય છે છતાં એ છૂપાવીને એ બીજાંને હસાવે છે, પણ જ્યારે એમ કરવું અશક્ય જ લાગતું હોય ત્યારે એ અહીં આવીને શું કરે ? તમે આટલું પણ સમજતાં નથી !"

નન્નુભાઇની માંદગી વધી. બિછાનાવશ થયા. હવે આ મંદવાડમાંથી એ ઊઠે એમ જણાતું નહોતું. આંખનું તેજ હરાઇ ગયું હતું. આટલું છતાં એ અણનમ વૃદ્ધ યોદ્ધાએ પરાજય કબૂલ્યો ન હતો. અમારાં બધાંની સાથે એનું એ જ મુક્ત હાસ્ય, એની એજ કાળજીથી પાંડિત્યભરી ચર્ચાઓ. ભાનુશંકર વ્યાસ, સુંદરજી બેટાઇ, રામનારાયણ પાઠક કે રામપ્રસાદ બક્ષી સાથે. પણ એટલામાં વિધિએ છેલ્લો ઘા કર્યો. બ્રહ્માસ્ત્ર છોડ્યું: વર્ષોથી પોતાનો ઉગ્ર સ્વભાવ વેઠનાર, પોતાની તબિયતને જાળવનાર, સુખદુઃખનાં સાથી, સાજાં સારાં, જેવાં હતાં તેવાં ય પણ પોતાનાં નિકટનાં નિકટ સંબંધી, પત્ની સુશીલા બે ત્રણ દિવસની માંદગી ભોગવીને, પોતે જે ખંડમાં સૂતા હતા તે જ ખંડમાં જ મરણ પામ્યાં. વર્ષો સુધીનું યુદ્ધ વિરમી ગયું. અજિત, વિરાટ શક્તિશાળી યોદ્ધાએ હાર કબૂલી અને સંયમરૂપી શસ્ત્રોનો ત્યાગ કર્યો. આટઆટલાં બાળકોને, સ્નેહીઓને, મિત્રોને વિદાય આપતાં જેણે પોતાનું સ્વાસ્થ્ય ગૂમાવ્યું ન હતું તે નરસિંહરાવે સુશીલા જતાં હિંમત ખોઇ દીધી. એ મુક્તકંઠે રડ્યા, એકાંતમાં તેમ જ જાહેરમાં.

હજી એ ખંડમાંથી પત્નીના શબને બહાર કાઢ્યું ન હતું. એક પછી એક સ્નેહીને પોતે બોલાવતા હતા અને જાણે પત્નીની સાથે પોતે પણ જતા હોય તેમ છેલ્લી વિદાય લેતા હતા.

"ધનુભાઈ ! આવ્યા છે ને, આવી ગયા જ હોવા જોઈએ." નન્નુભાઈનો ધીમો, દુઃખભર્યો, કુતૂહલભર્યો અવાજ નીકળ્યો.

હું પાસે ગયો. મેં એમના બંને હાથ મારા હાથમાં લીધા.

"ધનુભાઈ !"

"જી."

"રમત પૂરી થઈ, ખરું ને ?"

"હા જી." કહેતાં મારું હૈયું ભરાઈ આવ્યું. નન્નુભાઈ તે જાણી ગયા.

"ધનુભાઈ ! તમે ! તમને તો હું શાંતિની પ્રતિમા ધારતો, તમને જોતો ને મને શાંતિ મળતી; તે તમે સ્વાસ્થ્ય ગુમાવો છો ? પણ પણ રમત પૂરી થઈ હો !" તે પછી ક્ષણભર મૌન. બીજાના નામનું રટણ થયું. હું ધીમે પગલે એ ખંડમાંથી બહાર ચાલ્યો ગયો.

અમુક સંયોગોને લઈને, વર્ષો પહેલાં કુટુંબમાં ક્લેશ થયેલો અને નરસિંહદાસને પોતાના પહેલા પુત્ર કુમારભાઈ સાથેનો સંબંધ તૂટેલો. વર્ષો સુધી તે તૂટેલો જ રહ્યો હતો, પરંતુ જે દિવસે સુશીલાનું શબ તો હજી પોતાના ઘરમાં હતું, તે જ દિવસે, નન્નુભાઈએ બૂમ મારી: "કુમાર આવ્યો છે ?"

કુમારભાઈ આવ્યા. "કુમાર ! સુશીલાને અગ્નિદાહ તું દેજે ? એટલું પૂછવાનો હક તો મારો છે ને ?"

"નન્નુભાઈ ! આમ ન બોલો. સુશીલા મારાં મા હતાં. તમે જે પણ ફરમાવશો તે કરીશ." વર્ષોનો તૂટેલો સંબંધ મૃત્યુની છાયામાં પુનઃ સંધાયો.

દુઃખની પરંપરાથી કેટલાક મનુષ્યો મનુષ્યત્વ ગુમાવે છે, કેટલાક માનવતાને ઉચ્ચતમ શિખરે ચડવા શક્તિમાન થાય છે.



૭૧ ધનપ્રસાદ હીરાલાલ વકીલ
અને શ્રીમતી લલિતાબહેન વકીલ

---

## પ્રકરણ ત્રીજું

જે ક્ષણે હું ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટમાં દાખલ થયો તે ક્ષણે મેં અનેક સ્વપ્નોને નષ્ટ થતાં જોયાં જેમ જેમ સમય વીતતો ગયો તેમ

તેમ એ નષ્ટ થતાં સ્વપ્નોની સંખ્યામાં વધારો થતો ગયો.

આમ થવાનાં અનેક કારણો હતાં. તે સમયમાં એન્જિનિયરિંગ લાઈનમાં જનારનું માન સમાજમાં ઘણું જતું–માત્ર બી. એ. ની લાઈનમાં જ પ્રતિષ્ઠા હતી. મારી પોતાની સુંવાળી તબિયત અને સાહિત્ય પ્રત્યે ઢળેલું માનસ, અનિશ્ચિત સમયમાં કરવી પડતી નોકરી તરફ સખત અણગમો. અને એંજિનિયરિંગમાં બહુ ઊંચે ચડાય એવી એ શાસ્ત્ર શીખવા અને પચાવવાની વૃત્તિ જ નહિ અથવા તો કુદરતી બક્ષીસ નહિ; આ બધાને લઈને એ જ લાઈનમાં જવું પડયું, એટલે હું ઘણો હતાશ થઈ ગયેલો.

મારે તો અંગ્રેજી અને યુરોપીય સાહિત્યનો ઊંડો અભ્યાસ કરવો હતો. પણ સંયોગ જુદા હતા. પિતા અને વડીલ બંધુના નિર્ણય સામે બળવો ઉઠાવવા જેટલી સ્વચ્છંદતા કે રુચિ મારામાં નહોતી. પરિણામે હું વીજળીનો ઈજનેર થવા બાધ્યબને ગયો.

ધીમે ધીમે નિરાશાના ઘા રૂઝાતા ગયા, પણ હું 'આર્ટ્સ' માં આગળ ન જઈ શકયો, તેનો અસંતોષ તો હજી આજે પણ છેક નાબૂદ થઈ શકયો નથી. આવા સંયોગોમાં અને આવાં પ્રતિકૂળ માનસે લીધેલ લાઈનમાં ફતેહમંદ થવાય નહિ એ સમજાય તેવું છે. છતાં ચારે વર્ષ પરીક્ષા તો ગમે તે રીતે સારી રીતે પસાર કરેલી, એ પરીક્ષા પસાર કરવાની મારી વિચિત્ર શક્તિને આભારી ગણી શકાય. બાકી એ ચાર વર્ષ પછી પણ વીજળી સંબંધી મારું જ્ઞાન ઘણું ઓછું હતુ અને તે લાઈન છોડયા પછી બહુ જલદીથી તદ્દન ભૂંસાઈ ગયું.

વીજળીના અભ્યાસનાં ચાર વર્ષમાં ખાસ યાદ રહે તેવા પ્રસંગો બનેલા નહિ, કારણ કે એ અભ્યાસ પાછળ મારું ચિત્ત જ ન હતું. મને માસિક રૂપિયા પાંચ ઘરમાંથી મળતા, તેમાંથી ટ્રામ વગેરેનો ખર્ચ તેમ જ રોજ ચાહ અને નાસ્તાનો ખર્ચ પણ કાઢવાનો. ટ્રેનનો પાસ

ઘરમાંથી મળતો. આવા સંકુચિત બજેટને લઈને લગભગ રોજ, ચાર વર્ષ સુધી, ભાયખલાના એક ઈરાની રેસ્ટોરામાં રોજ બપોરે બે પૈસાની ચાહ અને બે પૈસાનાં ખારાં બિસ્કિટ મારે લેવાં પડતાં. સતત ચાર વર્ષના આ એકધારા ખોરાકથી હું વર્ષો સુધી ખારી બિસ્કિટ ખાઈ શકતો ન હતો.

હું, નલિન, મગનલાલ વાઘજી પૂજારા, જાડો મહેતો (એનું ખરું નામ તો હમણાં મને યાદ આવતું નથી) વગેરે સાથે ચાહ પીવા જતા. એ ચાર વર્ષમાં અમુક વખત અમે ગીરગામ અને ચોપાટી રહેલાં, એટલે તો ટ્રામનો ઉપયોગ નિયમિત કર્યો વિના છૂટકો જ ન હતો. પણ પરામાં હતાં–માંતાક્રૂઝ, મલાડ અને અંધેરી–ત્યારે એક આનો બચાવવા ઘણીયે વાર હું મહાલક્ષ્મી ઊતરીને ત્યાંથી ભાયખલા, વિક્ટોરિયા ગાર્ડનની સામે ઇન્સ્ટિટ્યુટમાં ચાલતો જતો. જ્યારે પૈસાની ઘણી જરૂર હોય ત્યારે તો સાંજનાં પણ ચાલીને મહાલક્ષ્મી સ્ટેશનેથી ઘેર જવાની ગાડી પકડતો.

એક પ્રસંગ સાંભરે છે: ક્લાસમાં ઘણીવાર હું સહવિદ્યાર્થીઓ તેમ જ પ્રોફેસરોનાં કાર્ટૂનો અને સ્કેચો દોરવાનો અખતરો કરતો. મારી આસપાસ બેઠેલ છોકરાઓ આ વાતથી પરિચિત હતા. એક વખત 'મીકેનિક્સ'ના પ્રોફેસર ગાંધી જે ગોળી ડુમવાળા હતા, તેમનું મેં કાર્ટૂન દોર્યું. કાર્ટૂન બહુ સારું આવ્યું એટલે પાસેના વિદ્યાર્થીએ તે જોવા લીધું. ત્યાંથી તે અનેક હાથ ફરી ગયું અને હું તો એ ભૂલી પણ ગયો. બીજે દિવસે એ પ્રોફેસરના 'અવર'માં જ્યારે મેં પાટિયાં ઉપર 'પટેટી મુબારક' એ શબ્દો સાથે પેલા કાર્ટૂનને જોયું ત્યારે મારા હોંશ ગગડી ગયા. પણ હું કાંઈ કરી શકું તે પહેલાં તો ગાંધી ક્લાસમાં આવ્યા અને એમણે પેલું ચિત્ર જોયું ! એનું ટંપાલ ગરમ જ રહેતું એટલે આ જોઈને તો એમણે ત્રાડ જ પાડી. તેમણે તો કહી નાખ્યું કે "આ ચિત્ર દોરનાર હરામખોરને હું 'રસ્ટિકેટ' કરાવું તો જ ખરો."

એણે વાળી વાળીને છોકરાઓને પૂછ્યુ, દમ દીધો પણ કોઈ વળ્યુ નહિ એટલે એ ચિત્ર લઈને એણે ગજવામા મૂકયુ ગાધી ગયા પછી જે પારસી છોકરાઓએ તોફાન કરેલુ તેમણે મારી માફી માગી અને મને કહ્યુ કે 'જો તુ પકડાશે તો અમે અમારો ગુનો કબૂલ કરી દઈશુ તને સજા ખમવા નહિ દઈએ '' પણ એથી મારી મૂઝવણ ટળી નહિ હુ જરૂર ઝનાન અને મને ઇન્સ્ટીટ્યુ માથી હાથ પાણીયુ તો નહિ મળત પણ મારુ એ બદ વર્ષ તો બગડત આવી વસ્તુસ્થિતિમા શીઝીક્સના ટેમ્પરરર પટેલ કરીને જુવાન પારસી હતા તે મારી મદદે આવ્યા ગાધીને પટેલે ઉશ્કેરાયેલી સ્થિતિમા જોયા એટલે એમણે કારણ પૂછ્યુ કારણ જણાતા તરત જ પટેલને તારા ઉપર શક ગયો એમણે ગાધીને એકદમ પ્રિન્સિપાલ પાસે ન જવાનુ કહ્યુ અને પોતે તપાસ કરશે એમ કહીને પેલુ કારટૂન ગાધી પાસેથી લઈ લીધુ ને ફાડી નાખ્યુ પાછળથી પટેલે મને એકાતમા બોલાવ્યો અને મને સમજણ પાડી કે "ભવિષ્યમા આવુ થશે તો તારા બાર વાગી જશે, કારણ કે આવા કારટૂનો તારા સિવાય બીજુ કોઈ ચીતરતું નથી અને તારી બધી નોટબુકો એવા ચિત્રોની સાક્ષીરૂપ છે" આપણ ઢીલા થઈ ગયા અને માફી માગી લીધી ગાધી પણ દિવસો જતા એ વાત ભૂલી ગયા અને પટેલે એમને એ ભૂલવામા મદદ કરી

પોતાના છોકરાઓને માબાપો અમુક લાઈન લેવડાવે છે અથવા તો છોકરાઓ પોતે એ લાઈન લે છે ત્યારે તેમાના કેવુ ટકાથી પણ વધારે માણસોને એ લાઈન વિશેની ખબર હોય છે ખરી ? એટલે જ એ બધી ભાજગડમા પડવાને બદલે જ્યારે છોકરાઓ સીધા બી એ થાય છે ત્યારે મને એમના ડહાપણ માટે માન ઉત્પન્ન થાય છે જો આપણુ માનસ એ લાઈન માટે ઘડાયેલુ નહિ હોય એ લાઈનમા આવતી એની ખાસ અગવડો અને મુશ્કેલીઓ સહન કરવાની આપણી તૈયારી નહિ હોય અને આપણે એમા આપણી સર્વ શક્તિઓ અર્પી

દેવા તૈયાર નહિ હોઈએ તો પછી એ લાઈનમાં આપણે સફળ કઈ રીતે થઈ શકીએ ? આવી આવી રીતે ઈજનેરી લાઈનમાં જનારા ઘણા વિદ્યાર્થીઓ બનતી ત્વરાથી એ લાઈન છોડી કલાર્કોની કે એવી લાઈનો લઈ લે છે એ આપણાથી અજાણ્યું નથી. એક વિદ્યાર્થી બેંગલોર જઈને વીજળીનો ઇજનેર થઈ આવ્યો તે પછી એને ૭ માસ એક કારખાનામાં કામ શીખવાનું ફરજિયાત હતું, એટલે તેની રીતે તે કામ કરવા મુંબઈ આવ્યો. તે વેળા એનો પહેરવેશ એકદમ ક્રોયેજિયન જેવો હતો. કારખાનાના મેનેજરને મળી આવ્યો ત્યારે એને ખબર પડી કે ત્યાં તો સવારના આઠથી સાંજના ૭ વાગ્યા સુધી કામ કરવાનું અને બપોરના જમવા માટે એક કલાકની છૂટી ! વચમાં કામ કરતી વેળા બેસવા માટે સ્ટૂલ સરખું પણ નહિ. એણે ઘેર આવીને આ બધી વાતનો રિપોર્ટ આપ્યો ત્યારે એ રડવા જેવો થઈ ગયો હતો. વીજળીનો ઇજનેર થયો ત્યાં સુધી એને એ પણ ખ્યાલ નહિ કે એના ધંધામાં એને કેવી રીતે કામ કરવાનું છે અને કેટલા કલાક કામ કરવાનું છે ! એવા માણસો એ ધંધામાં નિષ્ફળ નીવડે જ ને ? આ બાબતમાં મને પહેલો વાંક શીખનારનો લાગે છે, પણ બીજો વાંક આ ધંધો શીખડાવનાર સંસ્થાઓનો લાગે છે. એ સંસ્થાઓએ પહેલેથી જ એવી રીતના અભ્યાસનો અને જાતે કામ કરવાનો ક્રમ રાખવો જોઈએ કે જેથી એ ધંધામાં ભવિષ્યમાં કેવી રીતનું જીવન ગાળવાનું આવશે એનો ખ્યાલ વિદ્યાર્થીને આવી જાય. પરિણામે જેમને એ પસંદ નહિ પડે તે પહેલેથી જ—૭ મહિનામાં—એ લાઈન છોડી દે અને પોતાનાં ચાર પાંચ વર્ષ અને માબાપના પૈસા બગાડે નહિ.

ચાર વર્ષ હું વીજળીનું કામ શીખ્યો પણ મને એનો જરા પણ ખ્યાલ ન હતો કે જો મારે ખરેખરા ઇજનેર થવું હોય તો મારે તે વખતથી કામ કેવી રીતે શીખવું જોઈએ અને ભવિષ્યમાં કેવી રીતે અને કેટલા કલાક કામ કરવું પડશે. સારી સ્કૂલ કે કૉલેજમાં જે રીતે

આસાનીથી છોકરાઓ કામ લે છે. અને સારી રીતે પરીક્ષા પસાર કરીને સંતોષ માને છે, એ રીતે મેં ત્યાંનું જીવન ગાળ્યું. પરીક્ષા પસાર કરતો એટલે મને ખાતરી હતી કે હું મારો સમય તેમ જ પૈસા બગાડતો નથી. જ્યારે કેટલાક હોશિયાર અને ઇજનેર થવાને લાયક છોકરાઓ નાના ડાયનેમો વગેરે બનાવતા, બહારથી બીજાં એ જ વિષયના પુસ્તકો લાવીને વાંચતા, મુંબઈમાં જુદે જુદે ઠેકાણે વીજળીના કારખાનાઓ વગેરે જોવા જતા ત્યારે હું અને મારા જેવા અન્ય વિદ્યાર્થીઓ વર્કશોપમાં ખૂણેખાચરે બેસીને ગપ્પા મારીને વખતનો વ્યય કરતા હતા. છેવટે સુધી સુથારી કામમાં મને અગાઉ રંદો વાપરતા પણ આવડેલ નહિ લેઈથ ઉપર વેલનના ડગાની ચાવીએ બનાવી બનાવીને હું મિત્રોને ભેટ આપતો ટ્રિગોનોમેટ્રી, ઇલેક્ટ્રિસિટી વગેરેના પુસ્તકોમાં મને જરા પણ સમજણ પડતી નહિ અને ચાર વર્ષ પછી જ્યારે હું વીજળીનો ઇજનેર થયો ત્યારે મારી સ્થિતિ ઘણી કફોડી થઈ ગઈ

હું ગ્રીવ્ઝ કોટન કંપનીમાં કામ કરવા ગયો પહેલે જ દિવસે મારે ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટના મકાનમાં વીજળીના ઇન્સ્ટોલેશન માટે જવાનું થયું ટયુબ વાયરિંગ અને ચાર માળનું મકાન મેં જે વાયરિંગ કરેલુ તે એક નાના ટેબલ ઉપર એટલે આ કામમાં મારી ચાચ કેવી રીતે ખૂપે? ત્યાં મીસ્ત્રીઓને પૂછી પૂછીને કાંઇક સમજવાની મહેનત કરી પણ હું કંટાળી ગયો એટલે સાહેબને સમજાવીને, એક મકાનમાં વિદ્યુત મૂક્યું હતું ત્યાં ગયો પણ ત્યાં પણ મને સમજણ શાની પડે? મારા જેવી સ્થિતિ લગભગ સૌની —એ શાળા ટમ જેટલા વિદ્યાર્થીઓની થતી હતી, એનું કારણકે એ ચાર વર્ષના ભણતરમાં અમને 'પ્રેક્ટિકલ' અનુભવ આપવામાં નહોતો આવતો

તે પછી શું કરવુ એની સૂઝ નહોતી પડતી, એટલામાં અમારા એક સ્નેહી ધનપ્રસાદ હીરાનાતે (માગ કાગની પુત્રી નદગવરીના સાવકા પુત્ર)—જેમની અજમેરમાં ચાયખો અને મોટરકારો અને તેનો

સરસામાન વેચવાની એજન્સી અને દુકાન હતાં—મને અજમેરમાં રેલ્વેની મોટી વર્કશોપમાં ઠેકાણે પાડવાની યોજના રજૂ કરી. એ વર્કશોપનો મુખ્ય અમલદાર એમનો મિત્ર હતો.

ધનપ્રસાદભાઇ દોઢ બે વર્ષ ઉપર જ ગુજરી ગયા. પાંચ પચીસ માણસમાં એ જુદા પડી આવે એવું એમનું વ્યક્તિત્વ હતું. વાતોમાં—ગુજરાતી, અંગ્રેજી અને હિંદીમાં—એ સામા માણસને મુગ્ધ કરી નાખતા. અંગ્રેજો જેવા ગોરા, ભરાવદાર શરીર, ગમે તેવો પોષાક પહેરે—ફુલ અંગ્રેજી સુટ કે ઇસ્ત્રી કિનારનું ધોતીયું, લાંબો ડગલો અને સીલ્કિનની ટોપી—તે ઊંચી કિંમતનો અને સુઘડ તેમ જ સરસ. સ્વભાવે ભોળા પણ ઘણા તીખા અને સ્ફુટ હાસ્યરસિક મશ્કરીઓના—પોતાની નહિ—ભારે શોખીન. અને અજબ જેવા હાજરજવાબી અને કુનેહવાળા ધનપ્રસાદ અજમેરમાં મોટા મોટા અંગ્રેજ અમલદારો અને શેઠીઆઓમાં સારી લાગવગ ધરાવતા હતા. મુસાફરીનો એમને અનહદ શોખ અને કિસ્મતે એમને એ બાબતમાં જોઇએ તેટલી તકો પણ આપેલી. રાજપૂતાનાના અનેક નાના મોટા સ્ટેટોના રાજા મહારાજાઓની સાથે પણ એમને બહુ સારો નાતો હતો—અનેક વેળા એ યુરોપ જઇ આવેલ અને આ દેશમાં તો એમણે અનેક વેળા મુસાફરી કરેલી. મોટરકારમાં અજમેરથી મુંબઇ પણ તે આવેલા.

હું એમના આગ્રહથી અજમેર ઉપડ્યો. ત્યાં મેં ધનપ્રસાદભાઇની બે નબળી કડીઓ જોઇ. એક તો એમને બ્રીઝીકનો શોખ ભારે અને તેમાં જીતવાની ઇચ્છા ઘણી. પહેલાં તો રોજ રાતે એ અને એમનાં પત્ની લલિતાબહેન અને હું અને ડૉ. ખાંડવાળા એમ રમતાં. પણ લલિતાબહેન રમવામાં જરા કાચાં એટલે ભૂલ કરે અને ધનપ્રસાદભાઈ ઉશ્કેરાઈ જાય. પરિણામે લલિતાબહેન રડે પણ ખરાં. આ જોઇને મેં બીલ્લુઓ બદલાવી નાખ્યા. હું અને લલિતાબહેન થઇએ અને

ધનપ્રસાદે ડૉ. ખાંડવાળાને લીધા. આથી બધી તકરારોનો અંત આવી ગયો. બીજું એ કે લલિતાબહેન રોજનાં માંદાં એટલે એમને જેમ બને તેમ ઓછી તસ્દી આપીએ તો ધનપ્રસાદભાઇને ગમે. કાંઇ ભલભલા માણસો ધનપ્રસાદભાઈને ત્યાં મહેમાન તરીકે ગયેલા અને એમની જોડે તકરાર કરી આવેલા. પણ હું તો લગભગ સાડા ત્રણ મહિના એમને ત્યાં રહ્યો છતાં જ્યારે હું પાછો મુંબાઇ આવવા નીકળ્યો ત્યારે એ પતિ–પત્ની રડી પડેલાં. કોઇને ત્યાં મહેમાન તરીકે રહેવાની કલામાં હું ઉસ્તાદ છું, એવો ઘમંડ મને છે અને એ ભોળાં પણ ઉગ્ર સ્વભાવનાં પતિ–પત્નીને ત્યાં હું સાડા ત્રણ મહિના રહ્યો; એટલું જ નહિ પણ તે પછી પણ જ્યારે હું આવવા નીકળ્યો ત્યારે એમને આટલું લાગી આવ્યું એ, મારી ઉસ્તાદીની ફતેહ હતી એમ હું માનું છું.

ધનપ્રસાદભાઈનો પરિચય અમને વિચિત્ર સંજોગોમાં થયેલો: એમનો ઉગ્ર સ્વભાવ તો જાણીતો હતો. એક વખત સુરતમાં એમણે કાંઇક બોલાચાલીમાં અમારા કાકા ઉમિયારામજીને તમાચો લગાવી દીધો. માર્યો પછી તરત આ નિખાલસ દિલના અને ઉમદા ખવાસના આદમીને પશ્ચાત્તાપ થયો, પણ પછી શું થાય ? કાકા એમને ઘેર ગયા અને ધનપ્રસાદ પોતાની કારમાં બહાર ગયા. થોડી વારમાં અમારા મહોલ્લામાં તો હોહા મચી રહી. પ્રસંગ પણ બહુ ખરાબ બની ગયો હતો.

પ્રમાણમાં ગરીબ અને વયોવૃદ્ધ ઉમિયારામજીને આમ તમાચો મારનાર પૈસાદાર અને જુવાન એટલે જે સાંભળે તેને ખરાબ લાગતું હતું. કાકાએ તો કહ્યું કે હવે એમાં બીજું શું થાય ! પણ કાકીએ પોતાના પુત્ર ઇશ્વરલાલને પડકાર્યો. ઇશ્વરલાલે અમને મદદમાં બોલાવ્યા. અમે પણ આ વિચિત્ર જોહુકમી વર્તનથી ઉશ્કેરાયેલા એટલે જિંદગીમાં કોઈ પણ દિવસ લડાઈને ઓથે પણ ચડેલા નહિ છતાં હું અને જયસુખભાઈ ડંડા લઇને મેદાને પડ્યા. બીજા ચારપાંચ સગાઓ પણ તૈયાર થયા અને અમારું હાઉસન જાઉસન ધનપ્રસાદને સાસરે–જ્યાં

એ રહેના હતા—પહોંચ્યું. ત્યાં સમાચાર મળ્યા કે ધનપ્રસાદ બહાર ગયા છે તે પાછા આવ્યા નથી. જેમ જેમ ન્યાતમાં ખબર પડતી ગઈ તેમ તેમ બધા જોવા ભેગા થતા ગયા. સૌને સારે નસીબે, અમારા સગાઓમાં જે ખરેખરા લડવૈયા ગણાય તેવા બેને વેળાસર સમાચાર મળ્યા નહિ એટલે એ આવી શકેલા નહિ. એઓ હાજર હોત તો હસવાનું ખસવું પણ કદાચ થઈ જાત. કોઈ કોઈ માણસે આવીને અમને પાછા જવાની શિખામણ આપી પણ અમે તે માની નહિ.

એટલામાં ધનપ્રસાદની કાર આવી પહોંચી. દૂર જઈ ને એમના અમુક સગાઓએ એમને વસ્તુસ્થિતિથી વાકેફ કરેલા અને એમ પણ કહેલું કે આજનો દિવસ તમે એ બાજુ આવો જ નહિ. પણ ધનપ્રસાદ વ્યવહારકુશળ માણસ એટલે એમ કહ્યું કે આવાં વેરઝેર મુલતવી રાખવામાં ફાયદો નથી પણ જોખમ છે, માટે એ તો આજે ને આજે જ પતાવી નાખવાં જોઈએ. આવું કહીને એ તૈયાર થઈને જ આવેલા. એમની કાર આવી. અમે અમારા ડંડા મજબૂતાઈથી પકડયા. ઇશ્વરલાલના પિતાનું અપમાન હતું એટલે એ અમારો નાયક હતો. ઇશ્વરલાલનું શરીર પહાડ જેવું પણ હૈયું બાળક જેવું નરમ. એણે બાંગો પાડ્યો: "વાહ ધનપ્રસાદ વાહ, સીત્તેર વર્ષના માણસને મારીને ઘણી બહાદૂરી બતાવી! હવે શુ કહે છે?"

તરત ધનપ્રસાદે જવાબ વાળ્યો: "જુઓ ઇશ્વરલાલ તથા જયસુખલાલ, મારી ભૂલ થઈ અને તે ગંભીર ભૂલ થઈ. પણ એક તો હું લાંબી મુસાફરીએથી આવેલો અને મને હાઈ બ્લડ પ્રેશર છે, તેમજ ગાંડપણ તો અમારા કુટુંબમાં છે એટલે મારો મિજાજ ઘણી વાર કાબૂમાં રહેતો નથી અને હું અતેરું કરી બેસું છું. હું દિલગીર છું." આમ બોલતા જઈને એમણે અમને તો બોલવાનો સમય જ નહિ આપ્યો. "હવે એનું થાય પણ શું? મારા બાપને કોઈએ આવી રીતે માર્યા હોય તો હું પણ આ જ પ્રમાણે કરું, કદાચ તમારા કરતાં વધારે

પણ કરી એમું. તમારે મને મારવો હોય તો તમે બંને [ એક ઉમિયારામજીનો દીકરો અને એક એનો ભત્રીજો ] એક એક ધપ્પા મારી લો. બીજું શું થાય ?"

એમણે આ એવી રીતે કહ્યું કે જેમાં વિનય હતો, પશ્ચાત્તાપ હતો, પોતે ગુસ્સે થયા એનું ખરું કારણ હતું અને અમે આમ વીસમી સદીમાં ડંડા લઈને મારવા ગયા તે વિશે મર્મજ્ઞ ઉપહાસવૃત્તિ પણ હતી. આ સાંભળીને અમારા નાયકનો મારામારીનો ઠરેક ઠંડો થઈ ગયો અને જયસુખભાઈનું તો પૂછવું જ શું ? અમે બધા તો સિપાઈઓ હતા એટલે અમારો મત ન હતો. ઈશ્વરલાલ અને જયસુખભાઈએ બેચાર ગુસ્સાનાં વાક્યો કહ્યાં. મેં દૂરથી એકાદ વાક્ય કે'હ્યું. એ બધાના જવાબમાં ધનપ્રસાદે પાછી પોતાની ભૂલ કબૂલી. એમણે ઈશ્વરલાલ અને જયસુખભાઈ જોડે શેકહેન્ડ કરી અને અમારું લશ્કર જે મારેલા તમાચાનું વેર વાળવા નીકળેલ તે લગભગ શરમભરેલી શાંતિ સાથે અમારે ઘેર પાછું ચાલ્યું ગયું. અમારાં કાકીએ આ વાત સાંભળીને આખા લશ્કરને અને ખાસ કરીને ઈશ્વરલાલને ફિટકાર આપ્યો પણ બધી વાત સમજ્યા વગર અભિપ્રાય આપવો એ મૂર્ખાઈ છે એમ ઈશ્વરલાલે બીજાં બધાંને કહ્યું. આવા સંજોગોમાં, 'શત્રુ શરણે આવે પછી એને મરાય જ નહિ એવું જયસુખભાઈએ બધાને કહ્યું. પાછળથી વર્ષો સુધી ધનપ્રસાદ આ વાત સંભારીને હસતા હતા અને અમારા મિત્ર ધનસુખલાલ મજમુદાર તો અમને એ મૃત્યુ પામ્યા ત્યાં સુધી એ બાબતમાં અને અમે કરેલી બહાદૂરીભરી પીછેહઠ બાબત બનાવતા હતા. એ પ્રસંગથી ધનપ્રસાદભાઈ અમારા નિકટ પરિચયમાં આવેલા.

એમની મશ્કરી કરવાની રીતનું એક દૃષ્ટાંતઃ ન્યાત જમતી હતી. તે વખતે ન્યાતના ત્રૈમાસિકમાં કાયસ્થોની ઉત્પત્તિના પ્રશ્ન વિષે બહુ ચર્ચા ચાલતી હતી. રણજિતરામના મતાનુસાર કાયસ્થો ક્ષત્રિયો અને શૂદ્રોમાંથી ઉત્પન્ન થયેલા, જ્યારે બીજો પક્ષ કાયસ્થો ક્ષત્રિયો અને બ્રાહ્મણોમાંથી ઉત્પન્ન થયેલા સાબીત કરવાનો યત્ન કરતો હતો.

ક્ષત્રિય-બ્રાહ્મણના મતને ટેકો આપનાર એક ગૃહસ્થ ધનપ્રસાદ પાસે આવીને ઊભા અને વાતો કરવા લાગ્યા. ધનપ્રસાદ અંગ્રેજો જેટલા ગોરા હતા તે હું આગળ કહી ગયો છું. તેમની સાથે વાતો કરનાર વ્યક્તિ પણ ગૌરવર્ણી જ હતી પણ આસપાસ કાળો રંગ જ નજરે પડતો હતો. વાતમાં ને વાતમાં પેલી વાત નીકળી. ધનપ્રસાદે હાવકું મોં રાખીને કહ્યું: "આપણે કાંઈ સાક્ષર નથી, રણજિતરામ જેવા. પણ આ બાબતમાં આપણે તો અર્ધી મિનીટમાં આ બાબત પુરાવા સાથે સાબીત કરી દઈએ." પેલા મિત્રને લાગ્યું કે પોતાના મતને એક વધુ ટેકો આપનાર મળે છે એટલે એણે ઉત્સાહથી કહ્યું: "ત્યારે કહી નાખો ને, આવતા અંકમાં છપાવી દઈએ." ધનપ્રસાદે કહ્યું. "આ મને અને તમને બાદ કરો અને પછીથી નજર ફેરવી જુઓ, તરત ખબર પડી જાય કે આ તે ક્ષત્રિય-બ્રાહ્મણ 'કોમ્બિનેશન' છે કે ક્ષત્રિય-શૂદ્ર!"

હું અજમેર ગયો. ધનપ્રસાદ અને તેમનાં પત્નીનાં મન મેં જીતી લીધાં. રોજ સવારે હું એમની દુકાને બેસતો, બપોરે વાંચતો, સાંજે એમની જોડે મોટરકારમાં ફરવા જતો અને રાતે બીઝિક રમતો. આમાં પેલી નોકરીનું તો નામનિશાન મળે જ નહિ ! હું જ્યારે યાદ દેવડાવું ત્યારે ધનપ્રસાદ કહે: "અરે ઉતાવળ શી છે ? ક્યાં આપણે બહાર બેઠા છીએ ? અને નોકરીમાં દાખલ કરાવવો એટલે પાંચ મિનિટનું કામ!" પણ એ પાંચ મિનિટ આવતાં આવતાં ત્રણ મહિના નીકળી ગયા ત્યારે આખરે ધનપ્રસાદભાઈએ નક્કી કરાવી આપ્યું. હું ત્યાંની વર્કશૉપમાં રોજના આઠ આનાના પગારે દાખલ થયો. એ રીતે આઠ આનાના રોજે દાખલ થઈને માણસો કેવા મોટા પગારની નોકરી સુધી ચડે છે એનાં ગુલાબી ચિત્રો મને ધનપ્રસાદે આપ્યાં, જે મેં મારી તન અને મનની શક્તિનો વિચાર કરતાં ગળે ઉતાર્યાં નહિ.

જે જુવાન રોજનો માંદો તે સવારે આઠ વાગ્યાથી વર્કશૉપમાં કામ પર ચડે અને સાંજે ૭ વાગ્યે છૂટે એ ટકી જ કેમ શકે? છ

દિવસમાં તતડીને તાવ આવ્યો. આ તરફ મુંબઈમાં જયસુખભાઈને મારી ગેરહાજરી સાલતી હતી. એટલે જુદી જુદી નોકરીની તલાશ કર્યાં કરતા હતા. તેમણે એક નોકરી શોધી કાઢી. મને કાગળ લખ્યો. મારી તબિયત જોતાં ધનપ્રસાદને લાગ્યું કે આ કારખાનાના કામમાં નહિ ચાલી શકે એટલે એમણે પણ વાંધો લીધો નહિ. અજમેરના કારખાનાનું જીવન છ દિવસમાં પૂરું થયું. હું મુંબઈ આવ્યો. પેલી નોકરી મને મળી નહિ; પણ તેનો જયસુખભાઈએ અને મેં બહુ સંતાપ ન કર્યો.

તે વખતે કવાડ્રેંગ્યુલર ક્રિકેટ ટુરનામેંટ ચાલતું હતું એટલે જયસુખભાઈએ મને કહ્યું: "નોકરીનું તો પછી થઈ રહેશે. હમણાં તો તું આ ટુરનામેંટ જોવા ઉપડી જા!"

હું ટુરનામેંટ જોવા ગયો.



શ્રી. ભોગીન્દ્રરાવ દિવેટીયા

---

## પ્રકરણ ચોથું

હું ભાયખળા વીજળીનું શીખવા જતો હતો તે સમયમાં અમે સાંતાક્રુઝ છોડીને મુંબઈ રહેવા ગયાં હતાં. સાંતાક્રુઝ અમે ૧૯૦૭માં રહેવા માંડયું તે આજ સુધી રહીએ છીએ. એમાં દોઢ પોણા બે વર્ષ

જેટલા માળામાં અમે એને બેવડા થયેલાં. એ બેવડાઈની મુદતમાં અમે વિવિધ પ્રકારનો આનંદ કરેલો એ વાત ખરી પણ પાછા સાંતાક્રુઝ આવીને ઠરીઠામ થયા નહિ ત્યાં સુધી અમને પોતાના ઘરને આંગણે રહીએ છીએ એવી શાંતિ તો મળેલી નહિ જ; એ તો પાછા સાંતાક્રુઝ આવીને વસ્યા ત્યારે જ પ્રાપ્ત થઈ.

અમે ચાર પાંચ મહિના, તે વખતના ચાયના બાગની સામા ઠરમશી દામજીના માળામાં એક બ્લોકમાં રહેલાં. ત્યાંથી ઉપડીને પંદરેક દિવસ એક તારદેવની ગંદી ચાલમાં રહેવા ગયેલાં અને ત્યાંથી ચોપાટી ઉપર ભાવનખાંની લેનમાં એક તદ્દન સુરતી ટાઈપના એક માળના સ્વતંત્ર ઘરમાં રહેવા ગયાં. વિલ્સન કૉલેજની હૉસ્ટેલોની પાછળ એક નાની ગલીને ભાવનખાંની લેન નામ આપવામાં આવ્યું હતું. એ ગલીમાં એક મોટો કંપાઉંડ સાથેનો બંગલો, એક નાનું ઘર અને બીજા તબેલા હતા. આ બધી મિલ્કત એક પારસી કુટુંબની હતી. તબેલામાં એમના ગાડીવાળા રહેતા, નાના ઘરમાં અમે રહેવા ગયાં અને મોટા બંગલામાં સ્વ. નાનાભાઈ જશુજના મોટા પુત્ર સ્વ. જમિયતરામનું કુટુંબ રહેવા આવ્યું હતું.

જ્યારે નાનાભાઈ જશુજનું કુટુંબ સંયુક્ત રહેતું ત્યારે વાલકેશ્વર પર નેપીયન સી રોડ પર એમનો પોતાનો મોટો બંગલો હતો તેમાં રહેતું. ૧૯૦૪માં હું મુંબઈ આવેલો ત્યારે એમને ત્યાં હું એ મોટા બંગલામાં રહેલો. જ્યસુખભાઈ પણ એમને ત્યાં બી. એ. નાં બે વર્ષ અને એમ. એ. નાં બે વર્ષ ત્યાં રહેલા. સ્વ. જમિયતરામના મોટા પુત્ર સ્વ. દોલતરામ પોતાનાં સાવકાં મા અને ભાઈબહેનો જોડે ભાવનખાંની ગલીમાં રહેવા આવ્યા. નાનાભાઈના બીજા પુત્ર સ્વ. હરદેવરામના પુત્ર કપીલરામ સાનાક્રુઝ રહેવા ગયા. ત્રીજા પુત્ર કૃષ્ણ-લાલ ચોપાટી ઉપર રહેવા ગયેલા. સૌથી નાના પુત્ર સ્વ. મનુભાઈ પણ સાંતાક્રુઝ રહેવા ગયા. એક પુત્ર જે સોલિસિટર હતા, તે તો મહેતેથી છૂટા પડીને ભાવનગર ચાલ્યા ગયા હતા.

સ્વ. દોલતરામને બધા સારાભાઇ નામથી ઓળખતા. સારાભાઈ એટલે સુરતની વિશિષ્ટ મશ્કરીઓના એક અપૂર્વ નિષ્ણાત ચૌદમા પ્રકરણમા વર્ણવેલ હજીરા ખાતેની મશ્કરીઓમા પણ એમણે સારો જેવો ભાગ ભજવેલો સરદાર સારાભાઈની આસપાસ જ્યારે જુઓ ત્યારે આઠ દસ વ્યક્તિઓ હોય જ અને હાહાહીહી ચાલતી જ હોય જેમ મશ્કરીમા તેમ પરોણાગતમા પણ સારાભાઇ પહેલે નબરે, અને તેમના મા વાવાકાકી આ પરોણાગતમા પૂરેપૂરો સહકાર આપે. ત્યા સાજના મળવા જનાર માણસને ત્યાથી જમ્યા વગર પાછા ઘેર જવુ હોય તો મહા મુશ્કેલી ઊભી થતી કોઇ છત્રી સતાડે તો કોઇ ટોપી સતાડે જોડા તો જડે જ નહિ અને આ બાજુથી વાવાકાકી, સારાભાઇ, તેમના પત્ની લીલાવતી ( સવિતાબહેન ) વગેરેનો આગ્રહ તો ચાલુ હોય જ !

બાનનખાની લેઇનમા અમારા બે કુટુબ વચ્ચેનો સબધ ઘણો ગાઢ થઇ ગયો હતો આજ તેત્રીસ વર્ષે હુ અને જયસુખભાઇ ૧૯૪૨ના મે માસમા કુમસ વાવાકાકીના જમાઈ અને અમારા પરમ મિત્ર કાકાભાઈ ( કૃષ્ણલાલ મનસુખલાલ મુનશી ) ને ત્યા અડવાડિયુ ગયેલા ત્યારે વાવાકાકી અને કાકાભાઈના પત્ની વિદ્યાગવરીના સ્નેહ ભર્યા આગ્રહથી અને સ્વાગતથી એ સસ્મરણો તાજા થઈ ગયા હતા

અમે બાનનખાની ગલી છોડીને મનાડમા માણેકલાલ મજમુદાર ઇજનેરના બગલામા રહેવા ગયા ઉપર એમનુ કુટુબ રહેતુ અને અમે નીચે રહેતા ત્યા અમે છએક માસ રહેલા અને ખૂબ આનદ કરેલો માણેકલાલના મોટા પુત્ર નદલાલ તે સમયે વિલાયત જવાની ગોઠવણમા હતા ત્યા જઈને તે બેરિસ્ટર અને અર્થશાસ્ત્રના નિષ્ણાત થઈ આવેલા સીડનહેમ કૉલેજ ઑફ કૉમર્સમા પ્રાધ્યાપક તરીકે જીવન શરૂ કરી પોતાના પચાસેક વર્ષે થયેલા અકાળ મૃત્યુ વખતે તે તાતા સન્સના ભાગીયા થયેલા આવડી મોટી પદવીએ ચઢેલા દર વર્ષે નિયમિત ઇંગ્લડ જનાર અને તાજમહાલ હોટેલ કપનીના મેનેજિંગ ડિરેક્ટર

તરીકે, હિંદુસ્થાનમાં હોય ત્યારે તાજમહાલમાં જ રહેનાર નંદલાલભાઈ પોતાનાં કુટુંબીજનો જોડે તેમ જ અમારી સૌની સાથે અતિશય મિલનસાર સ્વભાવથી વર્તતા.

માણેકલાલના બીજા પુત્ર તે વદનલાલ ઉર્ફે ધનસુખલાલ ઉર્ફે તોફાનભાઈ. નંદલાલના તે સાવકા ભાઈ અને મારી સગી ફોઇની છોકરીના છોકરા. અમે મલાડમાં હતાં ત્યાં સુધી હું, તોફાનભાઈ અને અદુભાઈ ( હરદેવરામ ઘેલાભાઈ દીવાન ) લગભગ સરખા હારમોનિયમ વગાડનાર ગણાતા. પણ પછી હું અને અદુભાઈ હતા ત્યાં ને ત્યાં જ રહ્યા અને તોફાને એ ક્ષેત્રમાં એટલી પ્રગતિ સાધી કે થોડાં વર્ષમાં મોટામાં મોટા ઉસ્તાદો સાથે મિજલસમાં પોતે હારમોનિયમ વગાડતા અને સાધારણ ઉસ્તાદોની સાથે તબલાં પણ આસાનીથી વગાડતા. મલાડમાં અમે સંગીતની મહેફીલો ઘણી કરેલી. તે વખતે તો એ અખાડામાં પણ જતા અને અડંગ કસરતબાજ હતા. છેલ્લાં છેલ્લાં ૧૯૨૬–૨૭ ની સાલમાં પણ તોફાનભાઈએ અનેક જલસા અમારે સાંતાક્રુઝમાં ગોઠવેલા; જેમાં તબલચી ખાંસાહેબ સિદિક, સંગીતશાસ્ત્રી વસંત વગેરે હાજરી આપતા.

મલાડનો એક પ્રસંગ મારા સ્મરણપટે સાફ ચોંટી રહ્યો છે.

એક રવિવારે કાકાજી ઘરમાં નહોતા. અમે બપોરે જમીને ઓટલે બેઠાં હતાં, તેવામાં એક વૃદ્ધ બ્રાહ્મણ ત્યાંથી નીકળ્યો. અમને બેઠેલાં જોઈને એણે સવાલ નાખ્યો કે તમારા હાથ જોઈ આપું ? અમને બીજો ધંધો ન હતો એટલે અમને ઇચ્છા થઈ આવી અને અમે પૈસા સંબંધી પૂછ્યું: જવાબમાં એણે કહ્યું કે હાથ દીઠ આનો આપશો તો ચાલશે. અમે એક પછી એક હાથ જોવડાવ્યા. મેં, કુમુદબાભીએ, જયસુખભાઇએ, તારાબહેને, માણુભાઇએ વગેરેએ. એ કહેતો ગયો, અને અમે સાંભળતાં ગયાં. ઘણીખરી ભવિષ્યની વાતો એટલે એ ખરી છે કે ખોટી તે સમજાય પણ શી રીતે ? એમ કરતાં.

તારાબહેને પોતાનો હાથ બતાવ્યો. તે સમયે તારાબહેન બાળવિધવા અને સંયોગો જોતાં એમનાં પુનર્લગ્નનો સંભવ એક ટકા જેટલો પણ નહિ. તેમના હાથની રેખા જોઈને પેલો વૃદ્ધ બોલી ઊઠયો: 'આ બહેનના હાથમાં હજી દસ વર્ષ ધણીનું સુખ છે અને એમને છ સંતાન થાય જેમાંથી પાંચ જીવે.'

આ સાંભળીને અમે ખડખડાટ હસી પડયાં અને બહેનનું મોં પડી ગયું. વૃદ્ધે તરત કહ્યું: "તમે બધાં હસો છો એ ઠીક નથી. હાથ જોતાં મને નહિ આવડતું હોય એ બનવાજોગ છે, પણ હું બ્રાહ્મણ છું અને જોઉં છું કે આ બહેને કપાળમાં ચાંલ્લો કર્યો નથી તેમ જ હાથમાં કાચની બંગડી નથી. વળી ઊંચી વર્ણનાં એટલે વિધવાવિવાહનો રિવાજ પણ હોય નહિ આ બધું હું જાણું છું છતાં મને તો મારા ગુરુએ કહ્યું છે કે તારે જૂઠું નહિ બોલવું; હાથમાં જે જણાય તે સાફ કહી દેવું. મને હાથમાં પતિનું સુખ અને સંતાન જણાય છે માટે કહું છું. તમારે માનવું હોય તો માનો."

અમે મુદ્દત પૂછી. એણે એક દોઢ વર્ષ પછી જણાવી. એને તો અમે એક રૂપિયો આપ્યો અને વિદાય કર્યો પણ પાછળથી જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એની ભવિષ્યવાણી સોએ સો ટકા ખરી પડી–માત્ર તારાબહેન સંબંધી નહિ પણ અમારા બધાં વિશેની !

મલાડમાં ચોમાસામાં મેલેરિયા થાય છે એમ સાંભળ્યાથી અમે અંધેરી સ્ટેશન પાસે, ગોંદિવલી રોડ ઉપર એક નાના બંગલામાં રહેવા ગયાં, ત્યાં અચાનક કાકાજીને મરડો શરૂ થયો અને એમને એમ લાગ્યું કે મૃત્યુ પાસે આવ્યું છે એટલે પોતે સૂરત ગયા; ત્યાં રોગ વધ્યો અને અમને તાર કરવામાં આવ્યો. જયસુખભાઈ વહેલા ગયા હતા. હું પાછળથી ગયો. રાતના હું ત્યાં પહોંચ્યો. મળસ્કામાં કાકાજી મૃત્યુ પામ્યા.

અમે પંદરેક દિવસ સુરત રહ્યાં, એટલામાં જયસુખભાઈ અંગ્રેરીથ ઘર ફેરવીને સાંતાક્રુઝ લઈ આવ્યા. આ વાત ૧૯૧૦માં બની. અને તે પછી સાંતાક્રુઝ છોડયું નથી.

કાકાજીના મૃત્યુ પછી અલ્પ સમયમાં અમારી વચલી બહેન તારાગવરીના પુનર્વિવાહનો પ્રશ્ન ઊભો થયો. અમારી ન્યાતના જ હિન્દી સરકારના જૂમ્મરખાતાના અમલદાર નાનુભાઇ ડાહ્યાભાઈ કે જે વિધુર હતા તેમણે વિધવાવિવાહ કરવાની ઈચ્છા પ્રદર્શિત કરી. અમારા કુટુંબમિત્ર મનહરરામ હરિહરરામ મહેતા અને દેવીદાસ સોલિસિટરે આ બાબતમાં જયસુખલાલની સાથે વાત કરી. ૧૯૧૦ ના જમાનામાં વિધવાનાં લગ્ન કરાવવાની જવાબદારી ઉઠાવવામાં શી ગેમી મુશ્કેલીઓ હતી તે આજના જમાનાના લોકો ભાગ્યે જાણી શકે. એ બધી મુશ્કેલીઓનું પૂરેપુરું ભાન હોવા છતાં જયસુખભાઈએ પોતાના સિદ્ધાંતોને વળગી રહીને વિધવાવિવાહ કરાવવાનો નિર્ણય કર્યો. એ કાર્યને પરિણામે જે ભોગવવાનું આવે તે ભોગવવા પોતે તો નિશ્ચય કર્યો હતો, પણ પોતાના કુટુંબનાં બીજાં માણસો બળાત્કારે એનો ભોગ બને એ એમને ઠીક ન લાગ્યું. એથી એમણે પોતાનાં પત્નીને કહ્યું કે જો ન્યાતબહાર જવા તૈયારી ન હોય તો લગ્ન પોતાને ઘેર કરવાને બદલે બીજે કોઈ ઠેકાણે કરવાની ગોઠવણ કરવામાં આવે.

જૂના જમાનાની પત્નીને સિદ્ધાંત તરીકે વિધવાવિવાહ માન્ય ન હતો છતાં પતિને એકલા રહેવા દઇ પોતે અને પોતાનાં બાળકો ન્યાતમાં રહે એ સ્થિતિ પણ એમને સ્વીકાર્ય ન હતી. પરિણામે એમણે લગ્નમાં હાજર રહેવાનો નિશ્ચય કર્યો. તે પછી મોટાભાઇએ મને પૂછ્યું. મારે માટે માત્ર એક જ પ્રશ્ન ઊભો હતો: ન્યાત બહાર મુકવાને કારણે કદાચ ન્યાતની કન્યા ન મળે અને ન્યાતબહારની કન્યા લાવવી એ તે જમાનામાં સહેલું કાર્ય ન હતું. આ ત્યાગ સામાન્ય દૃષ્ટિએ બહુ મોટો લાગે પણ મારી તે સમયની મનોદશા જોતાં—હું તે સમયે

એટલું જ નહિ પણ મને પૂછવા જેટલી શંકા પણ ભાઈના મનમાં ઊભી થઈ તે વિશે મને ખોટું લાગ્યું.

માણુભાઈ તે વખતે બહુ નાના એટલે એમનો તો સવાલ જ ન હતો. નાની બહેન રમનગવરીના પતિ બબ્બુભાઈ દોલતજાદા તરફથી આ બાબતમાં વિરોધ દર્શાવવામાં ન આવ્યો. માત્ર મોટી બહેન તનુગવરી વિશે ચિંતા હતી. તારાગવરીના પહેલા પતિ તનુગવરીના મામાસસરા થતા હતા, એટલે એમનાં સાસરિયાં તરફથી સખત વિરોધ હોય એ સમજી શકાય તેમ છે. અમારા મોટા બનેવી વામનલાલને ખાનગીમાં વાંધો ન હતો પણ બહારથી એ પ્રકારની લાગણી એઓ બતાવી શકે તેવી સ્થિતિમાં ન હતા. પરિણામ એ આવ્યું કે આ પુનર્વિવાહ પછી મોટી બહેનને અમારે ત્યાં લગભગ બે વર્ષ સુધી આવવા દેવામાં નહોતી આવી.

જ્યારે પગલું ભરવું ત્યારે પૂરા પ્રચારકાર્ય સાથે ભરવું એવો જયસુખલાલ અને નાનુભાઈ દરૂ બંનેએ નિર્ણય કર્યો એટલે જૂના વિચારવાળા વધારે છેડાયા. મુંબઈ, સૂરત અને અમદાવાદનાં લગભગ બધાં અગ્રગણ્ય ગુજરાતી છાપાંઓએ આ બાબત ઉપાડી લીધી અને વિધવાવિવાહના પક્ષમાં ભારે ઊહાપોહ કરી મુક્યો. માત્ર મુંબઈનું 'ગુજરાતી' અમારી સામે લખતું રહ્યું. ગલીચ ગાળોથી ભરેલા નનામા કાગળો અસંખ્ય આવ્યા, જેમાના કેટલાકમાં તો અમને માર મારવાની ધમકીઓ પણ હતી. પણ એથી તો જયસુખભાઈનું જુવાન લોહી વધારે ઉશ્કેરાયું અને અમારા પક્ષનાં ભાષણો તથા લખાણો વધારે કડક બનતાં ગયાં.

સાંતાક્રુઝમાં જ ૧૯૧૦ માં તારાગવરીનો પુનર્વિવાહ ત્યાં કરાવ્યો અને હાજર રહેનારાઓમાં મહારાજા ગાયકવાડ, જસ્ટિસ ચંદાવરકર, સર રમણભાઈ વગેરે હતા. અમારી નાની સરખી ન્યાતમાં ભારે ગરબડાટ થઈ રહ્યો અને હું ભૂલતો નહિ હોઉં તો સ્પેશ્યલ ટ્રેન

જેવી ટરીને પણ અમારા ન્યાતીના મૂરત સભામા હાજરી આપવા ગયેના ! ન્યાતે જયસુખનાનને અને કુમુ ભાભીને ન્યાત બહાર મૂક્યા, પણ મને ન્યાત બહાર ન મૂક્યો પહેના તો ન્યાતીલાના એટલે સુધી વિચાર હતો કે એ લગ્નપ્રસગે હાજર રહેવાં બવાને પણ ન્યાત બહાર મૂકવા પણ લગ્નમા હાજર રહેનાની સખ્યા મહુ જ થઈ પડી એટલે નાનકડી ન્યાનમાથી એટલાને ન્યાન બહાર મૂકે તો થોડી વારમા ન્યાન બહારનાની સખ્યા ન્યાનમા રહેના કરના વધી જાય એ બયથી ન્યાતે માત્ર જયસુખલાનને અને નાનુભાઈ દરૂ, તેમના પત્ની અને ભાવિમા તેમને સતાન થાય તો તે સતાનોને ન્યાન બહાર મૂકીને સતોષ માન્યો પાછળથી છોકરા મોટા થયા ત્યારે છોકરાઓને પણ ન્યાનમા લઈ લેવામા આ યા

તે વખતના મારા માનસનો આજે વિચાર કરુ છુ ત્યારે મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે 'લડે તેનો લડનારો દે ના જેવી વૃત્તિએ મારા ઉપર સામ્રાજ્ય મેળ યુ હતુ એમ કહી શકાય એક તરફથી જૂના વિચારવાળાઓની સામા તક મળતા સામનો કરવો, બીજી બાજુ અરવિન્દ ઘોષ અને દત્ત મૃણાલિની ઘોષ વગેરેના નામોથી અમારા રોમાચ ખ ! થઈ જતા અનરના ઉડાણમા સર ફીરોઝશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી વગેરેને માટેનું માન હતુ ખરુ પણ બહાર આવવા જેવુ એનામા જાણે કશુ ન હતુ પરતુ ત્રીજી બાજુથી સાહિત્ય-તેન વાચન અને લખન-મને અ ન્દીં નહેુ હતુ અત્યારે તટસ્થનાથી વિચાર કરતા લાગે છે કે આ ત્રણે આ ત્રિપુટીમા સાહિત્ય પ્રત્યેનું આ ત્રણ મારા જીવનમા સૌથી આગળ પડતુ હતુ અને છે

તે સમયનું માનાકડનુ જીવન શાન, સ્નેહભર્યું એક નાનકડી દુનિયામા નાના નાના પાચ સાન પ ૨ કુટુમ્બો વસતા હોય એવુ હતુ થોડે થોડે અનરે કોઈ કોઈ ગૃહસ્થને ત્યા બધાને એકઠા થવાનું હોય. ભોગીન્દ્રરાવ દિવેટિયા મનહરરામ મહેતા, ધનસુખલાલ મજમુદાર

ચન્દ્રશંકર પંડ્યા, મનસુખલાલ માસ્તર ત્રિમનલાલ અંજારિયા, રણજીતરામ અમે વગેરે મળીએ; લલિતજી, ભોગીન્દ્રરાવ ચન્દ્રશંકર વગેરે સંગીતનું ખૂન કરે અને એમાં હું એક ભાગીદાર તરીકે હાર-મોનિયમની પેટી સાથે હાજર હોઉં ચાહ, ચેવડો, બીસ્કિટ વગેરે ખાવાનામાં હોય, સાહિત્ય અને બીજા વિષયોની ચર્ચા ચાલે શાંત સંધ્યા જેવા ભોગીન્દ્રરાવ પોતાની શાન્ત ઢબે કાંઈક હાલકું, વ્યવહારુ જ્ઞાનથી ભરેલું બોલતા હોય તો બીજી બાજુ ચન્દ્રશંકર ભાષણ કરતા હોય તેમ મોટે અવાજે પણ સ્નેહભર્યા આવેશમાં કાંઈક સંભળાવતા હોય. એક તરફ રણજીતરામ ગંભીર વિનોદ કરતા હોય તો બીજી તરફ મનહરરામ અને ધનસુખલાલ મજમુદાર તદ્દન સૂરતી હાસ્યરસનો હથોડો મારતા હોય અને વચમાં જયસુખલાલ વડિકમાં જૂના વિચારવાળાઓ ઉપર તો ધડિકમાં નિમરનો ઉપર પ્રહારો કર્યે જતા હોય આવી પાર્ટીઓમાં ચન્દ્રશંકર એકના ભાગે જ આવતા એમની સાથે ક્રમમાં કમ દસ–બાર જણા તો હોય જ એ ઉપરથી અમે ચન્દ્રશંકર અને એમની ગીની એ નામથી જ એ બીજા દસ–બારને ઓળખતા.

ચન્દ્રશંકર સાથે મારે બહુ તો નહિ પણ ઠીક ઠીક સંબંધ તો ખરો. જાહેર જીવનના આરંભકાળમાં ચન્દ્રશંકર બહુ સારા વક્તા ગુજરાતી તેમ જ અંગ્રેજીમાં હતા કેટલાક નૃસિંહદાસ વિભાકરને ચન્દ્રશંકરથી ચડિયાતા ગણતા હશે પણ હું તો ચન્દ્રશંકરને જ ઊંચા ગણું વિભાકરમાં કૃત્રિમતા ઘણી હતી સશક્ત અવસ્થામાં ચન્દ્રશંકર નેતા થઈ શકે તેવું વ્યક્તિત્વ ધરાવતા હતા નિમરલોના સાન્ધ્યગાન અને હોમરૂલના ઉપક્રમમાં ચન્દ્રશંકર દીપતા હતા ધોળું પાટલૂન, લાંબો કાળો ડગલો અને માથે નડિયાદી પાઘડી સાધારણ ભરાવદાર મૂછ, ચમકારતી આંખ અને ભીખાશભર્યો છતાં મોટો અવાજ, નિખાલસ, ખડખડાટ હાસ્યના તરંગો પોતે ગર્ભશ્રીમંત બી. એ. એલએલ. બી, સારા, આશાસ્પદ વક્તા, સર ચન્દાવરકરના પટ્ટશિષ્ય

જેવા, કવિ, સાક્ષર, ગોવર્ધનરામના સબંધી, મોટા સ્વપ્ન સેવનાર, તેજમાં આવવા અને રહેવા ઇચ્છતા મહત્તાભક્તી યુવાનને આથી બીજી કઈ વધારે મદદ જોઈએ ? ભાવિ ઉજ્જ્વળ હતું સાધનનો અભાવ ન હતો, સંયોગો અનુકૂળ હતા અને ચન્દ્રશંકરનું ચન્દ્રશંકરત્વ પૂરમ હારમાં ખીલ્યું હતું પણ કોણ જાણે શાથી—એમને જ્યોતિષમાં શ્રદ્ધા હતી એટલે પ્રતિકૂળ ગ્રહોને લીધે એમ કહી શકાય—ધીમે ધીમે વસ્તુસ્થિતિ બગડતી ગઈ ચન્દ્રશંકર હમણાં મોટા થશે, હમણાં મોગ થઈને આખરે હાઈકોર્ટમાં જડજ થશે એવી દૃઢ થયેલ ધારણા ખોટી પડવા માંડી ગર્વશ્રીમતાઈ ઓસરવા માંડી, શરીરે દગો દીધો, બુદ્ધિના ચમકારામાં તેજને બદલે વાયડાઈ જણાવા માંડી હૃદયની મીઠાશ વેધુ મીઠી થતા સામા મનુષ્યોને અપ્રાહ્ય થઈ ગઈ એ ફાકડી પાઘડી, લાંબો કોટ અને પાટલુનને બદલે ધોતી ટોપી અને કફની, ગમે તે કારણ હો પણ ચન્દ્રશંકરને શરીરે રોગ નહિ સુભાષિના રાજ્યનીતિનો, ગુજરાતના સાક્ષરો અને અનેક સંસ્મારી મનુષ્યોના પ્રિય સાક્ષરશ્રી ચન્દ્રશંકર કેટલાક અનાડીઓને મોએ અને હાથે 'ચ્હીતાતડ' ના નામથી પ્રસિદ્ધિ પામવા લાગ્યા ' એમની સાથેના, એમનાથી નીચી પદવીના હરસિદ્ધભાઈ જડજ થયા, નનુભાઈ મુનશી ગુજરાતી સાહિત્યસમ્રાટ, આગેવાન ધારાશાસ્ત્રી અને ગૃહમંત્રી થયા મનસુખ લાલ માસ્તર અને સનમુખલાલ પડયા હિન્દની લગભગ એ પૂરી વડાગુજગાની કપનીના પ્રાણ થયા વિભા રે પણ નહિ નહિ કરતા થોડીઘણી કીર્તિ પ્રાપ્ત કરી પણ ચન્દ્રશંકરને ફાળે એમાનું કશું ન આવ્યું આને પરિણામે થયેલી નિરાશાથી ઘણાય મનુષ્યો જીવનને ધિક્કારતા થઈ જાય ચન્દ્રશંકરનુ નમ્ર થઈ, વધુ વિનીત બની વધુ સ્નેહ બતાવી એ નિરાશા ભૂલવાનો મિથ્યા યત્ન કરવા લાગ્યા

પાસા અવળા પડ્યા હોત તો ચન્દ્રશંકર હાઈકોર્ટના જડજ થયા હોત પોતાને જે પ્રિય હતું તે કાર્ય—અનેક સાહિત્ય અને અન્યના

રસિકોને બોલાવીને તેમની પરોણાગતનું—નું હોત. પહેલા વર્ગના નહિ પણ બીજા વર્ગના તો ખાસ એવા કવિ થયા હોત. સારા ગુણના વિવેચક થયા હોત. ઊંચા પ્રકારના વક્તા થયા હોત. દુનિયામા ડાહ્યા ગણાતા હોત સાહિત્યની અને પ્રવૃત્તિઓના પ્રાણ બની રહ્યા હોત. પણ પાસા ઊંધા પડ્યા કિસ્મત!

ચન્દ્રશંકર જ્યારે ચાગના બાગમા પૂર હોશમા રહેતા હતા ત્યારે પણ હું એમને ત્યા અવારનવાર જતો, એમની ઉત્તરાવસ્થામા પણ કોઈ કોઈ વખત હું એમને મળતો, મારા પુસ્તકો એમને મોકલતો અને મને એ ઘણી વાર પત્રો પણ લખતા, જેમાના નાશ પામતા બચી ગયેલા પાચ પત્રો 'માનસી'ના ડિસેમ્બર, ૧૯૪૦ના અંકમા પ્રસિદ્ધ થયેલ છે એમને હાસ્યરસના ક્ષેત્રમા મારા અને જ્યોતીન્દ્ર પ્રત્યે સારો પક્ષપાત હતો. છેક છેવટની દશામા એ હતા ત્યારે મને એમણે પૂછેલુ કે તમે બે સમર્થ હાસ્યરસકાર છો પણ બેમાથી વધુ લોકપ્રિય કોણ અને શાથી? જ્યોતીન્દ્રને પણ આ જ પ્રશ્ન એમણે પૂછેલો કે નહિ એની મને ખબર નથી

મે તો તરત જ જવાબ આપ્યો કે 'જ્યોતીન્દ્ર'. આ જવાબથી એમને આશ્ચર્ય પણ થયુ અને એમણે કહ્યુ કે જ્યોતીન્દ્ર સંસ્કૃત, તત્ત્વજ્ઞાન, વેદાંત વગેરેના નિષ્ણાત અને એમના લખાણમા પણ વારે વારે એના સૂચન થયા કરે છે જ્યારે તમે તો તદ્દન સરળ લખો છો છતા જ્યોતીન્દ્ર કેમ વધારે લોકપ્રિય? મારો જવાબ હતો કે જ્યોતીન્દ્રભાઈની આ બધી લાયકાત એમની લોકપ્રિયતાની આડે આવતી નથી, કારણ કે એમના લખાણો આમ અને વિદ્વાન ઉભય વર્ગને ફાવે તેવા છે જ્યારે મારા માત્ર જે વર્ગ અતિસૂક્ષ્મ હાસ્યરસ સમજી શકે તે વર્ગને ગમે તેવા છે ઉદાહરણમા માત્ર બન્નેનો એકેક લેખ બસ થાય જ્યોતીન્દ્રનો 'ઘાંચીને ખુલ્લો પત્ર' (રંગતરંગ) અને મારો 'પ્રેમના પ્રાયશ્ચિત' (વિનોદ વિહાર) એમને પૂરેપૂરી ખાતરી

વક્તૃત્વના સારા પ્રકારની હતી. એમની વાગ્ધારા અસ્ખલિત, કર્ણપ્રિય ભાષામા સતત વહ્યા કરતી એમના ભાષણોમા અમુક પ્રકારની નીડરતા અને ગમે તેવા મોટા પ્રતિસ્પર્ધીની શેહમા ન અજાઈ જવાની ઈચ્છા હતી, અને આ બે વસ્તુ બનાવનારના આનદમા એ શ્રોતાઓનો સહકાર ગુમાવતા એમ મને લાગે છે, છતા વૈચિત્ર્ય તો એ હતુ કે એમના લખાણોમા એથી જુદા પ્રકારનો સયમ, દરીકનુ તેમ જ કોઈ વ્યક્તિનું જરા પણ મન દુખાય નહિ તેની વધુ પડતી કાળજી વગેરે એટલા પ્રમાણમા જણાતા કે આ વાણી સ્વાતત્ર્યના જમાનામા વાચકોને એ લખાણ ફીક્કા લાગવા માડ્યા

લડાઈનો ઝટકો તેજમા રહેવા માટે અમર્યાદિત પ્રયાસો કરવાની ખેદ નાગી, છપાતી ગખવાના યત્ન કરતા છતા પણ બહાર નીકળી આવતી એમની વધુ પડતી ઊર્મિલતા, પોતાના કાર્યની કદર ન થાય તો મનમા ઘણુ સાલ પણ એ પ્રત્યે એક પ્રકારની ઉદાસીનતાની વૃત્તિ કેળવવાની પ્રકૃતિ વગેરે કારણોને લઈને 'દિ ગ માહિત્ય-ક્ષેત્રમાથી નાઈક બહુ વહેલા નીકળી ગયા એ નીકળી જવાની ક્રિયામા નિરોધ દર્શાવનાર કોઈ રણજીતરામ પડખે હોત તો કદાચ જુદુ પરિણામ આવત મે તો એમને પાનો ચડાવવા ઘણી વાર યત્નો કરેલા મે એમને અનેક વેળા કહેલુ કે "અજારિયા, એક વખત ગમે તેને—જોઈએ તો મને જાહેરમા મુક્તકઠે ગાળ દો અને પછી જુઓ તમારા ભાવ સાહિત્યના બજારમા કેવા ઊછળે છે તે!" પણ અજારિયા એમની ઉદાસીનવૃત્તિમાથી ચલિત થતા નહિ અને પોતાના કુટુબ અને સ્નેહી વર્ગના વર્તુલમા તેમ જ સ્ત્રીકેળવણીના જગતમા સકેનાઈ જઈને શાત જીવન ગાળ્યા કરે છે અજારિયા અને મુદ્રિકાબહેન સાથેનો મારો સબધ આજ વર્ષો થયા એવો ને એવો મીઠો રહ્યો છે, એમા કોઈ વિઘ્ન આવ્યુ નથી છેક હમણાનો પ્રસગ અજારિયાને હુ માર્ગે મળ્યો મને ૧૯૪૦ના વર્ષ માટે રણજીતરામ સુવર્ણચદ્રક મળ્યો છે

એ મનલખતો પત્ર આગલે દિવસે જ મને મળ્યો હતો તે વાત મેં એમને કરી. પોતે સાંભળી રહ્યા અને પછી બોલ્યા: "આમાં તમને અભિનંદન આપવા જેવું તો હોય જ નહિ; કારણકે વર્ષો પહેલાં તમને એ આપવો જોઈતો હતો. આટલે વર્ષે પણ સાહિત્ય સભાને એ તમને આપવાનું સૂઝ્યું તે બદલ તેને અભિનંદન ઘટે પણ તે તમને આપવાથી કશો અર્થ સરતો નથી!"

અમારા તે વર્તુલમાં બોગીન્દ્રરાવ સૌથી શાંત અને ગંભીર હતા. વાર્તાલાપમાં હાસ્યરસ ઝડપથી પકડતા અને મુક્તકંઠે હસી શકતા છતાં પ્રકૃતિએ બહુ પાતળી ચામડીના હતા. તદ્દન દુર્બલ શરીર અને તેને ઢાંકવાના પ્રયાસમાં કોઈ પણ પ્રકારની કાળજી વાપરવામાં આવતી ન હતી તો કલાને તો સ્થાન ક્યાંથી જ હોય? ચોમાસાના દિવસોમાં માથે જૂની બેંગલોર ટોપી, સુતરાઉ કાળા રંગનો લાંબો ડગલો, સળ વગરનું ધોળું પાટલૂન અને તેના ઉપર ગરમ પટ્ટી ઘુંટણ સુધી બાંધેલી અને ટોપલામાં લઈને ફરતા બૈયાઓ પાસેથી લીધેલાં બૂટ, આ બધા ઉપર ઓવરકોટ અને હાથમાં વાંસના હાથાની છત્રી; આ બોગીન્દ્રરાવનો પોષાક. એને પોતે 'બોડીઆક' કહેતા, અને સ્કુલે જવાનો એમનો આ રીતસરનો સ્વાંગ. બાકી તો ધોતીયું અને હાફ કોટ એ પહેરતા.

બારે ગરીબાઈમાંથી એમણે દિવસો પસાર કરેલા એની અસર એમના માનસને ઠેઠ સુધી ઘેરી રહી હતી. પોતાના જગતમાં એ સંતોષ માનતા અને આનંદ માણવાનો યત્ન કરતા. છતાં પણ પોતે ગરીબ એટલા માટે જ સાહિત્યની દુનિયામાં પણ એમની કદર ઓછી એ વાત એમના મનમાં ચોવીસે કલાક ઘૂંટાયા કરતી અને એમને કાંઈક અંશે ખારા બનાવતી. પંદર રૂપિયાના માસિક પગાર ઉપરથી પન્નાલાલ સ્કૂલમાં સવાસો રૂપિયાના માસિક પગાર ઉપર ગયેલા અને તે ઉપરાંત કલમના સાધન વડે પણ એ ઠીકઠીક કમાતા. તે સમયે એમણે શરીરને થોડું ઓછું ઘસ્યું હોત, જરા ઓછી કમાણીથી

સંતોષ માન્યો હોત તો અકાળે એમનું મૃત્યુ ન થાત એમ કહી શકાય.

ગોવર્ધનરામની સર્વવ્યાપી અસર નીચે ઉત્પન્ન થયેલ અનેક લેખકોમાં ભોગીન્દ્રરાવ એક હતા. વધુ જીવ્યા હોત તો એ અસર અમુક પ્રમાણમા નબળી પડી હોત. એકસામટી ચાર ચાર ચાલુ વાર્તાઓ પોતાના સ્કૂલના કામ ઉપરાંત લખવી અને તે માટે પ્રસિદ્ધ-કર્તાઓ પાસે માંગ ઉત્પન્ન કરાવવી એ ખાવાના ખેલ નથી. વાંચ-કોના ઉપલા વર્ગને બાદ કરીએ તો બીજા વર્ગોમાં ભોગીન્દ્રરાવ ઘણા લોકપ્રિય હતા. એમનું પાશ્ચાત્ય સાહિત્યનું વાચન ઘણું પરિમિત એટલે એમની વાર્તાઓનું વિધાન મોળું રહ્યું. અને જેમ લલિતનાં ઉત્તમ કાવ્યોને વખાણતાં રણછોડરામે લખેલું કે લલિત ગગનવિહારી કવિ નથી પણ નાના ઘરની આગલી ઓશરીમાં બેસીને મીઠાશભર્યાં ગીત ગાનાર છે તેમ ભોગીન્દ્રરાવ પણ એવી ઓશરી કે પરસાળમાં બેસી ત્યાંના જગતનાં દિલ બહેલાવનાર હતા.

મેં 'પ્રતિમાની પ્રતિજ્ઞા'નો અનુવાદ કર્યો તે વેળાએ એ ભોગીન્દ્રરાવને વંચાવેલો અને તેમણે એમાં એક પ્રકરણ લખવાની ખાસ ઇચ્છા બતાવેલી. મારે વાંધો ન હતો એટલે એમણે 'પુનામાં લગ્ન' એ પ્રકરણ અને લખી આપ્યું હતું. એક વખત પોતે ગરીબ હતા એ વાત એ ભૂલ્યા ન હતા એમ હું આગળ કહી ગયો છું. 'સરજનરાજની સુષુપ્તિ' નામનું કાવ્ય નરસિંહરાવે લખીને પ્રસિદ્ધ કર્યું એથી ભોગીન્દ્રરાવને (એમનું કૌટુંબિક નામ 'સારજંટરાવ' હતું) બહુ ખોટું લાગ્યું હતું અને ત્યારથી તેમણે નરસિંહરાવના કુટુંબ જોડેનો સંબંધ પણ તોડી નાખ્યો હતો. નરસિંહરાવે આવું પરિણામ એ કાવ્ય પ્રસિદ્ધ કરતી વેળા ધારેલું નહિ; નહિ તો કદાચ એ કાવ્ય એ પ્રસિદ્ધ ન કરત.

લગભગ ૧૯૦૮થી માંડીને ૧૯૧૨–૧૩ સુધીનું અમારું જે વિદ્યાભ્યાસંગી મંડળ ગણાતું તેની કાંઇક આછીપાતળી રૂપરેખા અહીં રજૂ કરી છે.



ઊભેલા — કુશલ મુનશી, ધનસુખલાલ, જયસુખલાલ
વચમાં — ઇંદુમતી, ભાગ્યવતી
આગલી હાર — મનોહર, માધુભાઈ, ચંદ્રપ્રસાદ, નાનુભાઈ વૈદ

---

## પ્રકરણ પાંચમું

ગયા પ્રકરણમાં વર્ણવી ગયો તે વર્તુલના જેવાં બીજાં ક્ષેત્રનાં વર્તુલો પણ તે નાની દુનિયાના અસ્તિત્વ ધરાવતાં હતાં અને તે દ્વારા પણ અમે ઘણો આનંદ લૂંટતા.

વચમાં એક વાત કહી દઉં. સામાન્ય બુદ્ધિ એકદમ કબૂલ ન કરે તેવી લગભગ અશક્ય લાગતી વસ્તુઓ આપણે જ્યારે પહેલી વાર

જોઇએ છીએ ત્યારે કેવો અવર્ણનીય, તીવ્ર આનંદ થાય છે! પણ પછી એની પુનરાવૃત્તિઓમાં એ આનંદની તીવ્રતા કે અવર્ણનીયતા રહેતી નથી. ઘોડા વગરની ગાડી રસ્તામાં ચાલે છે તેવી વાતો મેં સાંભળેલી પણ માનેલી નહિ. તેથી અમદાવાદમાં ૧૯૦૨માં પહેલવહેલી મેં મોટરકાર જોયેલી અને આસપાસ સો દોઢસો માણસોનું ટોળું દોડતું હતું તે પણ ભાળેલું. તે વખતે જેવી મનોવૃત્તિ થયેલી તેવી જ મનોવૃત્તિ ૧૯૦૫-૦૬માં સુરતમાં મેં પહેલવહેલી ચલિત ચિત્રોની ફિલ્મ જોયેલી ત્યારે થયેલી અને તે જ અરસામાં સુરતમાં એડિસનના ફોનોગ્રાફની ચુડીઓ સાંભળેલી ત્યારે પણ હું આશ્ચર્યના સમુદ્રમાં ગરકાવ થઈ ગયેલો. મુમ્બઈમાં પહેલી સાયલન્ટ ફિલ્મ બનાવનાર થીએટર અમેરિકા-ઇન્ડિયા નામનું મુંબઈની મ્યુનિસિપાલિટીના મકાનની પાસે, જ્યાં ઘણાં વર્ષ ઓમ્બે સ્વદેશી કોઓપરેટિવ સ્ટોર્સ હતો ત્યાં આવેલું હતું. તે જગ્યાએ અમે-હું, જયસુખલાલ અને કુમુદાભાભી-માત્ર બબ્બે આનાની ટિકીટ ખરચીને ઘણી વાર ગયેલાં અને પિટ ક્લાસના બાંકડાઓ ઉપર આસાનીથી બેઠેલા. તે વખતે એમ કરવામાં અમે કોઈ પણ પ્રકારની વિચિત્રતા દાખવીએ છીએ એવો અમને ખ્યાલ જ ન હતો! એ પણ જમાનાની તાસીર!

અમારું રમતનું મંડળ સરસ જામ્યું હતું. અને ક્રિકેટનો શોખ, જરા પણ રમતાં આવડતું નથી છતાં, તો જન્મથી જ હતો અને પાછી મુમ્બઈ તો ક્રિકેટની યાત્રાની ભૂમિ; પરિણામે એ રમત તો અમારું મૂળ આકર્ષણ હતી. સાથે સાથે હૉકી, ગીલ્લીદંડા, ભમરડા, કબરડી (હુડુતુ), આટાપાટા, બાઈ બાઈ ચારણી વગેરે બહારની રમતો અને પાનાં, શેતરંજ, ડ્રાફ્ટ્સ, સોગઠાં વગેરે ઘરની રમતો પણ તે સમયમાં અમારા મંડળમાં ખૂબ ચાલતી.

ક્રિકેટ રમવાનાં સ્થળો અનેક હતાં: નાના વાડાથી માંડીને સાંતાક્રુઝના ગોળીબારના મેદાનમાં અમે ક્રિકેટ રમતા અને એક બે

વખત તો મુંબઈના મેદાનોમાં પણ અમે હિમ્મત ભીડેલી વાડામાં અમે ઘણુંખરું ટેનિસના બૉલે ક્રિકેટ રમતા તેના નિયમોમાં પણ અમે સ્થળ પ્રમાણે અને સાધન અનુસાર ફેરફાર કરતા એક વખત મનુભાઈ નાનાભાઈ હરિદાસ (જેમને અમે નાનાકાકા કહેતા) જે મકાનમાં ભાડે રહેતા હતા તે મકાનના કંપાઉંડમાં સાત-આઠ સામે ક્રિકેટ રમેલા પરિણામે નાનાકાકાએ ઘરધણીને ભાંગેલા કુંડા અને બારીના કાચની નુકસાનીના સીત્તેરેક રૂપિયા ભરી આપેલા છતાં અમને એમણે ના નહિ પાડેલી પણ અમે સમજીને અમારું રમતનું સ્થળ બદલેલું

સાંતાક્રુઝના ક્રિકેટજગતમાં મેં એવી જગ્યા લીધેલી કે હું નાનામાં નાના છોકરાઓથી માંડીને મોટા મોટા જોડે ક્રિકેટ રમતો એ રમતના પુસ્તકોના વાચન દ્વારા અને મેચો જોવાથી પ્રાપ્ત કરેલ ઊંડા જ્ઞાનથી હું આસપાસનાઓના મન ઉપર એવી અસર કરતો કે એથી તેઓ મને ક્રિકેટ રમતા જરા પણ આવડતું નહોતું એ બાબતમાં સાચી વાત ભૂલી જતા!

જે પણ કાર્ય હું કરતો હોઉં એ કાર્યમાં હું એટલો તલ્લીન થઈ જાઉં છું કે બીજી બાબતોમાં હું તે સમયે રસ લઈ શકતો જ નથી એક વખત નાના છોકરાઓ જોડે હું વાડામાં રબરના બૉલથી ક્રિકેટ રમતો હતો એવામાં કોઈ સાહિત્યપ્રેમી મારા દર્શને આવ્યો એને મનમાં હશે કે કોઈ અતિ ગંભીર વ્યક્તિ જોડે સાહિત્યના હાસ્ય-રસ ઉપરાંત અનેક રસ વિશે બે ત્રણ કલાક ચર્ચા ચલાવશું હું તો રમતમાં એવો પડી ગયેલો કે કોઈ મારા સાહિત્યકાર તરીકેના દર્શન કરવા આવે એ વિચાર જ મને હસવા જેવો લાગ્યો છતાં આખરે હું રમત છોડીને મળવા ગયો તો ખરો પણ રમતનાં સાનમસાળા માણસ પાસેથી ગંભીર ચર્ચાની આશા કેમ રાખી શકાય?

આવનારે મને ગંભીરાઈથી પૂછ્યું કે "આપ નરસિંહરાવ વિશે

શું ધારો છો!" મેં જવાબ વાળ્યો : "એમના અફલાતુન અંગ્રેજી પોષાકમાં એમને જોઈને હસવું આવે એવા છે." એ જવાબથી જ એણે સમજવું જોઈતું હતું પણ તે ન સમજ્યો. ચાર પાંચ આવા જવાબ આપ્યા ત્યારે એને લાગ્યું કે કાં તો હું પેલો સમર્થ લેખક ધનસુખલાલ નથી; કાંતો એ સમર્થ લેખક ગમે તે કારણથી બેવકૂફ બની ગયો છે! તે નિરાશ થઈને ચાલ્યો ગયો. મારાં એવાં વર્તનથી ઘણા માણસો મારે માટે ખોટો ખ્યાલ ધરાવતાં થઇ ગયા છે. કોઈ મને બેવકૂફ ધારે છે, કોઇ મને અજ્ઞાન ધારે છે, કોઈ ગાંડો ધારે છે અને એ પ્રમાણે હું ગુમાની છુ, અનડો, અભિમાની, જરાજરામાં સામાને તોડી પાડનાર, લડકણો વગેરે વગેરે હું છુ એમ તેઓ સાહિત્યની દુનિયામાં મને ગણે છે. છેલ્લાં થોડાં વર્ષથી મારી એ બેઆબરુમાં સુધારો થતો જાય છે એનું કારણ વિજયરાય વૈદ્ય, જ્યોતીન્દ્ર દવે, ભાનુશંકર વ્યાસ, રમણિક સુખડીઆ ચંદ્રવદન મહેતા વગેરેએ મારી ઇચ્છાવિરુદ્ધ મને મોટાભા બનાવ્યો એ હશે એમ માનું છું પણ એ તો અહીં આડી વાત થઇ. ક્રિકેટનો અને સાહિત્યનો આ પ્રસંગ મેં "સાક્ષરો કેવા હોવા જોઇએ ?" ( હાસ્યકથા મંજરી ભાગ ૨ ) નામના સ્કેચમાં ગુંથ્યો છે

નાના છોકરાઓની ટીમમા મારો નાનો ભાઇ માધવલાલ, જયસુખલાલના સાળા ચન્દ્રપ્રસાદ, કનૈયાલાલ વકીલના નાના ભાઇ મદનલાલ, શેઠ કાનજી કરસનદાસના બે નાના પુત્રો આણંદજી અને ગોવિંદજી, બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના ડિ. ટી. એસ. મી. મીનના પુત્રો હયુ અને વિલિ, વૈદ્ય બુકસેલર્સના ત્રણચાર પુત્રો વગેરે હતા. તેમાંથી મોટાની સાથે રમનારામાં આણંદજી અને વૈદ્ય એ બે હતા.

મોટાઓમાં [illegible] ( [illegible] ) [illegible] [illegible], ડા. ઠાકર, પુરુષોત્તમ ગાર્ડ, જમનાદાસ મહેતા અને બીજા અનેક હતા. અમને–અમારામાંથી વૈદ્ય સિવાય બીજા કોઈને સારી રમત આવડતી

નહોતી છતાં—મારી ટીમો જોડે મેચો લેવાનો બહુ અભખરો હતો એટલે અમે એક નવું વિધાન શોધી કાઢ્યુ હતું અમારા કૉલેજના દા. હામ્ર અને વાઝમ કેપ્ટન જયસુખલાલ. તે વખતે દા દાર્ ગ્રાંટ મેડિકલ કૉલેજમાં પ્રોફેસર હતા એટલે ત્યાંથી બે મધાર્યાં જેવા 'બૉક્સ' ગગ્ અને ધારકર નામના ક્રિકેટરોને બોલાવી લાવતા આ બે બહુ સારા ઑલ રાઉંડર હતા. એ સિવાય મગનલાલ ભુટા નામના ગૃહસ્થ અમારા ઓળખીતા હતા જે એમના જીવનના આરંભકાળમાં પ્રસિદ્ધ બોલર ચંદાગણાનો જોટો ગણાતા. માત્ર ફેર એટલો કે ચંદાગણા પોતાની એ રમતને વળગી રહ્યા અને મગનલાલે છોડી દીધેલી. આ પ્રમાણે ત્રણ નિષ્ણાત અને બાકીના અમારા જેવા અફલાતૂન ખેલાડીઓની એ ટીમ બની

જમનાદાસ મહેતા, પુરુષોત્તમ ગાર્ડ (બી બી રેલ્વેમા એ ગાર્ડ છે), સુમનરાય દીવેટિયા અને હું એ ઇનિંગ્ઝની શરૂઆતમા જનાર ખેલાડીઓ ગણાતા—શા માટે ગણાતા એ હું નથી જાણતો આ ચારમાંથી પહેલા બે હવામા ગેટ ફેરવતા અને અતિ અલ્પ સમયમા તંબૂમા પાછા ફરતા પાછલા બેને લાંબા ફટકા મારતાં આવડતા જ નહિ એટલે અમારી ભાષામા અમે દરેક બોલની સામા "ફટકો ખોમના" અને એથી અમે લાંબા સમય સુધી ટકી રહેતા. અમારા વખાણનારાઓ અમને 'સ્ટોનવૉલર' કહેતા બહુ વર્ષો પછી હું સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપનીમા રહ્યો ત્યારે ત્યા ક્રિકેટ ટીમ ઊભી કરેલી અને વર્ષો સુધી એક મંત્રી તરીકે મે કામ કરેલુ, અને 'હાર્ટ'ની બિમારી ન આવી ત્યા સુધી હું કોઇ કોઇ વાર રમતો પણ ખરો. સારા ક્રિકેટર તરીકેના (છેલ્લામા છેલ્લા વર્ગની ક્રિકેટમાં) લાંબા જીવનમા મે વધારેમા વધારે રન ૩૦ કરેલા ત્યારે સામેની ટીમ લગભગ સ્કૂલમા ભણતા છોકરાઓની હતી અને એમનામાં બોલર તરીકે કાલાપેમી પણ હતો

અમલદારને દા. હાફરે મેચને માટે ચેલેંજ ફેંકેલી અને તે [illegible] પણ તેને અમારી ટીમના જોરની ખબર નહિ એટલે [illegible] રમનાર લઈને આવી પહોંચ્યો. ગમે તેમ [illegible] વગેરે [illegible] લાસ થઈ ગયા અને પછી પેતા દાવમા આ[illegible] મવારે કાનજી શેઠના બ[illegible] જમીન ઉપર 'પ્રેક્ટીસ' [illegible] ટકા મારતા [illegible] બાર વાગે ઘેર આવીએ જમ્યા ન જમ્યા અને [illegible] જવાની તૈયારીઓ થાય. રેસ્ટોરાંમાંથી બેએક પેટીયાં ડ્રિંક્સનાં અને કાનજી શેઠને ત્યાંથી સ્વચ્છ પાણીનો મોટો હાંડો લેવડાવીને નાના છોકરાઓ મેદાનમાં ઉપડી જાય. દોઢેક વાગે અમે નીકળીએ. તે વખતે ઊશ્કેરણીનો પાર નહિ હોય. છેલ્લી ઘડીએ અગીયાર નહિ થઈએ તો છોકરાઓમાંથી કોને લેવા એની ચર્ચા કરીએ. મેદાનમાં પહોંચતા ખાતરી થાય કે સામાવાળા આવ્યા છે કે નહિ અને આવ્યા છે તો તેમના અગીયાર પૂરા થયા છે કે નહિ આવી મેંચોમા કેટલાક અસામાન્ય પ્રસંગો બને છે. એવા મોટી મેચોમા નથી બનતા બે ત્રણ દૃષ્ટાંતો આપુ

અમારી ટીમે અધેરીની જ્યોતીન્દ્ર લલ્લુભાઈ શામળદાસની ટીમ સામે મેંચ લીધેલી એમની ટીમમા વૈકુંઠભાઈ લલ્લુભાઈ તેમજ સૈયદ અમદુના બેનવી અને વીરમિત્ર ત્રીવેદિયા પણ હતા. હું પહેલો દાવમાં ગયો અનેમાત્ર સોળ રન કરીને ઠેઠ સુધી નોટ આઉટ રહ્યો ! બીજા કોઈએ તો નહિ પણ જ્યોતીન્દ્રભાઈએ જાણી લીધુ કે મને ફટકો મારતા આવડતો નથી. બીજા દાવમા બેએક બોલ રમ્યો એટલામા જ્યોતીન્દ્રે (ખડુભાઈએ) આવીને મારા બેંટ ઉપરથી બોલને પકડી લીધો બને ટીમમા ખૂબ હસાહસ થઈ રહી અને મે આ પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ સામે સખત વિરોધ અંપાયર કને દર્શાવ્યો, અંપાયરે પણ કહ્યુ કે એ વિરોધ દફતરે નોંધવામા આવ્યો છે. અને હું તાળીઓના ગડગડાટ વચ્ચે તંબુ ભણી ચાલ્યો ગયો. ફરીથી જ્યારે

લશ્કરી અમલદારને દા. ઠાકરે મેચને માટે ચેલેંજ ફેંકેલી અને તે તેણે સ્વીકારેલી; પણ તેને અમારી ટીમના જોરની ખબર નહિ એટલે એ તો અગિયાર ફાંકડા રમનાર લઈને આવી પહોંચ્યો. ગમે તેમ અમે થોડા રનમાં ખલાસ થઈ ગયા અને પછી પોતા દાવમાં આવ્યા. એમણે તો કૂદી કૂદીને ફટકા મારવા માંડ્યા. એ મેદાન ઢાળવાળું એટલે દડો બહુ દૂર ચાલ્યો જાય. રમનાર ચાર રન લઈ જાય એનો અમને વાંધો ન હતો પણ એ દડો વારે ઘડીએ દોડીને લઈ આવે કોણ? વળી એટલે દૂરથી અમારાથી ઘા પણ થઈ શકે તેમ ન હતું એટલે અમે તો કંટાળ્યા અને એ રમનાર પણ કંટાળ્યા, કારણ કે દરેક ફટકાએ રમતને ખોટી થવું પડતું હતું. આખરે અમે એક માર્ગ બનાવ્યો. અમારી પાસે રમત જોવા આવનાર નાના છોકરાઓની એક ફોજ જેવી હતી અને તેમાંના દરેક છોકરા પાસે સાઇકલ હતી. અમે સામી ટીમને કહ્યું કે જો એમને વાંધો ન હોય તો ચાર રન જણાવ્યા પછી દડો પેલા છોકરાઓમાંથી કોઈ પણ સાયકલ ઉપર બેસીને લઈ આવે! એ સાંભળતાં એમની ટીમ પહેલાં સડક થઈ ગઈ, પછી એ ખેલાડીઓ ખડખડાટ હસ્યા અને પછી બીજો માર્ગ નહોતો એટલે એમણે એ પ્રમાણે કરવાની હા પાડી. અમે ચારે બાજુએ બાઉંડરી ઉપર નાના પોરિયાઓને ઊભા રાખ્યા અને ને દરેકની પાસે સાઇકલ. જાણે એમ જ કહોને કે ૧૯૩૯ના મહા યુદ્ધમાં જેમ 'યાંત્રિક લશ્કર' તૈયાર કરવામાં આવ્યું છે તેમ અમે લગભગ ૧૯૧૨-૧૩માં એ યાન્ત્રિક 'ફિલ્ડરો'ની ફોજથી ક્રિકેટ રમ્યા!

એક વેળા મુંબઈની રમણલાલ વકીલની મોડર્ન સ્કૂલમાં વિજય મરચંટ, એલ. પી. જાઈ વગેરે મશહૂર ક્રિકેટરો જમવા આવેલા. તે વેળા વિજયે પહેલાં ક્રિકેટ ઉપર ભાષણ આપ્યું અને પછી ઘણાઓની ખાસ ઇચ્છાથી મેં પણ એ જ વિષય ઉપર ભાષણ આપેલું અને તેમાં

મારા આના પરાક્રમો કહેલા. વિજય, ભાઈ વગેરેએ એ માનવા ના જ પાડેલી—એમને એમ લાગેલું કે હું માત્ર હવાઈ ગોળા ઉડાવું છું !

અમારી આવી એક મૅચમાં, મારી જિંદગીની પહેલી અને કદાચ છેલ્લી મારામારી મારે થયેલી અને તે સુવિખ્યાત લલિતના વિવેચક કનૈયાલાલ વકીલ જોડે ! એ વિશે મેં 'મારી નજરે'ના મારા સંગ્રહમાં કનૈયાલાલના રેખાચિત્રમાં લખ્યું છે.

તે સમયમાં થોડો વખત અમે આગપાગ પણ રમેલા અને તે પણ ખાસ કરીને રાતે ચન્દ્રના પ્રકાશમાં. એક ટીમના કપ્તાન જયસુખભાઈ થતા અને બીજીના જમનાદાસ મહેતા. કાનજી શેઠના બગલાના કુવારામાંથી પાણી લઇને મેદાનમાં પાગ પાડતા અને રમત પૂરી થયે, રાતના બાર—સાડા બારે જમનાદાસ મહેતાને ત્યાં ચાહ પી બધા છૂટા પડતા.

ઘરને આગણે અમે ઘણી વાર 'બાઈ બાઈ ચારણી' રમતા. તેમાં જયસુખભાઈ, કમુદાભાભી, તારાબહેન, દા ઠાકર, પુરુષોત્તમ ગાર્ડ, હું અને અમારા ઘરધણીની બે પુત્રીઓ ગુચીબહેન અને મહેરાબહેન, માધુભાઈ, ચંદ્રપ્રસાદ વગેરે ભાગ લેતા હતા. તેમાં પણ ઘણી વાર બાર વાગી જતા અને પછી ચાહપાણી લેવાતા.

પાનામાં તે વેળા લૉરેન્સ—સાત હાથ અમે ખૂબ રમતા અથવા તો જૂની જાતની ગેમ પણ રમતા. પાનાના મંડળમાં પણ દા ઠાકર અમ ભાગ ભજવતા. ઉદાસીન વૃત્તિથી રમનાર ખેલાડીઓ કરતાં બહુ લાગણીથી રમનાર હમેશ રમતોમાં ખરો પ્રાણ મૂકી શકે છે. દા ઠાકર ઉપરાંત ઘણીવાર મશહૂર ગ્સાયણશાસ્ત્રી કપીલરામ વકીલ, ચંદુલાલ બાલાભાઈ નાણાવટી વગેરે પણ અવારનવાર રમતા, દા ઘીયાની સાથે હું કલાકોના કલાકો ડાફ્ર્સ્ રમતો.

દા છોગાલાલ ગોબારામ ઠાકર તે અમારા કચ્છના નામાંક.

જયસુખભાઈ એમને ૧૯૦૭થી ઓળખ્યના હતા. ભણવામાં એ ઘણા હોશિયાર. મેટ્રિક અને સ્કૂલ ફાઇનલ એમણે એકી વખતે પાસ કરેલી અને મેટ્રિકમાં પહેલા દસની અંદર આવેલા. અંગ્રેજી ભાષા ઉપરનો એમનો કાબૂ ઘણો સારો. દેખાવમાં ઠીંગણા છતાં વ્યક્તિશાળી, ઉગ્ર સ્વભાવના અને પોતાના સ્નેહીઓ અને જૂના દરદીઓ પ્રત્યે મમતા ખરી પણ એ બહાર દેખાવા દે નહિ એવી પ્રકૃતિવાળા દાક્તર ઠાકરે એલ. એમ. એન્ડ. એસ. પાસ કરી કે તરત જ સપ્ટેમ્બર, ૧૯૧૦માં સાંતાક્રૂઝમાં દવાખાનું ખોલેલું અને એમના શરૂઆતના દરદીઓમાં અમારું અને કપીલરામ વકીલનું એમ બે કુટુંબો મુખ્ય.

વર્ષો સુધી ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં ફિઝિયોલોજીના પ્રોફેસર તરીકે પણ એમણે કામ કરેલું અને સાથે સાથે દવાખાનું પણ એ ચલાવતા. ઘણાં વર્ષો પછી, એમની પ્રેક્ટિસ ઘણી વધી ગઈ એટલે એમણે પ્રોફેસરશિપનું રાજીનામું આપેલું. કોઈ પણ રમત, ઘરની કે બહારનીમાં, દાક્તર રમવા તૈયાર થાય; એટલું જ નહિ પણ પોતાનું હૈયું એમાં બરાબર મૂકીને એ રમનાર. આથી કોઈ પણ રમત એમને હાથે જલદી ચઢી જતી અને માણસો બેવકૂફાઇભરી ભૂલો કરે તો એમનો મિજાજ જાય. કામના બોજથી હમેશ લદાયેલા છતાં હજી પણ એ પુસ્તકો ગમે ત્યારે સમય કાઢી વાંચી નાખે ખરા–પછી ભલે રાતના ચાર વાગ્યાથી સવારોસવાર હોય ! મારાં પુસ્તકો બહાર પડે એટલે હું એક નકલ એમને આપવાનો જ અને બેચાર દિવસમાં તો એ ધ્યાનપૂર્વક વાંચીને પોતાનો એના વિશેનો અભિપ્રાય મને કહેવાને પોતે તૈયાર હોય જ.

બહુ ઊંડી વ્યવહારુ બુદ્ધિ અને દરદીઓના માનસનું ઝીણું નિરીક્ષણ એમને એમના દાક્તરી ધંધામાં બહુ યશ અપાવે છે. તે ઉપરાંત પોતાના ધંધામાં બહુ જ અપ–ટુ–ડેટ રહેવાનો પણ એમને આગ્રહ હોય છે એનો દાખલો આપું. હું ૧૯૨૭માં ત્રણ મહિના સારુ કરાંચી ગયેલો. ત્યાં પેટમાં દુખવા આવ્યું અને ત્યાંના દાક્તરે કહ્યું

કે એ. 'એપેન્ડીસાઇટિસ' છે. કરાંચીથી સાંનાક્રુઝ આવ્યો તે જ દિવસે જયસુખભાઈ અને હું દા. ઠાકરને ત્યાં ઉપડયા. મેં બધી વાત કહી. ડાક્તર મારી સાથે ગપ્પાં મારતા જાય અને બીજા દરદીઓને તપાસતા જાય. જયસુખલાલભાઇ જરા ઉતાવળા થયા એટલે દાક્તરે કહ્યું: 'હું તપાસું છું, ઉતાવળ શી છે?'

બીજાં બધાં ગપ્પાં મારતાં, અચાનક દાક્તરે મને પૂછ્યું: 'સાચું કહેજે, ધનુભાઇ, કરાંચીમાં ઑફિસમાંથી કેટલા દિવસ ગાપચી મારેલી?'

મેં જવાબ દીધો: 'એક પણ દિવસ નહિ, એટલું જ નહિ પણ ક્રિસ્ટરની રજામાં પણ અરધો અરધો દિવસ જઇને બેઠેલો.'

દાક્તરે તરત જયસુખલાલને કહ્યું: 'તમને ઑફિસે જવાનું મોડું થતું હોય તો જાઓ. ધનુને એપેન્ડિસાઇટિસ નથી. શું છે તે હું તપાસીને તમને કહીશ.'

જયસુખભાઇને સમજણ નહિ પડી અને એમણે આશ્ચર્ય બતાવ્યું કે 'તમે એને તપાસ્યો પણ નથી અને શા ઉપરથી કહો છો કે એને એ દરદ નથી!'

દાક્તર હસ્યા અને બોલ્યા: 'આ દરદીને હું વર્ષો થયાં ઓળખું છું-એની પ્રકૃતિની મને ખબર છે. જે માણસ નવ્વાણુ ડીગ્રી તાવે ઑફિસે જાય નહિ તે એપેન્ડિસાઇટિસના દરદ સાથે ઑફિસે જાય એ હું માનું જ નહિ. હવે સમજ્યા?'

જયસુખલાલને સંતોષ થયો. તપાસમાં મને 'લો બ્લડ પ્રેશર' નો રોગ નીકળ્યો અને પેટમાં દુઃખવાનું કારણ માત્ર કબજિયાત હતું!

દા. ઠાકરની યાદદાસ્ત પણ અદ્ભુત છે. એક દાખલો: હમણાં જ, ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં, મને હાર્ટનો એટેક (હૃદયરોગનો હુમલો) આવ્યો. તે ગયા પછી ચાર પાંચ દિવસ પછી માથું

દુઃખવાનો હુમલો શરૂ થયો. મારું તે દરદ અસહ્ય હતું એટલે મેં દાક્તરને કહ્યું: 'ઘણાં વર્ષ ઉપર મને તમે ઊંઘની કેપસ્યુલ બનાવીને આપી હતી તે આપો. પણ હવે તો તમને ક્યાંથી યાદ હોય!'

દાક્તરે હસીને કહ્યું: 'હું હજી વૃદ્ધ થયો નથી. ૧૯૨૫ની સાલમાં તું ટેનિસ રમતાં પડી ગયેલો અને તારું ઢીંચણ છોલાયેલું. તને દરદ બહુ થતું હતું તે જયસુખલાલ રાતના અગિયાર વાગ્યે ઊંઘની દવા લેવા આવેલા તે જ કેની?' સત્તાવીશ વર્ષની વાત આટલી એમને યાદ હતી!

સાંતાક્રુઝના અમારા નાના જગતમાં તે વખતે શેઠ કાનજી કરસનદાસ અને તેમનાં પત્ની 'બાઈ' બહુ અગત્યનું સ્થાન ભોગવતાં હતાં. હરિકીર્તનો કરવાં હોય કે સાંભળવાં હોય તો કાનજી શેઠના આનન્દભુવનમાં! વડોદરેથી ભાયલીકરને બોલાવીને સાંભળવો હોય તો કોઇએ પણ બાઈને કહેવું એટલે ભાયલીકર આવ્યો જ છે! લલિતજીનાં ભજન હોય કે ચારણના દુહા હોય પણ તે બાઈના આશ્રય નીચે જ હોય. બાઈ પરમદયાળુ હતાં, સાહિત્યરસિક હતાં, પોતાના સ્નેહીવર્ગને પણ કુટુંબીજનો તરીકે સ્વીકારી લેતાં હતાં. મારા પ્રત્યે એમની મમતા ઘણી હતી. અઠવાડિયામાં બેત્રણ દિવસ રાતના વાળુ કરવા તો મને એ બેસાડી જ દેતાં હતાં. એમના ત્રણ પુત્રો પુરુષોત્તમ, આણંદજી, ગોવિંદજી અને પુત્રી બાળી બહેનમાં પોતાના ગુણ ઉતારવા એ સર્વદા આતુર હતાં. કાનજી શેઠને સાહિત્ય વગેરેમાં બહુ શોખ નહિ છતાં એમણે કદી બાઈની આવી પ્રવૃત્તિઓમાં વિઘ્ન નાખ્યું નથી. પોતાના સ્નેહીવર્ગમાં બાઈ પોતે અને પોતાનાં કુટુંબીજનો ઊંચી પાયરીનાં છે—વધુ પૈસાદાર હોઈ એઓ ઊંચાં છે—એવું કદી પણ જણાવા દેતાં ન હતાં.

વર્ષો સુધી એ પુરુષોત્તમ (કાકુભાઈ), આણંદજી (આનીભાઇ) અને ગોવિંદજી જોડે અમે ક્રિકેટ, ટેનિસ, બેડમિન્ટન, ટેબલ ટેનિસ,

હુડતુતુ, હૉકી વગેરે રમતો રમ્યા છીએ કલાકોના કલાક મે કાકુ ભાઈને ત્યા બેસીને ગપ્પા માર્યા છે ગોવિંદજીને સાહિત્યનો નાદ લાગ્યો હતો આનંદીલાલ પોદ્દાર સ્કૂલના પ્રિન્સિપાલ નામપ્રસાદ બક્ષી એમના મિત્ર, ફિલસૂફ અને ભોમિયા જેવા હતા ગોવિંદજીએ પોતાની અલ્પ જિંદગીમા લેખક થવાની મારી આશા આપેલી મારા હાસ્યરસના લખાણોમાથી પ્રેરણા મેળવી તેમણે અનેક સારા લેખો લખેલા એ અને એમના પત્નીની જોડી કોઈની નજર લાગે એવી હતી અને બન્યુ પણ તેમ જ.

સાતાકુઝમા ચોરોનો ત્રાસ વધી પડ્યો હતો તેની સામા અમે સ્વયસેવક દળ ઊભુ કર્યું—આશરે ૮૫ સ્વયસેવકો થયેલા ચોમાસાનો વખત અને રાતે બારથી ચાર ફરવાનુ એટલે આઠેક માઇલ ફરવાનુ થતુ અમારા જેવા ‘ લયલે મજનૂન ” સ્વયસેવકો એમાથી માદા પડ્યા હું ત્રણ વખત ગયો અને ત્રણ વખત સખત શરદી અને તાવ આવ્યા રત્નવદનરામ કર્પૂરરામ મહેતાને શરદીથી દમ લાગુ પડ્યો જેથી એ વરસો સુધી પીડાયા અને ગોવિંદજીને એમાથી બ્રાઇટ ડિસીઝ થયો તમા ચાર પાચ વર્ષ દુઃખ ભોગવી એ મૃત્યુ પામ્યા એમને બધાએ કહેલ કે તમે માત્ર દૂધ, છાશ ફળ વગેરે ઉપર રહો તો જિંદગીને જોખમ નહિ આવે મે પણ એમને એ વિશે બહુ કહેલુ પણ એમણે જવાબ આપેલો ‘ એવુ જીવન મારે નથી ભોગવવુ ’ રોગ શમી જાય અને પાછો ઉથલો ખાય રોગ હોય ત્યારે જ ગોવિંદજીની સર્જનવૃત્તિ સતેજ થતી એમ એમણે મને કહેલું, તે મને હજી યાદ છે

છેલ્લો ઉથલો પૂનામા થયો તે ન શમ્યો ગોવિંદજી એ પ્રમાણે અકાળે આથમી ગયા એમના પત્ની બ્હેનાબહેન તે પછી થોડી મુદતમા જ મૃત્યુ પામ્યા હતા બામીબહેન અકાળે વિધવા થ [illegible] સાતાકુઝનુ એક સમયનુ નગરશેઠનુ કુટુબ–તેઓના દૈવાએ નીમેલ

નગરશેઠનું કુટુંબ—આ પ્રમાણે મુંથાઈ ગયું. સમય ફેરવાયો, સંયોગ બદલાઈ ગયા. કાકુભાઈ રાજકારણમાં પડ્યા અને બબ્બે વાર જેલમાં ગયા. સાંતાક્રુઝ છોડીને તેઓ મુંબઈ રહેવા ગયા. આજે આનંદ-ભુવનને જોઈએ છીએ એટલે એ સમયનાં સ્મરણો, એ બંગલામાં કરેલ નિર્દોષ તોફાનો, બધુ આંખ સમક્ષ ખડું થાય છે અને વિરમી જાય છે.



સ્વ. કુમારી
નિરંજના
દેસાઈ



આગળ વર્ણવી ગયો તે બધાંથી જરા ભિન્ન અન્ય વર્તુલો પણ હતાં. એમાં એકમાં મુખ્ય વ્યક્તિઓ માર્કન્ડરાય નંદશંકર મહેતા, ધનસુખલાલ માણેકલાલ મજમુદાર, મનહરરામ હરિહરરામ મહેતા, શિવદત્તરાય દાયમા, ડાહ્યાભાઈ ચોખાવાળા અને અમે બધા આવી જઈએ. તે વખતે સાંતાક્રુઝમાં વસ્તી ઘણી ઓછી અને વ્ય-

ક્તિવાદ ઓછો એટલે કાંઈ પણ કામ કરવું હોય તેમાં સમિતિઓ અને નિયમોની ભાંજગડ થતી જ નહિ. દિવાળીનું ટાંકણું એટલે એક ત્રણ-ચાર લીટીનો સરક્યુલર લખાય. નીચે જયસુખલાલ સહી કરે અને હું પહેલાં શેઠ કાનજી કરસનદાસ અને શેઠ નરોત્તમ ભાણજી પાસે જાઉં. એ લોકો પચીસ-પચીસ રૂપિયા મૂકી આપે એટલે પછી એ કાગળીયું લઈને માધવલાલ અને ચંદ્રપ્રસાદ બધે ફરી આવે. પરિણામે અઢીસોએક રૂપિયા એકઠા થઈ જાય. એમાંથી ગવૈયા બોલાવાય, ભાયલીકર જેવાને તેડાવાય અને બીજી ગમતો થાય. આ બધી પ્રવૃત્તિઓમાં જયસુખલાલ, ધનસુખભાઈ અને મનહરરામ મુખ્ય ગણાતા. શેઠીઆઓ તો સાફ કહી દેતા કે અમે તો પૈસા આપી છૂટીએ, બાકીનુ તમારે સંભાળી લેવું. અને એ પ્રમાણે અમે સંભાળી પણ લેતા.

શેઠ નરોત્તમ ભાણજીનો વિલર વિલા વર્ષો સુધી સાંતાક્રુઝનો ટાઉન હૉલ ગણાતો. નરોત્તમ શેઠ પોતે (સાંતાક્રુઝમાં એ 'કાકા' ના નામે ઓળખાતા) તેમ જ એમના ભત્રીજા દામુભાઇ અને પમુ-ભાઇ એ બધાં ય ઉદાર દિલના અને રંગીલા હતા નરોત્તમશેઠને ત્યાં તો અનેક વર્ષો સુધી, બેસતા વર્ષને દહાડે અમે 'સાલ મુબારક' કહેવા જઈએ ત્યારે પુષ્કળ ખાવાનું, ચાહ, કોફી, કઢેલાં દૂધ અને નાના છોકરા હોય તેમને દરેકને બબ્બે રૂપિયા અને છોકરીઓ હોય તેમને રૂપિયો રૂપિયો 'કાકા' આપતા. છોકરાં નહિ લઇ જઇએ તો નરોત્તમશેઠ મોટા ધાંટા પાડે અને એમને તેડી લાવવા ઘેર માણસને પણ મોકલે !

સાંતાક્રુઝમાં પહેલવહેલો ટેનિસ કોર્ટ શેઠ હંસરાજ ટોપરાણીએ બંધાવેલો. પોતે, ઉંમરે એંશીએ, એ સ્વસ્થ, ધીમાપગલે. પ્રવાસ આરં-ભેલો છતાં એમણે એ સારી રીતે હાથ કરેલી. રવિવારે તો મુંબઈથી સારા સારા ખેલાડીઓને આમંત્રણ હોય જ અને અમને બધાને

રમવાનું તદ્દન મફત. એ સાંતાક્રુઝ છોડીને ચાલ્યા ગયા પછી વિલર વિલામાં દામુભાઈએ ટેનિસકોર્ટ કરાવ્યો. ઘણાં વર્ષ એ ચાલ્યો હતો. એમાં રીતસરની ફી લેવાની હતી.

જ્યાફતોમાં ધનસુખભાઈ અને મનહરરામ ખીલી નીકળતા. બંને સુરતના અને ખાવાના શોખીન એટલે પછી રસોઈનું તો પૂછવું જ શું? એમાં વળી 'માળવી, મોદી' સોલિસિટરોના બીજા મેનેજીંગ ક્લાર્કો—ધનસુખભાઈ પણ એમાં જ હતા—ડાહ્યાભાઈ ચોખાવાળા અને શિવરત્નરાય દાયમા પણ ખાવાની વાનીઓના નિષ્ણાત ગણાતા એટલે પરિણામે જે રસોઈ થાય એમાં એક પણ વાનીમાં વાંધો કઢાય તેમ રહેતું નહિ.

એક પ્રસંગ યાદ છે: નરોત્તમશેઠને ત્યાં તડાકા ચાલતા હતા. ધનસુખભાઈએ કહ્યું: 'અરે બચ્ચા, તમે પાપડીના લીલવાની ખીચડી ખાધી છે?' કોકે ના પાડી પણ કહ્યું કે ખાવાની ઇચ્છા છે. ધનસુખભાઈએ માથે લીધું. આઠ દસ કુટુંબોની જ્યાફત નક્કી કરી. ધનસુખભાઈએ એ ખીચડી માટે પાપડી અને સાથેની મીઠાઈ લાવવા એક માણસ સુરત મોકલાવ્યો. મુંબઈમાંથી સુરતી રસોઈ કરવામાં નિષ્ણાત એવો રસોઈઓ પસંદ કર્યો. જમવાનું થયું. સુરતી લાક્ષણિક ઢબની રસોઈ અને સાથે એવી જ લાક્ષણિક ઠઠ્ઠા મશ્કરીઓ. ધનસુખભાઈ, મનહરરામ, ડાહ્યાભાઈ ચોખાવાળા, મહેન્દ્રરાય (મંજુભાઈ), જયસુખભાઈ, હું વગેરે સુરતીઓ ભેગા થઈએ પછી એમાં બાકી પણ શું રહે! બધાંને બહુ આનંદ થયો અને સુરતની વાહ વાહ બોલાઈ ગઈ. એ વાહવાહ જરા મોળી ત્યારે પડી જ્યારે બિલ તૈયાર થયું અને માલુમ પડ્યું માથા દીઠ ત્રણ ત્રણ રૂપિયા ભાગે આવ્યા! ધનસુખભાઈની જ્યાફતનો 'સ્ટાંડર્ડ' આ!

ધનસુખભાઈ માળવીને ત્યાં મેનેજિંગ ક્લાર્ક હતા. એમની

સાથે ડાહ્યાભાઈ ચોખાવાળા, મહાભાઈ અને શિવદત્તરાય પણ હતા. જૂના જમાનાની એ સોલિસિટરની પેઢી અને જૂના જમાનાના આ બધા. શેઠીઆઓ એમનાં માન પૂરેપૂરાં સાચવે. શેઠ અને નોકરના સંબંધને બદલે લગભગ મિત્રો જેવો એમનો ગાઢો સંબંધ. ધનસુખભાઈ અસલના સંગીતના શોખીન અને ધ્રુપદના ગાનારા તથા સાંભળનારા. જ્યારે એ રોજની તાલીમ લેતાં ત્યારે વિલંબિત ધ્રુપદ ગાઈને ભલભલા પખવાજીને હંફાવતા. રસોઈના શોખ વિશે તો હું આગળ લખી ગયો છું. કપડાંના પણ તેવા જ રસિયા. વચમાં ખાદી પહેરતા ત્યારે પણ જુદી જુદી ખાદીના કકડા એમને ત્યાં ડગલા માટે, કફની માટે, ખમીસ માટે પડેલા જ હોય. દસ બાર જોટા ધોતિયાના પણ કબાટમાં હોય જ.

ધનસુખભાઈની આકૃતિ ઊંચી અને ભરાવદાર, કપાળ મોટું, લગાર ઝીણી મસ્તીખોર આંખો, સંગીતની તાલીમથી તૈયાર થયેલ મરદાની છતાં સૂરીલો અવાજ, માથે પહેલાં એગવોર અને પછીથી કાળી બનાતની ઝવેરી કૅપ, લાંબો કાળો ગરમ કે રેશમી કે આલપાકાનો ડગલો, ધોળી પાટલૂન અને કાળાં શૂઝ એ એમનો ઑફિસે જવાનો પોષાક. માથે લાલ ચટક, કસ્કી કાયસ્થશાહી પાઘડી, લાંબો સફેદ સુતરાઉ કે રેશમી ડગલો, ઝીણું ધોતીયું અને ઘાટદાર પીળા સ્લીપર એ એમનો ઑફિસબહારનો પણ ભોભાદાર પોષાક અને સાંતાક્રુઝમાં ચંપલ, ધોતિયું, હાફકોટ અને માથે ગાંધી કૅપ. દિવસમાં ચાર પાંચ વાર ચાહ, અનેક વેળા પાનસોપારી અને દેશી કે વિલાયતી બીડી તો મોંમાં હોય જ. જુવાનીમાં સંગીત પાછળ ઘણા ઉજાગરા એ કરતા અને એમના કાંદાવાડીમાં આવેલા મકાનમાં જલસા પણ ઘણા થતા. પણ સાંતાક્રુઝમાં આવીને વસ્યા પછી એ બધું લગભગ બંધ થઈ ગયેલું.

સંગીતની મસ્તી વિશે એમણે એક વેળા મને કહેલું કે

'ધનુભાઇ ! એનું દર્દ જુદું જ છે. એક વેળા એક અઠંગ નિષ્ણાત મૃદંગિયો ગાઇ રહ્યો હતો, ઉસ્તાદ પખવાજી પણ તાલનો ઠેકો 'ધા ધા ધિંતા...' અને તેની આડ અને પરણે કોઈ અવનવી ઉસ્તાદીથી વગાડી રહ્યો હતો તે વેળા મને લગભગ પંદરથી વીસ મિનીટ સમાધિ આવી ગયેલી. હું આ જગતનું ભાન ભૂલી જ ગયેલો. એ સમાધિદેશમાં મને જે આનંદ થયેલો તેવો પુનઃ મને આખી જિંદગીમાં કોઇ પણ દિવસ થયો નથી. એ થઇ ગયા પછી લગભગ એક મહિનો હું ઉદાસ ફર્યા કર્યો હતો.' એમને ગંદા, ઘેંઘા, અવ્યવસ્થિત પોષાક પહેરનાર પ્રત્યે ઘણી સુગ હતી.

સંસારના દુઃખોની હારમાળાથી પણ એમનો ગુલાબી સ્વભાવ બગડ્યો ન હતો પણ શરીરમાં ધીમે ધીમે અનેક રોગ દાખલ થતા ગયા. ન્યુરેસથેનિયા થયો. તે મટ્યો અને હાઇ બ્લડ પ્રેશર થયું. તેમાં પોતાના એકના એક નાના ભાઈ મનહરભાઈના અકાળે થયેલા મરણનો કારી ઘા લાગ્યો. એમનો ગુલાબી સ્વભાવ અને એવી જ ગુલાબી તબિયત તૂટી ગયા. મુંબઈના પ્રસિદ્ધ વૈદ્ય હરિપ્રપન્ન શાસ્ત્રી એમના કુળ હતા. એમને દવાને માટે કહ્યું. હરિપ્રપન્ને જવાબમાં જણાવ્યું કે " આઠ દિવસ ચાહ, પાન સોપારી અને બીડી બંધ કરો અને પછી મારી પાસે આવો. હું જરૂર સારા કરી દઉં."

ધનસુખભાઇએ સાચ્ચા સૂરતી સહેલાણીની લાક્ષણિકતાથી જવાબથી વાળ્યો: "અરે ભલા, જનમ્યો ત્યારથી ચાહ શરૂ કરેલી. ચાર પાંચ વર્ષનો થયો ત્યારથી પાનસોપારી ખાધેલાં અને છ સાત વર્ષનો થયો ત્યારથી બીડી તાણવા માંડેલી તે હું પાંસઠ વર્ષે તારા કહેવાથી છોડી દઉં ? અને તો હું અમર રહેવાનો ? ના રે ના, એ વસ્તુઓ વિનાનાં ચાર પાંચ વર્ષ મારે નથી જોઇતાં !"

મુંબઇથી નિવૃત્ત થઈ સૂરત રહેવા ગયા ત્યાં એમને જોઈએ તેવું ગોઠ્યું નહિ. તબિયત વધુ બગડતી ચાલી અને અલ્પ સમયમાં

આ ગુલાબી, આનંદી જીવ -આ વધુ ગંભીર, વધુ દુઃખી, વધુ વ્યગ્રતાભરી થતી જતી દુનિયા છોડી ચાલ્યો ગયો.

મનહરરામની આકૃતિ એનાથી તદ્દન જુદી. સુદામા જેવું શરીર અને પોષાક પણ ઢંગધડા વગરનો. તબિયત અસલ સારી હતી એમ મનહરરામ અમને હમેશાં કહે છે પણ અમારાથી એ મનાતું નથી. મશ્કરી ઠઠ્ઠામાં સૂરતની આબરુ રાખે તેવા, મહેફીલોના શોખીન અને અચેતન રંગભૂમિના રસિયા. જૂના સાંતાક્રુઝના આનંદી જીવડાઓ-માંના એ એક. જ્યાં મનહરરામ બેઠા હોય ત્યાં વાર્તાલાપમાં હાસ્યની ઝડી સ્વાભાવિક ગણાતી. આમ ને આમ ચાલ્યા કરત તો મનહર-રામ એવા ને એવા આનંદના પૂજારી રહેત પણ એક નાના પ્રસંગે એમના માનસમાં પલટો આણ્યો.

સૂરતમાં સાહિત્ય પરિષદ ભરાવાની. ત્યાં મહિનો માસ રહીને બધી તૈયારી કરે એવો એક માણસ રણજીતરામને જોઈતો હતો. અંજારીયાએ મનહરરામનું નામ સૂચવ્યું. રણજીતરામે તે સ્વીકાર્યું અને મનહરરામ સાહિત્ય પરિષદના મંત્રી થયા. જાહેર જીવનમાં આવ્યા. નેતા ગણાવાની એમને પિપાસા થઈ. આવી પિપાસામાં કશું ખોટું નથી પણ એને પરિણામે અમે-એમના બબ્બે પેઢીથી ચાલ્યા આવતા સ્નેહીઓએ-એક નિર્મળ આનંદ ઉત્પન્ન કરનાર સ્નેહીને લગભગ ગુમાવ્યો; અને એવા આનંદ કરનાર અને કરાવ-નારની સંખ્યા આપણા સૌના જગતમાં એટલી ઓછી હોય છે કે આ પરિણામે અમને બહુ દુઃખ આપ્યું, એ ક્ષમ્ય ગણાવી શકાય. હજી પણ જ્યારે મનહરરામ પોતાના જાહેર જીવનને ભૂલી જઈ શકે છે ત્યારે એમની સાથેનો વાર્તાલાપ જિંદગીની એક મોંઘી મોજ બની જાય છે. જૂના જમાનાના સૂરતી, નિરંકુશ, નિર્મળ, મશ્કરીઠઠ્ઠા, ભૂતકાળનાં એમનાં સંસ્મરણો દ્વારા વેરાતો ગરમાગરમ હાસ્યરસ અને સ્નેહીઓ પ્રત્યેની મમતા, સ્નેહ વગેરેથી આપણે આ ખારા જગતમાં

કેટલીક મીઠી મોંઘી સોનેરી પળોનો ઉપભોગ કરીએ છીએ. પણ એવી પળો બહુ દુર્લભ બનતી ગઈ.

સાહિત્ય પરિષદમાંથી સાહિત્ય સંસદના મંત્રી થયા; ત્યાંથી પરિષદ મંડળ કે મધ્યસ્થ સભા એવા કશાકમાં મંત્રી થયા, અને મનહરરામ જાહેર જીવનમાં પડયા. મનહરરામના સાહિત્ય, અવેતન રંગભૂમિ, નૃત્ય, ગરબા વગેરે વિશેના વિચાર જરા જૂનવાણી ગણાઇ જાય તેવા ખરા. એમના 'રામછંદ'નો પ્રયોગ હજી સુધી કોઈ બીજા કવિએ કર્યો નથી. એ વિસ્મયકારક છે. બાકી અમુક પ્રકારના કાવ્ય માટે એ છંદ સરસ રીતે ઉપયોગમાં આવી શકે ખરો. હમણાં જ એમણે મેઘદૂતનું ભાષાંતર પ્રેમાનંદની શૈલીમાં કર્યું છે એ. એમના જૂના સાહિત્ય પ્રત્યેના પક્ષપાતનો પુરાવો છે. મારી સાથેના વાર્તાલાપમાં એમણે એક વાર કહેલું કે "એક સમય એવો હતો કે મારે કવિ થવું કે હાસ્યકાર થવું એ એક ચર્ચાસ્પદ વિષય હતો. મેં કવિ થવાનું પસંદ કર્યું અને હાસ્યરસને છોડી દીધો એમાં કદાચ મેં ભૂલ પણ કરી હોય!!"

હશે! જાહેર જીવનના નાદમાં કાંઈ કેટલાં મનુષ્યોએ નરી સરલતા અને નૈસર્ગિક માનવતા ખંડિત કરી છે, એમાં આ એક વધુ. એમના સ્નેહીઓનાં એવાં નસીબ!

એ અરસામાં માર્કન્ડરાય નંદશંકર મહેતા પણ ત્યાં રહેતા હતા. એ વૃદ્ધ સુરતી મશ્કરીઓમાં અમને બધાને ટપી જાય એવા હતા. અમે જોયા તે વેળા તો એ વકીલાતમાંથી નિવૃત્ત થયેલ અને દમના વ્યાધિથી પીડાતા હતા. એમને એમ લાગ્યું કે કોઈ-સામાન્ય મળવાનું સ્થાન તો જોઇએ. આ ઉપરથી એમના આગ્રહથી અમે બધાએ પોલિસ ગેટની સામે મોટીની ચાલમાં મોખરાની રૂમ ભાડે રાખી અને તેમાં પ્રાઈમસ સ્ટવ, પ્યાલા, રકાબી, કીટલી, જાજમ, તકીયા, પાનાં વગેરે વસાવીને કલબ શરૂ કરી. અલબત્ત, તે

જમાનાની પ્રણાલિકા પ્રમાણે નહોતું તે કલબનું નામ કે નહોતા તેના નિયમો કે બંધારણ. શોભાને ખાતર અમે માર્કંડરાય (માંજુભાઇને) તેના પ્રમુખ કહેતા. ધનસુખલાલ મજમુદાર અને મણીલાલ નાણાવટી તેના મંત્રી કહેવાતા અને હું તેમનો આસિસ્ટન્ટ કહેવાતો. સાંજના માંજુભાઇ પોતે સૌથી વહેલા ત્યાં આવીને બેસે અને પોરિયાને અમને બધાને તેડવા મોકલે. ધીમે ધીમે અમારું રાવણું જામે. ધનસુખભાઈ, મણિલાલભાઈ, મનહરરામ, જયસુખલાલ, મારા મોટા બનેવી વામનલાલ મહેતા, ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટર સુકરજી, હું વગેરે ભેગા થઈ જઇએ. છોકરાઓમાં વૈદ્ય, સાધુભાઈ, ચન્દ્રપ્રસાદ, આનીભાઈ વગેરે આવે. માંજુભાઇ એક પછી એક વિષય છેડે કે છેડાવે, જેનો વારો આવી લાગે તે બરાબર ઊંચકાય, મશ્કરીઓની ઝડી વરસે; તેમાં નાનામોટાનો ભેદ નહિ. કોઈ કોઈ દિવસ સંગીતની મહેફિલ પણ જામે. ગાવામાં ધનસુખભાઈ અને વામનભાઈ, દિલરુબામાં મનહરરામ અને પખવાજમાં સુકરજી. એ કલબ દ્વારા અમે બહુ આનંદ લૂંટયો પણ ધીમે ધીમે સાંતાક્રુઝમાં વસ્તી વધતી ગઈ અને એ વધતાં એનું માનસ બદલાતું ગયું. કોઈ વૃદ્ધ પુરુષ ધીમે ધીમે કશા પણ રોગ વગર ગળાતો જઇને મૃત્યુ પામે છે તેમ, યુવાન છતાં પણ અમારી કલબ ગળાતી ગઈ અને અકાળે મરણશરણ થઈ ગઈ. એના પ્યાલા, રકાબી, કીટલી, પ્રાઇમસ, જાજમ, દીવા વગેરે કોઈ કોઇને ત્યાં અલપઝલપ દેખાતાં અને પછી તો તે પણ દેખાતાં બંધ થયાં.

જેમ દિવાળીના તહેવારોમાં અમે મેળાવડાઓ અને મહેફિલો કરી મજા કરતા, તેમ હોળીમાં પણ કરવાનો અમે યત્ન કરેલો અને ત્રણેક વર્ષ એ પ્રમાણે કરેલું પણ ખરું. પણ પછી એ પણ બંધ થયેલું. એક વર્ષનું તોફાન મને ખાસ યાદ છે: સવારથી અમારી ઘેર નીકળી. બાલદીઓમાં, શીશીઓમાં, લોટામાં પાણીના રંગ અને પડીકાંઓમાં ગુલાલ લઇને કનૈયાલાલ વકીલ, પુરુષોત્તમ ભાટિયા,

આનીભાઇ, ગોવિંદજી, હું, માધુભાઈ, ચન્દ્રપ્રસાદ, દામુભાઇ, વૈદ મદનલાલ વકીલ વગેરેનું સરઘસ માતાકુંઝમાં નીકળી પડ્યું. જેટલ ઓળખીતાં હતા એમને ત્યાં જઇને બહાર બધા ઊભા રહે અ અમારામાંથી હું ખાસ કોરો રહેતો તે અંદર જઇને બે ત્રણ જણું કોઇક બહાનાથી બહાર બોલાવું. તેઓ બહાર આવે કે ખલાસ બધા ઘેરૈયાઓ તૂટી પડે. એના અમારા શિકારમાં તે વખતે વિનો માર્કન્ડરાય મહેતા, જ્યોતીન્દ્ર માર્કન્ડરાય મહેતા, જયસુખભાઈ ભોગીન્દ્રરાવ વગેરે ઘણા આવી ગયા હતા. બારેક વાગ્યા સુધી અમે આ તોફાન કરેલું બપોરના વિશ્રાંતિ પછી સાંજના ચારથી અમે નવું શોધી કાઢ્યું અમે તે વખતે વિનર વિલામાં રહેતા હતા. ત્યા આગળ હોજ અને ફૂવારો હતો જે પણ અમને-ઘરધણી નરોત્તમ શેઠ, દામુભાઈ પશુભાઈ, ભોગીન્દ્રરાવ અને અમને-મળવા આવે એને સ્વયંસેવકો ઊંચકીને હોજમાં ડૂબકી ખવડાવી દે! આના તોફાનો બે ત્રણ વર્ષથી વધારે તે કેમ ચાલે?

૧૯૧૦થી ૧૯૧૪ના ચાર વર્ષમાં અમે માતાકુંઝમાં ત્રણ ચાર મકાન ફેરવેલા. સ્ટેશન ઉપરનો કુમારશાનો બંગલો, વિનર વિલા અને ચોકશી કોટેજ એમ ત્રણ તો મને યાદ છે. ચોક્શી કોટેજમાં આગળનો ભાગ અમે લીધેલો અને પાછળ બન્ને રૂમના ગાળા હતા તેમાં અમુક ભાડુઆત બદલાયા જતા હતા એક વખત પ્રખ્યાત સંગીતશાસ્ત્રી ગોપાળરાવ બર્વે ( હમણાના મશહુર સંગીતકાર મનહર બર્વેના પિતા ) પણ અમારા પડોશી હતા અને મનહરની અદ્દભુત શક્તિઓ ત્યાં જ પ્રકાશમાં આવેલી મનહર તે વેળા ચારેક વર્ષનો અને તેની બહેન નિર્મળા છ-સાત વર્ષની એક વેળા બર્વે ઘેર આવીને જુએ તો મનહર રડતો હતો અને નિર્મળા પણ તેમાં સૂર પુરાવતી હતી કારણ પૂછતા જણાયું કે નિર્મળા મનહરને જૂડો દેતી હતી ભાઈ બહેન સંગીતકારને ત્યાં બીજી કઈ રમત રમે?

નિર્મળા હારમોનિયમની ગમે તે ચાંપ દાબે તે મનહરે વરતી જવી અને મનહર જ્યારે દાબે ત્યારે નિર્મળાએ શોધી કાઢવી. બહેન ઘણુંખરું ખોટી પડવા લાગી પણ મનહરનો વારો આવ્યો ત્યારે દરેક વેળા એ સાચો પડે ! બર્વેએ એ એક ચાંપને બદલે ધીમે રહીને એકી વખતે એક પછી એક બે ચાંપ વગાડી. મનહર 'સાચું' બોલ્યો. ત્રણ ચાપ–ચાર ચાંપ–પાંચ ચાંપનો સહેજે આલાપ વગાડ્યો, મનહર તે પ્રમાણે બોલી ગયો. સંગીતના નોટેશનની બાબતમાં મનહર 'ચાઈલ્ડ પ્રોડિજી' છે એમ પૂરવાર થયું અને પછી ગોપાળરાવ બર્વેએ છોકરાનું શિક્ષણ એ પ્રમાણે શરૂ કર્યું. અલ્પ સમયમાં પાંચ-છ વરસનો મનહર બર્વે સારા હિન્દુસ્તાનમાં મશહૂર થઈ ગયો.

ચોકશી કૉટેજમાં એ અરસામાં રહી ગયેલ ભાડુતોમાં ચાર કુટુંબો જોડે અમારે કૌટુંબિક સંબંધ હતો અને છે. તેમાંના એક હરદેવરામ ધેલાભાઈ દીવાન—હાલમાં નિવૃત્ત થઈ સૂરત રહે છે એટલે નિયમિત મળાતું નથી. પણ બાકીના ત્રણ કરસનલાલ પ્રભાશંકર છાયા, કાંતિલાલ વિઠ્ઠલરાય દેસાઈ અને બાબુ સૂર્યનારાયણ તથા તેમના નાનાભાઈ હરનારાયણની સાથેનો અમારો સંબંધ આજ સુધી ૧૯૪૪ સુધી–એવો ને એવો ચાલુ છે.

અમે સાંતાક્રૂઝમાં ગમે ત્યાં રહેતાં હોઈએ અને કાંતિભાઈ ગમે ત્યાં રહેતા હોય પણ અમારી રાતની એટલા–મિજલસમાં ખરા. હાસ્યરસની આપલે થાય, ગંભીર વાતો થાય, દુઃખના વખતમાં સામસામાં આશ્વાસન અપાય અને લેવાય. અમારા કુટુંબના દરેકે દરેક જણના કાંતિભાઈ મિત્ર ! આટ–આટલાં વર્ષોમાં અમે દરેકે કાંતિભાઈને કંઇ કંઈ ખાનગી વાતો કરી હશે પણ એક કાને પેઠેલી વાત એમના મોંમાંથી કદી પાછી નીકળી નથી. કેટલા માણસોને માટે આમ કહી શકાય ? એમની પુત્રી નિરંજના પણ

અમારા ઘરમાંની એક છોકરી તરીકે જ ગણાતી એનો કંઠ મધુર અને સૂરીલો હતો સગીતના ક્ષેત્રમા એને પારંગત કરવી એવી એના માતપિતાની ઇચ્છા ભગિની સમાજ તરફના એક કૉન્સર્ટમા મેઘાણીના 'બલિદાન' નાટકમા બેત્રણ ગીત આપીને મે એને ખાસ 'કૅપિટોલ'ના સ્ટેજ ઉપર ઉતારેલી અને આખા ઓડીયન્સની એણે વાહવાહ મેળવેલી પણ કળી ખીલી ન ખીલી ને કરમાઈ ગઈ

માતાકુંજમા નવરાત્રિનો ઉત્સવ હતો એ દિવસના ગરબાના કાર્યક્રમમા નિરંજના મુખ્ય ગવડાવનાર હતી શરીરમા થોડો તાવ હતો વડીલોમાથી માએ ગરબામા જવાની ના પાડી એ પુત્રીએ જીદ લીધી આખરે ગાડીમા બેસીને તે ગઈ ગરબા ગવડાવ્યા, ઘેર ગાડીમા ગઈ અને ત્યા જઈને સૂતી તે સૂતી પાછી ઊઠી નહિ પાચ સાત દિવસના તાવમા, પૂર તદુરસ્તી ભોગવતી, યૌવનના પ્રથમ સોપાને ઊભેલી નિરંજનાએ ('અંજુ) અઢાર વર્ષની વયે મૃત્યુના આમંત્રણ સ્વીકાર્યાં માતાપિતા અને સ્નેહીઓ એ જખમ હજી રૂઝાવી શક્યા નથી

કરસનદાસ પ્રભાશંકર ધાયા રોજ તો નહિ પણ ત્રીજે ચોથે દિવસે તો અમને મળે જ નહિ તો અમને અને એમને ખાવાનું ન ભાવે ચોકશી કોર્ટમા હતા ત્યારે એમના પત્ની કુશળ બહેન પણ જીવતા પરન્યાતની થોડી ઘણી બહેનો મને ભાવે રાખડી બાધતી અને હજી બાધે છે, તેમાના કુશળબહેન એક ચોકશી કોર્ટ છોડ્યા પછી, અમુક સમય વીત્યા બાદ એક સુવાવડમા કુશળબહેન યુવાન વયે ગુજરી ગયા તે વેળા એમને એક નાનો પુત્ર હતો કુશળબહેનના એ સ્મૃતિ-ચિહ્નને બાલ્યાવસ્થામાથી જ રોગ લાગુ પડ્યો કોઈક જ પિતા કરે તેવી વાત્સલ્યભરી માવજત કરવામા વિધુર પિતાએ વર્ષો વિતાવ્યા પુત્રની જિંદગી માટે, જેણે કોઈની સામા

યુદ્ધ આદર્યું ન હતું–તેણે તે વિધુર પિતાએ–યમની સામે યુદ્ધ આદર્યું અને પોતાની તપશ્ચર્યાને બળે એ યુદ્ધમાં વિજય મેળવ્યો. બચુભાઇનો રોગ મટયો. એ મોટા થયો, પરણ્યો અને હાલમાં બે નાના તંદુરસ્ત પુત્રોનો પિતા પણ બન્યો છે. પિતામહ કરણલાલે 'અન્યના કલ્યાણ અર્થે જીવન છે' એ સૂત્રનો સાચો અર્થ પોતાની આસપાસના મનુષ્યોને સમજાવ્યો છે.

ધીમે ધીમે, પોતાના ઉચ્ચ ચારિત્રથી અને સત્કર્મોથી કરણલાલ મનુષ્ય મટીને પરોપકારની સંસ્થા જેવા થઈ ગયા. પોતાને ગમે તેવું દુઃખ સહન કરવું પડે, ભોગ આપવો પડે તો તેમ કરી લે પણ કરણલાલ બીજાનું કાર્ય કરે ત્યારે જંપે. અને ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં 'હાર્ટ'નો હુમલો થયો. તેમાંથી હું ઊગર્યો તો ખરો પણ તે લાંબી મુસાફરી માટે સર્વ તૈયારીઓ કરી લેવાની મને જરૂર જણાઇ. મેં મોટાભાઈ, કાંતિભાઇ અને કરણલાલભાઈ એ ત્રણેને જે કહેવાનું હતું તે કહ્યું; પછી નિશ્ચિંતે અન્ય કાર્યોમાં મન પરોવ્યું. પણ દૈવની ગતિ વિચિત્ર નિવડી. અચાનક સ્નેહીઓને સમાચાર મળ્યાઃ "કરણલાલ માંદા છે!" દોડાદોડ થઈ રહી. એમનાં મૃત્યુ પહેલાં વીસેક મીનીટ અગાઉ મેં એમના ખંડમાં પગ મૂક્યો. હું એમના પલંગને અઢીંગીને ઊભો રહ્યો. મારી નાજુક તબિયતને માટે નિરંતરની કાળજી રાખનાર કરણલાલભાઇએ મૃત્યુ પહેલાં માત્ર વીસ મીનીટ અગાઉ, પોતાની સર્વ શક્તિઓનો સંચય કરીને મને કહ્યું: "ધનુભાઈ, ઊભા ના રહો. બેસો!" અલ્પ સમયમાં તે પરોપકારની સંસ્થા સંકેલાઈ ગઈ. આવા સ્નેહીઓ 'ઘેર ઘેર સીતા ન નીપજે' ની પેઠે દરેક મનુષ્યને મળતા નથી.

સૂર્યનારાયણ આજે પણ અમારી જોડે હિન્દીમાં વાત કરે છે અને અમે એનો જવાબ કોઈ જુદી જ ભાષામાં આપીએ છીએ. નાનાભાઇ હરનારાયણ હિન્દી લગભગ ભૂલી ગયા છે એટલે ભાંગ્યાં

ગોરબનો. ઘરમાં રાજાશી હુક્કો અને બહાર સીગાર, કિમામ ભર્યું પાન અને પછી હિન્દી જમાનામાં એમની મશ્કરીઓ. નાનામાં નાના છોકરાઓને લઈને અમે મેદાનમાં રમતા હોઈએ ત્યાં અચાનક મહારાજ કિસન એમની એક બહુ નાના કદની પ્રિય કૂતરી લઈને આવી ચડે, રમત મધ્ય પડે. મહારાજ કિસનને ફાવે તો તે જ રમતમાં એ પોતે ભાગ લે, નહિ તો પછી અમને કબરડી [હુતુતુ] રમાડે અમે સાત આઠ એમને પકડીને ખસેડવા મથીએ પણ એ પર્વત પેઠે ઊભા રહે. એ રમતમાં અમારા બધાના પહેરણ અને ધોતીયા એટલા ફાટતા માટેનાં કે શેઠ કાનજી કરમનદાસનાં પત્ની 'બાઈ' એ અમને બધાને એ રમત રમવા માદરપાટના પહેરણ અને ગોટર્સ સીવડાવી આપેલા!

અસલના એ જમીનદાર અને સંગીતના વ્યસન પાછળ એમણે હજારો રૂપીઆ ખરચેલા. સારા હિન્દુસ્થાનમાં ગવૈયા અને બજવૈયાઓમાં મહારાજ કીસનનું નામ જાણીતું. કોઈ પણ એમાંનો કલાકાર મુંબઈ આવી ચડે અને એને ખબર પડે કે બાબુજી સાતાક્રુઝમાં છે તો રાતને વખતે ગમે ત્યારે એ આવી ચડે. અને એવો કોઈ આવ્યો કે અમારી બધાની કમબખ્તી! રાતના દસ થયા હોય કે અગિયાર, શનિ હોય કે ગમે તે વાર હોય પણ મહારાજ કિસનના માણસો છૂટે. ધનસુખભાઈ, મનહરરામ, હું, દામુભાઈ (નિવર નિવાનાળા) બધા સૂતા હોઈએ તો જગીને પણ એમને ત્યાં જવાનું જલસા આતે સવારોસવાર

મહારાજ કિસન ઝીણું ધોતિયું અને ટબીવાળું શરબતી મલમલનું પહેરણ પહેરીને તકીએ બેઠા હોય. પાસે લાંબી નાળવાળો રૂપાનો હુક્કો હોય અને તેમાંથી થોડી થોડી વારે મહારાજ કિસન લાંબો દમ લઈ સુગંધી ગડાકુના ધુમાડાના ગોટ કાઢતા હોય. મોમાં સુગંધી તંબાકુવાળું પાન રહી ગયું હોય. કાનમાં મોસમ પ્રમાણેના અત્તરનું પુમડું એ અત્તરની સુવાસ નાના ખંડમાં -

ગમે તે કે કરતો જતો હતો એટલામા મહારાજ કિસન એક લગભગ ઊંધી ગયેલા, સ્થૂલ શરીરવાળા દિલ્હીવાળા ગૃહસ્થને લઇને આવ્યા સામસામી ઓળખાણો થઇ. હસ્તધૂનન થયા. પેલા ઊંઘના ગૃહસ્થને મને મહારાજ કિસને સાતાક્રૂઝના એક અઠંગ નિષ્ણાત ખેલાડી તરીકે ઓળખાવ્યો હુ ઘણો ફુલાઈ ગયો. મારી સાથે પેલો ગૃહસ્થ 'સિંગલ્સ' રમે એવી યોજના થઇ. હુ પહેલી રમત આસાનીથી જીત્યો. આગ્લ યુવતીઓએ તેમજ મહારાજ કિસને ખૂબ તાળીઓ પાડી બીજી રમતથી પેલા ઊંઘતા જેવા લાગતા ગૃહસ્થે પોતાની રમતનો રંગ અચાનક બદલ્યો. એણે અતિ કૌશલ્યથી દડો આમથી તેમ મૂકવા માડ્યો. હુ દોડવા ઉપર ચડયો. ગમે તેટલો યત્ન કરું પણ દડાને મારાથી સ્પર્શ પણ થઈ શકે નહિ ! બીજી રમત, ત્રીજી રમત, ચોથી રમત એમ એક પછી એક ગેઈમ એક પણ પૉઈંટ વગર મારા હાથમાથી પેલા ગૃહસ્થે લઈ લીધો મહારાજ કિસન ખડખડાટ હસવા લાગ્યા. મહા મહેનતે મે સેટ પૂરો કર્યો જેમા છ ગેઇમ પેલા ગૃહસ્થની અને મારી માત્ર મહેની !

હુ મહારાજ કિસનની મશ્કરી સમજ્યો—ઘણો મોડો સમજ્યો અને અભિમાનનો ત્યાગ કરીને હુ પણ હસ્યો અને મે પેલા ગૃહસ્થનુ ખરુ નામ પૂછ્યું, ત્યારે મને જણાયુ કે એ તો દિલ્હીનો તે વર્ષનો ચેમ્પીયન હતો !

પેલા ગૃહસ્થે મને બધી વાત કરી અને કહ્યું કે હું દિલગીર છુ પણ મહારાજ કિસને મને ખૂબ આગ્રહ કર્યો એથી મારાથી એમને ના ન કહેવાઈ. પેલી આગ્લ યુવતીઓએ ' મી મહેતા હમણા મિક હતા એટલે એમનાથી બરાબર રમાયુ નહિ ' એમ કહી ગુરુની પ્રતિષ્ઠા સાચવવા નમ્રો યત્ન કર્યો મારે તો બીજો માર્ગ ન હતો એટલે મહારાજ કિસને પ્રાયશ્ચિત રૂપે આપેલી સીગારેટના ધુમાડામા મેં મારો માનભગ ભૂલવાના યત્ન કર્યા



શ્રી. જયસુખલાલ મહેતા

## પ્રકરણ સાતમું

કેટલાક ભાષણકર્તાઓને પોતાના ભાષણમાં કહેવાની ટેવ છે, તે પ્રમાણે જો હું કહેવા માગું તો કહી શકું કે મારા વડીલ બંધુ જયસુખલાલને હું લગભગ ચોપન વર્ષ થયાં ઓળખું છું. એ મારાથી માત્ર છ વર્ષ મોટા છતાં હું પચાસનો થયો, ત્યાં સુધી ઘણા માણસો મને એમનો પુત્ર ધારતાં!

પહેલેથી જ જયસુખલાલ મને પોતાના નાનાભાઈ કરતાં મિત્ર તરીકે વધારે ગણતા. અલબત્ત, મોટાભાઈ તરીકેની જવાબદારી કોઈ પણ દિવસ એમણે ત્યાગી નથી અને નાના ભાઈ તરીકેની ઉચ્છૃંખલતા મે કદી છોડી નથી

વઢવાણમા મોટા ભાઈએ ઘડેલ નિયમાનુસાર અમે બે ક્રિકેટ રમતા અને સૂરત પણ અમુક વખત એ ગજવંશી રમત અમે લૂગડા ધોવાના ધોકાવાળી ગમેત અને છેદના ટેદના સાતાકુલ પણ અમે સાથે રમેલા. એ પ્રમાણે ક્રિકેટ ઉપરાત બેડમિન્ટન, ટેબલ ટેનિસ, પત્તા, ડ્રાફ્ટસ, કેરમ, ટેનિસ વગેરે રમતો હુ એમની જોડે રમેલો દરેકમા હુ એમને સહેલાઈથી હરાવી શકતો. એ ક્ષેત્રમા માત્ર એક બાબતમા મને એમણે હરાવેલો અને તે તરવાની કળામા. લગભગ સાત આઠ વર્ષ જયસુખલાલ એક મોટી ટોળી સાથે ડૉ. નાનક મહેતા, વિજુભાઈ હજરત વગેરે પણ એમા હતા—નવેમ્બરથી એપ્રિલના અત સુધી દ રોજ સાતાકુલના દરિયે નાહવા જતા. હુ એ રીતે તો માત્ર એક વર્ષ ગયેલો પણ પછી મહુ થાક લાગવાથી મે છોડી દીધેલું અમારી પ્રકૃતિ પ્રમાણે અમે એનુ માહિર પણ સાગ પ્રમાણમા વાચતા પણ કોણ જાણે શાથી હુ હાથ ખરી રીતે ચલાવતો અને પગ ખોટી રીતે એટલે પરિણામે હુ આગો લાક તરુ પણ રહુ જ્યાનો ત્યા ' આવી ગતિથી તરનારે કિનારા પાસે જ રહીને તરવુ જોઈએ એ સમજાય તેવુ છે, અને અમે એ સત્ય સમજેલા

એક વેળા અમે ભરૂચ ગયેલા તે વેળા અમે બે એમ ધારતા હતા કે અમને તરવાની કળા સાધ્ય થઈ ચૂકી છે. તે વેળા ગડુલાલ ગોપીલાલ ક્રુ ભરૂચમા હતા અને અમે એમને ત્યા જ રહેલા. ગડુભાઈએ અમને ના પાડી પણ અમે હઠ કરીને ઝુગા યુ. એટલું માડ હતું કે ચાર આના આપવાના કરીને અમે એક માછીને સાથે

ઉતારેલો. અમે પાણીમાં ગયા અને પગ ઉંચકી લીધા તે જ ક્ષણે અમે નીચે ! અને નીચે એકેક ફુટ ડાહ્વ ! ઉધરસ ખાતા, પાણી મોંમાંથી બહાર કાઢતા, અને ખૂબ તરફડિયાં મારતા અમે પાણીની સપાટી ઉપર આવ્યા એટલે માછીમારે તિરસ્કારથી અમારો એકેક હાથ પકડીને અમને કિનારે કાઢી નાખ્યા અને ટીકા કરી કે તરવાનું ભાન મળે નહિ અને નાહકના કાંડાં શા માટે મારવાં ? ત્યારથી અમે નદીના તારા નહિ પણ દરિયાના તારા છીએ એમ અમે કહીએ છીએ.

બાલ્યાવસ્થામાં જયસુખલાલનું કાઠું પણ નાજુક, રંગ ગોર અને માથું શરીરના પ્રમાણમાં ઘણું મોટું. એમના માથાનું કદ ૭¾ ઇંચ એટલે ચીનાઈ કે માસ્રોની ટોપીઓ પણ એમને પા ઇંચ નાની મળતી. વિલાયતી હૅટ પણ એમને સહેલાઈથી તો મળતી જ નહોતી. મુંબઈમાં આવ્યા ત્યાં એમનું શરીર કસરતી થયુ પણ ત્યાં સુધી મોટાં માથાંને લઇને એ જરા વિચિત્ર લાગતા એમ કહીએ તોપણ ચાલે. આ મોટાં માથાંને લઇને એમને એમના નાના માથાંવાળા મિત્રો જોડે એક પ્રકારની મશ્કરી ઘણી વાર થતી. નાનાં માથાંવાળાનાં મગજ પણ નાનાં એમ જયસુખલાલ કહેતા. પેલા સામા જવાબ વાળતા કે ગધેડાંનાં પણ મોટાં માથાં હોય છે !

સ્કૂલ તેમ જ કોલેજમાં જયસુખલાલ સારી રીતે પાસ થતા પણ ગણિત ઘણુ કાચું એટલે પ્રથમ વર્ગ એમને મળેયો નહિ, એટલું જ નહિ પણ ઇન્ટરક્લાસમાં તો એને લઈને અને સાહિત્ય અને ફિલસૂફીના ક્ષેત્રમાં વધારે ઊતરી જવાથી એ અને રણજીતરામ બંને એક વર્ષ નપાસ પણ થયેલા. મેટ્રિક સુધી એ વઢવાણની દાજીરાજ હાઇસ્કૂલમાં ભણેલા અને ચૌદમે વર્ષે મેટ્રિક થયેલા. પહેલેથી એમને અંગ્રેજી સાહિત્ય વાંચવાનો શોખ ઘણો પણ વઢવાણથી અમદાવાદ ગયા ત્યાં સુધી અનેક રીતે, જયસુખલાલ સામાન્ય વિદ્યાર્થી ગણી

જવાબ હું પણ મારાથી બનતાં લંબાણથી આપતો. તે સમયે મને કોઈક ગુરુની જરૂર હતી અને તે સ્થાને મને મુખ્યત્વે જયસુખલાલ અને પછી એથી જરા ઓછા પ્રમાણમાં રણછોડરામ મળી ગયા. એ બંનેનો સાહિત્ય પ્રત્યેનો શોખ–લગભગ વ્યસન, સ્ત્રી પ્રત્યે સન્માનવૃત્તિ, સામાજિક રીતરિવાજો સામેની બંડખોરવૃત્તિ, ધર્મના કર્મકાંડ પ્રત્યે વિરોધ છતાં ધાર્મિકતા અને નીતિની ઊંડી ભાવના વગેરે મેં એમના તરફથી ઝીલવા માંડયાં. છૂંદાયેલાં–કચરાયેલાં પ્રત્યેનો એમનો પક્ષપાત મારામાં પણ સારા પ્રમાણમાં ઊતર્યો છે, અને આ પક્ષપાતને લઈને મારે અનેક વેળા સારા પ્રમાણમાં વેઠવું પડયું છે.

જયસુખલાલમાં પિતા પ્રત્યે અજબ પૂજ્યભાવ હતો. એને લીધે જ્યાં સુધી પિતા જીવ્યા ત્યાં સુધી અમુક અન્યાયો અને સિદ્ધાન્તો વિરુદ્ધ વર્તન પણ એમણે સહન કરી લીધેલું. આ સર્વને પરિણામે એમનામાં જે શિસ્ત હતી અને છે, તે અત્યારે બહુ થોડી વ્યક્તિ-ઓમાં જોવામાં આવે છે. એ શિસ્ત એટલા પ્રમાણમાં મારામાં ન ઊતરી શકી એનું કારણ માત્ર એટલું કે હું પાછળથી કાકાજીના પ્રચંડ ક્રોધભર્યાં વાતાવરણને બદલે જયસુખલાલના શાંત, સ્નેહાળ અને વાત્સલ્યભર્યાં વાતાવરણમાં ઉછર્યો.

જેમ જેમ જયસુખલાલ મોટા થતા ગયા, તેમ તેમ એમનામાં રહેલ ગણ પણ વિકાસ પામતા ગયા અને દૃઢતર થતા ગયા. કાકાજીએ અચળ શ્રદ્ધાથી એમ ધારી લીધેલું, કે પોતાના પછી જયસુખ પોતાના કુટુંબને ઉત્તમ રીતે પાળશે અને પોષશે. આ શ્રદ્ધા, કદાચ એમણે માન્યું હતું તેના કરતાં પણ ઘણા વધારે પ્રમા-ણમાં સફળ થઈ છે એમ મુક્તકંઠે અમે ન કહીએ તો અમારા જેવાં બીજાં કોઈ કૃતઘ્ન ન ગણાય.

પિતા ત્રણેક હજાર રૂપિયા મૂકી ગયેલા જે રાણીશી બેંકમાં

પિતાના ઉગ્ર મિજાજની છાયામાં ઉછરેલા મોટા ભાઈએ પોતે ઘરમાં લગભગ પ્રજાસત્તાક રાજ્યતંત્ર સ્થાપ્યું. એ તો અમને બધાંને સ્નેહથી શિખામણ આપે. પછી એ માનવી–ન માનવી એ અમારી ઈચ્છાની વાત! મારી નોકરીની વાત જ લઈએ: કારણ હોય કે ન હોય, હોય તો નોકરી છોડવા જેટલા મહત્વનું ન હોય, પણ મારા મગજમાં આવ્યું કે નોકરી છોડી દેવી છે એટલે મોટા ભાઈ કહે કે 'હા, ત્યારે છોડી દે!' અને આજે હવે પોતાના પુત્રોને માટે પણ એ એમ જ કરે છે. આ એમના મનની નિર્બલતા નહોતી અને નથી, પણ પોતાનાં સ્નેહીઓ પ્રત્યેનું અનહદ વાત્સલ્ય છે

વચલી બહેન બાલ્યાવસ્થામાં વિધવા થઈ, તેના પુનર્વિવાહનો પ્રસંગ તો હું અગાઉ વર્ણવી ગયો છું. તે સમયમાં, તેવા પ્રતિકૂળ સંયોગોમાં માત્ર સ્ત્રીઓ પ્રત્યેની ન્યાયવૃત્તિને લઈને અને બહેનને પુનર્જીવન બક્ષવા પોતે આટલું દુઃખ ભોગવવા કેટલા ભાઈઓ કટિબદ્ધ થયા હોત કે આજે તૈયાર થાય? સાથે એટલું પણ યાદ રાખવું ઘટે કે તેમની પત્ની જૂના વિચારની હોઈ તેમના ખાનગી જીવનમાં પણ તેમને અનેક આડકતરી રીતે સહન કરવું પડ્યું હશે. એ બધું એ પ્રથમથી જાણતા હતા, છતાં એ ડગ્યા નહિ.

એ જ બહેનના સંબંધમાં બીજી એક વાત: ૧૯૧૪–૧૮નું યુદ્ધ વિરામ પામ્યું હતું મોટાભાઈને હિન્દી સરકારે લંડનના એસિસ્ટન્ટ ટ્રેડ કમીશ્નરની નોકરીનું કહ્યું અને મોટાભાઈએ તે કબૂલી પણ ખરી. તેમણે બધી તૈયારી કરી. એ નોકરી એમણે લીધી હોત, પોતાની પત્ની, પોતાનાં સંતાનો વગેરેને લઈને એ ત્યાં ગયા હોત તો આજે એમના કુટુંબની આર્થિક સ્થિતિ જુદી જ હોત. પરંતુ આ બાજુ એ તૈયારી થઈ રહી અને પેલી બાજુ એ જ બહેનના પતિ મૃત્યુ પામ્યા. વિધવા બહેન અને નાનાં નાનાં ૭ છોકરાં. પૈસા–ટકાની વ્યવસ્થા પણ બરાબર ન હતી. આવે સમયે, બહેનની પાસે પોતાની હાજરીની જરૂર હતી જ

વચ્ચેની મૈત્રી મોળી થઈ જાય છે. મૈત્રી સ્ત્રી અને પુરુષ વચ્ચે હોય તો આમ થવાનો સંભવ વધારે જણાય છે; હા, મોટી વયનાં હોય તો બહુ વાંધો આવે નહિ કારણ કે એમના જીવનમાં સંયોગોનું પરિવર્તન એટલા મોટા પ્રમાણમાં થવાનો સંભવ નહિ. આથી કોઈ મૈત્રી મોળી પડે, કોઈ બંધ જ પડે અથવા તો કોઈ મિત્રનું સ્નેહીઓનું વર્તુલ વધે તો જયસુખલાલનું હૃદય તે કબૂલવા અશક્ત બની જાય છે અને ભારે આઘાત સહન કરે છે. મારું હૃદય એટલો જ આઘાત સહન કરે છે એ ખરું પણ એ સત્ય કબૂલી તો લે છે જ. પરિણામે એમને થયેલા અનિવાર્ય ઘા રૂઝાના જ નથી; મારા રૂઝાતાં બહુ વાર લાગે છે પણ પછી, લાંબે સમયે તે રૂઝાય છે ખરા, અથવા તો કદાચ એમ કહીએ તો વધારે સત્ય કહેવાય કે, એ રૂઝાય છે એમ હું માની લેવાનો યત્ન કરું છું.

પાંત્રીશ વર્ષના એમના ચેમ્બરનાં મંત્રીપદાંમાં એમને દોઢથી બે હજારના પગારની અનેક નોકરીઓ મળી હતી, પણ આ સંસ્થાને હું બેવફા કેમ થાઉં એ વિચારથી એમણે એ બધી નોકરીની ના પાડી હતી. એમની જાહેર જનતાની સેવાના કાર્યો બદલ ઇલ્કાબ આપવાની સરકાર તરફથી આડકતરી ઇચ્છા પ્રદર્શિત થયેલી પણ તે તેમની મહાસભા પ્રત્યેની વફાદારીને લઇને તેમણે સ્વીકારવાની ના પાડેલી અને આ બધુ એમને ન મળ્યુ એનો એમને કદી શોક થયો નથી, પણ જગતનું બેકદરપણું એમને સાલે છે ખરું.

એમનાં માયા, મમતા, સ્નેહ, ન્યાયી વૃત્તિ વગેરેને ઘણા મનની નબળાઇ ગણે છે. પણ સામાન્ય વસ્તુઓની કદર પણ બહુ ઓછાં મનુષ્ય કરી શકે છે, તો માનવહૈયાંની કદર તો કેટલાં કરી શકે? અમારા કાકાજીને એક વાત બહુ પ્રિય હતી અને એમણે એ વાતની સેંકડો આવૃત્તિ અમારી આગળ કરી હશે. કાકાજીએ પોતે બનતાં સુધી એ જ પ્રમાણે વર્તન રાખેલું અને જયસુખલાલે એ જ વર્તન રાખ્યું છે:

એક સાધુ નદીમાં નાહવા ગયા. એમનો ચેલો કિનારે ઊભો

રહેલો. નાહીને સાધુ બહાર આવ્યા એટલે એમણે એક વીંછીને તણાતો જોયો. પાણીમાં જઇને એમણે એને પકડયો અને બહાર આવીને જમીન પર મૂકવા જાય છે એટલે વીંછીએ એમને ડંખ દીધો. સાધુથી બૂમ પડાઈ ગઈ. થોડી વારમાં પાણીનો હીલોળો આવ્યો અને વીંછી પાણીમાં તણાયો. સાધુએ લૂગડાં બદલવાનું છોડીને પાછો વીંછીને બહાર કાઢયો. પાછો વીંછીએ ડંખ દીધો ! આમ ત્રણ વાર થયું એટલે ચેલાથી હસી પડાયું. કારણ પૂછતાં એણે ગુરુને કહ્યું કે ' મહારાજ, તમે આવા જ્ઞાની થઇને આટલું સમજતા નથી કે વીંછી પોતાનો જાતિ-સ્વભાવ કદી છોડવાનો છે ? તો તમે બચાવવા જાઓ છો શા માટે ? ' સાધુએ જવાબ વાળ્યોઃ ' તું તો મારા વર્તનથી હસ્યો પણ તારા વર્તનથી મારે હસવું કે રડવું ? તું મારી સાથે આટલાં વર્ષો રહ્યો તો ય તને આટલું જ્ઞાન પણ મળ્યું નહિ ! વીંછીને તો પોતાની જાતનો–પોતાના પ્રાણનો સવાલ હતો, છતાં એણે પોતાનો કુદરતી સ્વભાવ જે ડંખવાનો છે તે છોડયો નહિ તો હું માનવજાત–જેનો કુદરતી સ્વભાવ ' દયા ' હોવો જોઇએ, તે એ નાના ડંખથી મારો સ્વભાવ છોડી દઉં ? ' અપકાર ઉપર ઉપકાર કરવો એ મનુષ્યોનો સહજ સ્વભાવ છે–હોવો જોઈએ, એવી દૃઢ માન્યતા જયસુખભાઈ સેવે છે અને તે પ્રમાણે એ વર્તે છે.

જયસુખલાલ આજન્મ અહિંસક છે. ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતના પ્રચારથી એમના પોતાના વિચારને માત્ર પોષણ મળ્યું. દુનિયાનાં દુઃખો, અન્યાયો, અસહિષ્ણુતા, હૃદયની ક્ષુદ્રતા વગેરેથી એમનું અતિ ઊર્મિલ અને કોમળ હૈયું બહુ દુઃખ પામે છે. છતાં એમને મનુષ્યો વિશે હલકો અભિપ્રાય નથી. માનવીમાં એમને શ્રદ્ધા છે અને એટલે જ એઓ આશાવાદી છે.

વર્ષો સુધી એમના વિચાર તે મારા વિચાર મેં જાણેલા. વર્ષો સુધી એમની પ્રત્યેક પ્રવૃત્તિમાં મેં યથાશક્તિ ભાગ લીધેલો. બંગ-

એમ એમણે માન્યું. મોટાભાઈએ પોતાનો, પોતાના કુટુંબનો ભાવુભર પણ વિચાર કર્યા વિના હિન્દી મરચન્ટને નોકરીની ના પાડી દીધી, અને જાણે કશું બન્યું જ નથી એમ પાછા હિન્દી વેપારી ચેમ્બરમાં નોકરીએ ચઢી ગયા !

અને હિન્દી વેપારી ચેમ્બર પ્રત્યેની એમની વફાદારી ! જો લક્ષ્મી પ્રત્યે આટલી વફાદારી બતાવી હોત તો એ લક્ષાધિપતિ હોત, સરકારી નોકરીમાં આ પ્રમાણેનો અથાગ પરિશ્રમ વેઠ્યો હોત તો આજે એની ટોચે પહોંચ્યા હોત—અને પુરાણીના શબ્દોમાં કહીએ તો જો આટલી સુનિષ્ઠાથી, આટલા ઉત્સાહથી, આટલી એકાગ્રતાથી પ્રભુભક્તિ કરી હોત તો એ મોક્ષને પામ્યા હોત ! પણ એ "હોત" કાઢી નાખીએ તો આજે ૧૯૦૭થી એ હિન્દી વેપારી ચેમ્બરમાં—૧૯૧૪-૧૮ના મહાયુદ્ધના ત્રણેક વર્ષ બાદ કરતાં—મંત્રી તરીકે છે. એની રૂપિયાથી આરંભ કરીને આજે વર્ષો થયાં એક હજાર રૂપિયાના પગારે પહોંચ્યા છે—વધારે પગાર લેવાની એમણે ના પાડી દીધી. આજે એમને એ સંસ્થાએ આભારમાં પાંચસો રૂપીયાનો વધારો કરીને પગાર પંદરસો રૂપીયાનો કરી આપ્યો છે. એક નાની, અજાણી સંસ્થામાંથી ચેમ્બરને એમણે હિન્દભરમાં આગેવાન ચેમ્બર બનાવી છે. હાલની ફેડરેશન ઓફ ચેમ્બર જેવી સંસ્થાને પણ જન્મ આપનાર જયસુખલાલ જ છે. જનસેવાના અનેક કાર્યો અને તેને લગતી ઊભી થતી મુશ્કેલીઓ અને ઉપાધિઓ એમણે હસતે અને મૂંગે મોંએ માથે ચઢાવી લીધી છે.

મહાસભામાં ૧૯૨૦ થી ૧૯૩૦ સુધી કાર્ય કરી મુખ્યત્વે ખાદીપ્રચાર માટે અને હરિજન સંબંધે અવિરત પરિશ્રમ એમણે કર્યો અને પરિણામે ગાંધીજીના અતિ નિકટ પરિચયમાં એ આવેલા. પણ પ્રતિકૂળ સંયોગો અને પ્રમાણિકતાના અતિરેકથી એમને મહાસભાની જાહેર પ્રવૃત્તિઓથી છૂટા થવું પડ્યું. જ્યારથી જયસુખલાલ ગાંધીજીના સંસર્ગમાં આવ્યા ત્યારથી આજદિન સુધી એમનો

ગાંધીજી તરફનો ભક્તિભાવ એવો ને એવો અચળ રહ્યો છે. એ અપૂર્વ ભક્તિભાવથી પ્રેરાઇને એમણે 'પૂજારીને પગલે'નું પુસ્તક લખ્યું છે અને કશી પણ અતિશયોક્તિ વિના એટલું નિઃસંકોચ કહી શકાય કે એવી નિર્મળ ભક્તિથી તરબોળ છતાં ઉચ્ચ કલાથી અલંકૃત બીજું એકે ય પુસ્તક ગાંધીજીના સંબંધમાં ગુજરાતીમાં પ્રસિદ્ધ થયું જાણ્યું નથી; જો કે ગાંધીજીને ગુજરાતી ભક્તોની ખોટ નથી. અને તો યે, સત્ય ખાતર આટલું જણાવવું જોઇએ કે જ્યારથી અમુક અનિવાર્ય સંયોગોને લઈ ને એમને મહાસભાની સાથેનો સીધો સંબંધ છોડવો પડ્યો, ત્યારથી એમને સામાન્ય મહાસભાવાદીઓ તરફથી જ માત્ર નહિ પણ ખુદ ગાંધીજી તરફથી પણ અનેક રીતે અને અનેક વેળા અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે. ભલભલાની ભક્તિ તૂટી જાય એવાં એમના પ્રત્યેનાં વર્તન છતાં આજે પણ જયસુખલાલ ગાંધીજી પ્રત્યેની ભક્તિ અને મહાસભા તરફની અમુક પ્રકારની વફાદારીનો ત્યાગ કરી શકતા નથી, એ એમના માનસનો એક પ્રકાર તાદૃશ્ય બતાવી આપે છે. ગુજરાત રેલસંકટ નિવારણ ફંડના મંત્રી તરીકેની એમની સેવા એટલી તો ઊંડી અને અપૂર્વ હતી કે પરદેશીઓનું ધ્યાન પણ ખેંચાયેલું–તે સમયના ગવર્નરે એમને સી. આઇ. ઇ. નો ઇલ્કાબ આપવા પણ ઇચ્છા પ્રદર્શિત કરેલી–છતાં જેમને જયસુખલાલ બુદ્ધ અને ઇસુના અવતાર માને છે એ પયગંબરના મુખમાંથી કે કલમથી એક પણ શબ્દ નોંધરૂપે પણ નહિ નીકળ્યો; ત્યારે જયસુખલાલનાં અમૃતભર્યાં હૃદયમાં પણ કડવાશની લહર આવી ગઈ હતી, એ મેં જોયું હતું, અને લહરની પેઠે જ તે પાછી અદૃશ્ય થઈ ગઈ હતી, તે પણ હું જાણું છું.

જયસુખલાલ ઇપીણુ આશક છે. હું પણ એવો જ છું. પણ મારામાં અને એમનામાં અમુક ફેર છે. દુનિયામાં સંયોગો બદલાતાં, સમય બદલાતાં મનુષ્યોના માનસમાં પણ કાંઇ એવા ફેરફાર થતા રહે છે–રહેતા હશે કે ઘણી યે વાર કોઇના પણ દોષ વિના બે મિત્રો

ભંગની ચળવળ વખતે મોટાભાઇએ આજ્ઞા કરી એટલે સ્વદેશી વસ્ત્રો મેં પહેરવા માંડ્યાં—અને તે વેળા સ્વદેશી કપડાં પહેરવાં એટલે ફેશનને તિલાંજલિ અર્પવી! ખાદીની ચળવળ શરૂ થતાં મોટાભાઇએ હુકમ આપ્યો અને વિલાયતી ઢબના પોશાકો અને હૅટો જુદાં જુદાં માણસોને આપી દઇને મેં સુરવાળ–શેરવાણીનો પોષાક પહેર્યો. સમાજ અને રાજકારણમાં આમ વર્ષો સુધી એમની પ્રેરણા ઉપર મેં મારું જીવન ઘડ્યું. પણ તે દરમિયાન એમણે મને કોઈ દિવસ ખ્રિસ્તી ધર્મ અપનાવવાનું કહ્યું નથી અને મેં કર્યું નથી. છેલ્લાં નવ–દસ વર્ષ થયાં એમની તબિયત બગડી અને એમની પોલાદી માનસિક શક્તિ ઢીલી પડી ત્યારથી અથવા કહો કે લગભગ દસ બાર વર્ષથી મારા વિચારોમાં પરિવર્તન થવા માંડ્યું અને હવે અમુક બાબતમાં અમે સામસામા વિચાર પણ ધરાવીએ છીએ.

પિતાના મૃત્યુ પછી મારી અને મારાંની બધી જંજાળ એમણે વહોરી લીધી. મને સાહિત્યકાર બનાવવામાં મૂળ હાથ એમનો અને રણજીતરામનો. રણજીતરામ તો ગુજરી ગયા પણ મોટાભાઇ તો હજી સુધી મારા એકેએક લેખના કડક વિવેચક. એમના જેવા વડીલ હોય તો આજે પણ સંયુક્ત કુટુંબની સંસ્થા એના અનેક લાભ સાથે સારા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવતી હોય.

જયસુખલાલનાં પત્ની કમુદાગવરીનું જેવું માનસ છે તેવું ન હોત અને કાંઇક સુધરેલા જમાનાનું હોત તો જયસુખલાલનું જીવન કેવું હોત? અમારાં બધાનું જીવન કેવું હોત? કોને ખબર? જૂના જમાનાનાં, નિયમિત શિક્ષણ વગર સધાયેલ સંસ્કારી માનસવાળાં કમુદાભાભી બારતેર વર્ષે સાસરે આવ્યાં અને ચૌદ વર્ષે તો એમણે આખા ઘરનો ભાર ઉપાડી લીધો અને એ ઘરમાં પણ કાકાજી જેવા ઉગ્ર વડીલ, જયસુખલાલ જેવા અવ્યવહારુ, માત્ર આકાશના તરંગોમાં રમનાર પતિ અને અમારા જેવા દિયેરો વસે!

વર્ષો સુધી મારી માંદગી, મારી પત્નીની માંદગી, મારી બે પુત્રીઓને જન્મથી ઉછેરીને મોટી કરવાની, મધુભાઈ ને પણ આઠ વર્ષના હતા ત્યાંથી ભણાવીગણાવીને, પરણાવીને ઠેકાણે પાડવા, પોતાની ઇચ્છા વિરુદ્ધ ૧૯૨૦ની સાલમાં નણંદના .પુનર્વિવાહમાં ભાગ લેવો અને એના પુનર્વૈધવ્યમાં પાછાં એની મદદે રહેવું, આ બધું ચૌદ વર્ષની વયથી એ કરતાં આવ્યાં છે અને હજી કર્યાં કરશે. આવાં કાર્યોમાંથી એમને સ્વતંત્રતા મળવાની જ નથી. 'કારણ કે અમને મોટા કર્યા, પોતાના છોકરાઓને અને મારી પુત્રીઓને મોટાં કર્યાં ત્યારે હવે છોકરાનાં છોકરાં અને પોતાની ગણી લીધેલી મારી પુત્રીઓનાં સંતાનોની બરદાસ્ત એમના માથા ઉપર આવ્યા કરવાની.

હવે તબિયત લથડવા માંડી છે પણ અત્યાર સુધી એમની તબિયત લોખંડી ન હોત તો અમારા સંયુક્ત કુટુંબનું નાવ ક્યાંય અથડાઈને ડૂબી ગયું હોત. અમારા કુટુંબમાં એમનું સ્થાન કેવું છે એ જાણવાને એક દૃષ્ટાંત બસ થશે. ૧૯૩૩–૩૪ની સાલથી મને જોશીઓ કહેતા આવેલા કે ૧૯૩૮ ના ઑગસ્ટ માસમાં મારી પત્નીને અતિશય ગંભીર માંદગી આવે અને તેમાંથી કદાચ મૃત્યુ પણ થાય. એ વર્ષ આવ્યું ને એ માસ પણ આવ્યો. અચાનક કમુદાભાભીને ભયંકર બિમારી આવી અને એ મરતાં મરતાં બચ્યાં. જોશીઓએ પોતાની ભૂલ કબૂલ કરતાં કહ્યું કે તમારી મા અથવા તો એને સ્થાને હોય તે સ્ત્રીને માથે સંકટ હતું પણ તમને મા નથી અને તમારી ઉંમર મોટી એટલે અમે તમારી ભાભી તમારી માને સ્થાને હશે એવો વિચાર ન કર્યો.

અમે બે ભાઈઓની તબિયત લથડી ગઈ છે અને ત્રીજો નાનો ભાઈ દેશાવરમાં રહેતો થઇ ગયો છે. એને પરિણામે કલાકોનાં તોફાન, મસ્તી,, હાસ્યસભર્યાં એ જ્વલણદાર, ગપ્પાં,, અને ,સાહિત્ય ,ધર્મ,, સમાજ, વગેરે વિશેની રસભરી ચર્ચાઓ આજે કાળના પડદા પાછળ વિલીન

થઈ ગયાં છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં માનનાર યુવક-યુવતીઓના જમાનામાં અસલના કાયદાઓ લગભગ અશક્ય બન્યા છે. લથડતી તબિયતને લઈને પહેલાંની ઉજાણીઓ, પર્યટનો વગેરે અસંભવિત થઈ ગયાં છે. છતાં અમે સાથે રહીને કાંઈ કાંઈ તોફાનો કર્યાં અને હજી જે જે આવશે તે સહેવાનું સામર્થ્ય પ્રભુ આપી રહેશે એવી શ્રદ્ધા અમને છે. આ વેળા જયસુખભાઈએ 'માનસી' ના સપ્ટેમ્બર ૧૯૪૦ ના અંકમાં મારે વિશે લેખ લખતાં મેથ્યુ આર્નોલ્ડના કાવ્યમાંથી એક ઉતારો આપ્યો છે તેની છેલ્લી પંક્તિ મને સાંભરી આવે છે:

> We, We only are left;
> With frowning foreheads, with lips
> Sternly compressed, we strain on,
> On and at nightfall, at last,
> Come to the end of our way,
> To the lonely inn mid the rocks.




પ્રકરણ આઠમું

હું કેની રીતે લેખક થયો ? શાથી થયો ? સ્કૂલ ઑફ આર્ટસમાં ગયો હોત અને પરિણામે ચિત્રકાર કે પાટિયા ચીતરનાર થયો હોત તો તે સમજાય તેવું હતું પણ અમુક મનુષ્ય લેખક થાય, કવિ થાય એ શાને લઇને થાય એ જાણવું એટલું સહેલું નથી. લેખક થયા પછી, એના આસપાસના સંયોગો, લેખકના માનસનું

ઘડતર વગેરે ઉપરથી આવું પાતળું, સમન્વય ખરું પણ એટલી માથાકૂટમાં ઊતર્યા પછી 'ખોદ્યો ડુંગર અને નીકળ્યો ઉંદર' જેવી વાત થાય! અમે તે હો પણ અમારા પિતરાઈઓ વગેરેમાં બીજા બધા ધંધા કરનારા મળી આવે પણ લેખક તરીકે, વાર્તાઓના સર્જક તરીકેનો ધંધો કરનાર બીજું કોઈ નહોતું. કલાવિવેચક તરીકેનું પોતાનું જીવન અમારા પિતરાઈ કનૈયાલાલ ત્રવાડીએ શરૂ કરેલું. જયસુખભાઈએ પોતાના અમદાવાદના રહેઠાણ દરમ્યાન ખ્રિસ્તી ગીતોના થોડા ભાષાંતર ગદ્યમાં યત્કિંચિત્ કરેલાં પણ તે પાંચેક જેટલાં હશે અને ત્રણ ચાર શબ્દચિત્રો ગદ્યમાં લખેલાં. એમનાં ગદ્ય કાવ્યો વિશે નાનો સરખો પ્રસંગ ગુજરેલો છે.

એમણે એનાં ત્રણેક ગીત આચાર્ય આનન્દશંકર ધ્રુવ ઉપર 'વસન્ત'માં પ્રકાશન માટે મોકલ્યાં. તેમાં તખલ્લુસ તરીકે 'દીન' શબ્દ રાખેલો અને ખરું ઠામઠેકાણું આપેલું નહિ. આનન્દશંકરભાઈએ એ ગીતો મણિશંકર રત્નજી ભટ્ટે લખેલાં હશે એમ ધારીને એમના ઉપર પાછાં મોકલ્યાં અને સાથે વિનયથી જણાવ્યું કે "ગીતો સારાં છે છતાં ખ્રિસ્તી ધર્મનાં હોઈ સિદ્ધાન્ત ખાતર હું તે 'વસન્ત'માં પ્રસિદ્ધ કરવા માગતો નથી."

મણિશંકર ચીડવાઈ ગયા અને તેમણે સામો ઉત્તર આપ્યો કે "શૈલી ઉપરથી કોઈ પણ સમજી શકે કે મારાં નથી." આનન્દશંકરે આ વાત અજીતની રીતે રણજીતરામને કરી ત્યારે ભેદ ખુલ્યો અને પછી તો મણિશંકરે પણ જયસુખભાઈ ઉપર એ વિશે મારો પત્ર લખેલો.

હું આગળ લખી ગયો છું કે મને વાચનનો શોખ હતો. ગુજરાતીમાં ઠેકમાઠેકથી માંડીને સારામાં સારું વાચન વાંચી નાખ્યું પછી મેં ચૌદમે વર્ષે અંગ્રેજી વાચનનો આરંભ કર્યો અને મારે સુભાગ્યે સુરતની એન્ડ્રૂઝ લાયબ્રેરીમાં જેરોમ, જેકબ્ઝ, માર્ક ટ્વેન વગેરે હાસ્યરસકારોનાં પુસ્તકો હતાં, તે મારે હાથે ચડી ગયાં. હું આઠેક

વર્ષનો હતો ત્યારથી મોટાભાઈને પત્રો લખતો અને તેમાં રણજીત-રામને પણ સંડોવતો. તેરમા ચૌદમા વર્ષથી રણજીતરામને પણ સ્વતંત્ર પત્રો લખવા માંડયા અને સૂરતમાં અમે અવારનવાર મળીએ ત્યારે પણ મારી વાતોમાં લેખનવૃત્તિ અને હાસ્યરસ વધુ પડતા જણાઈ આવતા. આ ઉપરથી રણજીતરામે મને કહ્યું કે "તું લખે તો કેમ?" તે વખતે મારે સ્કૂલ જવાનું તો નામનું જ હતું એટલે સમયનો બાધ ન હતો. ચોક્કસ તો કહેવાય નહિ પણ મેં આશરે ૧૯૦૬માં પહેલી વાર્તા હકો કે સ્કેચ કહો એવું લખ્યું હશે. રણજીતરામને મેં તે વાંચવા મોકલ્યો અને તેમણે મારી ભૂલો બતાવી તે ફાડી નાખ્યો. આ પ્રકારનો પ્રયોગ એકેક વર્ષ ચાલ્યો અને પછી મને મારા લેખો પ્રસિદ્ધ કરવાની પરવાનગી મળી. ઘણું ખરું આ પ્રથમ વાર્તા તે 'વિનોદવિહાર'ના સંગ્રહમાં પ્રસિદ્ધ થયેલ 'ન્યાય' નામની વાર્તા. આ ટૂંકી વાર્તામાં ગદ્યની શૈલી મેં 'ભદ્રંભદ્ર' ઉપરથી અનુકરણ કરીને લખેલી છે. તે વાંચ્યા પછી રણજીતરામે કહ્યું અને મને પણ લાગ્યું કે કોઈના અનુકરણથી કશું વળવાનું નથી. એથી તે પછીના સ્કેચોમાં મેં મારી મેળે જેવું લખાય તેવું લખવા માંડયું.

આરંભમાં જ્યારે રણજીતરામને લાગેલું કે હું લેખક થઈ શકું ત્યારે એમણે મને સંસ્કૃત શીખવાનો આગ્રહ કરેલો અને તે પ્રમાણે મેં લગાર નહિ જેવો યત્ન પણ કરેલો. પણ જેને 'અભ્યાસ' નામે કંટાળો તેનાથી સંસ્કૃત કેમ શીખાય? મેં તે યત્ન છોડી દીધેલો અને રણ-જીતરામ નારાજ પણ થયેલા. વર્ષો પછી જ્યારે હું લેખક તરીકે અને મારી લાક્ષણિક શૈલીને લીધે સારી જેવી કીર્તિ પામ્યો ત્યારે રણજીતરામે મને કહેલું કે 'તું સંસ્કૃત નહિ શીખ્યો તે સારું જ કર્યું. જો શીખ્યો હોત તો તારી ભાષામાં તારાપણું-તારી લાક્ષણિકતા ન રહેત.'

જેમ એક વખત વાંચવા માંડયું પછી એનું વ્યસન જ મને લાગ્યું છે તેમ એક વાર લખવા માંડયું અને તે લખાણ પ્રસિદ્ધ થવા

માંડ્યું ત્યારથી એનું પણ મને વ્યસન જ થઈ ગયું છે—અલબત્ત, વાંચન જેટલું નહિ. લેખનમાં આપણે સામાન્ય છાપાળવાં લેખનને બાદ કરીએ તો બાકીનાં, ભાષાંતરો, અનુવાદો, કલાવિવેચનો અને વાર્તાઓના કે સ્કેચોના સ્વતંત્ર સર્જનોમાં મને ' Mood,' અમુક પ્રકારની યોગ્ય મનોદશાની જરૂર જણાય છે. અને સ્વતંત્ર સર્જનોમાં તો આ ' મૂડ ' ઉપરાંત, મને ' પ્રેરણા 'ની પણ આવશ્યકતા લાગી છે.

આ ' પ્રેરણા ' એ શું છે ? દરેક સર્જકને એની જરૂર જણાઈ છે, એ ક્યારે આવે, શા માટે આવે, શા માટે ન આવે એ બધા પ્રશ્નોના ઉત્તર હું સંતોષકારક રીતે આપી શકું એમ નથી. કેટલાય સર્જકોને–લેખકોને આ પ્રેરણાની જરૂર નથી જણાઈ અથવા તો એમને તો એ હાજરાહજુર છે એ વાત પણ હું જાણું છું. મુનશીજી મને વારંવાર કહેતા કે ' લખતાં લખતાં ઘરડો થયો તો યે ' પ્રેરણા 'ની પાછળ શું મંડ્યો છે ? હાથમાં કાગળ અને પેન્સિલ લીધાં કે લખાવા માંડે; એમાં બીજી કોઈ વસ્તુની જરૂર જ નથી.' યત્ન કર્યો છતાં મને આવી સુગમતા આવી નથી.

સમરસેટ મૉમ જેવા, જેમ ઑફિસે જનારા નિયમિત ઑફિસે જઈ ને કામ કરે છે તેમ, દિવસના અમુક કલાક લેખનકાર્ય કરે જ છે, જ્યારે ટગલુ. ટગલુ. જેરૉમ્જની કાર્ય કરવાની પદ્ધતિ જુદી જ હતી: એને એક મિત્ર શનિ–રવિ ગાળવા પોતાને ત્યાં બોલાવેલ. સવારે હું એકાંત માગીશ એમ જેરૉમ્જે કહેલું એટલે સવારમાં તેને કોઈ એ બોલાવ્યો નહિ બધાં ધારતાં હતાં કે એ પોતાના ઓરડામાં બેઠો બેઠો એની લાક્ષણિક શૈલીમાં વાર્તા લખતો હશે પણ એણે તો આદ–નારનો લઈ બગીચામાં આંટા માર્યા કર્યો અને પાઇપ પીધા કરી ! આ વિશેનો ખુલાસો મિત્રે પૂછ્યો ત્યારે એણે કહ્યું કે " એ એકાંતમાં મેં મગજમાં વાર્તાનું વસ્તુ ગોઠવી લીધું. હવે એ કાગળ ઉપર લખવામાં મને જરા પણ મુશ્કેલી નહિ પડે. ગમે ત્યારે હું એ લખી નાખીશ."

વર્ષો પહેલાં વિજયરાયે પોતાના 'કૌમુદી' (ત્રૈમાસિક) માટે
ાપણા લેખકોને 'મારી લેખનપદ્ધતિ' એ વિશે થોડું થોડું લખવા
નંતી કરેલી, પણ ઘણા લેખકોએ એ વિનંતીનો માત્ર ઉપહાસ
' કરેલો. અપવાદમાં રમણભાઈ, 'ધૂમકેતુ' અને હું હતા. અમારા
ત્રેયના લેખ ચૈત્ર ૧૯૮૧ના અંકમાં પ્રસિદ્ધ થયા હતા. આવા
ષયો ઉપર લેખ લખી મોકલવામાં નાનમ શી છે, તે મને હજી
મજાતું નથી. પ્રેરણા વિશે ઊંડા ઉતર્યા વિના હું એટલું કહી શકું
સર્જનની શક્તિ કોઈ જુદા જ પ્રકારની શક્તિ છે. તે આપણામાં
યારે હોય છે અને ક્યારે નથી હોતી તે આપણે-હું પોતે તો જાણી શકું
. એવી શક્તિ આપણામાં હોય છે ત્યારે કોઈ પણ પ્રસંગ નાનામાં નાનો
ીજાઓને તદ્દન સામાન્ય લાગતો-મારી દૃષ્ટિએ જુદો જણાતો.
ને આ અમુક પ્રસંગમાંથી એમ ને એમ કે આટલા ફેરફાર સાથે
વલિકા કે સ્કેચ લખી શકાશે એમ મને થતું. કોઈ કોઈ વાર તો
શા પણ કારણ વગર, પ્રતિકૂળ લાગતા સમય અને સંજોગોમાં,
ાખી સંપૂર્ણ નવલિકા કે સ્કેચ મગજમાં તૈયાર થઈ જતો. પછી એ
ખાય ગમે ત્યારે. હા, પાછી એક બીજી વાત ખરી: 'કૌમુદી'માં
ં લખ્યું હતું તે પ્રમાણે જ્યાં સુધી એ નવલિકા કે સ્કેચનું યોગ્ય
ામ મારાથી ગોઠવાય નહિ ત્યાં સુધી મારાથી કાગળ ઉપર એક
બ્દ પણ પડાય નહિ. એ પ્રમાણે યોગ્ય નામ નહિ મળવાથી મારી
પ્રેમનાં પ્રાયશ્ચિત' (વિનોદ વિહાર) મારા મનમાં આશરે છ વર્ષ
ડી રહી હતી.

આગળ જે વાર્તા વિશે લવંગિકા મહેતા સાથે મારે ચર્ચા
ાલી હતી, એવો ઉલ્લેખ કર્યો હતો; તે મારી પ્રિય વાર્તાઓમાંની
ેક 'ભૂતના ભડકા' (ભૂતના ભડકા એ નામના સંગ્રહમાં છે)
નું વસ્તુ પહેલાં મારા મગજમાં ઘડાયું. મૃત્યુ સમીપ હોય એવે
સંગે જ, એ સમયમાં નાયિકા પ્રેમનું અસ્તિત્વ કબૂલે એવું મારે
ાવવું હતું. આને માટે કાં તો આગ, કાં તો ટ્રેનનો અકસ્માત કે

કા તો સમુદ્રનો અકસ્માત સભવે બીજા બે મને અસભવિત જણાયા એટલે આગનો પ્રસગ ગૂથી લેવાનો નિશ્ચય ર્ક્યો મનમા ઘણી ગડમથન પછી નામ પણ યોગ્ય જડી આવ્યુ પછી રહી સુરેકેની આગતે વર્ણવાની તે વખતે ઉપેરી પરદાની પ્રથા પણ નહિ કે આગ જોનાર

અચાનક એક વેળા જ્યુબિલી ટેક્નિકલ ઇન્સ્ટિટયુટમાથી કોલેજમાં જતો હતો ત્યા-ત્રાનમાદેવી રોડ ઉપર, ભાગવાડી થીયેટરના આગલા પાચ માળના હાથીવાળા મકાનમા પ્રચડ આગ લાગેલી ટ્રામ ત્યા આવતા જ અટકી ગઈ આખા રસ્તા ઉપર ઉશ્કેરાયેલા માણસો વ્યવસ્થા સાચવવા ફરતા પોલિસો, બબાવાળાઓ વગેરે ભરચક થઈ ગયેલા મારે નસીબે અતિ કરુણ દૃશ્ય જોવાનું હતુ

પાચમે મજલે નાના ક્રેરામા એક માણસ ઊભો રહીને ઉન્માદી પેઠે એ નાની જગ્યામા આમથી તેમ દોડવાના મિથ્યા યત્ન કરતો હતો અદરની અગ્નિશિખા કરાલ સ્વરૂપે બહાર ક્રેરામા પણ આવતી હતી અને તેનો તાપ અસહ્ય હશે એમ કલ્પી શકાતું હતું હજારો મનુષ્યોની આખો આ દૃશ્ય જોઈને ઠરી ગઈ હતી અને હૈયામા ઉદ્વેગથી, અનુકપાથી, હવે શુ થશે એવી કારમી અનિશ્ચિત નિશ્ચિતતાથી વ્યાકુળ થઈને તેઓ તીવ્ર વેદના અનુભવી રહ્યા હતા બબાવાળાઓએ સીડી ઊચી કરી તે ટૂકી પડી તારપડીના હાદામારથી મુશ્કેલીમા ઊચી સીડીઓ મગાવવામા આવી ત્યી પેલા માણસથી આખરે નહિ રહેવાયુ તે કૂદ્યો, સીડી સાથે અથડાયો વીજળીના તાર સાથે અડફટમા આવ્યો અને જમીન ઉપર પડ્યો કોઈ કબૂતર ઊચેથી પડે અને જેમ તેનો છુદો થઈ જાય તેમ આ માણસનો છુદો થઇ ગયો મે આગ આ પ્રમાણે જોઈ એ દૃશ્યની કારમી કરુણતા ભૂલતા થોડો સમય ગયો અને પછી મે 'ભૂતના ભડકા'ની વાર્તા પૂરી કરી

આવી રીતે પ્રેરણાની મદદથી જન્મ પામતી વાતો જુદાં જુદાં સાધનથી અને સંયોગોથી ઘડાની. અપવાદમાં માત્ર એક વાર્તા ગણાવી શકાય: 'સાસુજી'ના સંગ્રહમાંની 'નાટક' વાર્તા. એક શનિવારે બપોરે ઑફિસમાંથી છૂટીને હું ચર્ચગેટથી એક લોકલમાં બેઠો. બારીમાંથી શૂન્ય ચિત્તે બહાર માર્ગ નીરખી રહ્યો હતો, એટલામાં આ વાર્તા જાણે આખી સંપૂર્ણ મારી આંખ આગળ ખડી થઈ ગઈ-એના નામથી માંડીને એના અંત સુધી' મારે માત્ર ગમે ત્યારે તે લખી નાખવાની જ રહી ! આવી સંપૂર્ણ દશામા કોઈક વાર્તા આપણને મળી આવે છે

મારું પહેલું પ્રકાશન તે 'ડિટેક્ટિવ બહાદુર શેરલોક હોમ્સ.' અને તેનું આવું વિચિત્ર નામ પાડનાર તે એ પુસ્તકના પ્રસિદ્ધકર્તા ડી. લખમીદાસની કંપની. આ પુસ્તક 'સ્ટડી ઇન સ્કાર્લેટ' નું ભાષાન્તર છે અને હવે બજારમાં મળતું પણ નહિ હોય. એ ભાષાન્તર કરવાનું કારણ જરા વિચિત્ર છે· તે વખતમાં મોટાભાઈ અને બીજા મોટા સગા હોય તો તેમનાં નાનાં પડેલાં કપડાં નાનાભાઇને પહેરવા પડતાં મને એ પ્રમાણે જયસુખલાલનાં કપડાં મળ્યા કરતાં. ડગલાને, ખમીસને અને પાટલૂનને સુદ્ધા અંતરસેવા ભરી ભરીને હું તે પહેરતો. ટેકનિકલ લાઈનમા હુ ગયો ત્યાં સુધી મારી દશા આ હતી, અને મારા જેવા સુફિયાનીને આથી કેટલું દુ:ખ થતું હશે તે કલ્પી શકાય તેમ છે. અમે મુબઈમાં બાવનખાંની લેઇનમાં રહેતાં હતાં. અમને વેકેશન હતી. ભવિષ્યમાં આવનાર બીજી વેકેશનમાં એટલે કે મે મહિનામાં અમે સુરત જવાનાં હતાં અને લગનસરામાં મહાલવાનાં હતાં; છતાં કપડાંની બાબતમાં મારી આ સ્થિતિ હતી !

લાંબા વિચાર પછી, જયસુખલાલની સાથે ચર્ચા કર્યા પછી મને આ વિચાર આવ્યો. સાડા ચાર આના ખરચીને હું 'સ્ટડી ઇન સ્કાર્લેટ'ની 'સિક્સ પેની' આવૃત્તિ લઇ આવ્યો અને રોજના ચાર કલાક કામ કરીને બાર દિવસમાં ભાષાન્તર પૂરું કર્યું. મોટાભાઈ

ગી લખમી મને જરાતરા ઓળખતા હતા, એટલે આપણે એતી દુકાને, બગાર ગેગમા ભીગી ગયા અને ત્યા મધા પાચડા પાડયા એ ॥ મનમા પણ રામ વસ્યા અને મને પચીમ રૂપિયા આપ્યા કે પગી ચાલીમ પણ હોય, હવે યાદ નથી રૂપિયા ગજવામા પડયા કે કે તરત ભાઈની સાથે જઈને સ્વદેશી કોઓપરેટિવ સ્ટોર્સમા વાતજી દરજીની પાસે ચાર ખમીસ અને એક ગરમ અને એક સુતરાઉ મધ ગળાના નામા કગના ગ યા એક સગસ જોગ ધોતીયાનો અને 'એન' જાતની સેગતાર ટોપી અને એક ઘરકી રિતપરની જોડી લીધા મને પખ્નિશરે ચોપડીની પચ નક્લ આપેલી ' આમાથી એક ન ન મે રણુજીનગામને આપી અને સાથે આખો વૃત્તાંત દ્દી, જેથી એ ખૂબ ટસ્યા અને પગી એમણે ન્યુ કે ' એવી રીતે ફુરસદે બીજા ભાષા ન્તર પણ કરજે કે જેથી પૈસાના પૈસા મળશે અને શૈની મધાશે આ ઉપરથી પાછળથી મે બીજી બે શેરલોક હોમ્સની ચોપડીના ભાષાન્તર કરેલા

નવા ૮૫ ! અને પેની ચાર નક્લ લઇને મધી હિમત એકઠી કરીને હુ મનાજી આગળ ૯ ! ૮૨ થયો અને કપડા પહેરાવી જોઈને મકાજી હસ્યા ચોપડી જોઈને એમને ગર્વ થયો અને મારા ઉપર ગુસ્સે થવાને બ ન મે બધુ મગીને જોગ ખરચ્યુ હતુ એટલુ એમણે મને રો કમા આપી દીધુ અને ક્યુ કે આગના રૂપિયાથી તારે બેકમા ખાતુ ઉઘાડવુ એ પ્રમાણે મે ખાતુ ઉઘડાવેલ અને તેમા લગભગ પોણુ મસો રૂપિયા ભેગા થયેલા, એટલામા એક તૂગી અને અમે પાછા હતા એવા ને એવા થઈ રહ્યા '

મે જ્યારે લખવાનો આરભ ર્યો ત્યારે આપણે ત્યા બહુ ઓછા શિષ્ટ માસિકો હતા 'વસન્ત, 'જ્ઞાનસુધા, 'સાહિત્ય', 'સુન્દરી સુબોધ અને ' સમાલોચક ' એટલા મને યાદ આવે છે, જો કે બીજા હો ખરા આમા પહેલા બે પોતાના અનિયમિતપણાને

માટે બહુ યશ ખાટી ગયાં છે. તેમના ગ્રાહકોની સંખ્યા પણ ન મનાય એટલી ઓછી હતી—હું ભૂલ્યો: અત્યારના જમાનામાં, ગુજરાતના ઉત્તમ ત્રૈમાસિક 'માનસી'ના ગ્રાહકોની યાદી કરતાં તો એમની યાદી મોટી હતી. આ વાત લખતાં પણ મને પોતાને સંસ્કારી કહેવડાવતા ગુજરાતીઓ માટે શરમ આવે છે.

હું 'સુન્દરી સુબોધ' અને 'સાહિત્ય'માં પણ લખતો, પણ 'જ્ઞાનસુધા' માટે મને ખાસ પક્ષપાત હતો. આને પરિણામે મને લેખક તરીકે ઓળખનારાંની સંખ્યા ઘણાં વર્ષ સુધી ઘણી ઓછી હતી. 'જ્ઞાનસુધા'ના મારા લેખો વાંચનારમાં લેડી વિદ્યાગવરી નીલકંઠ, ચટુલાલ ગોપીલાલ ધ્રુ, જ્યોત્સ્ના મહેતા, સરોજ મહેતા, જયસુખલાલ મહેતા અને રણછતરામ મહેતા અને કોઈક કોઈક વાર હિં. ગ. અંજારિયા, ભોગીન્દ્રરાવ, ચન્દ્રશંકર વગેરે હતા. મને ઘણા કહેતા કે કોઈ વાંચે નહિ—બહુ ઓછાં વાંચે—એવાં માસિકમાં તું શા માટે લેખો આપ્યા કરે છે? પણ એવા લોકો મારું માનસ સમજી શકતાં ન હતાં. આટલે વર્ષે પણ મારું એ બાબતનું માનસ એવું ને એવું રહ્યું છે. આજે પણ હું મારા લેખનો મોટો ભાગ સૌથી ઓછી ઘરાકી ધરાવનાર 'માનસી'માં જ આપું છું. આનાં ઘણાં કારણો હશે પણ એમાંનું મુખ્ય કારણ તે હું, જો કે 'Snobs'નો કટ્ટો શત્રુ છું. છતાં High Brow છું—હોયશ એ મને લાગે છે. માનવમેદનીમાં હું એકલો પડી જાઉં છું, શોકનિમગ્ન થઈ જાઉં છું. બે ચાર પાંચ માણસો હોય, એકેકને મીઠી નજરે નિહાળતાં હોય ત્યાં હું મારું હૈયું ઉઘાડી શકું છું. મને મારી કલા માટે અતિ પક્ષપાત છે, જેવો દરેક લલિત કલા માટે—દરેક કલા માટે તેના પૂજક કલાકારને હોવો જોઇએ તેવો જ. આથી મને પ્રચંડ લોકપ્રિયતા આકર્ષક લાગે છે પણ એ પ્રાપ્ત કરવાનાં બધાં સાધન મને અકારાં લાગે છે. કેટલાંકને માનવસમૂહ જોઇને પાનો ચડે છે—જ્યોતીન્દ્ર દવે, ચન્દ્રવદન

મહેતા વગેરેને. મને એનાથી ચડેલો નશો પણ ઊતરી જાય છે. અને એથી જ કોઈનો અતિ આગ્રહ હોય ત્યારે જ હું ભાષણો કરવા તત્પર થાઉં છું. રંગભૂમિ ઉપર તો બનતાં સુધી હું ચશ્મા કાઢી નાખું છું જેથી હું પ્રેક્ષકોને જોઈ શકું નહિ. આને પરિણામે હું મારી સ્વસ્થતા જાળવી શકું છું. જ્યોતીન્દ્ર દવેને આને લીધે જ એકાંત ઓરડામાં મૂકેલા 'માઈક' આગળ બોલવું ગમતું નથી, અને મને ગમે છે.

'વસન્ત'માં લખવાની શરુઆત વિચિત્ર રીતે થયેલી. હું અને નલીન દીવેટિયા ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટમાં. એક વાર વાતમાં ને વાતમાં નલિને મશ્કરી કરી કે 'જ્ઞાનસુધા'માં લખવું સહેલું છે પણ 'વસન્ત'ની વાત જુદી. મેં કહ્યું કે લખાણમાં સ્વતંત્ર કૃતિ જ ગણાય કે ભાષાન્તર અને અનુવાદ પણ ગણાય ? નલિને ત્રણેની હા કહી. મેં જવાબ દીધો કે ત્યારે તો હવેની મારી કૃતિ 'વસન્ત'માં જ પ્રસિદ્ધ થશે. એ પ્રમાણે હઠને લઈને મેં રિચર્ડ લ ગેલિયનની 'પ્રિન્સેસ એન્ડ ધ મિરર'નો અનુવાદ 'રાજકન્યા અને અરથરી' ('વાર્તાવિહાર') એ નામથી કરીને 'વસન્ત' ઉપર મોકલ્યો અને તે પ્રસિદ્ધ પણ થયો. તે પછીથી અમુક ટૂંકી વાર્તાઓ મેં મોકલાવેલ પણ ઘણાં વર્ષ પછી, આનંદશંકર ધ્રુવની ખાસ ઇચ્છાથી મેં એમને 'અસાધારણ અનુભવ'નો આર. એન્ડમ નામના લેખકની 'આઇડેન્ટીટી એક્સ્ચેંજ' નામની વાર્તાનો અનુવાદ આપ્યો હતો અને તે કકડે કકડે એમાં પ્રસિદ્ધ થયો હતો. પ્રો. ભાનુશંકર વ્યાસ જેવા આજે પણ એ વાતને સંભારે છે અને 'વસન્ત'ની ફાઈલમાંથી એ કાઢીને વાંચે છે અને હસે છે.

તે જમાનામાં પ્રકાશનો પ્રસિદ્ધ કરવામાં ઘણી મુશ્કેલી પડતી. પૈસા તો નહિ જેવા આપે પણ કેટલીક વાર તો સામા પૈસા પણ પ્રકાશકો માગતા ! તે સમયે ડિંમતલાલ અંજારિયા અને ભોગીન્દ્રરાવ દીવેટિયાએ મને બહુ કહેલું કે એક વખત પાંચસો-છસો રૂપિયા કરશ

કરી નાખ અને પ્રકાશનો તું જ છપાવ્યા કર. આજે આટલે વર્ષે એમ લાગે છે કે એ સલાહ માની હોત તો સારું થાત! પણ વખતે પાંચસો રૂપિયા એટલે લગભગ અશક્ય સ્વપ્ન!

મને પહેલેથી જોડણી વિશે બહુ પંચાતી પડી હતી. અને આપણા સાહિત્યમાં કાંઈ કાંઈ મોટા લેખકોને આજે પણ એ પંચાતી પડે છે. તે વખતે તો કાંઈ કેટલી જોડણી પ્રચારમાં હતી. વિવિધ પ્રકારની જોડણી જોઈને મારું મગજ એટલું ભ્રમિત થઈ ગયું કે મારી જોડણીનો જોટો જ ન મળે! એક દાખલો આપું: નરસિંહરાવની જોડણીમાં ય અને હ બહુ. 'ક્યાં 'ને બદલે તેઓ 'ક્હાં' લખતા. આથી હું ઉશ્કેરાયો અને મારી એક વાર્તામાં મેં 'આ કાં તો પેલું એ વાક્યમાં પણ 'આ ક્હાં તો પેહું' એમ લખી નાખ્યું અને તે છપાયું પણ ખરું! નરસિંહરાવે આ વાંચ્યું ત્યારે એમને એટલું હસવું આવ્યું કે એમની આંખમાં આંસુ આવી ગયાં. ઘણા માણસોને— મને પણ વર્ષો સુધી એમ જ હતું—એવો ખ્યાલ હોય છે કે સંગીતમાં તાલના જ્ઞાનની જરૂર નથી તેમ ઘણાને એમ લાગે છે કે ભાષામાં જોડણીનો પ્રશ્ન મહત્ત્વનો નથી. પણ હવે ધીમે ધીમે એ ખ્યાલ લેખકોના હૃદયમાંથી નીકળતો જાય છે અને પરિણામે આપણાં પુસ્તકોમાં એકધારી જોડણી વિશેષ પ્રમાણમાં દૃષ્ટિગોચર થતી જાય છે. ગુજરાત વિદ્યાપીઠના મોટા તથા નાના કોષોએ અને વિજયરાય વૈદ્ય, જ્યોતીન્દ્ર દવે અને ભાનુશંકર વ્યાસે મને આ બાબતમાં સારી મદદ કરી છે. પણ અસલનો પાયો કાચો એટલે સોએ સો ટકા તે વસ્તુસ્થિતિ સુધરવી મુશ્કેલ છે. આરંભથી જ એકધારી જોડણી શીખવામાં આવે, એના પ્રત્યે ધ્યાન આપવામાં આવે તો આ ગંભીર દોષ દૂર કરવો સહેલો છે. અંગ્રેજીની અઘરી જોડણી આપણને આવડે અને આપણી સહેલી નહિ આવડે એમાં-આપણી, આપણા શિક્ષકોની અને આપણી જનતાની બેદરકારી જ છે.

મુંબઈ આવ્યા પછી અને ૧૯૧૪માં ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટર થયો ત્યાં સુધીમાં મારું વાંચવાનું તો ધમધોકાર ચાલતું જ હતું. ગુજરાતી

પ્રકૃતિ હતી અને છે આ વાત જાણતા હોવાથી રણજીતરામે મને મેટરલિન્કના નિબંધોના ભાષાન્તર માટેની હરિફાઇમા ઝુકાવવાનુ કહ્યુ મે હા પાડી રણજીતરામે લાયબ્રેરીમાથી મેટરલિન્કની ચારેક ચોપડી મગાવીને મને વાચવા આપી, અને કહ્યુ "માત્ર એ ત્રણ નિબંધો વાચવાથી લેખકની શૈલી અને તેના વિચાર ધ્યાનમા આવે નહિ અને એમ થાય નહિ ત્યા સુધી સારુ ભાષાન્તર થાય નહિ માટે આ ચારે પુસ્તકો વાચી જવા પડશે " હુ વાચી ગયો મેટરલિન્ક અને રવીન્દ્રનાથની ફિલસૂફી વચ્ચેના કેટલાક સામ્યને લગણે ગીતાજલિ વગેરે પણ મારી પાસે એમણે વચાવ્યા અને તે પછી પેલા ભાષાન્તર માટેના નમૂનાના પાના મારી પાસે તૈયાર કરાવ્યા

પરીક્ષકોમા જસ્ટિસ એફ સી ઓ બીમન સર લલ્લુભાઇ શામળદાસ, તન સુખરામ ત્રિપાઠી દી બ કૃષ્ણલાલ ઝવેરી જેવા હતા જ્યારે પરિણામ જણાયુ ત્યારે સાહિત્યજગતમા નાનો સરખો કોલાહલ થઈ ગયો હતો કેમકે 'કોમ્પ્રોમાઈઝ'ને માટેનુ ઇનામ સ્વ મહાદેવ દેસાઈને અને મેટરલિન્કના નિબંધોનું ઇનામ ધનસુખલાલ મહેતાને ફાળે ગયા હતા' આમ તે સમયમા લગભગ અપરિચિત એવા બે લેખકો સિદ્ધહસ્ત ગણાતા લેખકોનો પરાજય કરીને ઇનામ જીતી ગયા હતા' પણ ઇનામ મળ્યા પછી જ્યારે કાર્ય પૂરુ કરવાનુ આવ્યુ ત્યારે કાર્યની કઠિનતા જણાઇ રોજના ત્રણ કલાકના ધોરણે છ સાત માસ સુધી સતત કામ કરીને મે એ ભાષાન્તરકાર્ય પૂરુ કર્યું પછી એ રણછોડલાલ પ્રભુને જોઈ સુધારવા મોકલ્યુ ત્યાથી પાછુ આવ્યા કેડે મે એની સાફ નકલ કરીને તન સુખરામને આપ્યુ અને એ જોઇ ગયા પછી તેને છાપવા મોકલ્યુ આ નાનકડા પુસ્તકની ભાષા ઉપર ઈન્દુલાલ યાજ્ઞિક ફિદા થઈ ગયા હતા અને એમણે પોતાના તત્રીપદે ચાલતા 'નવજીવન'મા ભારોભાર વખાણ કરતા જણાવ્યુ હતુ કે "મેટરલિંક જેવા, ભાષાન્તરને માટે મુશ્કિલ લેખકના નિબંધો આટલી સુદર રીતે ગુજરાતીમા ઉતારીને લેખકે એક નવી શૈલી અને ભવ્ય ગદ્ય ઊભા કર્યાં છે જેને માટે એ ખરેખર અમરરી લઈ શકે"



જ્યોત્સ્ના મહેતા
સરોજિની મહેતા

## પ્રકરણ નવમું

મેં અગાઉ જણાવ્યું છે, તે પ્રમાણે ૧૯૦૪ માં હું પહેલવહેલો કુટુંબથી છૂટો પડીને સુરતથી મુંબઈ ગયેલો, જ્યાં તે સમયે જયસુખભાઈ તો મારી સાથે હતા. પણ ૧૯૧૦માં જ્યારે મને ગટુભાઈ પ્રભુએ પોતાને ત્યાં અમદાવાદ આવવાનું કહ્યું, ત્યારે તો મારે એકલાએ જ જવાનું હતું, અને વીસ વર્ષનો હું આ આફતથી લગભગ રડી પડ્યો. પણ

મારા પ્રત્યે કોઇએ દયા ખાધી નહિ અને મારે અમદાવાદ જવું જ પડ્યું. એ વાતને આજે ૧૯૪૪માં ચોત્રીસ વર્ષ થયાં. એ ચોત્રીસ વર્ષમાં હું અને મારાં અન્ય કુટુંબીજનો અમદાવાદ અનેક વેળા જઈ આવ્યાં. ૧૯૧૦માં મળેલો સ્નેહભર્યો આવકાર આજે પણ એવો ને એવો જ છે. ફેર પડ્યો હોય તો એટલો કે તે સમયે પહેલાં ત્રણ ચાર વર્ષ હું મહેમાન ગણાતો હતો, આજે હું કુટુંબનો જ એક માણસ હોઉં એ પ્રમાણે મને ગણવામાં આવે છે.

૧૯૧૦થી લગભગ પાંચ વર્ષ તો દર વર્ષે હું અને મારો નાનો ભાઇ અમદાવાદ ગટુભાઈને ત્યાં જતા હતા. તે સમયે માણેલી મોજ, ભોગવેલો આનંદ, કરેલી ધીંગામસ્તી વગેરે યાદ આવતાં આજે પણ નાની સરખી શોકની વાદળી હૃદયના ક્ષિતિજ ઉપર આવી જાય છે, અને ગયા દિવસ ખરેખર પાછા નહિ આવે એ વિચારથી દિલ દુઃખ પામે છે. તે સમય જોતાં અને સમાજનું માનસ જોતાં મારામાં લોકોને આકર્ષવાની ઠીક ઠીક શક્તિ હશે એમ લાગે છે. હારમોનિયમ અને દિલરુબા ઉપર મારો કાબૂ સરસ હતો. પેનસિલ અને શાહીથી હું સાધારણ કાર્ટૂનો જેવાં ચિત્રો દોરી શકતો. લગભગ દરેક રમતમાં 'હમ બી ડીચ' કરીને ભાગ લઇ શકતો અને અઢંગ વાંચનાર હતો. યજમાન તરીકેની આવડત અને લાયકાત મારામાં સારા પ્રમાણમાં નથી પણ તેને બદલે મહેમાન તરીકે રહેવાની શક્તિ ઘણી હતી એમ સ્વાનુભવ ઉપરથી હું કહી શકું તેમ છુ. અને મેં આગલાં પ્રકરણોમાં અમુક પ્રમાણમાં તે સિદ્ધ પણ કર્યું છે. સામા પક્ષે ગટુભાઇને ત્યાંના બધાં નાનાં મોટાં યજમાન તરીકે બહુ સારાં એટલે જે માણસ કુટુંબથી જરા જેટલો છૂટો નહિ પડેલો—તે બેત્રણ કલાકમાં ઘરના માણસ જેવો થઇ ગયો. અને તે સંબંધ આટલે વર્ષે પણ ટકાવી શક્યો છે એ તે માણસનાં સદ્‌ભાગ્ય.

તે વખતે ગટુભાઈ પોતાના આસ્તોડિયાના મકાનમાં રહેતા હતા અને પાસેના ઘરમાં સર રમણભાઈનું કુટુંબ હતું. વિદ્યાબહેન, શારદા-

બહેન અને ગટુભાઈ જોડે હું ઘણાં ગપ્પાં મારતો. ગટુભાઈનાં માતાપિતા–બાળાબહેન અને ગોપીલાલજી સાથે છૂટથી બોલતો પણ રમણભાઈ જોડે હું નિકટના પરિચયમાં ન આવ્યો. મારો, કુંજભાઈનો અને માધુભાઈ સાથે હોય તો તેમનો મુકામ ઓંયતળીયે આગલા રૂમમાં રહેતો. મને ચાલવાનો કંટાળો પહેલેથી હતો એટલે બાળાબહેને મને અમદાવાદની ઘણી ઘણી જગ્યાઓ જોવાને કહેલું, તેની મેં મોઘમમાં 'હુંઉ' કરીને હા પાડેલી. પણ એમ જુદી જુદી જગ્યાએ જવાને બદલે અમે–હું, કુંજભાઈ, રમણભાઈનાં પુત્રીઓ જ્યોત્સ્ના ને સરોજ, માધુભાઈ વગેરે, ઘેરથી બાળાબહેન ફરવા જવાને માટે સવારના કાઢે ત્યારે ગટુભાઈના ઘરથી પાંચ મિનીટને રસ્તે બાગ છે ત્યાં જઈને પાટલીઓ ઉપર બેઠાંને તડાકા મારતાં, નહિ તો ત્યાં રમતો રમતાં. કોઈ કોઈ વાર 'લક્ષ્મીવિલાસ' હોટેલમાં જઈને ખાવાનું પણ ઉડાવતાં.

એ પ્રમાણે ચાલ્યા કરત તો બધું નિર્વિઘ્ને પતી જાત અને અમદાવાદની સુંદર અને જોવાલાયક જગ્યાઓ હું ન જ જોત. પણ બાગમાં અમારી રમતોએ જરા હિંસક રૂપ પકડયું અને અમારાં તોફાનથી કંટાળીને બાગના રખેવાળે રમણભાઈને ફરિયાદ કરી. એ ઉપરથી એમ પણ જણાયું કે અમે ફરવા જતાં જ નહોતાં પણ પેલા બાગમાં બેસીને અથવા તોફાન કરીને ઘેર પાછાં જતાં ! આની શિક્ષા અમને એટલી થઈ કે રોજ સવારે બાળાબહેન અમારે કયાં જવું તે નક્કી કરી આપે અને જગ્યા દૂર હોય તો ટાંગો બોલાવી આપે.

એક વેળા એવો પ્રસંગ આવ્યો કે એક નાટકના પાસ આવ્યા અને તે પાસમાં અમારું આખું ટોળું નાટક જોવા ઉપડયું. અમને ઉપરની એક બોકસમાં બેસાડયાં. કલાક–બે કલાક ગટુભાઈ સાથે હતા એટલે અમે બગાસાં ખાતાં નાટક જોઈ રહ્યાં. પણ નાટક ઘણું કચરો અને નટ–નટીઓ (સ્ત્રીના વેશમાં પુરુષો જ) પણ બદસૂરત એટલે ગટુભાઈ ઘેર ચાલ્યા ગયા અને ટોળાંની સરદારી મારે અને કુંજ-

વિહારીને ભાગે આવી બૉક્સમાંથી ખુરશીઓ ખરીદાવીને અમે જાજમ પથરાવી અને તેના ઉપર આસાનીથી બેસીને અમે નાટકની કદર કરવા માંડી દરેક ગાયન વન્સમોર કરવા માંડ્યું અને વન્સમોર થાય ત્યારે કુંજ, જ્યોત્સ્ના, સરોજ, માધુભાઇ વગેરેએ તે સાથે ગાવા માંડ્યું. આટલું કરવા છતાં પણ છેક અંત સુધી અમારાથી બેસાયું નહિ એટલે મેનેજમેંટના સદ્ભાગ્યે અમે બે અંક પછી ત્યાંથી રૂખસદ લીધી પણ બીજે દિવસે મેનેજરે વિનયથી છતાં દૃઢતાથી રમણભાઇને અમારી ટોળીના પરાક્રમો કહ્યા રમણભાઈએ વિદ્યાબ્હેનને રિપોર્ટ આપ્યો અને ફરીથી અમારે સાથે નાટક જોવા ન જવું—અમને ન જવા દેવા એવો નિર્ણય થઈ ગયો

આ પ્રમાણે બાગ અને નાટક બંધ થવાથી અમારા તોફાન બંધ થવા નહોતા પામ્યા સવાર–સાંજ ફરવા જવાનું હતું અને બપોરે ભોંયતળીયાના આગલા ખંડમાં અમે નાટકો ભજવતા અથવા તો સંગીતની મહેફિલો ભરતા આવી વેળા ભાગ લેનારની સંખ્યા પણ વધી જતી સૌદામિની મહેતા, લીના મહેતા, સરના મહેતા, ચન્દ્રકાન્ત નીલકંઠ (કોઈ કોઈવાર), શાંતિનાન અને ડૉ કાંતિનાન શાહ વગેરે પણ એમાં ભાગ લેતા રાતના પણ સાડા અગિયાર–બાર વાગ્યે અમારું તોફાન શાંત થતું છતાં ગોપીનાનજી, બાળાબ્હેન વિદ્યાબ્હેન વગેરે કોઈ આથી કંટાળતું નહિ અને કંટાળતું તો અમને જણાવા દેતું નહિ

ગોપીનાનજી (ઘરમાં એમને બધા ભાવાભાઈ કહેતા) એ જમાનાના વડીલોના જેવા જ હતા, અને અમારા કાકાજીની સાથે અનેક બાબતમાં સામ્ય ધરાવતા હતા ફેરફાર માત્ર એટલો જ કે અમારા કાકાજી ઉગ્ર સ્વભાવના ત્યારે ભાવાભાઇને મેં કદી સાધારણ ગુસ્સે થયેલા પણ જોયેલા નહિ પ્રભુ પ્રત્યેની એમની શાંત, ઊંડી ભક્તિ સામાં મનુષ્યો જોઈ શકતા લગ્નસંબંધથી ભોળાનાથ સારા ભાઇના કુટુંબ જોડે જોડાયેલા છતાં એમના પહેરવેશમાં એમણે જૂની

કમ જ રાખેલી પચોતેર વર્ષે મૃત્યુ પામ્યા ત્યા સુધી પગમા અમ દાવાદી સિવાય બીજા જોડા એમણે પહેર્યા નથી એમની પ્રમાણિકતા એમના વર્તુલમા મશહૂર હતી એમના સાગર જેવા સ્નેહાળ હૃદયમાથી એમના મોટા કુટુમ્બમા દરેક વ્યક્તિ—નાની કે મોટી—ને સ્નેહ મળી રહેતો નાના બાળકો બાબાભાઈ ઉપર હમેશા મુગ્ધ રહેતા શોખથી ખાવુ અને ખવડાવવુ એ એમની ખાસિયત હતી અને તેમા એમના પત્ની બાલામહેન અને પુત્રવધૂ કાન્તામહેન નાજુક તબિયતને લઈને પોતે ખાઈ શકતા ન હતા, છતા પણ ખવડાવવામા તો પૂરી મદદ કરતા સવારના ચા સાથે શિયાળામા પાક ખાવાની રીત, ઉનાળામા કેરીનો રસ કાઢવાની વેળા જુદી જુદી અરધો ડઝન કેરી ખાઈને કેરીની પસદગીની રીત એ બધુ જોતો ત્યારે મારા પિતા અને ગટુભાઈના પિતામા મને ઘણુ સામ્ય લાગતુ એ વખતના વડીલો સરસ તબિયતને લઈને આના હશે દિવાળીને દહાડે સૂકી રોગલી ખાઈને અથવા પાઉં અને ચા પીને મગરૂબી લેનાર આગ્નાન માનસ તે સમયે બહુ અલ્પ પ્રમાણમા અસ્તિત્વમા હતુ

તે વખતે લેખક તરીકે ઝપલાવ્યાને મને બેએક વર્ષ થયા હતા એટલે અમદાવાદ હું જતો ત્યારે ગટુભાઈ સાથે આનદશકર, રામમો હનરાય વગેરે ઘણા સાક્ષર લેખકને મળ્યો હતો, પણ કોઈની સાથે હું ગાઢ પરિચયમા આવ્યો હોઉ એવુ લાગતુ નથી મારી લેખનપ્રવૃત્તિ વિશે મારી સાથે કોઈ અજાણ્યુ વાત કરે તો હુ શરમાઈ જતો મારા સ્નેહીઓ સાથે જ એ વિશે હુ વાત કરતો એમની પ્રશસા વડે મને ઉત્સાહ અને ઉત્તેજન મળતા આવા સ્નેહીઓ ગમે તે વયના હો તેની મને પડી નહોતી, માત્ર મારે તો તેમનામા સાચી કદર કરવાની શક્તિ હોય એ બસ હતુ કોઈ મોના વખાણ કરે, વાચ્યા વગર—સમજ્યા વગર મારા લેખોની પ્રશસા કરે તો તે વખતે પણ હું દુખ પામતો અને હજી પણ પામુ છુ પરિણામે મારા પ્રશસકો પણ ઓછા જ રહેતા તે સમયે જ્યોત્સ્ના મહેતાએ અને સરોજ

મહેતાએ મારા દરેકેદરેક લેખ વાંચીને, તે વિશે મારી સાથે ચર્ચા કરીને મને મારા લેખનકાર્યમાં ઘણું ઉત્તેજન આપ્યું હતું. ૧૯૩૧ના વર્ષમાં પ્રસિદ્ધ થયેલ મારો સંગ્રહ ' હાસ્યવિહાર ' મે આ બે બહેનોને આ નહિ ભૂલાય તેવા આનંદમાં વીતાડેલાં વર્ષોની યાદમાં, અર્પણ કર્યો છે.

અમે અમારો સારો જેવો સમય સંગીતમાં પણ ગાળતાં. હું હારમોનિયમ વગાડતો કે દિલરુબા પર હાથ અજમાવતો. જ્યોત્સ્ના અને સરોજ ગરબા અને ગીતો કે નાટકની ચીજો ગાતાં અને કુંજવિહારી ગઝલો લલકારતા. કુંજભાઇ એ સમયે ગઝલો બહુ સુંદર રીતે, દર્દ ભર્યે અવાજે ગાઇ શકતા. એમનું ગાણું તાલમાં કાચું છતાં એટલું આકર્ષક હતું કે સાંતાક્રુઝમાં સંગીતનિષ્ણાત મહારાજ કિસન પણ કુંજભાઈ પાસે ગઝલો ગવડાવતા. કુંજભાઈમાં રહેલ નૈસર્ગિક શક્તિઓની કદર આજે–એ લગભગ પચાસના થયા છે ત્યારે–બોમ્બે ટૉકીઝે કરી છે અને એમને મોટા પગારથી પોતાના સ્ટાફ ઉપર રાખી લીધા છે.

૧૯૩૧માં પ્રસિદ્ધ થયેલ મારો સંગ્રહ ' વિનોદવિહાર ' મે મારા ત્રણ વડીલ બંધુઓ–વડીલ બંધુ અને વડીલબંધુ જેવા–જયસુખલાલ, રણજીતરામ અને ગટુલાલને અર્પણ કરેલો. જેમ હું વયમાં વધતો ગયો તેમ તેમ એ વડીલપણું ઘટતું ગયું અને મિત્રભાવ વધતો ગયો. અલબત્ત, હજી પણ જયસુખલાલ કે ગટુભાઈ મારા ઉપર પત્રો લખે છે ત્યારે એ વડીલપણું પાછું આવી જાય છે અને મને–બાવન, ત્રેપન વર્ષના બુઢ્ઢાને–એઓ ' ચિ. ધનસુખલાલ ' એમ સંબોધે છે!

આશરે ૧૯૦૫માં મેં ગટુભાઈને પ્રથમ જોયેલા. તે વેળા હું સૂરતની સરકારી હાઈસ્કૂલમાં વિદ્યાર્થી અને ગટુભાઈ–મારા ધોરણમાં નહિ–શિક્ષક. એ વેળા ગટુભાઈ ખરેખર સોહામણા હતા અને એ સોહામણાપણું દીપી નીકળે તેવાં કપડાં પહેરતા અને વાળ હોળતા.

તે સમયના એમના મોટા કાળા વાળ અને તેની બગમર વચમાંથી પાડેલી સેંથી, સુંદર મૂછ, કાળો ડગલો, ધોળી પાટલૂન અથવા શ્વેત ધોતિયું વગેરેથી વિભૂષિત ગટુભાઈ સરકારી હાઈસ્કૂલને ઓટલે ઊભેલા અને મારી સાથે વાત કરતા હજી મને યાદ છે પણ ધીમે ધીમે એ પોશાક અને વાળની સફાઈ ગોણ પડતા ગયા અને સાદાઈના અતિરેકમાં એ ઘસડાઈ ગયા વર્ષો સુધી એમનો અવાજ અતિશય મીઠો રહી શક્યો હતો તાલ વગરનું છતાં જે પણ ગટુભાઈ ગાતા, પ્રાર્થના, નાનાલાલના અને કેટલાક નાટકોના ગીત અને ખાયણા તેમાંથી અદ્ભુત મીઠાશ ઝરતી એમનાં બે પ્રિય ગીતો 'રમિયા રસિયાને રંગ રમવા રે' અને 'નિંદરડી મારી ક્યાં ખોવાણી, મારા રાજ' હજી પણ મારા કાનમાં ગુંજ્યા કરે છે માતાપિતા, પત્ની, સગાસબંધીઓ વગેરે પ્રત્યેના સ્નેહભાવ અને ફરજ વિષે એમણે અમુક કાયદા મનમાં ઘડી ગણ્યા હશે, તે કાયદાનું વિરલ દૃઢતાથી પાલન અને અમુક સિદ્ધાંતો ઉપર પોતે રચેલ પોતાના જીવનનું ઘડતર, એ બે વસ્તુ એમના પરિચયમાં આવનારને સખ્ત તીવ્રતાથી દૃષ્ટિગોચર થાય છે જીવનનો મોટો ભાગ શિક્ષણના ક્ષેત્રમાં ગાળેલો એટલે એ વિષયમાં એમને રસ હોય એ સહજ છે, છતાં હજી પણ નાના બાળકો પ્રત્યેનું એમનું વલણ શિક્ષકમાં હોવા જોઈએ એવા ઉચ્ચ ગુણોના સાક્ષીરૂપ છે એમનું વાચન અતિ વિશાળ નહિ પણ ઊંડું, સાક્ષરને છાજે તેવું હૃદય અતિ ઊર્મિલ પણ પોતાના કાબૂમાં પૂરેપૂરા સંયમી છતાં ખાવાના શોખીન. વ્યવહારકુશળ છતાં હાથના છૂટા પોતાના સિદ્ધાંતોને ચીવટથી વળગી રહેનાર છતાં સામાનું દૃષ્ટિબિંદુ શાંતિથી શ્રવણ કરનાર પોતાને જે સત્ય લાગે તે કરવા કટિબદ્ધ થનાર છતાં સામાને જે સત્ય જણાય તે પ્રમાણે તેને આચરવાનો હક છે એવું ખૂન કરનાર આવી પ્રકૃતિ ધરાવનાર તે ગટુલાલ નું.

પેન્શનમાં ખોટ ખમી પણ જરા વહેલા સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા એ ગટુભાઈનું પગનું, અત્યારે જેમ જેમ વિચાર કરું

છું તેમ તેમ, મને ઘણું પ્રશંસનીય લાગે છે. જેઓને નિવૃત્ત દશામાં કોઈ પણ સારાં કાર્ય કરવાની શક્તિ અને ઇચ્છા હોય તેઓ આવી રીતે જગ વડેના નિવૃત્ત થાય તો સમાજને સારા કાર્યકરોની ખોટ ન પડે અને દેશને અત્યન્ત લાભ થાય એમા કશો શક નથી. ગટુભાઈની શક્તિઓનો પૂરેપૂરો વિકાસ એમના નિવૃત્ત થયા પછી થયો એટલો મોડો થવાનું એક કારણ પણ ખરું સર રમણભાઈના વ્યક્તિત્વથી એમનું વ્યક્તિત્વ બહાર આવી શકતુ નહિ ગટુભાઈએ 'જ્યોતિર્ધર' નામે પખવાડિક કાઢ્યું અને જોતજોતામા એમણે પોતાના મતને ગંભીર છતા સરસ, મજાની અને કર્ણપ્રિય બનાવી દીધુ. આ શક્તિ એમણે જગ વડેથી વિકસાવી હોત તો ?

ગટુભાઈ સામાજિક સુધારાની બાબતમા ઉદ્દામ વિચાર ધરાવનારા અને એમના પત્ની શ્રીદેવી ઉર્ફે કાન્તાબહેન જૂના વિચારના, તેમ છતાં પણ સમ્મારવાત્રામા એમનો રથ અટકી પડ્યો નથી એ માટે એ ઉભયને અભિનંદન ઘટે અતિશય ડાહ્યા, રોજના માંદા કાન્તાબહેન પતિનુ સ્વાસ્થ્ય જાળવવા વાર જેવા બની જાય છે સારુ બાળાબહેનની ઉચ્ચ પરોણાગતની રીતિ કાન્તાબહેને જાળવી રાખી છે જેમને સ્નેહીઓ તરીકે માન્તાબહેન સ્નીમારે તેમને માટે એ જીવ આપે વર્ષો થયા, બાળાને દિવસે રાખડી અને ભાઈઓ માટે ખાવાનું કાન્તાબહેન તરફથી અમારે ત્યા આવે છે અને આવવાનુંજ, એમા ફેર પડે જ નહિ પતિપત્નીને મુસાફરીનો ના- ઘણો છે તેઓએ આખુ હિંદુસ્થાન ખેડી નાખ્યુ છે હજી પણ દેશની સ્થિતિ સુધરતા તેઓ પર્યટન ઉપર જશે એ ચોક્કસ છે, ઓછામા ઓછે ખર્ચે લાભમા લાભી મુસાફરી ઉભયના શરીર સાચવીને કરવી એ આ દંપતીને સાધ્ય છે

આજે, ૧૯૪૪માં ગણના બેસીએ તો લગભગ ચાળીસ વર્ષના આ કુટુંબ જોડેના મારા સબંધમા ઓછ ખડકો આવ્યા હશે, એ



ગટુભાઈ ધ્રુ

ખડકો ઉત્પન્ન કરવામાં કોઈકવાર મારી કસૂર હશે, કોઈકવાર એમની હશે એ ખડકોને બાજુએ રાખીને કુશળતાથી મૈત્રીનું નાવ હંકારવામાં કોઈ વાર મેં કૌશલ્ય વાપર્યું હશે, કોઈક વાર એમણે વાપર્યું હશે. આ લાંબા ગાળામાં, સંયોગો અને સમયને લઈને, આ મૈત્રીના પાત્રોમાં પણ કેટલું પરિવર્તન થઈ ગયું!

કુંજભાઈ કૉલેજમાં હતા તે બર્મા અને આફ્રિકા જઈ આવ્યા, પરણ્યા અને વિધુર પણ થયા અને આજે ગટુભાઈના મોટાભાઈ તરીકે ઓળખાય એવા શરીરે લથડી પડ્યા.

જ્યોત્સ્ના-સરોજ ગૃહમાં જતી વિદ્યાર્થિનીઓ તે બી. એ. અને એમ. એ. થઈ પરણી. સરોજની પુત્રી બી. એ. અને તે



કાન્તાબહેન હુ

પણ પરણી ગઈ પ્રેમવતી ના, સૌદામિની, સરલા, વિનોદિની અને તરંગિણી—નાની, ફ્રોકમા ફરતી છોકરીઓ અને બેબીઓ આજ દરેક યુવતીઓ અને અનેક સંતાનોની માતાઓ થઈ ગઈ

પણ આજ પણ હું અમદાવાદ જાઉં છુ ત્યારે એનો એ ..., એના એ વિદ્યાબહેન, એના એ ગટુભાઈ અને એના એ કાન્તાબહેન એમ મને લાગે છે, વચના ચોત્રીસ વર્ષ સરી પડે છે અને એથી જ ૧૯૪૧ ના સપ્ટેમ્બરમા મને રણજીતરામ સુવર્ણચંદ્રક આપવાની વિધિ અમદાવાદના પ્રેમાભાઈ હોલમા થઈ તે પ્રસગે મારો પરિચય

આપવામાં ગરુભાઈ, સુવર્ણચંદ્રક આપવામાં વિદ્યાબહેન અને તે દૃશ્ય નિરખવામાં નાનાબહેનને જોઈને મારું હૃદય વિચિત્ર એવા મિશ્ર આનંદથી ગદ્ગદિત થઈ ગયું હતું.

અમદાવાદમાં નરસિંહરાવના નાનાભાઈ કૃષ્ણરાવ (નનુભાઈ) ના કુટુંબ જોડે પણ અમારે સારો સંબંધ. કૃષ્ણરાવના પત્ની પ્રિયંવદાને અમે ઠમકીબહેન કહીએ છીએ. કૃષ્ણરાવ સંગીતના સારા જ્ઞાતા હતા અને એમની એ નૈસર્ગિક શક્તિ એમના બીજા પુત્ર સુધાકરમાં સારા પ્રમાણમાં ઊતરી હતી. એમની પુત્રી પ્રતિમાનો કંઠ પણ સારો. એ નાની ત્યારથી હું એને ઓળખું. તો ખરો પણ ૧૯૩૨ના વર્ષમાં અમે નર્મદની નગીના ભજવી, તે વેળા પ્રતિમાએ એમાં સારો ભાગ લીધેલો અને હું તો એનો મંત્રી એટલે એના ખૂબ પરિચયમાં આવેલો. એ અને એનના પતિ પ્રહ્‌લાદભાઈની સ્નેહભરી પરોણાગત હું અવારનવાર પામું છું. કૃષ્ણરાવના સૌથી મોટા પુત્ર 'વિપિનવિહારી' તો અમારે ત્યાં પણ છએક મહિના રહી ગયેલા. હદપારના નિખાલસ અને ભોળા હોઈ એ જીવનમાં ફતેહમંદ થયેલા નહિ. એમને સંગીત નહોતું આવડતું પણ એમની પુત્રી મીનાક્ષીમાં પાકું એ ઊતર્યું કે મીનાક્ષીનો કંઠ અતિ મીઠો અને ભાવવાહી છે. એ ઉપરાંત મીનાક્ષી એક અચ્છી ચેતન અભિનેત્રી પણ છે.

અમારા એક બીજા સ્નેહી કૃષ્ણલાલ મનસુખલાલ મુનશીનું નામ મારે અહીં લેવું છે. એલ્ફિન્સ્ટન કોલેજમાં કૃષ્ણલાલભાઈ (કાકાભાઈ) જયસુખલાલની સાથે અને પાછા એક ન્યાતના યુવાન એટલે ન્યાતની એસોસીએશનમાં પણ સાથેના સાથે—આથી સંબંધ સારો બંધાયેલો. હું વયમાં વધ્યો એટલે કાકાભાઈના મિત્ર તરીકે હું પણ જયસુખલાલની સાથે દાખલ થઈ ગયો. મધ્યમ ઊંચાઈના ઘણા ગોરા, ભરાઉ શરીરવાળા અને સોનેરી ચશ્માવાળા કાકાભાઈની આંખમાંથી જ એમની હાસ્યવૃત્તિ જણાઈ આવે છે. સૂરની ગૂઢ હાસ્યરસથી માંડીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ હાસ્યરસ પીરસવાની એમનામાં

શક્તિ છે એટલે અમારો સબંધ ગાઢ થઈ શક્યો અને આટલો લાંબો કાળ ટકી શક્યો. બે પાંચ મિનીટમાં ખીલી શકે એવી કાકાભાઇની પ્રકૃતિ નથી. એમને ખીલવામાં મુંવાળું વાતાવરણ અને સાથે બેઠેલાંઓ સાથેનો લાંબો પરિચય જરૂરનાં છે. વર્ષો સુધી–એમનાં લગ્ન થયાં ત્યાં સુધી કાકાભાઈ શનિવાર સાંજથી આવી સોમવાર સવાર સુધી સાંતાક્રુઝ રહેતા અને એમાં સાહિત્યથી માંડીને કોઈ પણ વિષય ઉપર અમે ચર્ચા કરતા; એટલું જ નહિ પણ અનેક પ્રકારની ધીંગામસ્તી પણ કરતા. દિવાળીના દહાડામાં રાતે મોડી રાત સુધી અમે સાથે ફટાકડા ફોડતા, અને જેમ જેમ અમારો ફટાકડાનો સ્ટોક ઓછો થતો જાય તેમ તેમ અમે લુમ ફોડવાને બદલે એકેક છૂટો ફટાકો ફોડતા, એટલું જ નહિ પણ દરેક ફટાકાના અવાજમાં વધારો કરવા કેટલીક વાર અમે ગળામાંથી અવાજ કાઢીને પણ આનંદ માણતા. એક એવી દિવાળી વખતે કાકાભાઇ ઉપરાંત કુંજભાઈ પણ હતા અને એમણે તો એકેક હાથમાં એકેક કોઠી રાખીને, સાથે બબ્બે કોઠી ફોડેલી અને સાથે કોઈ ઘેરું તાંડવ નૃત્ય કરેલું ! આ જમાનામાં આવી મસ્તી કદાચ કોઇને–ઘણાને–નહિ ગમે પણ અમને તો આવામાં ઘણો આનંદ પડતો.

કાકાભાઇનાં લગ્ન થયાં અને અમારે ત્યાંની એમની શનિવારની મુલાકાતો કુદરતી રીતે અટકી. આને માટે અમારે એમનાં પત્ની વિદ્યાબહેનને દોષ દેવો જોઈ એ; પણ એએ અમને અજાણ્યાં ન હતાં કારણ કે વિદ્યાબહેન વાવાકાકીનાં પુત્રી અને સારાભાઇનાં બહેન થાય. એ એક સંબંધ હતો, એમાં કાકાભાઇનાં પત્ની તરીકેનો સંબંધ મળ્યો. આ બેવડા સંબંધને યોગ્ય મમતા અને સ્નેહ અમને હમેશાં વિદ્યાબહેન તરફથી મળતાં આવ્યાં છે, એટલે કાકાભાઈની મુલાકાતો ઓછી થઈ ગઈ તેનો એમનો દોષ અમે માફ કરી દીધો છે. એમની પુત્રી રૂપારાણી છેક નાની હતી ત્યારથી નૃત્ય કરતી થઈ ગઈ છે. કલા શીખવાની એને ઊંડી ધગશ છે અને તાલનું ભાન વયના પ્રમાણમાં



બ સરીબાળા

એને મારુ છે નમણી તમિથન એને આ નાના માર્ગમા વિઘ્નરૂપે છે અને હજી એ ઘણી નાની છે પણ જો દિનપ્રતિદિન એ કલામા એ પ્રગતિ સાધતા જશે તો ગુજરાતી અર્વાચીન નર્તિકાઓમા એ ભવિષ્યમા મારુ સ્થાન લે. વિદ્યાબહેનની ત્રણેક વર્ષની નાની પુત્રી સોનારાણી તો એક મસ્ત આત્મા છે અને સપૂર્ણ આઝાદ છે ૧૯૪૨ના મે માસમા હુ એમને મળતે ડુમસ ગયેલો ત્યા એ સોનારાણી મારા ઉપર મુગ્ધ થયેલ કે નહિ તે હુ જાણતો નથી પણ હુ તો એના ઉપર મુગ્ધ થઈ ગયેલો

ડ્રમસમાં એ વેળા હું વિદ્યાબહેનની નાની બહેન રમણિક-ગવરીની પુત્રી અંસરીબાળાના પરિચયમા આવ્યો. ચૌદેક વર્ષની તે બાળા તે સમયે મેટ્રિકમાં હતી પહેના મુબઇમા અને પછી કરાચીમાં ઉછરીને મોટી થયેલ આ બાળા સ્કૂલો અને કોલેજોમાં જતી આપણી બાળાઓ કેવી હોવી જોઈએ એનો એક સરસ નમૂનો છે. સરસ બંધિયન, અંગ્રેજી ઉપર સારું પ્રભુત્વ, સાદામા સાદા વસ્ત્રો ફેલાયા પહેરવાની આવડત, જરાજરામા ગભરાઇ જતી, ડરપોક ગુજરાતણના માનસને બદલે નીડરતા અને સાવધાનતાના ગુણભર્યું માનસ, સંગીત નૃત્ય વગેરે લલિત-કલાઓમા સ્વચ્છંદે વિહરવાની શક્તિ છતાં એની પાછળ ઘેલા થઇ જીવન વેડફી નાખવાની વૃત્તિ પ્રત્યે તંદુરસ્ત તિરસ્કાર, આવા આવા ગુણુથી અનકૃત એ ચૌદ વર્ષની બાલિકા અંસરીબાલા મોટી થતા આ ગુણોમાથી કેટલાનો વિકાસ સાધી શકે છે તે જોવાનુ છે. પણ અત્યારે તો એના જેવી બાળાઓને જોવાથી, એનાં નિર્દોષ, તદુરસ્તીભર્યો તોફાનો અનુભવવાથી, ગુજરાતી તરીકે, સતોષથી આપણી છાતી ફૂલે છે અને ફૂલવી જોઈએ આધુનિક યુવકયુવતીઓમા ઘણાં 'સોફિસ્ટિકેટેડ' હોય છે, ઘણા 'સીનિક' જણાય છે, ઘણા નિરાશાને વરેલા લાગે છે તો ઘણા અહભાવથી પીડાતા હોય છે અંસરીબાલા આ બધાથી મુક્ત છે જીવનમા એમના જેવાઓએ જેવો આનદ જોઈએ–માણવો જોઈએ તેવો આનદ તે મસ્ત હૃદયથી લે છે, માણે છે. આવા સંસ્કાર એણે સંગીત, નૃત્ય વગેરે લલિતકલાઓની સાથેસાથે કયાથી વીણ્યા છે ?

એણે બહુ ખેદ બતાવ્યો અને મને એણે સલાહ આપી કે 'આ પ્રમાણે સત્યને પંથે ચાલશે તો તારે ઘણું સહન કરવું પડશે. હા પાડીને તારે કામ પર ચડી જવું હતું. તારા હાથ નીચે હોશિયાર ફિટરો હોત તેની પાસે તારે શીખી લેવાનું હતું. હવે ભવિષ્યમાં એટલો બધો સ્પષ્ટવક્તા થતો નહિ !" આ પ્રમાણે સલાહ અને શ્રીફળ લઇને હું ઘેર આવ્યો. એ સલાહ માની હોત તો મને પાછળથી પણ ફાયદો થાત પણ નસીબમાં નહિ. સત્યવકતૃત્વ અને નિર્દોષનો પક્ષ લઇને–હાથ નીચેનાનો પક્ષ લઈને ઉપરી અમલદાર જોડે લડવું એ પ્રકૃતિને લઇને મને મારી રીતે સહન કરવું પડ્યું છે: અને એ જ હાથ નીચેના જ્યારે ફરી જઈને આપણી કબર ખોદે ત્યારે મને મનુષ્યોની અધમતા જોઈને દુઃખ પણ થયું છે; પણ પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય એ ન્યાયે હજી પ્રકૃતિ મેં છોડી નથી.

છ આઠ માસ નિરાંતે જીવન ગાળ્યું એટલામાં બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેમાં ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટર તરીકેની નોકરી મને મળી. પહેલાં કામ શીખવા મારે વલસાડ જવાનું હતું. એક નવો ભટ, નવો સ્ટવ, તળાઇ, તકિયા, ફોલ્ડિંગ કોટ, હોલ્ડ–ઓલ, ટ્રંક વગેરે લઈને હું વલસાડ ઊપડયો. ઘરમાંથી છૂટા પડતાં લાગ્યું તો ઘણું પણ તે વારે મને કોઇએ રોક્યું આપ્યું નહિ એટલે આપણે દાંત પીસીને, છાતી કઠણ કરીને વલસાડ ઊપડ્યા. ત્યાં તે વખતે ધમધોકાર પ્લેગ ચાલે. દાક્તર તુળજારામ ખાંડવાળા તે વેળા ત્યાં દાક્તર. હું એમને ત્યાં ઊતર્યો. ત્યાં ગયો એટલે જ દાક્તર સાહેબે મને પ્લેગની રસી મૂકી. એકાદ અઠવાડિયું ત્યાં રહીને એમના પડોશમાં એક પારસીના ઘરમાં હું રહેવા ગયો. એ મકાનમાં બરાબર સગવડ નહોતી, તે ઉપરાંત બરાબર શહેરના વચમાં એટલે આખી રાત મુડદાં જાય તેથી ઊંઘ બગડે અને હૈયામાં દુઃખ થાય. આથી ત્રાસીને ગામબહાર, રેલ્વેની ઓફિસ પાસે જ એક ચાલ હતી

ર, મદનલાલ, ચન્દ્રવદન ખાનસાહેબ વગેરે-ઊપડે એક ઠેકાણે નાટક જોવા બેસીએ, ત્યાથી બીજુ નાટક જોવા જઈએ અને એમ કરતા કરતા સવારના ત્રણ–સાડા ત્રણ વાગી જાય પછી ઊપડીએ સ્ટેશને ત્યા દાતણપાણી કરીને નગરશેઠની હોટેલના ચાહપાણી થાય, પાનપટ્ટી ખવાય અને સૌ સૌને રસ્તે ' આ પ્રમાણેનો કાર્યક્રમ આટોપીને સવારના ૭ વાગ્યાની ટ્રેનમા હુ ઘણી વાર કામ પર પણ ગયેલો ' તે પેલા દાબડામાથી ખાવાનું ખાઈને રાતે પાછો ઘેર પહોચુ. હું સુરત હતો તે વેળા નલિન દીવેટિયા આઠેક દિવસ ત્યા આવીને સુરતના જીવનની ઝાખી કરી ગયેલ

સૂરતથી મારી બદલી ગોધરા થઈ ત્યા ચારેક માસ હું રહેલો તેમા પહેલા બે માસ સ્ટેશન યાર્ડમા એક નાની બગલી હતી તેમા હું રહેલો આખી રાત શટિંગ કરતા એંજિનો અને ગૂડ્ઝના ડબ્બાના અવાજ, સિગ્નલના લાલ–લીલા દીવા વગેરે સુંદર વાતાવરણ જમાવતાં હતા એ ઉપરથી જ મે ' પ્રતિબિંબ અને છાયા " (ભૂતના ભડકા) લખેલી. તે પછી હું ગામમા રહેવા ગયેલો હુ તો ત્યા કામ શીખવા રહેલો ત્યાના જાથુકના ઈન્સ્પેક્ટર ગીરધરલાલ માંપડિયા નામે એક વલસાડના ગૃહસ્થ હતા ખરેખરો ગુનામી માણસ, સંગીત અને વાર્તાલાપનો શોખીન મે એમની સાથે ગાળેલા ચાર માસ મારા મનમાથી કોઈ દિવસ ખસ્યા નથી પરોણાગત પણ એમની એવી મરે અને ઈદડા એ એમની ખાવાની સ્પેશ્યાલિટી ' અનેક વેળા સવારના નાસ્તામા એ અને હું તડાકા મારતા બેઠા હોઈએ, તે વેળા એમના પત્ની ગરમાગરમ ઈદડા રસોડામાથી લાવી આપતા જાય અને અમે મહાની માથે તે ખાતા જઈએ હું ત્યા હતો તે વેળા એમને એક પણ સંતાન ન હતુ તે પછી પાચ છ વર્ષ સુધી અમારે પત્રવ્યવહાર ચાલ્યો પણ એકેકને મળાયુ નહિ એટલે સબંધ ઢીલો થતો ગયો અને આખરે પત્રવ્યવહાર બધ થઇ ગયો મૈત્રી ચાલુ રાખવાને માટે

માત્ર પત્ર-વ્યવહાર પૂરતો નથી—જને મળવાનું આવશ્યક છે. અંતરથી સ્નેહ વધે એ નામ્યનો અર્થ એટલો જ કે એ અતર અમુક અલ્પ કાળ સુધી હોય. હમેશનું અતર મૈત્રીને વિષ સમાન છે

હું વલસાડ જન, ૧૯૧૪મા ગયો અને સુરત પહોંચ્યો તે વેળા ૧૯૧૪-૧૮નું યુદ્ધ શરૂ થયેલું એ યુદ્ધને લઈને અમારા સુરતી લાલાઓના બેજા બ. કામ કરવા મડી પડેલા અને 'અમે ગધા મા લખ્યા પ્રમાણે કાંઈ કેટલાઓએ જર્મન પણ શીખવા માડેલું ગોધરામા હું હતો ત્યારે એ- ડેપ્યુ઼ટી સ્ટેશન માસ્તરે અમને દરનાથી કહેલું કે 'હું ગઈ કાલે ગનપાગીમા હતો ત્યારે એક ગ્પેસ્યન ગઈ હતી જેમાં આગના સલૂનમા ગાયકવાડ અને પાછળના સલૂનમા મહારાજા જ્યો / પાચમા હતા!'

ગોધરામા મારી તાલીમ પૂરી થઇ અને હું અધેરી ડિસ્ટ્રિક્ટનો ઈન્સ્પેક્ટર નીમાયો એટને સાતાક્રુઝમા પાછો હું દાખલ થઈ ગયો અને મોટાભાઇને ત્યા મે મારી જગા સભાળી લીધી હું જ્યારે વલસાડ ગયો ત્યારે જે ભટ મારી સાથે આવેલો તે ભટ મારી સાથે સુરત અને ગોધરા પણ આવ્યો હતો અને પાછા સાતાક્રુઝ આવતા એણે જયસુખભાઈને વિનયથી પગે લાગતા કહેલું 'શેઠજી, તમે મને નાનાભાઇને સોપેલા તે હુ આજે તમને પાછા મહીસલામત સોપુ છુ' આ પ્રમાણે બોલીને એણે રૂખ્સદ લીધેલી પછી મે એને જોયો નથી અનેક બાબતમા એ ભટ એક અનોખી જ વ્યક્તિ હતો

વયમા પીસતાળીસ—પચાસ પણ વાળ તદ્દન સફેદ થઇ ગયા હોવાથી તે ભટ વૃદ્ધ લાગતો હતો ટીના ટપકા કરવામા એ નિષ્ણાત હતો, પણ એ ધર્મિષ્ઠ હોય એ હુ માનતો નથી એની ફિલસૂફી કાંઈક જુદી જ જણાતી હતી વલસાડથી એણે એક વાત જોડીને વહેતી મૂકેલી તે સુરતમા પણ ચાલુ રાખેલી અને ગોધરામા પણ એને પડતી ન મૂકેલી એ વાત એ કે "મારા જે શેઠ છે તે મોટા મિલ

માલેક અને લક્ષાધિપતિ છે અને વાલકેશ્વર પર મોટા બંગલામાં રહે છે. આ નાના ભાઈને જરા દુનિયા બતાવવા અને એમને ઈજનેરીનો શોખ છે તે પૂરો કરવા મોટાભાઇએ એમને આ પ્રમાણે ફરવા મોકલ્યા છે અને સાથે વિશ્વાસુ માણસ તરીકે પોતાને મોકલ્યો છે. રેલ્વેનો પગાર તો કોઈ હિસાબમાં નથી. મોટા શેઠને ત્યાં ચાર ભટ-માંનો એ એક ભટ. મોટરકારોને ગાડીનો તો હિસાબ જ નહિ !" વલસાડમાં મને આ વાતની ખબર પડી નહિ, જો કે મને એટલું તો લાગેલું કે મારાં પડોશીઓ મને જરા વધુ પડતાં માનની નજરે જોતાં હતાં. પણ સુરતમાં તો બધાં મારાં સગાં અને સાત પેઢી ઓળખનારાં. અને એમાં પણ એ ભટે તો પોતાની વાત પ્રસરાવેલી જ. મને તરત બે ચાર જણાએ આ વાત કહી. મેં ભટને ઠપકો આપવાનો યત્ન કર્યો પણ એણે તરત જવાબ વાળ્યો કે "એમાં નાનાભાઇ, તમે નહિ સમજો. પરદેશમાં મુસાફરી કરતી વખતે આપણે આમ વર્તીએ તો જ આપણો માનમરતબો સચવાય. મારે શું કરવું એ તમારે જોવાનું નથી પણ મોટાભાઇએ જોવાનું છે. હું એમને જવાબ આપીશ." આ ઉપરથી ચેતીને મેં ગોધરામાં ગીરધરલાલને પહેલથી જ મારા ભટની કલ્પનાશક્તિથી ચેતવ્યા હતા. એ ખેલદિલી-વાળો માણસ હતો એટલે ભટે જ્યારે એમને આ વાત કહી ત્યારે પોતે જાણે સાચી માની હોય એ પ્રમાણે જ એમણે દેખાવ કર્યો હતો.

મારા મહારાજની કરકસરની રીત પણ અજબ હતી અને તેની પણ મને મોડી જ ખબર પડી હતી. વલસાડ, સુરત અને ગોધરા એ ત્રણે ઠેકાણે અમે છૂટક ચાકરડી રાખતા. વીસ, પચીસ દિવસ થાય એટલે ભટ કજિયો કરે અને પછી એ બોલાચાલીને પરિણામે પેલી ચાકરડી ચાલી જાય એટલે ભટ એને પગાર આપે નહિ !

હું સૂરત હતો ત્યારે કશાંક કામપ્રસંગે જયસુખભાઈ ત્યાં આવેલા. એમને ભટે કહ્યું કે મુંબઈ જઈને અથાણું મોકલી આપજો કારણ કે થઈ રહ્યું છે. મોટાભાઈએ પૂછ્યું: 'હજી થોડા દિવસ તો ચાલે એમ છે કે નહિ?' ભટે શાંતિથી અને ધીમેથી જવાબ વાળ્યો કે "થોડા દિવસની વાત ક્યાં કરો છો? થોડા દિવસથી અથાણું થઈ રહ્યું છે, પણ નાના ભાઈને કાંઈ અથાણા વગર જમાડાય એટલે પડોશીની બરણીમાંથી ચોરી કરું છું. બ્રાહ્મણ થઈને ચોરી કરવી પડે છે, પણ બીજું શું થાય?"

આવી ભલી નાના ભાઈ પ્રત્યેની વફાદારીની ટેવ બાદ કરીએ તો બીજી રીતે એ ભટમાં ખામીઓ પણ ઘણી હતી. રસોઈમાં એને રોટલી, પૂરી અને તળેલા શાક સિવાય બીજું કશું આવડતું ન હતું. એની રાંધવાની કલાની બેવકૂફાઈની પરાકાષ્ઠા સૂરતમાં એણે બતાવેલી. સૂરતમાં તે સમયે પાપડીની મોસમ ધમધોકાર ચાલે એટલે મેં પાપડીનું શાક બનાવવા કહેલું. જમતી વખતે જોઉં છું તો આખી, વાલ પણ નહિ કાઢેલી, પાપડી એણે લોઢિયામાં તળી નાખેલી! મે વાંધો કાઢ્યો ત્યારે એણે કહ્યું કે આ શાક ખાવા યોગ્ય જ નથી. સૂરતના લોકો ખાય છે કારણ કે તેઓ સમજદારી નથી! ત્યારથી મે એને રસાદાર શાક કરવાનું કહેલું જ નહિ. મારી નજર ચૂકવીને મારા જોડા, મારું માથામાં ઘાલવાનું તેલ વગેરે વસ્તુઓ એ આસાનીથી વાપરતો. એક વેળા, હું મુંબઈ ત્રણેક દિવસ માટે ગયો. પાછો આવીને જોઉં છું તો મારી 'જબાકુસુમ' તેલની શીશીમાં અડધું તેલ અને અડધું ઘાસલેટ. તે વખતે મે એને સમજણ પાડેલી કે એમાં ઘાસલેટ નાખવાથી આખી બાટલી નકામી થઈ પડે છે, માટે તેલ વાપરવું પણ ઘાસલેટ નાખવું નહિ!

હું મુંબઈ આવ્યો અને સાંતાક્રુઝથી વિરાર સુધીના ડિસ્ટ્રિક્ટનો ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટર નીમાયો. એમાં મેં જે દોઢેક વર્ષ ગાળ્યું એમાં મે નાનપણમાં વર્ષો સુધી બીજાનાં ઊતરેલાં કપડાં પહેરેલાં હતાં તેનો

ખગ વાળ્યો મોટાભાઇને ત્યા રહેવાનુ, સવાસો પગાર આવે તેમાથી રાતી પાઇ મોગભાઈને આપવાની નહિ એટલે પછી મારે તો પેલી અગ્રેજી કવિતામા છે તેમ 'હુ એકલો હતો ત્યારે મારા ગજવા પૈસાથી ખખડતા હતા ' એટલે વ્હાઇટઅવે, ઇવાન્સ ફ્રેઝર, હોર એન્ડ કપની વગેરે દુકાનોમા જવુ અને ત્યાથી કોલરો, ટાઇ, સુટ વગેરે લેવા એમા હુ ગૂથાઇ ગયો તે વેળા પોશાકનો શોખ ધરાવનારા અમારી ન્યાતમા ઘણા યુવકો હતા એક યુવકને તો એટલો શોખ કે એક નવો સુટ શીવડાવે કે તરત એ સુટમા ઠમી પડાવી લાવે ! પણ એ શોખને કલાની દૃષ્ટિએ કેળવનાર પણ થોડા હતા ધનસુખલાલ મજમુદારના નાના ભાઈ મનહરલાલ મજમુદાર, કિસનલાલ દરૂ, પ્રસન્નલાલ દરૂ, ચદુલાલ દીવાનજી વગેરે આ બાબતમા લગભગ કલાકાર જેવા હતા આમાથી મનહરભાઇ સાતાક્રુઝમા અમારી સાથે જ રહેતા હતા એટલે તે આ બાબતમા મારા 'મિત્ર, ફિલસૂફ અને ભોમિયો' હતા

સારા વસ્ત્રો, કૉલર, ટાઇ વગેરેનો શોખ તો અમને હતો જ પણ મુખ્ય તો બૂટ પાછળ હુ અને મનહરલાલ ગાડા હતા એસક્વિથ, હોર, વાઇટઅવે અને ઈવાન્સના ક્લીઅરન્સ સેલને દિવસે બરાબર ઉઘડવાને સમયે હુ અને મનહરભાઈ ત્યા હાજર જ હોઈએ એથી કેટલાક સોદા અમને સરસ મળી જતા એક વખત પીસતાલીસ રૂપિયાની બૂટની જોડી મને સાત નવમા મળેલી ! ત્યારથી આરભ કરીને લગભગ પાચ છ વર્ષ અમે ઇગ્લડથી બારોબાર બૂટ મગાવતા હતા એક વેળા એમ પણ બનેલુ કે એક સાહસિક વેપારીએ અમેરિકાથી બૂટ નમૂના તરીકે મગાવેલા પણ ધધાની શરત બરાબર બેઠી નહિ એટલે તેણે મગાવેલી જોડી મિત્રોમા મફ્ધી નાખી આમાથી બેત્રણ પદર પદર ડૉલરની જોડી હુ લઈ આવેલો

આ જોડી માટેની વાત યાદ આવે છે મે એ પહેરેલી સાતા ક્રુઝમા બીજા બે શોખીનો વસતા હતા તેમણે આ જોઇ એકે પ્રશસામા

કહી નાખ્યુ કે બૂટ પહેરનાર ઘણા જોયા પણ આ શોખીનને કોઇ નહિ પહોચે. બીજાને આથી ચટકો લાગ્યો એટલે એણે કહ્યુ કે એમાં એણે ધાડ ની મારી ? પૈસા ખચ્ચીએ તો કોઈ પણ જોડા આપણે પણ પહેરી શકીએ પહેલાએ કહ્યુ કે આમા એકલા પૈસાનો સવાલ નથી. બને વચ્ચે દસદસ રૂપિયાની શરત લાગી બીજો માણસ આઠ દિવસ સુધી મુબઇની ઉત્તમ દુકાનોએ રખડચો પણ અમેરીકાના બૂટ એને અહી કયાથી મળે ? પરિણામે એ દસ રૂપિયા હારી ગયેલો. મને આમાના પહેલા ગૃહસ્થે આ વાત વર્ષો પછી કહેલી.

આ મારો શોખ કઇ હદ સુધી જાત એ કહી શકાતુ નથી. મે બૂટને માટે ખાસ કબાટ રાખેલુ અને રવિવારે મારો મૂળ ધધો એ બધા બૂટોને સાફ કરવાનો એક દિવસ જયસુખભાઇએ આ જોડુ એમણે જોડી ગણી તો સત્તર નીકળી ! એ જેમ આભા બની ગયા તેમ હું પણ આભો બની ગયો. ત્યારથી મે એ શોખને અંકુશમા રાખ્યો.

આ મારા શોખથી હું રેલ્વેની આખી લાઇન ઉપર મશહૂર થઇ ગયો હતો અમારો 'કોડ'નો શબ્દ 'આઇ પી આર.' હતો પણ મારુ નામ દીધા વગર મને ઓળખાવવો હોય તો આખી લાઇન પર એ 'આઈ. પી આર'ની આગળ 'ફેશનમલ'નો 'એફ' ઉમેરીને 'એફ. આઈ પી. આર' વાપરવામાં આવતો !

ઘણા વર્ષ પછી ફેલોશિપ સ્કૂલના મકાનમા હું અને ચન્દ્રવદન બેઠા હતા ચન્દ્રવદનના હાથમા તાજો પ્રસિદ્ધ થયેલ 'આગગાડી'નું નાટક હતુ. એની ચર્ચા કરતા મે કહ્યુ કે રેલ્વેની બાબતમા કાઇ કચુંબર તો થઇ નથી ને ? એણે હસીને કહ્યુ કે કોઇ સાહિત્યકારની તાકાત નથી કે આમા ભૂલ કાઢે. હું પાના ફેરવતો જતો વાત કરતો જતો હતો એટલામા મેં 'આઇ. પી. આર.' શબ્દ જોયો અને એનો અર્થ એ ચોપડીમા ટિકીટ ઇન્સ્પેક્ટર કરેલો તે મારી નજરે

ચડ્યો. મેં તરત કહ્યું કે કચુંબર આ રહી ! એમણે એ માનવાની ના પાડી ત્યારે મેં કહ્યું કે એમાં શક લાવવાની જરૂર નથી કારણ કે સેવક પોતે ' આઈ. પી. આર. ' હતો.

નોકરીમાં ખાસ મુશ્કિલ કામ ન હતું પણ અથડામણ સારા પ્રમાણમાં રહેતી. સેકન્ડ કલાસમાં ફરવાનું અને અંગ્રેજી પોષાકમાં હું ફરતો એટલે મને બીડી પીવાનો શોખ થઇ આવ્યો. આ વિશે મેં મોટાભાઇને વાત કરી એટલે એમણે મને એક સિગરેટ પીવા આપી. મને સારી રીતે ફેર ચડયા પણ હું હિંમતથી એ આદતને વળગી રહ્યો અને ટેવ ધીમે ધીમે વધતાં હું રોજની પંદર–વીસ બીડી પીતો થઇ ગયો. સારાં સારાં સિગરેટ હોલ્ડરો અને કેસો વસાવવાનો પણ મને નાદ લાગ્યો. મિત્રો પણ જાણી ગયેલા એટલે જ્યારે મને ભેટ આપવી હોય ત્યારે કેસ જ આપે. આ પ્રમાણે સુંદર કેસોમાં રમેશ દીક્ષિત, રમણિકભાઇ સુખડીઆ, શાંતિલાલ કાપડિયા વગેરેએ આપેલાં સિગરેટ–કેસો બહુ સુદર અને નાજુક હતાં. મારી પચાસમી વર્ષગાંઠ કલમ મંડળે ઉજવી ત્યારે મંડળે મને રમણિકભાઇની પસંદગીનું એક અતિ આકર્ષક સિગરેટ-કેસ આપ્યુ હતું, જે હજી મારી પાસે છે.

ધીમે ધીમે, જેમ સમય વીતતો ગયો તેમ તેમ સિગરેટ એ મારી માનીતી માશુક થઈ ગઇ. એના સહવાસમાં હું દુનિયાનાં માનસિક તેમ જ શારીરિક દુઃખો ભૂલી જતો. કલમ મંડળની મહેફિલ જામી હોય કે હું કોઈ સ્ત્રી કે પુરુષ મિત્ર જોડે વાર્તાલાપમાં ડૂબી ગયો હોઉં તે વેળા એ સિગરેટ મને પ્રેરણા અર્પતી. પણ ૧૯૪૨ ના ફેબ્રુઆરીમાં હું માંદો પડ્યો, મને ' કોરોનરી થ્રામ્બોસિસ 'નો હુમલો થયો અને દાક્તરે મારી સિગરેટ છોડાવી દીધી. આજ બે વર્ષ થયાં મેં પીધી નથી અને હવે પાછી પીવાની શરૂ કરીશ કે નહિ એ પણ હું કહી શકતો નથી એટલે અત્યારે તો ૧૯૧૫માં સ્વીકારેલ માશુકનો ઓગણત્રીસ વર્ષ પછી કરેલ ત્યાગનાં સંભારણાં માત્ર મને સાલે છે.

મારી નમિયન સુંવાળી, રેલ્વે ટ્રેનની મુસાફરી મને ફાવે નહિ અને એથી હું 'નરવસ' પણ થઇ જાઉં. ચોવીસે કલાકની નોકરી મારાં માનસથી વિરુદ્ધ, આવું આવું હોય ત્યાં આ પ્રકારની નોકરી ક્યાં સુધી નભી શકે. હું સુરત પરણવા ગયેલો ત્યાં મારા ઉપર પત્ર આવ્યો કે સાંતાક્રુઝથી મારી બદલી ગંગાપૂર સિટી થઈ છે માટે મારે મારી રજા પૂરી થયે ત્યાં બારોબાર જવું. આ બધી ઉપાધિ વેઠીને અને ખાસ તો કુટુંબ છોડીને મારે જવાની જરા પણ ઇચ્છા ન હતી. ભાઈને પણ મારો વિયોગ સાલતો હતો. આશરે પાંચ મિનીટમાં અમે બે ભાઈએ નિર્ણય કર્યો કે નોકરી છોડી દેવી ! એ નોકરીમાં હોત તો બે ત્રણ વર્ષ પછી મોટી રકમ મેળવીને હું નિવૃત્ત થઇ શક્યો હોત, પણ કદાચ ગુજરાતી સાહિત્યની સેવા—જેટલી કરી છે તેટલી—ન કરી શક્યો હોત, કલમ મંડળના ભાઈઓએ અતિ સ્નેહથી મારી પચાસમી વર્ષગાંઠ ઊજવી તે નહિ ઊજવાઇ હોત, રણજીતરામ સુવર્ણ ચંદ્રક પણ ન મળ્યો હોત, કુટુંબીજનોના સ્નેહ અને વાત્સલ્ય પામ્યો છુ તે ન પામી શક્યો હોત. આ બધાના બદલામાં શું થાત તે વિશે અટકળો કરીને મિથ્યા સમય શા માટે ગુમાવવો ?

શ્રી દલપતરામ જોશી

શ્રી ભાગીરથી જોશી

## પ્રકરણ અગિયારમું

ટેલીગ્રાફ ઇન્સ્પેક્ટરની નોકરી છોડી રેલ્વે જીવનનો પણ ત્યાગ કર્યો. અત્યારે હવે લાગે છે કે એમાં રહ્યો હોત તો એની સૃષ્ટિ પણ અનુભવવા જેવી હતી. અલબત્ત 'અમે બધાં' માં રેલ્વેનાં માણસ ચીતર્યાં છે પણ તે હળવે હાથે. દૂર દૂરનાં સ્ટેશનો જ્યાં અન્ય મનુષ્યોની અવરજવર નહિ; આખા દિવસમાં એક ટ્રેન આવે અને એક જાય; તે સિવાય બીજું કશું કામ કરવાનું જ નહિ; એને પરિ-

ણામે ત્યાં કામ કરનારના ચારિત્ર ઉપર કેવી કેવી અસર થાય છે; તેમના માનસનાં કેવાં પરિવર્તન થઇ જાય છે, એમના સંસાર કેવા ઘડાઈ જાય છે વગેરેમાંથી કલાકાર સેંકડો વસ્તુઓ શોધી કાઢી તેમાંથી નવલકથાઓ અને નાટકો રચી શકે.

'છેલ્લો ફાલ'ના મારા સંગ્રહમાં 'સ્ટેશન માસ્તર' નામનું એકાંકી નાટક છે. તેના મૂળ લેખકે તે દીવાદાંડીનો રખવાળ અને તેના ઇન્સ્પેક્ટરના પાત્ર રચીને લખેલું. અનુવાદમાં મેં તેમને રેલ્વેના માણસો બનાવ્યા પણ તે કેવા આબાદ અંદર ગોઠવાઈ શકે છે! એવાં એવાં તો કાંઈ હૈયાનાં તોફાન અને વાવાઝોડાં રેલ્વેના પાત્રોની આસપાસ સરજી શકાય. હશે.

રેલ્વેમાંથી નીકળી હું હિંદી વેપારી ચેંબરમાં આસિસ્ટંટ સેક્રેટરી થયો. તે વખતે સ્ટાફ બહુ નાનો. સેક્રેટરી, આસિસ્ટંટ, એકાઉંટંટ અને ટાઇપિસ્ટ એટલા જ એટલે ચેંબર તરફથી વેપારી માસિક એકલે હાથે જ મારે કાઢવું પડતું હતું. આ ઉપરાંત વેપારી લાઇનમાં ઉપયોગી નીવડે એમ ધારીને હું દાવરની કૉલેજમાં દાખલ થયો. સવારે સાતની ટ્રેન પકડતો અને દાવરને ત્યાં જતો. ત્યાંથી સીધો ચેંબરમાં, ચેંબરમાંથી સાંજે પાછો દાવરને ત્યાં અને ત્યાંથી પોણા આઠની ફાસ્ટ લોકલમાં ચર્ચગેટથી સાંતાક્રુઝ જતો. આ ટ્રેન તે વખતે 'આદશાહી' ગણાતી અને સારા સારા લોકો એમાં જ જતા. તે વખતે હું પણ મુંબઈના એક વખતના વડા પ્રધાન બી. જી. ખેર, દીવાન બહાદુર નર્મદાશંકર મહેતા, દા. દેશી કાંગા વગેરે ગૃહસ્થોની સાથે ગપ્પાંના સંબંધમાં આ ટ્રેનને લીધે જ આવેલો.

દાવરને ત્યાં લંડન ચેંબરની હિસાબી પરીક્ષાના સંબંધમાં એક હસવા જેવો કિસ્સો બનેલો. એની પ્રીલિમિનરી પરીક્ષામાં મને સોમાંથી પાંચ માર્ક આવ્યા, આથી એ વિષયના પ્રોફેસર બાટલીબોઈએ મને પરીક્ષામાં બેસવા દેવાની ના પાડી. મેં એમને કાલાવાલા કર્યા અને

કહ્યુ કે પૈસા મારા જાય છે એમાં તમે ના શીદ પાડો છો ? હાવરે પણ કહ્યુ કે એને બેસવા દોને. બાટલીબોઇએ બેસવાની તો રજા આપી પણ મને કહ્યુ કે 'પરીક્ષા એ કાંઈ નસીબની કે અકસ્માતની વાત નથી, સમજ્યા કે મી. મહેતા ?' મે વિનયથી જવાબ આપ્યો કે મારા સંબંધમાં પરીક્ષા નસીબ અને અકસ્માતની જ વાત છે અને એ હું સાબિત કરી આપીશ.

પરીક્ષાનુ પરિણામ આવ્યુ સાઠ વિદ્યાર્થીઓ બેઠા હતા તેમાથી ચાર ફર્સ્ટ ક્લાસમાં પાસ થયા, જેમાના ત્રણ આગલે વર્ષે નાપાસ થયેલા નવામાં હું એકલો ' હુ બાટલીબોઇને મળવા ગયો અને મેં ત્યા કહ્યુ કે હુ ફર્સ્ટ ક્લાસમા પાસ થયો છુ. તેમણે તરત કહ્યું કે 'એ ગમે તે હો પણ હજી તને હિસાબની બારાખડી આવડતી નથી એમ હું માનુ છુ મે જવાબ વાળ્યો કે ' માફ કરજો, પણ તે પ્રશ્ન હતો જ નહિ. હું હિસાબની બારાખડી જાણતો નથી એ તમારા મતને હું પણ મળતો થાઉ છુ આપણે વાત તો પરીક્ષા પાસ કરવાની હતી ' '

તે સમયનો એક બીજો કિસ્સો મેબરમા પગાર હતો માત્ર પચાસ રૂપિયાનો એટલે બીજા કામો પણ ધીમે ધીમે માથે લીધેલા હીરાના વેપારીઓની મંડળીના આસિ સેક્રેટરી તરીકે પણ મે એ વેળા કામ કરેલું અને હિસાબ શીખવવા માટે હું એક સ્કૂલમા રોજ એક કલાક જતો પહેલે દિવસે મને કહેવામા આવ્યુ કે સિક્સ્થ સ્ટાંડર્ડ જેમા હું શીખવવા જવાનો હતો તે સૌથી તોફાની વર્ગ છે કોઈ પણ દિવસ મેં શિક્ષકનુ કામ કરેલું નહિ હિસાબની બારાખડી હુ જાણતો 'નથી એવુ પ્રમાણપત્ર મે મારા પ્રોફેસર પાસેથી મેળવેલુ અને પાછા તોફાની છોકરા !

'માથે પડી વિશ્વદેવા' કરીને હુ તો હિંમતથી ક્લાસમા ગયો સુભાગ્યે તે વખતે હું પૂર ઠાઠમા ફરતો રોજના બદલાતા સુટ, અવનવી ટાઈ અને અપ-ટુ-ડેટ બૂટ અને શૂઝ અને આ બધાથી છોકરાઓ

માના ઉપર મુગ્ધ થઈ ગયા મેં 'હિસાબ' એ વિષય ઉપર બોલવાનો આરંભ કર્યો પણ પગ ધ્રૂજવા લાગ્યા વેપારી પત્રવ્યવહાર એ બીજો વિષય હતો એ વિશે પણ હું બેચાર વાક્યો બોલ્યો પણ મેં જોયું કે પોશાક અને શીઘ્ર ટાપટીપથી ઉત્પન્ન થયેલી અમર હિસાબ અને વેપારી પત્રવ્યવહારના મારા જ્ઞાનના પ્રદર્શનથી હું ખોતો જતો હતો એટલે મેં નુસખો તુક્કો અજમાવ્યો તે વખતે ચતુરંગી ક્રિકેટનો અખાડો શરૂ થવાનો હતો અને તે વેળા તો આખું મુંબઈ આનાનંદ, એ વિષય ઉપર ગાંડું જ હોય એટલે મેં એ વાત ઉપાડી છોકરાઓનું એ વિષયનું જ્ઞાન કેવું છે તે તપાસવા મેં પ્રશ્નો પૂછવા માંડ્યા એમને નહિ આવડે તેનો મેં ખુલાસો કરવા માંડ્યો રણજિતસિંહજી, દા કમળ્યુ જી ગ્રેસ વગેરેથી માંડીને મેં અનેક ક્રિકેટરોની યશગાથા એમને કહેવા માંડી બોર્ડ ઉપર નકશા ચીતરી મેં ફિલ્ડિંગની કળા સમજાવવા માંડી અને એ રીતે બોર્ડ ઉપર લખવાનું મેં શીખવા પણ માંડ્યું! છોકરાઓ ખુશ ખુશ થઈ ગયા એણે બીજા વર્ગને વાત કરી મારા વર્ગોમાં કોઈ પણ તપન તોફાન થતું જ નહિ એટલે બીજા શિક્ષકો પણ અજાયબ થઈ ગયા હું કેવો સુખ અને કેવા બૂટ પહેરીને ક્લાસમાં આવીશ એ વિશે છોકરાઓમાં શરત પણ બકવામાં આવતી! શિક્ષકનું જીવન મેં વર્ષ ગાળ્યું

એ બન્નેનો પગાર પચાસ, પછી વધીને સાઠ થયેલો, અને બાકીના સોએક રૂપિયા બીજા કામમાં પાડતો, પણ એથી હું કંટાળી ગયો એટલે તે વેળા મુંબઈ સરકારે 'ઇન્ડસ્ટ્રીઝ ડીપાર્ટમેન્ટ' ઉઘાડ્યું ત્યાં હું સવાસોના પગારે ગયો તે વખતે ડિરેક્ટર તરીકે પહેલા મિ જે મીક હતો અને પાછળથી આર ડી બેલ હતો બન્ને ડિરેક્ટરો મારા ઉપર ઘણા ખુશ હતા, અને જ્યારે મેં એ નોકરી છોડવા વાત કરી ત્યારે મી બેલે તો મને એટલે સુધી કહેલું કે તારું ભેજું ખસી ગયું લાગે છે! અને હતું પણ તેમ જ તે નોકરી છોડવાનું કારણ માત્ર એટલું કે મેં ત્યાં બે વર્ષ નોકરી કરી એમાં મારે ત્યાં ચાર માણસ

મૃત્યુ પામ્યાં ! મારા બનેવી નાનુભાઈ દર, એમનો એક પુત્ર, મારો એક પુત્ર અને મારી પત્ની સરલા. આ ઉપરાંત, મને એક વખત ડબલ ન્યુમોનિયા થયેલો, જે વેળા અમારા દા. ઠાકરે બીજાઓને કહેલું કે આ માણસ આ વખતે મને કાળી ટીલી અપાવવાનો લાગે છે. અને એક વખત પેરા ટાઈફોઈડ ! આથી હું રોજ ઑફિસે જાઉં ત્યારે મને વિચાર આવે કે સાંજે હું શું સાંભળીશ ?

એ ઑફિસમાં જુવાનીઆઓ, બી. એ., બી. એ. એલ એલ. બી., બી. એસ. સી., એમ. એ., વગેરે કોલેજોમાંથી તરતના નીકળેલાની બહુમતી હતી. જાણીતા કવિ લલિતના ભાઈ જીવાભાઈ પણ ત્યાં હતા. હું ત્યાં એકાદ વર્ષ વધારે રહ્યો હોત તો ત્યાંથી ઇન્કમટેક્સ ખાતામાં હું સહેલાઇથી જઈ શક્યો હોત અને આજે છસો-સાતસો રૂપિયા કમાતા અમલદાર તરીકે દુનિયામાં ડાહ્યો ગણાતો હોત.

ત્યાં અમારા ઉપરીમાં એક સુપરિન્ટેન્ડન્ટ હતો. તે અમને સારી રીતે પજવતો અને અમે પણ એને ઠીક ઠીક હેરાન કરતા. એક વખત એવું બન્યુ કે એણે એક ધારો કાઢ્યો કે જે પણ માણસ માંદગીને લીધે ગેરહાજર રહે તેણે દાક્તરનુ સર્ટીફિકેટ લાવવું. અમે ખાનગી મસલત ચલાવી. આ ધારો રદ કરવા અમુક પગલાં લેવાનું ઠરાવ્યું. સ્વયંસેવક તરીકે હું મેદાને પડ્યો. આપણે ત્રણ દિવસની ગાબડી મારી. ચોથે દિવસે ઑફિસે ગયો એટલે પેલાએ પૂછ્યું કે શું થયું હતું ? મેં મારો લખેલો કાગળ બતાવ્યો. તેમા જણાવવામાં આવ્યુ હતુ કે મને સખત પેટમાં દુઃખતુ હતું. પેલાએ કહ્યું કે એ નહિ ચાલે; દાક્તરનું સર્ટીફિકેટ જોઈશે. મેં બીજે દિવસે મારા દાક્તરનું સર્ટી-ફિકેટ હાજર કર્યું. પેલા ભાઈએ પાછું કહ્યું કે એ નહિ ચાલે—ભાય-ખલાના સિવિલ સરજનનું જોઈએ. મેં જવાબ દીધો: "અચ્છા, એનું લઈ આવું !"

એ સરજનના એક મિત્ર દ્વારા મેં એના ઉપર ચિઠ્ઠી લીધી. અને એને મેં બધી સમજણ પાડી. પેલો સરજન વૃદ્ધ પણ હાસ્યરસને

થર્ડ ક્લાસની ટિકિટ લઈને સરસાહેબ પાસે ગયો. ત્રણે ટિકિટો થર્ડની જોઈને સરસાહેબ બોલી ઊઠ્યા: “અલ્યા, તેં આ શું કર્યું ? આવી લાંબી મુસાફરી અને તે તું થર્ડમાં કરશે ? તું મારી માવજત કરવા આવે છે, મારી પાસે માવજત કરાવવા આવનો નથી. જા, આ બદલાવીને સેકંડની લઈ આવ. અને જો ગરમ કપડાં નહિ હોય તો પૈસા લઈ લે અને ઓવરકોટ, ગરમ ડગલો અને બે ગરમ ગંજીફ્રાક લઇ આવ અને ભટ તથા નોકરને પણ ઘટતાં ગરમ કપડાં અપાવી દે.” આવા શેઠીઆઓ ગયા. સાપ ગયા તો ગયા પણ લીસોટા પણ હવે તો નથી રહ્યા.

પૂનાની આ ત્રણ ચાર ટ્રિપમાં એક વેળા બનેલો પ્રસંગ હજી હું ભૂલ્યો નથી એક વેળા લેડી વિઠ્ઠલદાસની પ્રાઇવેટ સેક્રેટરી એક યુવાન અંગ્રેજ યુવતી પણ ત્યા હતી. મારા રૂમની પાસેના રૂમમાં એનો મુકામ હતો. હું સમીસાંજે ત્યાં પહોચ્યો ને સૂવા ગયો ત્યાં સુધી મેં યુવતીને જોયેલી નહિ કારણ કે તે બહાર ગઈ હતી. તે આવી ત્યારે એને ખબર પડી કે એની રૂમની પાસેની રૂમમાં કોઈ આવ્યુ છે. એણે બારણામાંથી જોયું અને મને હારપર મેગેઝિન વાંચતાં દીઠો. અમે એકેકની સાથે ઓળખાણ જાતે જ કરી લીધી કારણ કે કોઇ ત્રીજું હાજર ન હતું. કોણ જાણે શાથી, અમે એકેકને લાંબા સમયથી ઓળખતા હોઇએ તેમ ખૂબ ગપ્પાં માર્યાં. આખરે ‘ ગુડ નાઈટ ’ કરતી વેળા પેલી યુવતીએ બારણું દેવા માંડ્યું ત્યારે અમને બંનેને ખબર પડી કે વચનું બારણું બંધ જ નહોતું થતું ! થોડી વાર તો અમને મૂંઝવણ થઈ પણ પછી પેલી યુવતી હસી પડી અને એણે મને હસતાં હસતાં કહ્યું કે ‘ તમને વાંધો નહિ હોય એવી મને આશા છે ! ’ બારણાં આગળ ઊભાં ઊભાં ફરીથી અમે થોડી વાર ગપ્પાં માર્યાં અને પછી ‘ ગુડ નાઈટ ’ કરી દીધી. બે ત્રણ દિવસ રહીને હું પાછો મુંબઇ ચાલ્યો આવ્યો. મેં ફરીથી તે યુવતીને જોઇ નથી અને તેનું નામ પણ મને હવે યાદ નથી. અત્યારે આ લખાણ લખતી

વખતે મને ' જોહ્ન ક્રિસ્ટોફર 'માંનો આવો એક પ્રસંગ-રોલાંની અદ્દભુત કલમથી ચીતરાયેલો—સ્મરણમાં આવે છે.

સર વિઠ્ઠલદાસ અકાળે મૃત્યુ પામ્યા. હું જે કંપનીનો હેડ ક્લાર્ક હતો તે કંપની ફડચામાં ગઈ અને હું બેકાર થઈ ગયો. ૧૯૨૦–૨૧ માં સિંધિયાના જનરલ મેનેજર મનસુખલાલ માસ્તરે મને બેત્રણ વાર કહેલું કે " અલ્યા, સિંધિયામા આવી જાને. " પણ મને સર સાહેબની નોકરી છોડવી ગમેલી નહિ. ૧૯૨૫માં હું એમની પાસે ગયો અને એમણે મને રાખી લીધો. મનસુખલાલ માસ્તર, તેમના પત્ની તારાબહેન અને તેમના અન્ય કુટુંબીજનો જોડે મને ઘણા વર્ષોનો પરિચય હતો તે પ્રમાણે સિંધિયાના મેનેજર સન્મુખલાલ પંડ્યા, તેમનાં પત્ની મંજુબહેન, ભાઇ પરમસુખલાલ અને પુત્રી મંજરી પંડ્યાને પણ હુ લાંબા કાલથી ઓળખતો હતો. આજે ૧૯૪૪મા હું સિંધિયામાથી માદગીને લઈને નિવૃત્ત થયો છુ.

આ નોકરી દરમ્યાન, ૧૯૨૬મા સિંધિયાના એક અમલદાર સારાભાઈ નેમચંદ હાજી વડી ધારાસભા માટે મુંબઇ ઇલાકાના દક્ષિણ વિભાગ તરફથી ઊભા થયા હતા અને તેમા હરીફ તરીકે પૂનાના કેળકર પણ હતા. હાજી તરફથી કામ કરવા માટે ઘણા જણ પૂને ગયા હતા એમાં હુ પણ હતો અને મને હાજી મ્લેચ્છથી છ્ એ સી તરીકે ઓળખાવતા. અમે એ ચુંટણીની હરીફાઈ ખૂબ તીવ્રતાથી ઉપાડી હતી અને પરિણામે હાજીને વિજય પણ મળ્યો હતો. ચુંટણીને દિવસે કેળકરે હસતા હસતા હાજીને કહ્યું " હુ આટલા વર્ષથી આવી ચુંટણીમા ઊભો રહું છુ પણ મે અત્યાર સુધી પૂનામા આવા વિધાનવાળી—લગભગ અમેરિકન વિધાનવાળી-ચુંટણી અનુભવી ન હતી તમારા પક્ષમા એવુ કયુ ભેજુ છે કે જેણે આ બધુ ઉપાડયુ છે ? "

હાજીએ મને ઓળખાવ્યો " આ મારો છ્. એ. સી , ધનસુખલાલ મહેતા "

પીછાણનારો હશે એટલે એણે કહ્યુ કે હું બધુ સમાલી લઈશ. ઓફિસ માથી બેત્રણ દિવસ હુ વહેલો ગયો પણ સરજન મળ્યો નહિ એમ કરીને હું પાછો આવ્યો. આમ કરતા કરતા મને પેટમા દુખવા આવ્યું હતું એમ મે કહ્યુ હતુ તે દિવસ વીતી ગયાને આઠ દિવસ થયા ત્યારે હુ પેલા સરજનને મળ્યો સરજને મને કહ્યુ કે હુ તારા ડિરેક્ટર ઉપર નોટ લખી મોકલીશ બીજે દિવસે હુ ઓફિસે ગયો ત્યારે તરત સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યુ "કેમ લાવ્યા સર્ટિફિકેટ ?" મે જરા દીના થઈને જવાબ આપ્યો કે "સરજને મને આપવાની ના કહી એ તો મારી બારોબાર ડિરેક્ટર ઉપર કાગળ લખવાનુ કહેતો હતો ' આ સાભળીને પેલો સુપરિન્ટેન્ડન્ટ ખુશ થઈ ગયો અને બોલ્યો 'હવે જ સમજશે કે આ સરકારી નોકરી છે, એમા ગ્રુ તી અહેતાણીપણુ નહિ ચાલે."

બીજે દિવસે સરજનનો કાગળ ડિરેક્ટરને મળ્યો જેમા દાક્તરે લખેલું કે આવા મૂર્ખાઈભર્યો ધારા રાખવાથી ડીપાર્ટમેન્ટની આબરૂ ઘટે છે માણસના પેટમા દુખે તે પછી આઠ દિવસે મારી પાસે તપાસાવા આવે એ કેવુ બેહૂદુ છે।

આ કાગળ વાચીને ડિરેક્ટરે મને બોલાવ્યો મે બધી વાત કહી અને સાથે એમ પણ કહ્યુ કે માત્ર અમને પજવવા આવા આવા ધારા સુપરિન્ટેન્ડન્ટ શોધી કાઢે છે ડિરેક્ટરે તેને સારો જેવો ઠપકો આપ્યો અને એ ધારો નીકળી ગયો

ત્યાથી નીકળીને એમ૰ નોકરીમા ત્રણ માસ ગાળ્યા અને પછી સર વિઠ્ઠલદાસને ત્યા એમની એક કપનીમાં—એમ્પ્રિસ્યરસ કમ્પનીમેટમ કપનીમા હુ હેડ કલાર્ક તરીકે જોડાયો અને ત્યા આશરે સાત વર્ષ રહ્યો આને વહેમ કહો કે મનની નિર્બળતા કહો પણ મારે કેટલીક નોકરી કરવાનુ મળે એ પણ અહોભાગ્ય ગણવા જોઈએ એટલો સમય હુ ત્યા રહ્યો તેટલો સમય મે શાતિ અને આનદમાં ગાળ્યો

સર વિઠ્ઠલદાસ જૂના જમાનાના થોડા ઉચ્ચ પ્રકારના શેઠીઆ થઇ ગયા તેના પ્રતિનિધિરૂપ હતા. હવે એ પ્રકારના શેઠીઆ શોધ્યા જડે એમ નથી. ક્રિયા-પ્રક્રિયાના સિદ્ધાંતાનુસાર આપણે કહી શકીએ કે એવા શેઠીઆ ઉત્પન્ન થતા બંધ થયા એટલે સામ્યવાદ શરૂ થયો; અથવા તો એમ પણ કહેવાય કે સામ્યવાદનો આરંભ થયો એટલે આવા શેઠીઆઓ અદ્રશ્ય થયા. સર વિઠ્ઠલદાસને ત્યાં પાંચ પાંચ મિલ અને બીજાં પંદર જુદાં જુદાં ખાતાં પણ એ બધાં ખાતાંના કલાર્કો તો શું પણ દરેક હમાલને પણ સર વિઠ્ઠલદાસ નામથી ઓળખે, ઑફિસમાં ગમે ત્યારે ગમે તે કલાર્ક કે હમાલ હડફેટે ચડે તો સર સાહેબ એની સાથે વાત કર્યા વગર નહિ રહે. ઑફિસમાંથી ઘેર જવા નીકળે ત્યારે ઑફિસનું કોઈ પણ માણસ મોટરકાર આગળ હાજર હોય તો તેને એમાં બેસી જવાનું કહે. પરિણામે, એવે સમયે કોઇ હાજર રહેતું જ નહિ.

પૂનામાં 'પર્ણકુટિ' તો પછી બંધાયું પણ તે પહેલાં સર વિઠ્ઠલદાસે 'મંગળદાસ હાઉસ' નામનું ભાડાનું મકાન ત્યાં રાખ્યું હતું. પોતાની ઑફિસના માણસોને હવાફેરની જરૂર હોય તો જઈ શકે એ આશયથી સર સાહેબે 'મંગળદાસ હાઉસ'ની વાડીમાં, પોતાને ખરચે બેત્રણ ગાળા ડબલ રૂમના બંધાવેલા. અને જે જાય તેને ગાડીઘોડો વાપરવાની છૂટ. જે વેળા એ 'પર્ણકુટિ' બંધાતું હતું તે વેળા હું ત્રણચાર વેળા એમની સાથે પૂને ગયો હતો. પહેલી વખત ગયો ત્યારે રાતના અગીઆર વાગ્યે સર સાહેબ મારી રૂમમાં આવી પહોંચ્યા. હું એકદમ બેઠો થઈ ગયો. તેમણે કહ્યું; 'હું દિલગીર છું. મારે કશું કામ નથી, મારે તો જોવું હતું કે તમને નોકરોએ મચ્છરદાની આપી છે કે નહિ; કારણ કે અહીંના મચ્છર તો મેલેરિયલ છે!'

એક વાર તેઓ પોતે સિમલા જવાના હતા અને મહેતાજી, ભટ અને નોકરોને અગાઉથી મોકલવાના હતા. મહેતાજી એ પ્રમાણે ત્રણ

કેળકર થોડી વાર મારી સામે જોઇ રહ્યા અને પછી બોલ્યાઃ "આમનો ચહેરો મને પરિચિત લાગે છે."

મેં કહ્યું: "વાજબી છે, હું જયસુખલાલ મહેતાનો નાનો ભાઈ થાઉં."

કેળકરે કહ્યું: "હાંઆં, ત્યારે એમ કહોને. મોરનાં ઇંડાં કાંઈ ચીતરવાં પડે?"

મને અમુક જોશીઓ એમ કહેતા કે તારા નસીબમાં એક દરિયાની મુસાફરી છે, બીજા જોશીઓ ના પાડતા. સિંધિયાએ એ મૂંઝવણમાંથી મને છોડવ્યો, કારણ કે હમેશ માટે મુબઈની બહાર જવાની તો મેં ના પાડી દીધી હતી પણ એક વાર ત્રણેક માસ માટે કરાંચી જવાનું મારે આવ્યું અને હું કંપનીની સ્ટીમરમાં કરાંચી જવા માટે ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં ઊપડયો. હીંચકાથી મને ફેર ચડતા. હાલતો પાટલો હોય તો હું બેસી શકું નહિ. વાહનોમાં ઊંધે મોએ મારાથી બેસાય નહિ. આવી પ્રકૃતિવાળા માણસથી સમુદ્ર-ગમન થાય? પણ મને અનુભવ હતો માત્ર સઢનાં નાનાં વહાણોમાં સુરતથી હજીરા જવાનો અને લૉંચમાં મોલથી એલીફંટાની ગુફા સુધી જવાનો, એટલે સ્ટીમર ઉપર શું થાય તેની ખબર ન હતી. સ્ટીમર ઉપર હું ગયો અને મારી કેબિનમાં મેં મારો સામાન ગોઠવ્યો. જ્યાં સુધી સ્ટીમર મુબઈના બારામાં રહી ત્યાં સુધી તો હું કોઈ 'ઓલ્ડ સી ડૉગ' હોઉં એ પ્રમાણે તુતક ઉપર ફરતો ફરતો કપ્તાન સાથે ગપ્પાં મારતો હતો, પણ બારું છોડયું અને મારું માથું ચડયું. મને ભયંકર ફેર ચડવા લાગ્યા. મારાથી માત્ર બંકમાં સીધા સૂઈ રહેવાય, એ સિવાય કાંઇ જ થઈ શકે નહિ.

પાશ્ચાત્ય વાર્તાસાહિત્યના સમુદ્ર અને તેના વિશાળ પટ ઉપર મુસાફરી કરનાર સ્ત્રીપુરુષોનાં ચારિત્ર આલેખનાર સમર્થ સાહિત્ય સ્વામીઓને મેં યાદ કર્યા. ડાઈનિંગ સલૂનમાં જમતાં જમતાં, ડૅન્સિંગ હૉલમાં નૃત્ય કરતાં, તુતક ઉપર ફરતાં સ્ત્રીપુરુષો વચ્ચે ઉપસ્થિત

થતા પ્રેમપ્રસંગો સ્મરણમા લાવવા મે યત્ન કર્યો હિંદી વહાણવટાના સગમતા પ્રશ્નને લઈને દરેક હિંદીએ સમુદ્રગમન માટેનુ માનસ કેળવવાનું રહ્યુ એ પણ મે યાદ કરવાના પ્રયાસ કરી જોયા પણ બધુ વૃથા જરા પાસુ બદલવા જાઉ અને તીવ્ર વેદના થઈ આવે મારા શરીરની તમામ નસો તૂટુ તૂટુ થઇ રહી છે એવી મને ભ્રાતિ થઇ. કપ્તાન દિવસમા ત્રણેક વેળા આવીને મારી દયાજનક સ્થિતિ જોઇને હસે તેથી મારા દુખમા વધારો થતો ગયો સાજા સારા શરીરે ખાનામા માન મોસબીનો રસ અને ટમેટાના ક્કડા ' મારી પ્રિય સિગરેટનો તો વિચાર પણ થઇ શકે નહિ સ્ટીમર તોફાનમા ઝોલા ખાતી હોય અને કોઈ કદાવર અને ખુબસૂરત આદમી આયના સામે ઊભો રહીને હજામત કરતો હોય અને સાથે સીસોટીમા ગાયન ગાતો હોય એ વા ચિત્રો મે જાહેર ખબરોમા પુષ્કળ જોયેલા, પણ એ જાહેર ખબરનુ જગત કેવળ અસત્ય હોવુ જોઈએ એની મને મારી સ્થિતિ જોઇને ખાતરી થઈ

ચાર દિવસે હુ કરાચી પહોચ્યો ત્યારે ચાર દિવસની હજામત વગરના જ મારે ઊતરવુ પડ્યુ હતું છેલ્લા છેલ્લા તો મને આ જીવન કરતા મૃત્યુ વધારે સારુ લાગ્યુ હુ સમુદ્રમા કૂદી પડુ તો વધારેમા વધારે પદર–વીસ મિનિટ દુખ ભોગવવાનું અને આ તો કલાકોના કલાક અને દિવસોના દિવસ !

તે વેળા મને એમ પણ જણાયુ કે સમુદ્રગમનની સામે કાયદા ઘડનાર આપણા ઋષિમુનિ જરૂર આ બાબતમા અનુભવી હશે અને પોતે જે ભયાનક યાતના સહન કરી તેમાથી ભવિષ્યની પ્રજાને છોડાવવાના શુભ આશયથી જ એ સમુદ્રગમનનો તેમણે વિરોધ કર્યો હશે. પણ આદિ તેનો અત પણ હોય જ કરાચીનુ બદર આવ્યુ. નીચે ઊતર્યો ઊતર્યો પછી લગભગ આઠ કલાક મને જગત ફરતું લાગ્યુ અને માત્ર હું સ્થિર છુ એવો ભાસ થયો. અમુક જોશીઓ કહેતા તે સમુદ્રયાત્રા પણ મને મળી ગઈ એટલે

ભવિષ્યમાં મારે યૂરોપ અને અમેરિકાની યાત્રા બાકી છે, કોઈ વેળા હું પણ ' લ પારિ'ના ' ફોલી બરઝેર 'ના થીએટરમાં કોઇ ફ્રેંચ યુવતી જોડે બેઠો હોઈશ કે નીસના કાફેમાં મદિરાપાન કરતો હોઇશ કે અમેરિકાના મેનહૅટન આઈસેંડઝમાં આ દુનિયામાં રહીને પણ સ્વર્ગનો અનુભવ લેતો હોઇશ એવાં મીઠાં સપનાં છોડી દેવાં પડયાં!

કરાંચીમાં ડોલરરાય માંકડ, ઈન્દુલાલ ગાંધી વગેરે સાહિત્યકોનો પરિચય થયો. હું અનેક વેળા એમનાં ' ઊર્મિ ' ના કાર્યાલયમાં જતો અને વાર્તાલાપનો લાભ મેળવતો. ત્યાંના સિંધિયાના બ્રોકર જસરાજભાઈ અને તેમના પુત્ર મીઠુભાઈની સાથે પણ મીઠો સંબંધ બંધાયેલ હતો. જસરાજભાઈના ના કહેવા છતાં હું ઊંટ પર બેઠો, તેના આંચકાથી મને પેટમાં દુઃખાવો શરૂ થયેલો તે હજી પણ–દસ વર્ષ પછી પણ કોઇ કોઈ વાર થઈ આવે છે.

વર્ષોના મારા સ્નેહી ઇન્દ્રવિજય દેસાઈ (ઇન્દુભાઈ) અને તેમનાં પત્ની દેવયાની દેસાઈ (દેવીબહેન) કરાંચીમાં હતાં, એટલે હું તેમને ત્યાં રહેલો. એ બે જાણે કમ હોય તેમ તેમણે મને બીજાં પતિ-પત્નીનો પરિચય કરાવી આપ્યોઃ દલપતરામ જોશી અને તેમનાં પત્ની ભાગીરથી જોશી. આ ચારે જણે મળીને મને કરાંચીમાં જરા અગવડ તો ન પડવા દીધી પણ મને લગભગ લાડ લડાવીને ફટવી મૂકયો.

આ ચાર અને હું એમ પાંચ મળીને કલાકોના કલાક વાર્તાલાપ કરતાં. રાતના પણ છેલ્લાં છેલ્લાં તો બાર બાર વાગ્યા સુધી અમે ગપ્પાં મારતાં. રોજ સાંજે કિલફટન ઉપર પણ અમે સાથે જ જતાં. કરાંચીના એ ત્રણેક માસ અને આ બે પતિપત્નીનાં જોડાં મને સર્વદા યાદ રહેશે. હું મુંબઈ પાછો આવ્યો. થોડી મુદત પછી ઇન્દુભાઇ પણ અહીં આવ્યા અને સ્વતંત્ર ધંધામાં પડયા. દેવીબહેન અનેક જંજાળોને વશ કરીને પણ એ. એ. થયાં. વારંવાર જેલમાં જવાની એમને ટેવ પડી. એમ આ પતિ–પત્ની મને વારંવાર મળતાં બંધ થયાં. દલપતરામ કરાંચીથી ભાવનગર અને ત્યાંથી મુંબઈ આવ્યા.

અને મોડર્ન સ્કૂલમાં વાઈસ પ્રિન્સિપાલ તરીકે રહ્યા. તારાબાગના એમના બ્લોકમાં દલપતરામ, ભાગીરથી બહેન, ઈન્દુભાઈ, દેવીબહેન અને હું એમ મળીને કરાંચીનું વાતાવરણ ઊભું કરવાનો અફળ પ્રયાસ કરવા લાગ્યાં. પણ એમ ગયેલા દિવસો કાંઈ થોડા પાછા આવે છે? અને તે ય પાછા સુખ અને આનંદના! તો પણ જ્યાં સુધી દલપતરામ મુંબઈ રહ્યા ત્યાં સુધી અમે એ પ્રયાસ છોડ્યો નહિ. આખરે દલપતરામ એ પ્રયાસથી કંટાળીને કહો કે પછી ગમે તે કારણને લઈને કહો ભાવનગર ડિરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન્સ તરીકે ગયા. દલપતરામ અને ભાગીરથી બહેન એ પ્રસંગે મને મળવા આવ્યાં હતાં. તે પ્રસંગ હજી મને બરાબર સાંભરે છે; કારણ કે તે વખતે હું ગંભીર મંદવાડમાંથી તરતનો જ ઊભો થયેલો અને પથારીમાં માંડ માંડ બેસી શકતો. અમને ત્રણેને તે સમયે હૃદયમાં એમ હતું કે ભવિષ્યમાં પુનઃ મળાશે નહિ. પણ સુભાગ્યે એ તર્ક ખોટો પડયો અને હમણાં જ એ પતિ–પત્ની મુંબઈ ફરવા આવેલાં ત્યારે અમે મળેલાં. પણ હવે મળવાનું તે આવું જ. કલાકોના કલાકો નિર્ભેળ ગપ્પાં મારવાનો નહિ!

આ જ પ્રમાણે મારા નાના ભાઇ માધવલાલ અને નાના ભાઈ જેવા ચન્દ્રપ્રસાદ સાથે પણ હું લાંબો સમય અત્યંત સ્નેહથી રહેલો અને હવે તે બે ભાઈઓ પણ પરદેશ વેહતા થઇ ગયા છે. ઉજાણીઓમાં, જુહુ, ચોપાટી, ડુમસ કે હજીરાના દરિયે નાહવા જવામાં, ફરવા જવામાં, અને કાંઈ નહિ તો ઘરને ઓટલે બેસીને અમે જે આનંદ લૂંટયો છે તે અવર્ણનીય છે. પણ સમય અને સંજોગ બદલાતાં સ્નેહીઓ છૂટાં પડતાં જાય છે. જેમ જેમ વર્ષ વધતુ જાય છે તેમ તેમ મિત્રો અને સ્નેહીઓની સંખ્યા ઓછી થતી જાય છે અને જ્યારે એ બધાંની ગેરહાજરી વધુ સાલતી જણાય ત્યારે જ તેઓની સંખ્યા દિનપ્રતિદિન ઓછી થતી જાય એ પણ એક વિધિનું વૈચિત્ર્ય છે, પણ તેનો ઉપાય શો? જેટલાં સ્નેહીઓ હોય તેટલાંને સાચવી રાખવાના યત્ન કરવા એ સિવાય અન્ય માર્ગ કયો?



સ્વ સરલા મહેતા

## પ્રકરણ બારમુ

મારી 'ચાર ચિતા વચ્ચે'ની નાટિકા ('છેલ્લો ફાલ' અને 'સરી જતુ સૂરત'') વાચનારને એમ લાગશે કે એમા ઘણી અતિશયોક્તિ છે, કોઈના ઘરનું કામ આ પ્રમાણે ન ચાલે, એમા આટલું ડીંડવાણુ નહિ હોય' પણ વસ્તુત એમ નથી એના વસ્તુમા સત્યાશ ઘણો છે મારા વિવાહ જયસુખભાઈનાં લગ્ન થયા ત્યારે જ કે તે પછી થોડા અરસામા થઈ જાત, પણ કોઈ વખત મારી નબળી તબિયત તો કોઇ વખત છોકરી બધાને નહિ પસદ આવે એવા એવાં વિઘ્નોને લીધે એ પ્રશ્ન મુલતવી રહ્યા કરતો હતો પિતાના મૃત્યુ



શ્રી પૂર્ણિમા મહેતા

પછી તો બહેનનાં પુનર્લગ્ન થયાં એટલે એ વાત ખોરંભે પડી. પણ ૧૯૧૪માં હું રેલ્વેમાં જોડાયો એટલે એ વાત પાછી નીકળી. તે વખતે ન્યાતમાં પણ આગલી વાત વિસારે પડી હતી. માતાપિતા મૃત્યુ પામેલાં અને જયસુખભાઈએ તો ઘરમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપેલું એટલે પોતે રાજા કહો કે પ્રેસિડંટ કહો પણ સૂચના માત્ર કરે, આજ્ઞા નહિ!

આટલે વર્ષે હજી પણ, મહત્વના પ્રશ્નોનું નિરાકરણ અમારે ત્યાં આવી જ રીતે થાય છે. બધાં ભેગાં હોય તેમાં નાનામાં નાનાં બાળકને પણ મતાધિકાર હોય. અમે ચર્ચાએ ચડીએ, મૂળ પ્રશ્ન બાજુએ જ રહી જાય અને બીજા પ્રશ્નો ઉપર જ ચર્ચા કરીએ; તેમાં

ગરમ પણ થઈ જઈએ અને એ પ્રશ્નો અધૂરા રાખીને સભા બ
ખાસ્ત પણ થઈ જાય ભત્રીજાના વિવાહ વખતની જ વાત ક
અમે વાત કરેલી અને નિર્ણય પણ કરેલો પણ મોટાભાઈ એ બ
ભૂલી ગયેલા જે દિવસે વિવાહ કરવાનું નક્કી કરેલું તે દિવસે બા
સવારે ફરીને મોડા આવ્યા અમે એમને કહ્યું "આજે અત્યારે
તો આપણે વિવાહ કરવા જવાનું હતું અને તમે મોડા કેમ આવ્યા?"

એમણે તરત ગુસ્સે થઈ જઈને કહ્યું કે 'તમે લોકો મને જરા
પણ વાત કરતા નથી અને ગમે તે નક્કી કરી નાખો છો પછી
આવા ગોટાળા થાય છે।"

અમે કહ્યું 'અમે તમને કહેલું અને ગોટાળા કશા થયા જ
નથી, જરા મોડું થયું છે' ભાઈને આ વાત ગળે નહિ ઊતરી
એમણે તો એમ જ કહ્યું કે "પણ હું ફરવા પણ જઈ આવ્યો હવે
પાછો બહાર કેમ જાઉં?" અમે એમને સમજાવ્યા કે આવા મુહૂર્ત
કંઈ પાછા લેવાય નહિ અને આજે જ, અત્યારે જ, આપણે જવું
જોઈએ ત્યારે એ તૈયાર થઈ ગયા!

મારી ગેરહાજરીમાં અમારામાંથી કોઈકે અમારા ભાઈને આ વિશે
કહેલું એટલે તેમણે એક સારી કન્યા શોધી કાઢી, જન્માક્ષર મેળવ્યા
અને નક્કી પણ કરી નાખ્યું આ બધું થયા પછી અમારી પાર્લા
મેન્ટમાં એની ચર્ચા ચાલી અને તેમાં આ ઠરાવ ઊડી ગયો

તે દરમ્યાન મારા વચલા બહેને એક બીજી જોડે નક્કી કરેલું
તે ઠરાવ ઉપર મત લેવાતાં તે પણ ખલાસ!

મારા ભાભી અને મોટાબહેને મળીને એક ત્રીજી છોકરી સાથે
ચોક્કું ગોઠવેલું તે મોટાભાઈએ તોડી નાખ્યું અને પોતે એક ચોથી
સાથે ગોઠવણ કરી નાખી

પણ આ ચોથી સામે પણ એટલી જ બહુમતી પડી એટલે
ચારે ચાર કન્યા ગઈ અને હું હતો એવો ને એવો રહ્યો

પારલામેંટને આ ગંભીર વસ્તુસ્થિતિની જાણ થતાં પહેલાં તો ખૂબ આનંદ થયો અને દરેકે બીજાં બધાં કેટલાં ઓછી વ્યવહારુ બુદ્ધિનાં છે એ પુરવાર કરવાનો યત્ન કર્યો. પણ આખરે એવો નિર્ણય થયો કે મારે પોતે જ હવે રણે ચડવું અને આ બાબતમાં નિવેડો લાવવો. મારા માર્ગમાં મુશ્કેલીઓ ઓછી ન હતી. એક તો આ ચાર કન્યાઓ બાજુએ મૂકવાની જ હતી. કારણ કે તો તો હું એક પક્ષને રાજી કરું અને બીજા અનેક પક્ષોને નારાજ કરું. બીજું; છ સાત વર્ષોથી હું ન્યાતથી દૂર થઈ ગયો હતો એટલે કઇ છોકરીને માટે યત્ન કરવો એની મને કશી સમજણ નહોતી. સુભાગ્યે તે વખતે અમારા જૂના દોસ્ત ચન્દ્રવદન ખાનસાહેબ અમારે ત્યાં રહેતા હતા અને ઘરમાંથી બીજાં બધાં અમદાવાદ ગયાં હતાં. મેં બધો ભાર ચન્દ્રવદનને માથે નાખી દીધો અને એમણે બધાંનાં નામો ગણાવતાં સરલાનુ નામ પસંદ કર્યું.

સરલાનું ખરું નામ સુવિલા હતુ. એના બાપ ચંપકલાલ મુનશી મારા પિતાના મિત્ર થાય અને સંગીતના જલસાઓમા એ સૌ ભેગા મળે. ચન્દ્રવદને ચંપકલાલને પત્ર લખીને બધુ ઠેરવ્યું અને પછી અમે બધાં સૂરત ગયાં. સૂરતમાં વિવાહ થયા ત્યારે મે વર્ષો પછી સરલાને જોઇ. બીજે વર્ષે લગ્ન થયાં. લગ્ન વેળા ચન્દ્રવદન ખાનસાહેબ, કુંજવિહારી ફૂ, શાંતિલાલ શાહ, દા. કાંતિલાલ શાહ, કરણલાલભાઇ, કાંતિલાલભાઈ, વગેરે મહેમાનોથી ભરેલા ઘરમાં અમે સારી પેઠે સૂરતી મશ્કરી ઠઠ્ઠા અને તોફાનોથી લગભગ એક માસ આનંદ માણેલો.

અતિશય સુકુમાર બાંધાની, ઘણી ગૌરવર્ણી, ઠીંગણી સરલા આ જગતમાં રહેવાને બદલે સરસ્વતીચન્દ્ર અને કુમુદના જગતમાં રહેતી હતી. સાહિત્યનુ જગત એને વાસ્તવદર્શી જણાતું હતું. વિદ્યા પ્રત્યેની એની અભિરુચિ જોતાં, જો એ જરા મોડી જન્મી હોત તો ઉચ્ચ અંગ્રેજી કેળવણી એણે જરૂર લીધી હોત. માનવજાતની

ખરાબ ટેવો અને દુર્ગુણોથી એ સાવ અજ્ઞાન હતી, એટલે એના અલ્પ જીવનમાં જ્યારે એના માર્ગમાં આ ખરાબ ટેવ અને દુર્ગુણરૂપી કંટક એને નડયા ત્યારે એનું હૈયું સંકોચાઈ ગયું. તે સમયે મારી તબિયત પણ નબળી અને એની પણ એવી એટલે પેલી કહેતી પ્રમાણે એક જ ઘર બગડયું હતું. વાંચનનાં રસિયાં બંને એટલે વાંચનાં વાંચનાં રાતના દોઢ-બે તો ઘણી વાર વાગી જતા અને પછીથી બંનેનું માથું ચડતું! વાચવાનો કાર્યક્રમ નહિ હોય તો મને લખવા બેસાડીને એ પોતે કાંઈક વાંચવાનું લેતી.

સરલા કાજળી જોવામાં, 'મીડિયમ' તરીકે બહુ સારી હતી અને સૂરતમાં પણ ઘણા લોકો એની આ શક્તિનો લાભ લઈ ગયાં હતાં. કોઈ વસ્તુ ખોવાણી હોય, કોઈ મનુષ્ય ક્યાંક ચાલ્યું ગયું હોય તો તે વેળા માણસો એની પાસે આવીને કાજળી જોવડાવતા. અમે પણ એને ઘણીવાર પૂછતા, આને લઇને એણે પોતાનો મૃત્યુદિન જોઈ રાખેલો, એટલું જ નહિ પણ પોતાના મૃત્યુ પછી હું કઈ યુવતી જોડે લગ્ન કરીશ તે પણ એ જાણતી હતી અને એણે ચન્દ્રપ્રસાદ દીવાનજીને આગળથી કહી રાખેલું.

એક વખત એવું બનેલું કે સરલા સૂરતમાં ઘણી ગંભીર માંદી અને મુંબઈમાં મને 'ડબલ ન્યુમોનિયા' થયેલો. અમે બંને સાજાં થયાં અને મળ્યાં ત્યારે મેં એ વિશે આનંદ વ્યક્ત કર્યો ત્યારે એણે ગંભીર વદને કહેલું કે "આપણે બંને આ વેળા જ ઉકલી ગયાં હોત તો ખોટું ન હતું. મારું તો જાણે સમજ્યા-મારે લાંબો સમય કાઢવો નથી પણ તમને નાહક દુઃખ વેઠવાનાં છે!" આ સાંભળીને હું બહુ વ્યગ્ર થઈ ગયો એટલે સરલાએ વાત બદલી નાખી અને પોતે તો મશ્કરીમાં બોલેલી એમ કહી નાખ્યું.

અતિશય નાજુક તબિયત, આટલું કુમળું માનસ અને ઘણી સુંવાળી પ્રકૃતિવાળું મનુષ્ય આ નિષ્ઠુર જગતમાં ક્યાં સુધી નભે?

પોતે પોતાનું મોત જાણતી છતાં આ ઓગણીશ–વીશ વર્ષની યુવતીએ તેનો ડર કે ચિંતા કદી બતાવ્યાં ન હતાં. પહેલા ગંભીર મંદવાડમાથી તો તે બચી ગઈ હતી. તે વેળા જન્મેલ પુત્ર (સરોજકુમાર) આઠ–નવ માસનો થઈ મરણ પામ્યો. બીજી વેળા શરદપૂર્ણિમાને દિવસે, લેમિંગ્ટન રોડ, મુંબઈની એક હૉસ્પિટલમાં પૂર્ણિમાનો જન્મ થયો. છઠ્ઠે દિવસે માને તાવ ચડ્યો. માંદગી ગંભીર થઈ ગઈ. સરલાએ સાંતાક્રુઝ જવાની ઇચ્છા દેખાડી. અમે એને સાંતાક્રુઝ હસનાબાદ લેઈનમાં લઈ આવ્યાં. ત્યાં ત્રણેક દિવસ રહીને ભાઈબીજને દિવસે, ૧૯૧૯ના ઑક્ટોબરની તા. ૨૫ મીએ સવારે બે વાગ્યે એ મરણ પામી. "તમારો દેહ રાજાનો છે, પણ કરમ તો કઠિયારાનાં છે." એમ કહી મને ચિડવનારી, વયોવૃદ્ધ પણ જે વસ્તુના સ્મરણમાત્રથી ડરે તે મૃત્યુને ભેટતાં આનંદ માનનારી, યૌવનનું આંગણું પણ નહિ વટાવનારી, "મરતી વખતે છેલ્લે પતિનું નામ દઈને મરીશ." એવું કહેનારી, જીવન માણવા તો શું પણ જોવા પણ નહિ ઊભી રહેનારી યુવતી છેલ્લે પતિનું નામ દઈને આ જગતનો ત્યાગ કરી ગઈ.

ઘરમાં સરલાને મારા નાના ભાઈ માધવલાલ અને જયસુખલાલના સાળા ચન્દ્રપ્રસાદ જોડે બહુ બનતું. ચન્દ્રપ્રસાદ ત્રીજી અંગ્રેજી ચોપડી ભણતા ત્યારથી અમારે ત્યાં આવીને રહેલા, તે ઠેઠ કેળવણી પૂરી કરીને નોકરીમાં દાખલ થયા ત્યાં સુધી. ચન્દ્રપ્રસાદ અને માધુભાઈ એક સરખી વયના છતાં આટલાં વર્ષમાં એ ભાગ્યે જ કોઈ વાર લડેલા. જયસુખભાઈ અને તેમનું કુટુંબ ગયા મહાયુદ્ધમાં સિમલે ગયેલ અને સાંતાક્રુઝમાં હું, સરલા, માધુભાઈ અને ચન્દ્રપ્રસાદ રહેતાં તે વેળા સાંતાક્રુઝમાં ચોરોનો ઉપદ્રવ ઘણો વધી ગયો હતો અને અમારી સામે ધનસુખભાઈ મજમુદાર, ડાહ્યાભાઈ ચોખાવાળા વગેરે તો રાતના ચાર ચાર પાંચ પાંચ કુટુંબો ભેગાં કરીને સૂતા. જયસુખભાઈની ગેરહાજરીમાં વડીલ તરીકે ધનસુખભાઈએ અને ડાહ્યાભાઈએ

અમને પણ એ પ્રમાણે સૂવા બોલાવેલાં પણ એમ ચોરોથી બી જઈને અમે ઘર છોડી દેવા તૈયાર થયેલાં નહિ, અને તેમનો સામનો કરવાને માટે અમે સારી જેવી તૈયારી કરેલી. અલબત્ત, જો ખરેખર એ લોકોનો અમને ભેટો થયો હોત તો શું થાત એની અટકળ કરવી અત્યારે મુશ્કેલ છે.

રાતના ચન્દ્રપ્રસાદ, માધુભાઇ અને અમારા મિત્ર અને પડોશી કાંતિભાઇના બે ભાઇ રુદ્રપ્રસાદ અને ભૃગુરાય એ ચાર જણા પરીક્ષા માટે વાંચતા એટલે બાર વાગ્યા સુધી એમનો ચોકીપહેરો ગણાતો. બાર વાગ્યે એ લોકો મને અને સરલાને જગાડીને સૂઈ જતા. અમે બે અઢી કલાક જાગીને અમારા નોકર રણછોડ અને તેની વહુને જગાડીને સૂઈ જતાં અને એ બે જણાં પેલા ચારને સવારે પાંચ વાગ્યે જગાડીને કલાકેક સૂઇ જતાં. ચોકીની ગોઠવણ આ પ્રમાણે હતી. શસ્ત્રાસ્ત્રમાં માધુભાઇ તથા રુદ્રપ્રસાદે ક્રિકેટના સ્ટંપો લીધેલા, ચન્દ્રપ્રસાદે ક્રિકેટનું બેટ રાખેલું, મેં કાકાજીની મોટી કડિયાળી ડાંગ રાખેલી અને સરલાએ પાણુખણીનો ડંડો રાખેલો. નોકર રણછોડ લોઢાનો સળીયો રાખતો. ભૃગુરાયે કશું નહોતું રાખ્યું એમ અમને જણાતાં અમે એમને કહ્યું પણ એમણે તો તિરસ્કારથી અમને જવાબ વાળેલો કે "તમે લોકો હથિયાર રાખતાં સમજતા જ નથી. હું તો મૂંગો મૂંગો ઠેઠ સુધી સૂઈ રહીશ અને ચોર ફંફોસતો મારી પાસે આવશે ત્યારે મારા તકિયા નીચે હું મારું કંપાસ સંતાડી રાખું છું એનાથી એની આંખો ફોડી નાખીશ!"

ચોરોની સામે થવાના અમારા નિશ્ચયમાં ગંભીરતા સાથે હાસ્યરસ પણ હતો. અમારે ત્યાં એક તીજોરી હતી જેમાં કશું ન હતું. એથી અમે રોજ રાતે એનું બારણું ખુલ્લું મુકીને સૂતા, એવા વિચારથી કે એ બંધ હોય, મહેનત કરીને ચોરો એને ઊઘાડે અને પછી એમાં કશું નહિ જુએ તો નાસીપાસ થઇને અમારા ઉપર ખાર

કાઢે એવું બનવા ન પામે ! એક વાર અમારા પડોશી કાંતિભાઇને ત્યા બહાર ખડખડાટ થયો અને ચોરના પગલા સંભળાયાં. કાતિભાઇનાં પત્ની હસુબહેને આ વાતની ખબર કાંતિભાઇને ધીમેથી આપી. કાતિભાઇએ મોટેથી ધારો પાડીને કહ્યું કે 'આવવા દેની, એ શું લઈ જવાનો છે ? એ આવશે તો હું એને બે કપ ચાહ મૂકવાનુ કહીશ–એક એને માટે અને એક મારે માટે !' પેલાએ આ સાભળ્યુ હોય કે નહિ એ તો પ્રભુ જાણે પણ ખડખડાટ બધ થઈ ગયો. અમારા આવા અનુભવોના વર્ણનથી ધનસુખભાઇ વગેરે અમારા ઉપર ગુસ્સે થતા અને કહેતા કે આવી બાબતમા હસવાને સ્થાન જ નથી

લગભગ આ જ સમયમાં સરલાને સુરત જવાનું થયુ મારાં મોટા બહેન તનુગવરી સાતાક્રુઝમા જ રહેતા હતાં એટલે એ તથા એમના સાસુ ઈશ્વરીબહેન બહુ ચિડવાયા તો યે મે અને ચન્દ્રપ્રસાદે હાથે રાધવાનો પ્રયોગ આરંભ્યો ઉપપત્તિમા અમે થોડુંઘણું જ્ઞાન આસપાસનાઓ પાસેથી મેળવ્યુ અને પછી એક દિવસ અમે કણક બાધવાની શરૂઆત કરી ઘડીકમા કણક પાતળી થઇ જાય એટલે અમે વધારે લોટ નાખીએ એથી કઠક થાય એટલે અમે પાણી નાખીએ ! આમ કરતાં કરતા પણ વસ્તુસ્થિતિ સુધરી નહિ એટલે કંટાળીને અમે પડોસી પારસી યુવતીને બોલાવી લાવેલા જેણે એમની સ્ટાઈલની રોટલી બનાવીને આખરે એનો તોડ કાઢ્યો. રોજ નવી નવી મુશ્કેલીઓ ઊભી થતી જતી હતી અને તેનો તોડ અમે જુદા જુદા માણસોની મદદથી લાવતા હતા છતા આખર સુધી હું પાંઉરોટી બનાવતા શીખેલો નહિ, કારણકે મારાથી અડધી બળી જતી અને અરધીમા પાણી રહેતુ ! હુ કુલકા બનાવવામા નિષ્ણાત બનેલો. એક વાર અમે મુઠીઆ ( મેથીની ભાજીનાં ) બનાવેલા તેને ખાતી વખતે અમારે હથોડીની મદદ લેવી પડેલી. ચાર પાચ માસ



સ્વ. પુષ્પાવતી મહેતા

પછી અમારા આ પ્રયોગનો અંત આવ્યો. ત્યાર પછી મેં એકે વખત હાથે રાંધેલું નહિ એટલે અત્યારે હું તદ્દન ભૂલી ગયો છું પણ ચન્દ્રપ્રસાદને હાથે રાંધવાના સંયોગો ઘણા આવ્યા એટલે એ તો એ વિષયમાં ઉસ્તાદ બની ગયા છે—એ કહે છે તો ખરા જ.

સરલાના મૃત્યુને ત્રણેક વર્ષ થઈ ગયાં પછી હું બીજી વાર પુષ્પાવતી જોડે પરણ્યો. શરીરે તંદુરસ્ત, દુનિયાના વ્યવહારુ જ્ઞાનમાં પાકી, સંગીતનું જ્ઞાન ઠીક ઠીક–પ્રો. બર્વે પાસે એ શીખેલી–પણ પુષ્પાવતીને મૂળ શોખ તો રસોઈ કરીને બધાંને જમાડવાનો. ઘેર બધાં આવે, રસોઇ કે બપોરનું ખાવાનું ખાય અને વખાણે તો એ રાજી. આ શોખ એનો અમર્યાદિત એટલે કેટલીક વાર મારે એને



ક. મેના મહેતા

લઇને મહેનત કરવું પડતું. શનિવારે હું ઓફિસમાંથી વહેલો આવવાનો હોઉં એટલે બપોરને માટે કંઇ કંઇ વાની એ બનાવતી. પણ આ વાતની ખબર પડોશીઓને અને સગાંને પડી જાય એટલે ચાખવા આવે. ઘણી વાર એમ બનતું કે ચાખવામાં ને ચાખવામાં એ વાની પૂરી થતી અને હું ઘેર પહોંચું ત્યારે મારે નસીબે માત્ર ચાહનો પ્યાલો જ રહેતો ! પણ મારું ખાવાનું ઓછું એટલે હું ખાઉં કે ન ખાઉં એની ઝાઝી પંચાતી નહોતી થતી.

આ લગ્ન વેળા જ હું પૈસેટકે ખલાસ થઇ ગયેલો. કરોડપતિ થવાની આકાંક્ષામાં કહો કે પછી બેવકૂફાઈ ખાતર બેવકૂફાઈ માટે કહો, પણ મેં શેરબજારમાં થોડું ઘણું ખેડેલું. પહેલાં પાંચેક હજાર

કમાયો અને પછી ગયું તે બધું જ ! એટલે લગ્ન વેળા મારે દોઢેક હજાર રૂપિયા ઉછીના લેવા પડેલા. તે વેળાની ખરી સ્થિતિ વિશે અમારા મિત્ર કાકાભાઈને ખબર હોવાથી એમણે મને એક વાર કહેલું કે 'તારે જોઈએ તો મારી પાસેથી પૈસા લેજે.' મેં કહ્યું કે 'મને વાજબી વ્યાજે આપો તો મારે જરૂર છે.' વ્યાજે આપવા એમણે ના પાડી. મેં કહ્યું કે 'વ્યાજ વગર પૈસા લઉં તો પાછા આપવાની વૃત્તિ થાય નહિ માટે વ્યાજ લો.' એમણે ભાર મૂકીને વ્યાજ લેવાની ના પાડી એટલે પછી મેં એક બીજા માણસ પાસેથી વ્યાજે પૈસા લીધેલા. પણ મારા મિત્રમંડળમાં પ્રભુકૃપાથી આવા મિત્રો પણ છે તે જાણીને મારી છાતી ગર્વથી ફૂલેલી. પણ તે વખત સારો એટલે છાપાંઓમાં લખાણો લખી લખીને હું સારી કમાણી કરતો. જુદાં જુદાં તખલ્લુસ રાખીને અઠવાડિક લખાણો હું લખતો. 'સાંજ વર્તમાન'માં તો મેં એ પ્રમાણે લાંબા કાળ સુધી લખવાનું ચાલુ રાખેલું, આથી દેવું ઝપાટામાં ભરાઈ ગયેલું.

બીજીવારનાં લગ્ન પછી હું સાંતાક્રુઝમાં જ, પણ જયસુખભાઈથી છૂટો, પોલિસ ચોકીની સામે રહેલો. ત્યાં બે–અઢી વર્ષ રહ્યો હોઈશ તે વેળા પહેલાં શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી, તેમનાં બા અને બે નાનાભાઈઓ મારાં પડોશી હતાં અને પછી તેમના બનેવી અમુભાઈ હતા. શામળદાસભાઈની સાથે તો તે વેળા બંધાયેલો સ્નેહ હજી એવો ને એવો છે; જો કે હવે પ્રતિકૂળ સંયોગોને લઈને પહેલાં જેટલું અમે એકેકને મળી શકતા નથી. તે વેળા અમુક કારણોને લઈને મેં કલમ છોડેલી. શામળદાસે પોતાની કુનેહથી તે મારી પાસે પકડાવેલી. તે પછી છોડેલી કલમ મને જ્યોતીન્દ્ર દવેએ પાછી લેવડાવેલી. શામળદાસભાઈ અને તેમના બે ભાઈ રણછોડભાઈ અને શાંતિભાઈ મને અને મારી પત્નીને ભાઈ–ભાભી ગણીને જ વર્તતા.

તે સમય અમે બહુ સુખમાં ગાળેલો, એક દિવાળી તો ખાસ

સ્મરણમાં રહી ગઇ છે. ચોરોના ત્રાસને લીધે માધુભાઇ તથા તેમનાં પત્ની સુમિત્રા રાતનાં અમારે ત્યાં આવતાં. જયસુખભાઈ ને ત્યાં જતીએ, ફટાકા ફોડીએ, ગપ્પાં મારીએ અને પછી અમે અમારે ત્યાં આવીએ. ત્યાં પુષ્પાવતી અને સુમિત્રા સાથિયા પૂરવા માંડે અને હું, માધુભાઈ, શામળદાસ અને તેમના ભાઈ ઓ આસપાસનાં બધાંઓની ઊંઘ બગાડીને ફટાકા ફોડવા માંડીએ. તે દોઢ—બે તો સહેજમાં વાગી જતા.

શામળદાસભાઇને જગ્યા નાની પડવાથી એ બીજે ગયા અને ત્યાં એમના બનેવી અમુભાઇ આવ્યા. એ પણ એટલા જ મોજી અને ઉદાર હૈયાંવાળા તે વેળા એમને ત્યાં મોટરકાર પણ હતી. પડોશીઓ અને મિત્રો પાછળ મરી ફીટે એવા એ અમુભાઇ. ગોહરજાનના પ્રખ્યાત તબલચી ખાંસાહેબ સિદ્દિક મીંયાને તે વખતે જ મેં અને અમુભાઇએ તબલાં શીખવા રોકેલા. ખરું ખોટું તો ભલો ભગવાન જાણે પણ શામળદાસભાઇનાં બાએ અમને તબલાંની બહુ ના પાડેલી પણ અમે શેના માનીએ ? થોડા વખતમાં શામળદાસ-ભાઇને ખૂબ ખોટ આવી. અમુભાઇને ત્યાં એમના બે પુત્રો મૃત્યુ પામ્યા અને પૈસા પણ ઘણા ગયા. મારે ત્યાં તો મારા જીવનસંસા-રનું તળીયું જ તૂટી ગયું—મારી પત્ની પોતાનો નવ માસનો પુત્ર ગમત મૃત્યુ પામ્યો તેથી ગાંડી થઈ ગઈ. ત્રણે કુટુંબમાં તબલાં બંધ થઈ ગયાં.

મેં હારમોનિયમ પર હાથ અજમાવેલો. દિલરુબા ખૂબ વગા-ડેલું પણ તબલાં શીખવા જેટલી તમન્ના મેં બીજા કોઈ વાજિંત્ર પાછળ બતાવેલી નહિ. રોજના ચાર ચાર કલાક હું રિયાઝ કરતો અને એ પ્રમાણે ૭ માસ સુધી કામ કર્યું ત્યારે સિદ્દિકમીંયા મારા ઉપર ખુશ થઇ ગયેલા અને પાછળથી મેં જ્યારે તે છોડ્યાં ત્યારે એમણે એમ ધારેલું કે મેં પૈસાની તંગીને લઈને એમ કર્યું હશે

એટલે એમણે એમ કહેલું કે "એની ચિંતા ન કરીશ. હું મફત શીખવવા તૈયાર છું !"

બાળપણથી હું ગાંડપણથી બહુ બીતો અને ગાંડાને જોઇને અકળાઈ જતો. અમદાવાદમાં એક વાર મને બાઇ કુંજવિહારી મુ કહ્યા વિના ગાંડાની ઇસ્પિતાલમાં લઇ ગયેલા. તે વેળા ત્યાંની બૂમાબૂમ સાંભળતાં મેં જાણી લીધું અને પછી અંદર પગ મૂકવાની ના પાડેલી. ભવિષ્યમાં એ ગાંડપણનો સહવાસ પણ વર્ષો સુધી વેઠવો પડયો એ વિધિના લેખ.

મંદવાડથી અમે ગભરાઇએ તેવાં ન હતાં કારણ કે અમને એનો પરિચય હતો. અમારાં બાનો મંદવાડ બાર વર્ષનો હતો. પાંત્રીશ વર્ષ થયાં મારો મંદવાડ તો ચાલુ જ છે; પણ આ પ્રકારની માંદગી જેમાં તમારા ચક્ષુ સમીપ મનુષ્ય પોતાનું મનુષ્યત્વ ખોઈ દેતું જાય તે અનુભવવાથી આપણે નિર્બળ–બીકણ બની જઇએ છીએ. એ નિર્બળતામાં ઘણું ઘણું કર્યું, અનેક વહેમોને પોષ્યા, પ્રભુને ભૂલીને ક્ષુદ્ર માણસોને રીઝવવા મેં યત્ન કર્યો. દાકતરો હકીમો, વૈદ્યો, હોમીઓપેથ અને જાદુ–જંતર–મંતરવાળા અનેકના ઉપાય અજમાવી જોયા, કાંઈ કાંઈ જોશીઓનાં કહેવાં સાંભળ્યાં પણ નિરર્થક. આરંભથી, ઇન્દ્રવિજય દેસાઈ અને માધુભાઈ એ હાથ જોઈ ને મને કહેલું તે સાચું પડયું અને ૧૯૨૭માં ગાંડપણ આવેલું તે પાંચમી ઓક્ટોબર ૧૯૪૨ને દિવસે પુષ્પાવતીએ સુરતમાં ગાંડપણમાં જ દેહ છોડયો.

જયસુખલાલભાઈ તથા કુમુદાભાભીને પુત્રીઓ નથી. સરલાની પુત્રી પૂર્ણિમાને એ જ્યારે ચાર દિવસની હતી ત્યારે જ કુમુદાભાભી એને ઇસ્પીતાલમાંથી લઈ આવ્યાં હતાં, તે આજે ત્રેવીશ વર્ષની છે. પુષ્પાવતીની પુત્રી મેના, ૭ માસની હતી ત્યારથી મોટી કાકીને માથે આવી પડી. આજે તે સોળ વર્ષની છે.

## પ્રકરણ તેરમું

મેં મારી બદલાતી નોકરીઓ અને એવા પ્રસંગો આગલા પ્રકરણોમાં ટૂંકાણમાં જણાવી દીધા છે. પણ એ બધાય કાળમાં વાચન અને લેખન તો ચાલ્યા જ કરતું. ૧૯૨૨–૨૩માં મેં છોડેલી કલમ પાછી શામળદાસે પકડાવેલી એ પણ હું લખી ગયો છું. તે વખતે શામળદાસ થોડી વાર 'હિન્દુસ્થાન'ના તંત્રી હતા અને પછીથી એમણે પોતાનુ અઠવાડિક 'કર્મભૂમિ' કાઢ્યુ હતું. "કર્મભૂમિ"ના માર્ગમાં મોટામાં મોટું વિઘ્ન એ હતું કે હજી એનો જમાનો આવ્યો નહોતો; બાકી એ અઠવાડિકમાં અજબ જેવા પ્રાણ તરવરી રહ્યા હતા. શામળદાસભાઈની તેજસ્વી કલમ ઉપરાંત 'એરણના તણખા' નામની લેખમાળા જયસુખલાલ લખતા અને હું એક અઠવાડિયે હાસ્યરસનો લેખ લખતો તો બીજે અઠવાડિયે સાહિત્યની ચર્ચા લખતો. એ છાપું દસ વર્ષ મોડું નીકળ્યુ હોત તો કાંઈ ઓર રંગ જામત.

૧૯૨૭મા 'ગુજરાત' નીકળ્યુ તે પહેલાનો યુગ હાજીમહમદ અલારખિયા શિવજીના 'વીસમી સદી'નો હતો. મારે કોણ જાણે શાથી પણ હાજીમહમદ સાથે મહુ લહેણાદેવી નહિ હોય. તંત્રીઓ જોડે સિદ્ધાંત અને લેખકોના હક્ક ખાતર લડવું એ મારે મન નવુ ન હતું પણ હાજીમહમદ જોડે તો આરંભથી જ એવુ થઇ ગયુ બન્યુ એવુ કે રણછોડરામે મારુ' નામ હાજીમહમદને આપ્યુ. મસ્ત ફકીર, જાગીરદાર અને ઓલિયા જોશી ઉપરાત 'મંગળની મુસાફરી'ના પારસી લેખક એમની પાસે હતા પણ એમનાથી એમની ભૂખ ભાગી ન હતી. મેં એમને એક સ્કેચ આપ્યો. એમણે એ વાંચ્યો અને મને કહ્યુ' કે લેખમાંનો હાસ્યરસ જરા મોળો પડે છે માટે છેલ્લો ભાગ કા તો હું ફરીથી લખુ' કાં તો એ પોતે લખે.

એ રીતે એમને બીજાના લેખોને મઠારવાની ટેવ હતી અને બીજા હાસ્યરસના લેખકોના ચાર પાચ લેખો એમણે મારી પાસે મઠરાવેલા પણ ખરા ! પણ મે તો એમાથી એક પણ કરવાની ના પાડી. ચર્ચાએ જરા ગરમ સ્વરૂપ લીધુ' એટલે હાજી મહમદે કહી નાખ્યુ કે "જ્યાસુધી તમે મને તમારા લેખો આ પ્રમાણે મઠારવાની છૂટ નહિ આપો ત્યા સુધી 'વીસમી સદી' તમારા લેખો નહિ છાપે" મે જવાબ દઈ દીધો કે "ભલા માણસ, એ રીતે તમે રાખો તો ધનસુખલાલના લેખો તમને મળે જ નહિ હા, ભલે, તમારે અમુક લેખો નાપસંદ કરીને પાછા આપવા હોય તો તે બેલાશક પાછા આપી શકો છો, પણ મારા લેખમા હું તમને, જોડણી સિવાય, બીજું સુધારવાની સત્તા તો કોઈ કાળે નહિ આપુ." બસ, તે પછી 'વીસમી સદી' અમારે ત્યા મફત આવતુ, હું મહિને બે મહિને એમને ત્યા જઇને ગપ્પાં મારતો, એ બધી વાત ખરી પણ હાજી મહમદે લેખ માગ્યો નહિ અને મેં તે આપ્યો નહિ. છેવટે, હાજી મહમદના મૃત્યુ પહેલા માત્ર ત્રણ માસ ઉપર એમણે નરસિંહરાવ

પાસે આ કિસ્સો રજૂ કર્યો અને મારી પાસેથી લેખો મળે એવી ગોઠવણ કરવાની ઇચ્છા બતાવી એ વચ્ચે સમાધાન થયું અને મે જેરોમની 'નોવેલ નોટ્સ્' નામની વાર્તા ઉપરથી 'અમારી નવલ થા' નામે વાર્તા લખીને એમને આપી જે વાચીને એ ઘણા સંતોષ પામ્યા અને ચિત્રો માટે એમણે તે હસ્તલિખિત પ્રત રવિશંકર રાવ ળને મોકલી આપી ચિત્રો દોરાઈને આવે તે પહેલાં હાજી મહમદ મૃત્યુ પામ્યા અને 'વીસમી સદી' પણ મરણ પામ્યુ અને રવિ ભાઈએ પ્રત પાછી મોકલી તે વાર્તા આખરે 'ગુજરાત માં ...ડે ક ડે ગોરક્ષકરના ચિત્રો સાથે પ્રસિદ્ધ થઈ, અને પછી માગ 'તારન વિહાર' ગ્રન્થમા છપાઈ

૧૯૨૨મા 'ગુજરાત' પ્રસિદ્ધ થવા માડયુ અને હુ મૈયાલાલ માણેકલાલ મુનશી અને વિજયરાય મહ્લાણરાય વૈદ્યના સમાગમમા આવ્યો કેમ નામ માણસોનો ઉગ્ર સ્વભાવ બહુ જાણીતો હોય છે નરસિંહરાવ, મૈયાલાલ વકીલ, વિજયરાય વૈદ્ય વગેરેની સાથે લડ નારાની સખ્યા ગણવા જઈએ તો ઘણી મોટી થવા જાય પણ એ સખ્યામા હુ નહોતો અને નથી એ પણ અજબ જેવુ છે જો કે મૈયાલાલ જોડે તો હુ એક વાર ક્રિકેટના મેદાનમા લડેલો પણ એ લડાઈએ તો અમને એને એકેકની સમીપ આણેલા મૈયાલાલ સાથેનો મારો લાંબા કાળનો જૂનો સબધ મે 'મોટી નજરે મા એમના રેખાચિત્રમા આપેલો છે એટલે અહી પાછુ લખવાની જરૂર જોતો નથી વિજયરાય જ્યારે 'ગુજરાત મા હતા ત્યારે 'ગુજરાત ની ઓફિસ કોટમા કાળા ઘોડાના મકાનોની હારની પાછળના ભાગમા હતી અને અમારી–સર વિઠ્ઠલદાસની–ઓફિસ એ આગળની હારમા એક મકાનમા હતી એટલે હું વિજયરાયને મળવા અઠવાડિયામા ત્રણેક વાર જતો

અતિશય ફીકણા રોજના માદુડિયા, સાક્ષર વિજયરાય પ્રત્યે હુ તો આકર્ષાયેલો એમના હૃદયની નિખાલસતાથી, એમના જ્ઞાનથી

અને વિશાળ વાચનથી, ગુજરાતી સાહિત્યની સેવા માટે એમણે લીધેના ભેખથી, વાર્તાલાપ કરવાની અને સાભળવાની એમની નિપુણતાથી અને સાહિત્યમા એમના 'હાઈ બ્રાઉ'પણાથી એ મારા પ્રત્યે શા માટે મુગ્ધ થયા હતા અને હજી થયા છે તે વિશે કારણો આપવા એ એમનુ કામ છે, મારુ નથી એમણે એમાના ઘણા કારણો તો 'માનસી'ના એમણે ૨૦–૧૦–૧૯૪૦ને દિન પ્રસિદ્ધ કરેલ ખાસ અંકમા જણાવી દીધેના છે

આટલા લાબા કાળમા અમે એક વખત પણ પરસ્પરમાં ઝઘડ્યા નથી એમના 'ગુજરાત'મા, એમના 'ચેતન'મા, એમના 'કૌમુદી'મા અને એમના 'માનસી'મા એમણે મારા લેખો માગેના અને મે તે આપેલા–'માનસી'મા તો હજી આપુ છુ. કેટલી વાર તો એવા લેખોની માગણી કરેલી કે જેમા મારે ખર્ચ પણ કરવો પડયો હોય, પણ એ મને કદી સાલ્યુ નથી દર વર્ષે ટાઉનહોલમા ભરાતા ચિત્ર અને શિલ્પપ્રદર્શનો અને વર્ષમા મુબઈમા જેટલાં કોન્સર્ટો નાટકો વગેરે થાય તેટલા જોઈને તે વિશે લેખ લખવાનો પ્રબધ વિજયરાયે અને મે કરેલો અને તે પ્રમાણે મે લેખો લખેલા પણ ખરા ('મીઠી નજરે'માં તે બધા પ્રસિદ્ધ થયા છે) અને પાછળથી એવા પ્રકારના લેખો બધ થયેના તે બીજા કશા કારણથી નહિ પણ મારી લથડતી જતી તબિયતને લઈ ને

લેખોમા હુ અંગ્રેજી શબ્દો લખી નાખુ તેના ગુજરાતી શબ્દો ગોઠવવા અને તે પણ લેખક પ્રત્યે મમતા અને સ્નેહ અને પક્ષપાત દર્શાવીને, એ વિજયરાય જેવા કોઈક તત્રી જ કરે એમની સાથે મે કલાકોના કલાક વાર્તાલાપ કર્યો છે એ દરમિયાન અમે સાહિત્ય ઉપરાત અનેક લલિત કલાઓ અને માનસશાસ્ત્ર વિશે લબાણ ચર્ચાઓ કરતા પરિણામે 'કૌમુદી'ને માટે અને પછી 'માનસી'ને માટે કેવી લેખમાળાઓ શરૂ કરવી જોઈએ, એ માસિકો અને ત્રૈમાસિકોના રૂપ

રંગ કેવાં કરી નાખવાં જોઇએ વગેરે બાબતો પણ અમે ઝીણવટથી ચર્ચેલી પણ ગુજરાતમાં હજી 'માનસી' જેવાં માસિક કે ત્રૈમાસિક પોતાનો સ્વતંત્ર નિર્વાહ કરી શકે એવો સમય આવ્યો જણાતો નથી એમ શરમ અને ખેદથી જણાવવાનું રહે છે

વિજયરાયના 'ગુજરાત', 'કૌમુદી' અને 'માનસી'ના સંચાલન ઉપરથી જોનારાઓ જોઇ શકશે કે વિજયરાય એક ઉત્તમ પ્રતિના તંત્રી છે. 'વીસમી સદી' સુંદર માસિક હતું પણ તેનો સ્ટાંડર્ડ 'સ્ટ્રૅન્ડ', 'પીઅરસન્' અને 'રૉયલ' જેવો જ્યારે વિજયરાય હસ્તક ચાલેલાં માસિકોનો સ્ટાંડર્ડ સાહિત્યની દૃષ્ટિએ ઘણો ઊંચો માસિક અને ત્રૈમાસિકોના તંત્રીપદમા એની હરિફાઇ-લેખો છપાવવા વગેરેની બાબતમા-કોઈ કરી શકે એમ લાગતું હોય તો એકાદ બે વાર યશવન્ત પંડયાએ વાર્ષિકો કાઢેલા તે ઉપરથી એમ કહી શકાય કે એમનામાં એવી શક્તિ હતી ખરી. પણ વાર્ષિકો તો વર્ષમા એક વખત કાઢવાના!

'માનસી'ના સપ્ટેંબર ૧૯૪૦ના અંકમા વિજયરાયે મારે વિશે લખ્યું છે તે શબ્દો અહીં એમને માટે વાપરીને આપણે કહી શકીએ કે "શક્તિશાળી સાહિત્યકારોમા પણ એવા થોડા જ હોય છે જેઓ પોતાની વિદ્યા કે કલાને આન્તર-જીવનની મંગલમૂર્તિ અધિષ્ઠાત્રી તરીકે અનુભવતા હોય છે ને તેથી યથાશક્ય વધુમા વધુ અંશે તેનુ દરેક મોટુ, મધ્યમ કે ગૌણ કાર્ય રસવન્ત ધર્મભાવથી કરતા હોય છે, આથી તેઓ પોતાની કલમને પણ બીજાઓ કરતા વધારે વફાદાર હોય જ છે આવા ગુણોવાળા જે પાચ-સાત સાહિત્યસેવકો છે તેમા" વિજયરાયને જરૂર ગણાવાય-ગણાવવા જ જોઇએ.

વિજયરાય એમનાં નીડરતા, નિખાલસતા, સાહિત્યના ગ્રંથો પરત્વે કોઈ મૌલિક દૃષ્ટિથી થતો દૃષ્ટિપાત, ગભીર, પોતાને શુ કહેવુ છે તે પોતે સરસ રીતે જાણતા હોય છે એથી અટપટિયાળી છતા

કિનષ્ટ ન થતી એમની ગૈની, એમના ઉગ્ર સ્વભાવ નીચે ઢંકાયેલ છતા પોતાનુ અસ્તિત્વ દાખવનાર રામ્યરમતી એમની શક્તિ વગેરે ગુણો વડે ગુજરાતી સાહિત્યમા અનોખુ સ્થાન ભોગવી ગયા છે આપણે ત્યા સહકાર અને પરસ્પર સાહચર્યની વૃત્તિઓ નહિ જેવી જ છે બાકી પ્રતાપી વ્યક્તિઓ પોતપોતાના અને ખૂણાવાળા માનમોને ગજૂમા રાખીને અમુક નિશ્ચીત દિશામા સાથે કામ કરી શકતી હોય તો કેટલુ સારુ કાર્ય થઇ શકે? દાખલા તરીકે 'ગુજરાત' ચાલતુ હોત તેમા મુનશીજીના પ્રમુખપણા નીચે વિજયરાય વૈદ્ય તત્રી તરીકે કાર્ય કરતા હોય તો એ 'ગુજરાત' કેવુ સુંદર અને અનેક હોત?

અને એવા જોડકા અને જોડકાથી વિશેષ ટોળામના નામ કઈ શબ્દ માત્ર સાહિત્યમા જ નહિ પણ અચેતન નૃત્ય અને રંગભૂમિ, ચિત્ર અને શિલ્પ ના પુસ્તક પ્રકાશન વગેરે ક્ષેત્રોમા પણ ગુજરાતને ઘણુ કરી નાખ્યુ હોત પણ વોહ દિન કહા? આપણે ત્યા તો પ્રત્યેક વ્યક્તિ તે સ્વતત્ર સમ્રાટ!

મમ રથપાર્ડ, 'ગુજરાત' અસ્તિત્વમા આવ્યુ ત્યારથી કનૈયાલાલ મુનશીના સમાગમમા આવેલો ગુજરાતી સાહિત્યમા એમના સર્વશ્રેષ્ઠ સ્થાન વિશે અથવા તો એમના વિસ્મય પમાડે તેવા વિવિધ કાર્ય વિશે કશુ કહેવાની જરૂર હવે રહી હોય એવુ હું માનતો નથી એક વેળા ગોવર્ધનરામે અને તે પછી નાનાલાલ કવિએ જે સ્થાન ભોગવેલુ તેના કરતા પણ ઉચ્ચત્તર સ્થાન વાચકોની સૃષ્ટિમા મુનશીજીએ ભોગવેલુ અને હજી ભોગવે છે વીજળી સમી એમની મેધા ભરી મૂર્તિ આપણા સાહિત્યક્ષેત્રમા અદ્વિતીય છે એમનુ વ્યક્તિત્વ સર ફિરોઝશાહ મહેતા જેવુ ડારનારુ છે સમિતિઓમા જ્યા મુનશીજી પ્રમુખસ્થાને હોય ત્યા એમના વિરુદ્ધ વિરોધમા બોલવાની ઇચ્છા તો ઘણાને થઈ હશે પણ બોલ્યા ઘણા ઓછા હશે!

આના પ્રકારનાં પ્રતાપી વ્યક્તિત્વનાળા માણસોની બુદ્ધિ અતિ તીવ્ર હોય છે અને તેમને અર્ધક્ષણમાં નિર્ણય લઈ લેવાની વૃત્તિ હોય છે. પરિણામે તેઓ ' Autocratic ' થતા જાય છે અને તેમના હાથ નીચે માત્ર બીજા–ત્રીજા વર્ગની શક્તિ ધરાવનાર અથવા તો સ્વ–વ્યક્તિત્વની ઉણપ ધરાવનાર માણસો જ કામ કરી શકે છે. મુનશીજીએ હાથમા લીધેલાં અનેક કાર્યો આવી વસ્તુસ્થિતિને લઈને અપૂર્ણ દશામાં આથમી ગયા છે અથવા તો આથમવાની દશામાં જ પડી ગયા છે અવેતન .રંગભૂમિ પ્રત્યેની એમની લાગણીઓ ઊંડી હોવા છતા, એના ઉત્કર્ષને માટેની એમની મહેચ્છાઓ હોવા છતા એમની સંસદે એ દિશામા અતિ અલ્પ કાર્ય કર્યુ એ પણ એને લીધે જ.

ક્ષણિક જીવન અને યશ પ્રાપ્ત કરનાર સંસદના વાર્ષિક મેળાવડામાં થતા કૉન્સર્ટો બાદ કરતા આટલા વર્ષમા સંસદે ગુજરાતને શુ આપ્યુ ? ' કાકાની શશી ', ' નરસૈયો ' અને ' જય સોમનાથ ' વૈભવપ્રિય મુનશીજીને રંગભૂમિ ઉપર પણ–અવેતન રંગભૂમિ ઉપર પણ–ભપકો, કિંમતી ' સેટિંગ્ઝ ', ભપકાભર્યાં મૂલ્યવાન વસ્ત્રો વગેરે જોઈએ છે એના પ્રમાણમા એ પ્રયોગની સફળતા–નિષ્ફળતાનું મૂલ્ય પણ એ આંકે છે, બહુ લાંબા કાળ સુધી રીહર્સલો કર્યા પછી પણ ઠેઠ છેલ્લી ઘડી સુધી એમા સ્થિરતા નહિ, જ્યા જુઓ ત્યા દોડાદોડી, પૈસાનો પાણીની માફક ઉપયોગ સૂરતમા બાલ્યાવસ્થામા એમણે જોયેલ વાંકાનેર અને મોરબી નાટક કંપનીઓના નાટકોના નમૂના ઉપર હજી જે નટ–નટી અભિનય કરે તે એમને ગમે. restrained અભિનય અને તેમા અમુક ઉચ્ચ finnesse કોઈ બતાવે તો તેની એમને કદર ઓછી

સંગીત અને નૃત્યના વિષયમા એમનું જ્ઞાન મર્યાદિત. આને લઈને એમના તરફથી ગુજરાતી નૃત્યકારો અને સંગીતકારોને એમના તરફથી જોઈતુ પ્રોત્સાહન મળ્યુ નહિ. પાંચ માણસ કરતા પાંચસો

માણસ ભેગા મળ્યા હોય તો એમને વધુ આનંદ થાય! આમ કરતા સખ્યાના મોહમા તણાઇ એમણે સંસદને પચાસ સભ્યોના પ્રથમ વર્ગના સાહિત્ય મડળને બદલે સાતસો માણસની ત્રીજા વર્ગની કલબ બનાવી! આવી પ્રકૃતિને લીધે સાધન અને શક્તિસપન્ન મુનશીને ઇચ્છા હતી છતા અવેતન રગભૂમિના માર્ગમા એમણે કશુ ચિરસ્થાયી કર્યું નહિ એમના જેવા સાહિત્યના 'ગુજરાતના નાથ'થી પણ સાહિત્યની સસ્થાઓને લોકપ્રિય કે વિદ્દભોગ્ય ન બનાવી શકાઈ! પણ હશે આપણી રગભૂમિ અને સાહિત્ય સસ્થાઓના ઉદ્ધાર માટે આપણે હજી પાચ-પચીસ વર્ષ રાહ જોવાનુ કિસ્મતમા લખ્યુ હશે નવલ અને નાટ્યસમ્રાટ મુનશીજીના સાહિત્ય સર્જન વિશે હું કશુ લખુ તેના કરતા હમણા જ પ્રસિદ્ધ થયેલ "ગુજરાતી સાહિત્યની રૂપરેખા મા વિજયરાય લખે છે તે જ અહીં ઉતારુ છુ

"આ ગદ્યપ્રધાન લલિત વાઙ્મયના સૌથી કીર્તિમન્ત સર્જક ક મા મુનશી છે એ વાઙ્મયના નવલકથા, નાટક ને નવલિકાના પ્રદેશો તેમણે ગુજરાતને માટે તો અક્ષરશ અપૂર્વ સામર્થ્યથી ખેડ્યા છે જનસ્વભાવનુ વેધક ને ચાતુર્યવન્ત અવલો ન અવનવી પ્રણયમીમાસા, ઉત્કટ અને પ્રેરક દેશભક્તિ, આ પ્રકારની વાર્તાકલાને અનુરૂપ પ્રસગ પરપરા તથા સવાદકના પ્રતાપી અને સાહસિક પાત્રોનુ રસપૂર્ણ આલેખન ને તમા ર સ્ત્રીપાત્રો તો વધારે ચમત્કૃતિમત-અને રસભગ ક્ષણવાર પણ થવા દેવો એને જાણે પાપ માનતી ભભકભરી શૈલી આ તેમની નવલોમાની સુન્દરતર એ ને ઐતિહાસિક કૃતિઓના આગળ પડતા લક્ષણો છે 'યૌવનમૂર્તિ' નર્મદ'ની પછી, (પણ તેનામા નહોતી એવી પ્રતિભા ને સૂક્ષ્મ કલાદષ્ટિનો ધારક) આ પહેલો જ વર્ચસ્વી સાહિત્યકાર ગુજરાતે પ્રગટ યો છે જેણે સાહિત્યસેવા ઉપરાત સારકારિક પ્રવૃત્તિઓમા પોતાની શક્તિઓને-બુદ્ધિશક્તિને તેમ ઊચી સામાજિક પદવીથી લાધતી ઇતર શક્તિઓને પણ-એકલક્ષી, ગજરાત

પ્રેમથી નિયોજી, કેટલીક માનપાત્ર સિદ્ધિઓ પણ કરી બતાવી અને ગુજરાતી સંસ્કારિતામાં વર્ષો સુધી ટકશે તેવું સ્થાન પણ પોતાને માટે જિતી લીધું."

અને મુનશીના ગુણ પણ કેટલા બધા અને કેવા મોટા ? ઉપકારને બદલે અપકાર કરનાર મનુષ્યો પ્રત્યે પણ મુનશીજી એવું એ જ વર્તન રાખવે–તેમના અપકારના બદલામાં મુનશીજી તો ઉપકાર જ કરવાના. એવાં ઔદાર્ય સાથે એમના હૃદયમાં સ્નેહ, વાત્સલ્ય અને આનંદના તો ઓઘ વસ્યા છે. અનેક દિશાના કામના દબાણથી ગમે તેટલા શ્રમિત હોય છતાં મુનશીજીને આપણે મળવા જઈએ ત્યારે એમના મુખ ઉપર નિખાલસ સ્મિત ફરકતું જ હોય. આજ વીસ વર્ષનો મારો એમની જોડેનો સંબંધ; તે લાંબા ગાળામાં એમણે મારા પ્રત્યે સ્નેહ સિવાય બીજી કશી લાગણી બતાવી નથી. મારી અનેકવિધ પ્રમાદી પ્રકૃતિથી એ ઘણી વાર કંટાળેલા હશે પણ તે અલ્પ સમય માટે જ. આપણા સાહિત્યનો ઇતિહાસ પોતે લખતા હતા તે વેળા જેલમાં એમણે મારી કૃતિઓ વાંચેલી અને એનાથી એ ખૂબ જ ખુશ થઈ ગયેલા.

એમની માતાને પક્ષઘાત થયેલો. મુનશીજી જેલમાંથી પેરોલ ઉપર છૂટીને બાણગંગા ઉપર 'ગિલ્બર્ટ લૉજ'માં આવેલા તે સમયે હું એમને મળવા ગયેલો. તે વેળા એ બોલી ગયેલા "ધનસુખભાઈ તારી કેટલીક ઉત્તમ કૃતિઓ મેં હમણાં વાંચી. એમાં 'પ્રેમનાં પ્રાયશ્ચિત્ત' (વિનોદ વિહાર)નો સ્કેચ તો મને એટલો સરસ લાગ્યો કે મેં તેનું અંગ્રેજી ભાષાંતર પણ કરેલું અને તે હું આ ઇતિહાસમાં આપવાનો હતો પણ પાછળથી મને લાગ્યું કે હું એ કૃતિને બરાબર ન્યાય આપી શક્યો નથી એટલે મેં તે કાઢી નાખી. ખરેખર, આપણા અન્ય હાસ્યરસકારોએ જે સપનામાં પણ વિચાર્યું નથી તે તેં કાગળ ઉપર ઉતાર્યું છે પણ–પણ સુરતી આળસમાં એક તો તું લખી શકે તેટલું લખતો નથી અને બીજું ઉત્તમોત્તમ કૃતિઓની સાથે તદ્દન

સાધારણ કૃતિઓ મૂકીને તે સંગ્રહો છપાવી દીધા છે, એટલે તારી કદર ઘણા થોડા કરી શક્યા છે"

એમ કહેવાય છે કે મુનશીજી મુંબઈની હાઈકોર્ટના જજ થવાની અણી ઉપર હતા એ સાચું પડ્યું હોત તો હું માનું છું કે ગુજરાતી સાહિત્યને, અર્વાચીન રંગભૂમિને, ચિત્રકારોને, સમાજને અનેક રીતે હમણાં જેટલી તેમણે સહાય કરી છે તેના કરતાં એક હજાર ગણી વધારે કરી શકત, કારણ કે જજશિપનું સ્વાસ્થ્ય તેમને તેમની નિપુણ શક્તિઓ આ બધી દિશામાં રેડવાને પ્રેરત. રાજ્યદ્વારી ડહોળાયેલા પાણીમાં મુનશીજીએ પોતાની શક્તિઓનો નકામો વ્યય કર્યો. અલબત્ત, દેશમાં શાંતિ હોત અને મુનશીજી દેશના વડા પ્રધાન હોત તો વાત જુદી હતી. તો તો એમની અપૂર્વ 'પાર્લામેન્ટરી' શક્તિઓનો ખરો ખ્યાલ દેશને તેમજ અન્ય દેશોને આવત એવું એમનું ખમીર છે.

ગિલ્બર્ટ લૉજમાં, જુહુમાં, સાન્તાક્રુઝમાં, લા પ્રેતામાં અને કૌટુંબમાં મુનશીજી તરફથી, 'જીવનમાંથી જડેલી' સુંદર વાર્તાઓ વીણીને વીણીને ગાર્હસ્થ્ય ક્ષેત્રમાં ભૂના પડેલા લીલાબહેન અને તેમનાં સંતાનો તરફથી મને અનેક પ્રસંગે સ્નેહ અને સત્કાર મળ્યા છે, જેનાં મીઠાં સ્મરણો મારા હૃદયમાંથી ભૂંસાવાનાં નથી

એક પ્રસંગ સ્મરણમાં રહી ગયો છે લીલાબહેન ગિલ્બર્ટ લૉજમાં બોયનગાયે રહેતાં હતાં મને ગટુભાઈ ધ્રુવ એમની સાથે ઓળખાણ કરાવવા લઈ ગયા તદ્દન શ્વેત વસ્ત્રો અને ગળામાં સ્ફટિકની માળા એવાં લીલાબહેન વિલાયત જઈને તરત આવેલાં. ગટુભાઈએ વાર્તાલાપ શરૂ કર્યો 'હમણાં શું વાંચો છો?' જવાબમાં 'રમેશચંદ્ર દત્તનો હિન્દુસ્થાનનો ઇતિહાસ તે ઉપરથી સંસ્કૃતિના પાશ્ચાત્યને પૌરસ્ત્ય. તે પછી લલિતકળાઓ. તે વેળા નૃત્યકળાનો પુનરારંભ પણ થયેલો નહિ તે વખતે મને ટ્રૅજેડીનો મોહ હતો વિવાદ ખાતર વિવાદ કરવા હું તૈયાર થયો. લીલાબહેને મારો વિરોધ કરવા માંડ્યો. ગટુભાઈ શાંતિથી અમને બંનેને સાંભળ્યા કરતા હતા'

નૃત્યકલા, ચિત્ર, શિલ્પ, વાર્તા, સાહિત્ય, વગેરે વિષયોથી માંડીને કાંઈ કાંઈ વિષયો સંબંધી મેં ઉગ્રપણાથી ચર્ચા ચલાવી. ચર્ચા ચલાવતાં ચલાવતાં મને ખબર પડી કે લીલાબહેન તો પેરિસની કોઈ ચમત્કારભરી મેધાવાળી સન્નારીની પેઠે પોતાના 'સાલોં'માં બેઠાં બેઠાં યજમાનોની શક્તિનાં માપ કાઢી રહ્યાં છે અને સામાવાળો ચર્ચામાં પોતાની ઉચ્ચત્તમ શક્તિઓનો ઉપયોગ કરે તે ખાતર વિરોધ દર્શાવ્યા કરે છે! મેં એ પ્રમાણે કહી નાખ્યું અને અમે ત્રણે જણાં હસી પડ્યાં.

લીલાબહેને પણ સાહિત્યનો અને લલિતકલાઓનો માર્ગ છોડી દઈને શુષ્ક રાજ્યકારણનો માર્ગ સ્વીકાર્યો એમાં ગુજરાતે એમની આ દિશાની ગોંધી, દુર્લભ શક્તિઓનો લાભ ખોયો એમ મને લાગે છે. એમણે સાહિત્ય અને અન્ય લલિત કલાના ભક્તોની મહેફિલો પોતાના 'સાલોં'માં ચાલુ રાખી હોત અને કુનેહભર્યા અને પ્રમાણસર વિરોધથી તે ભક્તોની ઉચ્ચ શક્તિઓના વિકાસમાં મદદ કરી હોત તો એમણે પ્રત્યક્ષ રીતે બીજી અનેક નવલિકાઓ, રેખાચિત્રો વગેરે લખીને અને પરોક્ષ રીતે કાંઈ કાંઇ લેખકો અને સર્જકોને પ્રેરણા અર્પીને ગુજરાતને બહુ લાભ કર્યો હોત.

સિંધિયાની નોકરીમાં કાંઈ કેટલાં નવાં માણસોનો પરિચય થયો અને કેટલાંકનો તાજો થયો.

સિંધિયામાં અલ્પ સમય કામ કરીને ખસી ગયેલામાં ત્રણ ચાર નામ ખાસ અત્યારે યાદ આવે છેઃ રમેશ દીક્ષિત, એમ. એ., એલએલ. બી., બાર–એટ–લૉ, રવિશંકર ભટ્ટ, બી. એસ. સી. (લંડન), પ્રા. સુરેન્દ્ર દેસાઈ અને સરલાના ભાઈ પ્રા. મંજુભાઈ મુનશી એમ. એ.

રવિશંકર મુંબઈ હતા–પહેલાં સિંધિયામાં અને પછી પ્રેમચંદ રાયચંદને ત્યાં–ત્યારે તો અમે ખૂબ મળતા. તે પછી એ ભાવનગર ગયા પણ આરંભમાં એ મુમ્બઈ વારંવાર આવતા. એ વેળા પણ અમે 'વેસાઈડ'માં કે ચાઇનીઝ રેસ્ટોરામાં બેસવાનું ગોઠવતા. એવી

. ગયું છે અને એવા મિત્રોનાં સ્થાન પૂરે એવા મિત્રો આથમતે અજવાળે ક્યાંથી લઈ આવવા ?

હવે અમદાવાદ કૉલેજમાં કામ કરતા પ્રો. સુરેન્દ્ર દેસાઇને પણ કેમ ભુલાય ? સિંધિયા કંપનીમાં એ હતા ત્યારે એમણે મને આગ્રહ કરીને ગેલ્સવર્ધીનાં 'ફોરસાઇટ સાગા' અને 'મોડર્ન કૉમેડી' એ બે પુસ્તકો ઉપરાંત અનેક પુસ્તકો વંચાવેલાં. એ થોડા સમયમાં અમારા બે વચ્ચે ખૂબ જ સ્નેહ બંધાઈ ગયેલો. અઠંગ વાંચનાર અને અભ્યાસી વિદ્વાન સુરેન્દ્રભાઇનાં દર્શન પણ હવે તો દુર્લભ થઈ ગયાં છે.

'કૌમુદી' ના મે, ૧૯૩૩ના અંકમાં 'ગુજરાતના બે હાસ્ય-રસકારો' એ નામનો ખાસ લેખ લખીને પોતાની કલમ છોડી દેનાર ઇશ્વરલાલ વાંકાવાળા પણ મારી સાથે નિકટ પરિચયમાં આવેલ પણ વર્ષોથી એ ઇંગ્લંડ છે.

અને સિંધિયાના એક બીજા અમલદાર ચન્દ્રશંકર બુચને તો ગુજરાતી સાહિત્યની દુનિયા હજી 'પ્રોફેસર બુચ' તરીકે જ ઓળખે છે. સિંધિયા કંપનીએ કેટકેટલા પ્રતિભાશાળી દેશનેતા અને સાહિત્યકારોને પોતાના ઉદરમાં સંતાડી દઈ ગુજરાત અને દેશનાં જીવનનાં અન્ય ક્ષેત્રોમાંથી એમની તેજસ્વી શક્તિઓને દૂર રાખી છે ? પ્રથમ શ્રેણીના વક્તા તરીકે મનસુખલાલ માસ્તર, મીઠી, સરલ, વ્યવસ્થિત શૈલીના નિબંધોના લેખક સનસુખલાલ પંડયા, સ્ફુટ તેમ જ સૂક્ષ્મ હાસ્યના અને નવલિકાઓના લેખક મગનવિહારી મહેતા અને સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં સરખી આસાનીથી વિહરનાર અને વાર્તાલાપમાં ઉસ્તાદ ચન્દ્રશંકર બુચ ! ગમે તેવા નિરાશાના સમુદ્રમાં તમે ડૂબતા હો તો મળવું માત્ર પંદર મિનિટ પ્રા. (માફ) ચન્દ્રશંકર બુચને ! એમની વિશાળ માનવતાથી એ તત્ક્ષણે તમને બચાવી લે ! મને એનો પ્રત્યક્ષ અનુભવ છે.



શ્રી જ્યોતીન્દ્ર
શ્રી ચન્દ્રવદન
શ્રી ધનસુખલાલ

## પ્રકરણ ચૌદમું

મારે મિત્રો હતા અને છે મારા કરતા નાની વયના, અને સરખી વયના અને ઘણી મોટી વયના સ્ત્રીઓ તેમજ પુરુષો મારા મિત્રો છે કોઈ મારા જેવા સામુની કોઈ બેરિસ્ટર તો કોઇ સોલિસિટર, કોઈ વેપારી તો કોઈ દાક્તર, કોઇ રસાયણશાસ્ત્રી, કોઇ નૃત્યકાર, કોઇ સંગીતકાર, અનેક કલાના રસિયા મારા મિત્રવર્ગમાં—સ્નેહી વર્ગમા હતા અને છે

બેઠકોમાં રવિશંકર, હું, જ્યોતીન્દ્ર, કિસનસિંહ ચાવડા, ભાનુશંકર વ્યાસ, ઇંદુભાઈ, દા. જયન્તકુમાર ભટ્ટ, વગેરે હાજર રહેતા. દુનિયાનો કોઈ પણ વિષય અમારી બેઠકોમાં વર્જ્ય ગણાતો ન હતો. રવિશંકરે એ અરસામાં 'માનસી' માં (અખાત્રીજ ૧૯૯૮: પૂર્ણ સંખ્યા ૪થી) 'ધનસુખલાલ મહેતાઃ એક ચિત્રપરિચય' નામે મારે વિશે અચ્છો લેખ લખ્યો હતો. તે વિલાયત હતા ત્યારે 'ગુજરાત' માં દર માસે પ્રગટ થતી મારી કૃતિઓ વાંચીને તેનું પત્ર દ્વારા સમભાવપૂર્વક ઝીણવટથી વિવેચન તે કરતા. એવા પત્રો મેં સંઘરી રાખેલા પણ ખરા, પણ એક દિવસ નકામા કાગળો ફાડું છું એવા ભ્રમથી મેં તે ફાડી નાખેલા ! પાશ્ચાત્ય સાહિત્યના અઠંગ અભ્યાસી એ ખૂબસૂરત જવાન ગુજરાતી સાહિત્યમાં અવારનવાર લખતા પણ વધુ પડતાં જ્ઞાનના દબાણથી એમની કૃતિઓ ક્લિષ્ટ જણાતી. એમની જિંદગી વધુ કુરસદવાળી હોત તો રવિશંકર અચ્છા નવલિકાકાર ઉપરાંત ઘણા સરસ વિવેચક થઈ શક્યા હોત.

પ્રા. મંજુભાઈ, તેમના પિતા ચંપકલાલજી તથા નાનાભાઈ માહિરે મને ઘણો સ્નેહ અર્પ્યો છે અને તેમનું લીમડીકુઇનું ઘર મારાં હૈયામાં કોઈ અનોખું સ્થાન લઈને બેસી ગયું છે.

રમેશ દીક્ષિત (રમણભાઈ) તરતના બૅરીસ્ટર થઈને આવેલા અને પનાલાલ ટેરેસીસમાં રહેતા. શનિવારે એમને કોર્ટમાં ખાસ કામ નહોતું, એટલે હું શનિવારે ઑફિસમાંથી છૂટીને બારોબાર એમને ત્યાં પહોંચી જતો. એ પ્રમાણે ત્રણ–સાડા ત્રણથી અમે વાતે બેસતા તે સાત–સવા સાત સુધી. વચમાં વચમાં એમનાં મા, એમનાં પત્ની હરસિદ્ધાબહેન, એમના ભાઈ નાનુભાઈ, એમનાં બહેન તરલના દીક્ષિત, એમ. એ. એલએલ. બી., બી.ટી., નાનો છતાં ગંભીરતાની મૂર્તિ સમો પુત્ર કુંજવિહારી અને કુમાર વયની છતાં લલિત કલાની ઉપાસિક પુત્રી વાસંતી અમારી વાતોમાં સૂર પુરાવતાં પણ મુખ્ય તો રમણભાઈ હિંચકે બેસીને ધીમો ધીમો હિંચકો ખાતા ખાતા અને હું

સામી ખુરશીએ બેસીને સિગારેટ પીતો પીતો કલાકોના કલાકો, સુધી અખંડ વાર્તાલાપ ચલાવે રાખતા.

માત્ર મુંબઈમાં જ નહિ પણ બે મહિનામાં સુરતમાં ભેગા મળતા ત્યારે સુરતમાં એમના નાની છીપવાડમાં આવેલાં નાનાં અને સ્થાપત્યના સર્વ નિયમોનું ઉલ્લંઘન કરીને બંધાવેલ સુંદર ઘરની આગળના કંપાઉન્ડમાં અથવા તો પહેલા માળના ખંડમાં અમે મહેફિલો જમાવતા તેમાં તો જ્યોતીન્દ્ર દવે અને બીજા ત્રણ ચાર સભ્યો પણ હાજર રહેતા. સુરતના હોવા છતાં સ્ફુટ હાસ્ય ઉપરાંત રમણભાઈ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હાસ્ય રસની કદર કરી શકે છે. અને પોતાના વાર્તાલાપમાં રેશમી ગૉઝને કાપી શકે એવી ધારવાળી તરવાર જેવાં કટાક્ષનો ઉપયોગ કરી શકે છે. સાહિત્યમાં એમની સમજ ઊંડી અને વિદ્વત્તાભરી છે.

પણ ધીમે ધીમે એમનું કામ વધવા માંડ્યું. શનિવારે તેઓ ઘેર બહુ મોડા આવવા લાગ્યા એટલે મારે ત્યાં જવાનું અટકી ગયું. સુરત પણ હું કોઈક વાર જાઉં છું એટણે ત્યાંની મહેફિલો પણ અટકી ગઈ. હવે તો કોઈ કોઈ વાર અમે કાં તો રમણભાઈના ચેંબરમાં અથવા ક્રિકેટ કલબ ઑફ ઈંડિયામાં મળીએ છીએ. યોગ્ય વાતાવરણ ઊભું કરવામાં એટલો બધો સમય નીકળી જાય છે કે પછીના વાર્તાલાપને માટે તો સમય રહેતો જ નથી !

એચ. જી. વેલ્સે ઘણું કરીને પોતાની આત્મકથામાં લખ્યું છે કે જેમ જન્મતી વેળા આપણે એકલા હોઈએ છીએ તેમ આપણી વૃદ્ધાવસ્થામાં આપણે પાછા એકલા પડી જઇએ છીએ. છેક એમ તો નહિ પણ આટલું તો થાય છે કે બદલાતા સમય અને સંજોગો લઇને આપણા મિત્રોની સંખ્યામાં ઘટાડો થઇ જાય છે અને તે ઘટાડો નવા મિત્રોથી સહેલાઈથી પૂરાતો નથી- રમણભાઈ, ઇન્દુભાઈ દલપતરામ, રવિશંકર વગેરે ઘણા મિત્રોને મળવાનું ઘણું ઓછું થઈ

પણ લગભગ ૧૯૨૭–૨૮ સુધીમાં, મને મારા જેવો લેખક–મિત્ર ન હતો: મારી નિર્બળતાઓને પ્રસન્નવદને વેઠી લે, પોતાની નિર્બળતા મારાથી ન વેઠાતી હોય તો છુપાવી દે, જુદા જુદા સંયોગોને લઈને હું નિરાશાના સમુદ્રમાં ડૂબ્યો હોઉં તે વેળા તારણહાર તરીકે કોઈ લેખક મિત્ર જ મારા ઉગ્ર બનેલા માનમને શાંત કરી શકે એવો પુરુષ જોઈએ ત્યારે એનું સ્થાન લે, મારા લેખક–જીવનમાં મને એક સ્થાને ઊભા રહેવા દઈ, કટાઈ જવાને દેવાને બદલે અનેક પ્રકારે પ્રોત્સાહન અર્પી, જરૂર પડ્યે મારો વડીલ ભાઈ થઈ, માર્ગદર્શક બની, મારા માર્ગને સુંવાળો બનાવે, અનેક દિશામાં સરખા, અનેકમાં એ મારું સાંભળે–સાંભળીને મારી આત્મશ્લાઘાવૃત્તિને સંતોષે, અનેકમાં હું મારી ટોપી ઉતારું એવો નિષ્ણાત મિત્ર મારે જોઈતો હતો.

૧૯૨૭–૨૮ માં હું શ્રી. કનૈયાલાલ મુનશીની ઑફિસમાં અવારનવાર જનારો. 'ગુજરાત'ના અનેકાવતારમાં તે વેળા એક અવતાર ચાલતો હતો. મુનશીજીની સાથેનો મારો સંબંધ જ્યારથી બંધાયો—સાહિત્ય સંસદ સ્થપાઈ ત્યારથી એકધારો બહુ સરસ ચાલતો આવ્યો છે. એમની સાથેના જયકૃષ્ણ નાગરદાસ વર્માના મારી સાથેના સંબંધમાં પણ કોઈ વેળા ન્યૂનતા આવી નથી. એ દેખાવે ફાંકડા, વાતોમાં સ્નેહીઓ સાથે અતિ વિનયી; કામકાજમાં અતિશય ચોકસાઈવાળા માયાળુ બૅરિસ્ટર વર્માના લુણાવાડા ચાલ્યા જવાથી મુનશીનાં સંસદ અને તેના સંબંધી અન્ય કાર્યોમાં એમના જેવું કામ કરી બતાવનાર અન્ય કોઈ વ્યક્તિ મુનશીને સાંપડી નથી. કાંઈ કાંઈ લોકના માણસોને વર્મા ભેગા રાખી શકતા અને સંતોષી શકતા. મુનશી કહે ત્યારે જ એ અવેતન રંગભૂમિનું કામ માથે લેતા એને બદલે એ પોતે એ વિષયમાં વધુ રસ લેતા હોત અને વારંવાર નાટકો વગેરે એમણે ઉપાડયું હોત તો એમાં વર્મા પોતાની વ્યક્તિગત લોકપ્રિયતાને લઈને, વ્યવહારુ કાર્યોમાંની એમની ચોકસાઈને લીધે અને

થોડી કાર્યદક્ષતાને લઈને બહુ વિજયી થયા હોત, કારણકે અનેક વ્યક્તિઓ–અનેક નટ–નટીઓ એમના આમંત્રણને પાછું ઠેલી ન શકત. પણ હશે. 'ગુજરાત'ના અન્ય કાર્યકર્તાઓ જોડે મારે વખતોવખત અથડામણ થયેલી. ખાસ તે વખતે હું અમુક વ્યક્તિથી વંકાયેલો એ અને અન્ય કારણોને લઈને નિરાશ થઈને મેં મારી કલમ છોડી દીધેલી. છતાં મુનશીની ચેંબરમાં તો, ટેવ પડેલી એટલે અઠવાડિયામાં બેત્રણ વાર હું જતો તે જતો જ.

એક વેળા શનિવાર હતો. બે વાગે ઑફિસમાંથી છૂટીને અઢીએક વાગે મુનશીજીની ઑફિસમાં હું જઈ ચડ્યો. બહારના રૂમમાં કોઈ નહોતું—ઘણું કરીને તો નર્મદાશંકર હતા—તેમની સાથે ગપ્પાં માર્યાં. થોડી વાર ગપ્પાં માર્યાં હશે એટલામાં અંદરના બીજા રૂમમાંથી એક જરા તીણો અવાજ આવ્યો : 'એ કોણ આવ્યું છે?'

બહારથી ઉત્તર અપાયોઃ 'એ તો ધનસુખલાલ મહેતા.' અંદરથી અવાજ : 'એમને અંદર આવવાનું કહો ને.' મને તે પ્રમાણે કહેવામાં આવ્યું અને એ તીણો અવાજ કાઢનાર તે 'જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે, એમ. એ.' છે એમ પણ ઉમેરવામાં આવ્યું.

હું અંદર ગયો. એ રૂમમાં એક બહુ મોટું ટેબલ પડી રહેતું હતું અને કાંઈ કાંઈ માણસો એ ટેબલ પાછળ બેસી ચૂકયા હતા. મેં અંદર જઈને એ નવા, મને તદ્દન અપરિચિત, જ્યોતીન્દ્ર હ. દવેને જોવાનો યત્ન કર્યો. પહેલે યત્ને તો મને લાગ્યું કે રૂમ ખાલી છે. બીજે કે ત્રીજે યત્ને મેં એક બહુ નાના અંગવાળા પુરુષને પેલા બહુ મોટા ટેબલ પાછળ એક ખુરશીમાં બેઠેલો જોયો.

એડગર એલન પોના ઈંડાકૃતિ જેવાં માથાંને યાદ દેવડાવે તેવાં માથાં ઉપર તે વેળા પણ વાળ ઓછા જણાતા હતા. વિશાળ કપાળ, તીક્ષ્ણ નાસિકા, વદનના પ્રમાણમાં સહેજ મોટા કાન, ઉપસેલી આંખો,

તે ઉપર સાદામા સાદી ચમ્માની ફ્રેમ, આંખમા ખાડા, 'ચીક બોન્સ' ઉપસેલ, લાંબુ ગળુ અને ગળાંનો હાડિયો આગળ તરી આવતો, સાદામા સાદે પોષાકે એમનું નેવુ રતલનુ શરીર ઢાંકેલું, વર્ણે ગોરો અને ત્વચા નિરોગી અને સ્વચ્છ આ બધામા એક વાત મારા મન ઉપર ખાસ ચોટી ગઈ વર્ણન ઉપરથી કોઈ આ વ્યક્તિને કદરૂપી ગણાવે એમને જોયા પછી કોણ જાણે શાથી, કોઈ પણ માણસ એમને કદરૂપા ન કહી શકે 'કદરૂપો' શબ્દમા જ કાઈક ઘૃણા ઉત્પન્ન કરનાર તત્ત્વ છે હુ આવી બાબતમા જરા ચોખલીયો પણ છુ . પણ મે એમને જોતા જ એ 'કદરૂપો' શબ્દ એમને લાગુ ન જ પડી શકે એવો હૃદયમા નિશ્ચય કર્યો આ બાબતમા મને એક બીજી વાત પણ સત્ય લાગે છે માત્ર બાહ્ય દેખાવ ઉપરથી રૂપાળા કે કદરૂપાપણ જોવુ એ મૂર્ખાઈ છે એ વ્યક્તિમા જો ગુણ કરતા અવગુણ વિશેષ હોય તો એની વિકૃતિ વધુ વિકૃત લાગે છે અને અવગુણને ઢાંકી દેતા ગુણ જો હોય તો એ કદરૂપાપણુ પણ ગમે તેવુ રૂપાળાપણુ થઈ જાય છે

બીજી વાત એ કે એમણે મને " આવો, આવો, ધનસુખલાલ' કહીને બેસાડયો ત્યારથી હુ એમની સાથે પ્રેમમા પડી ગયો છુ તે સ્થિતિ હજી એવી ને એવી છે એમનામા રહેલ નિર્દોષ, નિસ્પૃહ સ્નેહ, ભરીભરી હાસ્યરસના તરંગોની ઊર્મિઓ, કોઇ પણ પ્રકારની કટુતાથી, દ્વેષથી દૂર નાસતુ એમનું માનસ, આ બધુ તમને એમના સબધમા પહેલી પાચ દસ મિનીટમા જ જણાઈ આવે છે, પણ શાથી જણાય છે, ક્યાથી જણાય છે એ તમને જડતું નથી કોઇની આખમા તમને સ્નેહ, તોફાન, મસ્તી, હાસ્ય વગેરે જણાય, પણ આમની આખમાં તો એવુ કશુ છે જ નહિ કોઇના મુખના હાવભાવ ઉપરથી આ બધુ સમજાય, પણ આમના મુખના હાવભાવ, એ ફિલસૂફી ચર્ચતા હોય કે સૂત્રના મોતીદાણીઆની માળામાં રહેલ આચાર્યનું પૃથક્કરણ કરતા

હોય તો પણ, એકસરખા જ રહે છે. ટૂંકમાં, બાહ્ય દેખાવ ઉપરથી અને પાંચ દસ મિનીટના એમની સાથેના વાર્તાલાપથી એમના અનેકાનેક સદ્‌ગુણો, નિરાભિમાનવૃત્તિ, હાસ્યથી તરવરતું મજાક ઠઠ્ઠા ઉડાવનાર માનસ, ઇર્ષ્યા, અહંભાવ, દ્વેષ વગેરેનો કેવળ અભાવ વગેરે વસ્તુઓનાં દર્શન તમે કરી શકો છો. પણ એમની સ્વમાનવૃત્તિ, ન્યાયવૃત્તિ અને સ્નેહીઓ પ્રત્યેની એમની વફાદારી વૃત્તિ ઘવાતાં, જરા પણ ઘવાતાં–એમની અતિ સૌમ્ય મૂર્તિ રુદ્રભાવ ધારણ કરી દે છે એ કદાચ એમના અનેક વખાણનારાઓ પણ નહિ જાણતા હોય !

આ પ્રમાણે ૧૯૨૭–૨૮માં મને લેખક મિત્ર મળ્યો અને તે જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે, એમ. એ.

પ્રથમ મુલાકાતે બંધાયેલ સ્નેહ સમય જતો ગયો તેમ તેમ વિકાસ પામતો ગયો અને આખરે ' અમે બધાં 'ના સહલેખનકાર્યમાં પરિણમ્યો. એનું વિવેચન કરતી વેળા દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ કહેલું કે " આ પ્રમાણેની સંયુક્ત કૃતિ ' અમે બધાં ' બીજી છે. પહેલી તે રમણભાઈ અને વિદ્યાબહેનની ' હાસ્યમન્દિર. '. " બીજી કોઇ આવી સંયુક્ત કૃતિ ગુજરાતીમાં છે કે નહિ એ પ્રશ્ન અતિ મહત્વનો નથી કારણ કે એમ તો છ છ અને બારબાર લેખકો સાથે મળીને પણ એક કચરા જેવી કૃતિ રચે છે ! પણ ' હાસ્યમન્દિર ' તો એવી કૃતિ કહી શકાય જ નહિ, કારણ કે એ તો માત્ર બે લેખક લેખિકાના છૂટાછૂટા લેખોનો સંગ્રહ છે.

કોઈ પણ કાર્ય સાથે મળીને કરવું હોય તો તે કાર્ય કરનાર વચ્ચે કેવી સહકારવૃત્તિ–સ્નેહભરી સહકારવૃત્તિ હોવી જોઇએ તે સમજી શકાય તેવું છે; તો આ તો પુસ્તકનું લેખનકાર્ય અને તે પણ સળંગ હાસ્યરસકથાનું લેખનકાર્ય ! માનસશાસ્ત્રીઓ કહે છે કે જેમ જુદી જુદી જાતની પ્રકૃતિ તેમ એ પ્રકૃતિ ધરાવનાર વ્યક્તિઓને મૈત્રી સાધવાની સરળતા વધારે. તે સિદ્ધાન્ત સત્ય હો કે ન હો

પણ એક તરફ હું અતિ ઊર્મિલ, કાર્યનો આરંભ થાય ત્યારથી ક્યારે તે પૂરું થાય અને તે પણ તેના પ્રત્યેક સોપાન વ્યવસ્થિત રીતે ઘડાય તે જોવાની ઇચ્છા રાખનાર, એ કાર્યના આરંભથી તે અંત સુધી તેમાં ઓતપ્રોત થઈ જનાર અને તેમાં કોઈપણ મનુષ્ય વિઘ્ન નાખે તો ઉગ્ર થઈ જાઉં તેવો. બીજી તરફ જ્યોતીન્દ્ર: ગમે તેવી ઊર્મિઓને પણ દબાવી રાખી શાંત ચિત્ત રાખનાર, કાર્ય કરવામાં ભયંકર અવ્યવસ્થાને વરેલ, અમુક કાર્ય પૂરું નહિ થાય તો આસમાન તૂટી પડનાર નથી એવું માનનાર, ગમે તેવા કાર્યમાં ગમે તેવા વિઘ્ન આવે તો પણ જાણે કશું થયું જ નથી એવી મનોદશા ધારણ કરીને પ્રસન્નમુખે ચા અને પાનના ડોઝની પરપગ ચાલુ રાખનાર

એ વેળા જ્યોતીન્દ્ર, મોરારજી ગોકળદાસની જૂની ચાલમાં સૌથી ઉપરને માળે રહેતા હતા. દર શનિવારે હું જાઉં, જ્યોતીન્દ્ર બેઠા હોય, એમનાં પત્ની અને માતુશ્રી બેઠાં હોય, કોઈ કોઈ વેળા એમના સંગીતનિષ્ણાત મિત્ર સત્યેન્દ્ર પણ હોય. અમે ગપ્પાં મારીએ. જ્યોતીન્દ્રના કાકા સસરાના બનેવીના દાદા સસરાએ એક વાર એકલે હાથે પચાસ માણસો જોડે તકરાર કરેલી અને મારામારીમાં પોતે જીતેલા એમ એ કહે. સામેથી મારાં એથી પણ દૂરના સગાએ અને એની માએ મળીને ચારપાંચ વહુઓને કેવા દુ:ખ દીધેલાં તેનું હું વર્ણન કરું. જ્યોતીન્દ્રનાં મા વળી જુદી જ વાત કહે. સત્યેન્દ્રને હું અચાનક ગઝલનું સ્વરૂપ પૂછું—એના તાલ વિશે સમજણ માગું, એ દરમ્યાન ચાના ત્રણ-ચાર ડોઝ થઈ ગયા હોય. જ્યોતીન્દ્રના પાન અને ધનસુખભાઈની સિગારેટ તો ચાલુ જ રહેતાં હોય. એક વાર આવી આવી વસ્તુસ્થિતિથી અજમ થઈને જ્યોતીન્દ્રના માએ કહેલું કે 'તમે આમ ગપ્પાં મારવામાં જ વખત ગુમાવો છો તો 'અમે બધાં' કેવી રીતે લખાશે ?'

અને ખરેખર, 'અમે બધાં' એ જ રીતે લખાતું ગયું અને

પૂરું પણ થયું. એની ઉત્પત્તિ વિચિત્ર રીતે થયેલી. 'ગુજરાત'ની ઑફિસમાં અમે ગપ્પાં મારતા બેઠા હતા—હું અને જ્યોતીન્દ્ર– તે વેળા અમે એકેક પાસેથી જાણ્યું કે અમારી પાસે સુરત વિશે એક ગ્રંથ લખવાની નોંધો સ્વતંત્ર રીતે લખાયલી, કાગળની ચબરખીઓ ઉપર પડેલી છે. મેં બીજી મુલાકાતે તે કાપલીઓ જ્યોતીન્દ્રને ધરી દીધી. એમાં જન્મ, ચાર ચિના, પરીક્ષા, કનક્વા, આગ, એમ પ્રકરણનાં નામ લખેલાં અને થોડાં થોડાં પૉઇન્ટ્સ. જ્યોતીન્દ્રે પણ એવી કાપલીઓ બતાવી જેમાં એમણે પાછળથી મુંબઈ વિશે 'રંગતરંગ'માં લખેલું તેમ સુરત વિશે લખવાની નોંધ હતીઃ હોળી ધર, રસ્તા, પ્રણય વગેરે. અમે બેએ સ્વતંત્ર રીતે લખવા ધાર્યું હોત તો પરિણામ અત્યારે પણ શૂન્ય હોત—હા કદાચ જ્યોતીન્દ્રે પોતાની કાપલીઓ ખોઈ નાખી હોત અને મેં તે જાળવી રાખી હોત, અથવા તો કોઈ પ્રસિદ્ધકર્તાના દબાણથી જ્યોતીન્દ્રે 'મુંબઈ'ની પેઠે 'સુરત'ની હારમાળા નિબંધરૂપે લખી નાખી હોત અને મેં મારી નોંધ ઉપરથી ચારપાંચ નવલિકા અને નાટિકાઓ લખી હોત. ગમે તેમ પણ જે પુસ્તકને દીવાન બહાદુર કાજીએ 'સુરતની ગીતા' કહીને સંબોધેલ તે 'અમે બધાં' જેવું પુસ્તક તો સ્વતંત્ર ન જ લખાત.

૧૯૩૩ માં–તેની આખરમાં કદાચ–જ્યોતીન્દ્રે મુંબઈ છોડી સુરતની કૉલેજમાં નોકરી લીધી. સદ્ભાગ્યે 'અમે બધા' તે વેળા લગભગ પૂરું થવા આવ્યું હતું. એમ જો ન હોત તો એ પૂરું થાત કે નહિ એ એક પ્રશ્ન છે, કારણ કે જ્યોતીન્દ્ર બે આંખની શરમ હોય ત્યારે પણ માંડમાંડ લખે તો પછી એ ન હોય ત્યારે શું જ થાય? આખરે એ પુસ્તક પૂરું થયું. મેં છેવટનું પ્રકરણ લખ્યું અને જ્યોતીન્દ્ર ઉપર વાંચવા મોકલ્યું. એ મોકલતી વેળા મારા હૃદયને એમ થઈ ગયું કે જાણે કોઈ વહાલાંને હું છેલ્લી વિદાય આપતો હોઉં! અને તેની સાથે સાથે જ્યોતીન્દ્ર–મારા પરમ લેખક–મિત્રના

સંબંધનો એક અતિ તીવ્રતાભર્યો અંક પણ પૂરો થતો હોય ને! પુનઃ એટલા એટલા કલાકો એવા શાંત, નિર્દોષ, હાસ્યભર્યા વાતાવરણમાં અમે ગાળ્યા નથી.

એ ઉત્તરનું પ્રકરણ મેં લખેલું અને પહેલું પણ મેં લખેલું એથી અમે એવો નિર્ણય કરેલો કે છેવટનું પ્રકરણ જ્યોતીન્દ્ર લખે. એ આશયથી મેં પેલું પ્રકરણ લખીને જ્યોતીન્દ્ર ઉપર મોકલાવેલ અને તેને સૂચના કરેલ કે હવે પૂર્ણાહુતિ એમણે કરવી. પણ પ્રકરણ વાંચીને એ તો એવા ખુશ થઈ ગયા અને ખેલદિલીથી એમણે એવો નિર્ણય કર્યો કે હવે પછીનું પ્રકરણ લખીએ તો 'Bathsos' થાય. છતાં એમણે એ બાબતમાં પ્રા. વિષ્ણુપ્રસાદને મારું પ્રકરણ વંચાવીને એમનો અભિપ્રાય પૂછ્યો તો એમણે પણ કહ્યું કે હવે પછી પ્રકરણ ન લખાય એ જ ઈષ્ટ છે.

અહીં એટલું પણ લખી નાખું કે મારું 'સરી જતું સુરત' મેં પ્રા. વિષ્ણુભાઈ ઉપર મોકલાવ્યુ, તેના ઉત્તરમાં એમણે લખેલું કે એમના પિતાશ્રીને 'અમે બધાં' બહુ જ ગમેલું અને પોતાના અભિપ્રાય તરીકે વિષ્ણુભાઈએ જણાવેલું કે જ્યાં સુધી મેટ્રિકની પરીક્ષાની યોજના અને યુનિવરસિટીની સંસ્થા હમણાં છે તેવા ને તેવા કાયમ રહેશે ત્યા સુધી આપણા સાહિત્યમાં "પાસ કે નાપાસ" એ નાટિકા જીવંત રહેવાની!

જ્યોતીન્દ્ર દ્રવ્ય બાબતમાં ઉદાર છે કે નહિ એ તો હું કહી શકતો નથી પણ એમની સાહિત્યકાર તરીકેની વિરાટ શક્તિઓનો વ્યય તો ભલભલા સરોડિયા કરતાં એ વધારે બેફિકરાઈથી કરે છે. એ નિબંધકાર કેવા અપૂર્વ અને અજોડ અને મૌલિક! પાશ્ચાત્ય સાહિત્ય પ્રત્યે દૃષ્ટિપાત કરીએ ત્યારે વળી 'પંચ'ના નિબંધકારો એન્થની આર્મસ્ટ્રોંગ અને એ. પી. હરબર્ટ જેવાના નિબંધો એમની સાથે સરખાવાય. જેરોમ કે માર્ક ટ્વેઇનના નિબંધો પણ કદાચ તુલનામાં

મુકાય; છતાં જ્યોતીન્દ્રની શૈલી એ બધાથી પણ કેવળ જુદી, મૌલિકતાની પરાકાષ્ટા બતાવતી રહેવાની તે રહેવાની તે રહેવાની જ. ભાષણોમાં તેમ જ લખાણોમાં ચેસ્ટરટન વગેરેને ભૂલાવી દે તેવા 'એપિગ્રામ્સ'નું અસ્ખલિત વહેણુ એમની જિહ્વાથી કે કલમથી ઝર્યા જ કરવાનું. કોઈ પણ વિષય, કોઈ પણ સમય, કોઇ પણ ઓડિયન્સ હોય છતાં જ્યોતીન્દ્ર દોઢ દોઢ, બબ્બે કલાક માણસોને હસાવ્યા જ કરે. આવું વક્તૃત્વ મેં ગુજરાતમાં બીજે દીઠું નથી. અંગ્રેજીમાં પણ આવો હાસ્યરસકાર વક્તા મેં ભાળ્યો નથી છતાં આ વિષયોમાં પણ એને અભિમાન નથી.

પણ મને એમનામાં રહેલ એક અશક્તિ ખૂંચે છે: તેમનામાં વસ્તુસર્જનની શક્તિ નથી. એમણે હાસ્યરસમાં પોતાના અદ્વિતીય નિબંધો સિવાય બીજા પ્રયોગો કર્યા નથી. બીજું કાંઈ નહિ તો એ હાસ્ય રસના જુદા જુદા પ્રકારથી વિભૂષિત ચમકાર અને ચમત્કારથી ભરપૂર સંવાદો તો લખી શકે જ પણ કરવાની એમને ઇચ્છા થતી નથી. આવી એમની પ્રકૃતિને લઈને 'અમે બધાં' માં, હું જો દૃઢ રહ્યો ન હોત તો, વિષમ સ્થિતિ ઊભી થાત. દાદાનું પાત્ર એમણે પૌત્ર ઘેર આવ્યો ત્યારે સર્જ્યું. મેં એને "પતંગના પુરમાં" ખૂબ બહલાવ્યું, જેથી ઝવેરચંદ મેઘાણી જેવાના મુખમાંથી 'વાહવાહ' નીકળી પડી હતી; પણ તરતજ જ્યોતીન્દ્રના હાથે એ પાત્ર ચઢ્યું અને એણે એને હોળીમાં પૂરું કરી નાખ્યું. ગુલાબ ડોશીનું પાત્ર કેટલાં હેતથી જ્યોતીન્દ્રે ઊભું કર્યું પણ હજી તો મારા હાથમાં એ ડોશી આવે તે પહેલાં તો એણે એને સ્વધામ પહોંચાડી દીધી! મારાથી એ રીતે પાત્રો સામે પણ ક્રૂર થવાતુ નથી અને એથી મેં તો ડાહીકાકી જેવા ઘણા વૃદ્ધને પણ જીવન્ત જ રાખ્યાં છે!

જ્યોતીન્દ્ર જેમ પોતાની સાહિત્યક્ષેત્રમાંની, અભિનયકલાની વગેરે શક્તિઓ ઉડાવવામાં મિત્રોમાં મશહૂર છે તેમ એક બીજો ગુણ પણ

એમનામાં મોટા છે, જે બીજી રીતે સારા સારા માણસોમાં પણ જોવામાં આવતો નથી: પોતે બીજાનામાં અમુક યોગ્યતા જુએ તો તે યોગ્યતાના પ્રમાણમાં એનો બદલો મળવો જ જોઇએ, એની, પોતાને ભોગે પણ કદર થવી જ જોઈએ એમ એ ધારે છે, એટલું જ નહિ પણ એમ કરવામાં પોતે કટીબદ્ધ થાય છે.

હું માનતો નથી છતાં જ્યોતીન્દ્ર એમ ધારી બેઠા છે કે મારામાં હાસ્યરસિક ભાષણો કરવાની શક્તિ ઠીકઠીક પ્રમાણમાં છે. આ ઉપરથી મને ઘોંચપરોણો કરીને ભાષણ કરાવવા પોતે અનેક વેળા સાથે લઇ ગયા છે અને જેમ હું રંગમાં આવું તેમ એમણે પોતે વર્તન પણ કર્યું છે! ગલિયારા તરફથી એમની અને મસ્તફકીર વચ્ચે રૂા. ૫૦૦ વહેંચાયેલા ત્યારે મને ઇનામમાં ભાગ નહિ મળ્યો તે માટે એમનો બહુ જીવ બળેલો.

તે પછી મને સુવર્ણચન્દ્રક મળ્યો. મેં એમને ટેલીફોનમાં ખબર આપતી વખતે કહ્યું કે વ્યવહારચતુર અમદાવાદીઓ આપણને બેને સાથે ચન્દ્રક આપીને એમની વ્યવહારચતુરતા સાબિત કરી શકયા હોત!

બીજે વર્ષે એમણે પહેલો ફોન મને કર્યો અને કહ્યું કે "હવે તારો ખેદ દૂર કરજે કારણ કે મને ચન્દ્રક મળ્યો છે અને સાથે એટલું પણ કહી દઉં છું કે તને મારા કરતા એક વર્ષ વહેલો, ચન્દ્રક આપીને એ જ અમદાવાદીઓએ વ્યહારચતુરતા ઉપરાંત ન્યાયબુદ્ધિ અને વિવેકબુદ્ધિ પણ બતાવ્યાં છે!"

વિવેચનોના લેખોમાં જ્યોતીન્દ્ર કોઇને કટુ વચન કહેતા નથી. વખાણ સારા પ્રમાણમાં કરે છે પણ મોંએ અતિ પ્રશંસા તો જ્યારે ખરેખર એવો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે જ કરે છે એટલું તો હું કહી શકું છું. આટલાં વર્ષના મારા એમની સાથેના સંબંધમાં માત્ર ત્રણ વેળા એમણે જિગરથી મારી પ્રશંસા મારે મોંએ કરેલી—બે વેળા મારી નવલિકાઓ માટે અને એક વેળા મારા અભિનય માટે. સુરતમાં મેં 'બા' (ભૂતના ભડકા) નામની મારી વાર્તા લખેલી અને ત્યાં

જ હું એમને ઘેર જઇને એ વંચાવી આવેલો. તે વેળા એમણે નવલિકાનાં વખાણ કરેલાં. તે વેળા 'ગુજરાત' રાણપુરમાં છપાતું હતું એટલે એ વાત રાણપુર છપાવા ગઈ ત્યારે મેઘાણી વગેરેએ ત્યાંથી પત્ર જ્યોતીન્દ્ર ઉપર લખેલો જેમાં એ નવલિકા માટે મને અભિનંદન લખીને પછી એમ લખેલું કે ગુજરાતે એક અચ્છો હાસ્યરસકાર ખોઇને સુંદર કરુણરસકાર મેળવ્યો. તેને માટે શોક કરવો કે હર્ષ કરવો તે સમજાતું નથી.

બીજી વાર 'પરિવર્તન' નામની નવલિકા મેં યશવન્ત પંડયાના 'શરદ' માટે લખેલી, અને હવે 'છેલ્લા ફાલ'માં છપાઇ છે, તે 'શરદ' માંથી વાંચી ત્યારે પોતાની ઑફિસમાંથી એકદમ મારી ઑફિસમાં એ આવ્યા અને એમણે ગદ્‌ગદિત કંઠે કહ્યું 'ધનુભાઈ, અત્યાર સુધી હું એમ માનતો કે મુનશીના જેવો પ્રેમ કોઇએ નવલિકામાં કે નવલમાં ચીતર્યો નથી. તમે 'પરિવર્તન'માં ચીતરી 'યુ હેવ બીટન હિમ હૉલો!' (you have beaten him hollow')

ત્રીજી વારઃ સાંતાક્રુઝમાં મનહરરામના આગ્રહથી અમે પ્રાણલાલ દેસાઈનું 'બલિદાન' નામનું નાટક ભજવેલું, જેમાં મેં એક અતિ અગત્યનું પાત્ર ભજવેલું. જ્યોતીન્દ્ર પોતે મારા પિતા થયેલા. એ પાત્રમાં મારી પુત્રીની બળતી ચિતા આગળ મારે 'સોલિલોકવી' બોલવાની હતી. તે હું બોલી રહ્યો, પછી જ્યોતીન્દ્રે, અમે પોષાક બદલતા હતા તે વેળા, મનહરરામ મહેતાને કહ્યું હતું કે 'મનહરરામજી, આ નાટક ભજવવા તમારા આગ્રહથી હું જહેમત વેઠીને ઠેઠ સુરતથી આવ્યો છું પણ મારો જીવ બળતો નથી. મને મારી મહેનતનો બદલો મળી ગયો છે. કરુણનો આવો ઊંડો અને લગભગ છાતી ચીરી નાખે તેવો અભિનય મેં કોઇ અવેતન નટ તરફથી જોયો નથી.'

આ ત્રણે પ્રસંગે મને જ્યોતીન્દ્રે આપેલ અભિનંદનો—હૈયાના ઊંડાણમાંથી આપેલાં અભિનંદનો હું કોઇ પણ દિવસ ભૂલી શકું એમ નથી.

'અમે બધાં' માંના કયાં પ્રકરણો મારાં લખેલાં અને કયાં જ્યોતીન્દ્રનાં એ વિશે વાંચનારને બહુ કુતૂહલ થતું. હવે એમ થવાનું કારણ નથી, કારણ કે 'માનસી'ના સપ્ટેંબર, ૧૯૪૦ના ખાસ અંકના પૃષ્ઠ ૪૮૩ ઉપર વિજયરાયે એ આપી દીધાં છે. આ પુસ્તક જુદાં જુદાં મનુષ્યોએ જુદી જુદી ઊર્મિથી વાંચ્યું છે. પણ સ્વ. કૃષ્ણમુખરામ આત્મારામ મહેતાના જ્યેષ્ઠ પુત્ર સ્વ. મનમુખરામ કૃષ્ણમુખરામ જે હમણાં આશરે ૭૦ વર્ષની વયે મૃત્યુ પામ્યા તેમણે જે મમતાથી એ વાંચ્યું હતું, તેટલું ભાગ્યે જ બીજા કોઈએ વાંચ્યું હશે. એમણે તો પાછો મને મારી બાલ્યાવસ્થામાં ખૂબ રમાડેલો અને અમારાં કુટુંબીજનોને બહુ સારી રીતે ઓળખે એટલે એમણે તો મેં કયાં કયાં પાત્રો કયાં કયાં જીવન્ત પાત્રો ઉપરથી દોર્યાં છે તે પણ પકડી કાઢેલું. દાખલા તરીકે: મારા પિતાશ્રી અને મારા દાદાના ઉમદા ગુણો લઇને મેં દાદાનું પાત્ર ઘડેલું અને એ બેના અવગુણો લઇને મેં વિપિનના પિતા છનમુખરામનું પાત્ર દોરેલું. મંગળા તે તો મારાં મા. તન-મનમાં મેં સરલાનું રોમેન્ટિક સ્વરૂપ ચીતરેલું. મારા સગાઓમાંથી ઘણા રેહવેમાં એટલે નરહરરામનું પાત્ર દોરવામાં મને કશી મુશ્કેલી ન હતી. જ્યોતિષની જ વાતો કરનાર સેવકલાલજીનાં પાત્રને તો મેં નરહરરામના પાત્રની સામે ઊભા રહીને એને 'બેલેંસ' આપે એટલા માટે ચીતરેલું. જયસુખલાલભાઈની બી. એ. ની પરીક્ષાનું પરિણામ મોડું આવેલું અને જે પરિસ્થિતિ અમારે ત્યાં ઉપસ્થિત થયેલી તે ઉપરથી મને 'પાસ કે નપાસ' સૂઝેલું.

'અમે બધાં' નો બીજો ભાગ મુબઇની પશ્ચાદ્‌ભૂ રાખીને આગળ ચલાવવો એમ અમે નક્કી કરેલું અને પહેલાં બે ત્રણ પ્રકરણોની રૂપરેખા પણ તૈયાર કરેલી; પણ જ્યોતીન્દ્ર સૂરત હતા એટલે આવાં આવાં કાર્યને માટે આવશ્યક અનુકૂળ વાતાવરણ બંધાયું નહિ અને જ્યોતીન્દ્રે પછી મુંબઈની સ્વતંત્ર નોંધ 'રંગતરંગ'માં લઈ લીધી. તે પછી 'વાઇસે વરસા'ના નાટકમાંથી વિચાર લઇને અમે બેએ નાટક

લખવાનો વિચાર કર્યો. તેનાં પહેલાં ત્રણ પ્રકરણ લખીને મેં જ્યોતીન્દ્રને મોકલ્યાં. તેમને ત્યાં અપાયા પછી તે પ્રકરણો, હું ભૂલતો ન હોઉં તો, ભાનુશંકરને સોંપવામાં આવ્યાં અને પછી ગૂમ થઈ ગયાં! તે પછી બીજું એક નાટક મારી એક નાની નવલિકા ઉપરથી મેં લખવાનો આરંભ કર્યો તેના અંકો અને પ્રવેશો પાડ્યા પછી મેં તે જ્યોતીન્દ્રને આપ્યા. હજી તે નાટક પણ અપૂર્ણ દશામાં રખડે છે; આથી આ અચોક્કસ જગતમાં એટલું ચોક્કસ કહી શકાય કે હું અને જ્યોતીન્દ્ર બંને મળીને બીજી કોઈ સંયુક્ત રચના રચી શકશું નહિ!

શ્રી. વિજુભાઈ હઝરતનાં કુટુંબનાં માણસો એ મારાં અમુક કુટુંબો મિત્ર તરીકે છે એમાંનાં જ. એક રીતે ગણો તો એ કુટુંબ જોડેનો મારો પરિચય વર્ષોનો ગણાય. પણ તે એકધારો નહિ. વચમાં વચમાં અમે પરસ્પર મળીએ જ નહિ અને વળી પાછાં મળતાં થઈએ ત્યારે ખૂબ જ મળીએ. જાણે કોઈ નદીનો પ્રવાહ ન હોય! ઘડીકમાં તે બધાથી જોઈ શકાય. ઘડીકમાં તે નીચાણમાં જવાથી અદૃશ્ય થઇ જાય અને વળી પાછો પ્રચંડ વેગમાં દૃષ્ટિગોચર થાય. એની ગતિમાં, એના માર્ગમાં કોઈ પણ પ્રકારનું નિયમિતપણું નહિ. વિજુભાઇ ગોરા, ભરાવદાર, મોહક વ્યક્તિત્વ ધરાવનાર અને પોતે અમદાવાદના છતાં પત્ની સ્નેહલતાબહેન—જે સુરતનાં છે તેમને પણ વાર્તાલાપ કરવામાં અને સરસ રીતે ખાવા ખવડાવવામાં હરાવી દે તેવા મેં અનેક પ્રકારનાં માણસો જોયાં છે તે ઉપરથી કહી શકું છું કે જો વર્ગ તરીકે લઇએ તો નાગરી ન્યાતનાં કુટુંબો વાર્તાલાપમાં જે કલા રેડી શકે છે તેવી કલા બીજી ન્યાતનાં કુટુંબોમાં ભાગ્યે જ જોવામાં આવે છે. અલબત, એમાં અપવાદ તો છે જ અને હોવા જોઇએ જ. વિજુભાઈ, સ્નેહલતાબહેન અને એમનાં પુત્રીઓ મૃણાલિની અને મનોરમાની સાથે હું બેઠો હોઉં ત્યારે વખતની કિંમત નથી રહેતી. તે વખતે જામી પડતા વાર્તાલાપમાં હાસ્યના અનેક પ્રકારો ખેડાઇ જાય છે. વિષયો નવાનવા ઉદ્ભવતા જાય અને પાછા વિરમતા જાય.

ઘડીકમાં ગંભીરતા ઘડીકમાં શાંતિ એમ એ વાર્તાલાપમાં જતાં ઘડી વાતાવરણ બદલાતાં જાય અને કલાકો જાય આમ કલાકોના કલાકો નીકળી જાય

વચમાં વિઠ્ઠલભાઈ મોનાહૂઝમાં રહેતા તે વેળા નાતાલથી એપ્રિલ સુધી દરરોજ દરિયે નાહવા જવા એક મોટી ટોળી ઊપડતી દરરોજ જનારો નહિ એ ટોળીના જનાર વિઠ્ઠલભાઈ, જયસુખલાલ ડૉ નાનાભાઈ, મહેશ મજમુદાર અમારા નવરોજી સારી, મહીનાર્ડ છોટુભાઈ વગેરે હતા. મૃણાલિની તે સમયે પોતાર સૂત્રમાં બધું પણ ખરી

મૃણાલિનીને સંગીત અને અભિનયનો શોખ દેરેથી સેટ ઝેવીઅર હોય ત્યારે કૉન્સર્ટોમાં તેમજ અન્ય પ્રસંગોમાં વીણીએ અનેક વેળા સરસ્વતી ભાગ લીધેલો સંગીતનો એણે શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે, અને એના કંઠમાં અમુક જાતનું દર્દ ભર્યું લાગે છે એના અભિનયમાં તીવ્રતા અને ઊર્મિના ભભર ભર્યાં હોય છે મનોરમાના અભિનયમાં સરલતા અને સ્વાભાવિકતા આગળ પડતાં છે ઊર્મિલ પાત્રોમાં મૃણાલિની અને હાસ્યરસિક પાત્રોમાં મનોરમા સહેજ ચમકી જાય છે પણ એ બંનેને જે જે પાત્રો આપીએ તો ? તો પણ એ બન્ને બહેનો એવો જ સારો અભિનય કરી શકે એમ હું માનું છું પણ કાર્ય કરવાની પદ્ધતિમાં બે બહેનોમાં ઘણો ફેર હીનીબહેનની પ્રવૃત્તિઓ ઘણી એટલે રીહર્સલોમાં સમય સચવાય નહિ નાટકોના બારણો છેક સુધી મોએ હોય નહિ અને વાર્તાલાપમાં ચડી જાય તો રીહર્સલ બાજુએ રહી જાય ! મનોરમા મારા જેવી રીહર્સલોમાં અતિ નિયમિત પોતાના ભાગણો નિરંતર હોય જ પણ સાથમાં સામે કામ કરનાર ઇફિ ભૂલતું હોય તો તેને પણ સાથે સાથે યાદ દેવડાવે એવી તૈયારી રીહર્સલો ચાલતાં હોય ત્યારે જરા પણ આડીઅવળી વાત એને ગમે નહિ



મૃણાલિની અને સ્વ૦ મનોરમા

આવાં શક્તિશાળી કેટલાંય નરનારીઓ આપણે ત્યાં છે પણ એમની શક્તિઓ ગુજરાત ઉપયોગમાં નથી લઇ શક્યું. એવી શક્તિઓ સહજ રીતે લાગી જાય એવું યોગ્ય વાતાવરણ અને એવી યોગ્ય પશ્ચાદ્‌ભૂ હજી આપણે ત્યાં નથી.

લીની અને બેની ( મૃણાલિની અને મનોરમા ) સાથે મારી માંદગીને લીધે મારાથી મળાતું ઓછું, પણ એનો ખંગ અમે ફોન ઉપર વાતો કરીને વાળતાં. જુલાઇ ૧૯૪૮માં મનોરમા એમ. બી. બી. એસ.ની છેલ્લી પરીક્ષાનું વાંચવા હોસ્ટેલમાં રહેતી હતી. ત્યાં મેં ફોન કર્યો. તંદુરસ્તી અને સ્નેહભર્યો એનો અવાજ ફોનમાં ગાજી ઊઠ્યો: "કોણ, ધનુભાઇ ? કંઇ નવાજૂની ! કાંઈ નહિ ? એમ નહિ ચાલે. ધનુભાઇ ફોન કરે અને કંઇ નવાજૂની આપે નહીં એ મનાય જ નહિ"

અમે આવાં અવળાં ગપ્પાં માર્યાં પછી મેં પૂછ્યું: "પણ બહેન, હવે સાંતાક્રૂઝ ક્યારે આવવું છે ?"

"બહેન દાક્તરની પરીક્ષા આપી લે એટલે વળી." જવાબ મળ્યો.

અચાનક સાંભળ્યું કે મનોરમાને કાનમાં કાંઈ પીડા થાય છે. પીડા વધી, ગંભીર ઑપરેશન કરવામાં આવ્યું. સ્થિતિ ઘણી ગંભીર થઈ ગઈ. તેમાંથી અજબ રીતે તે બચી ગઈ. કુટુંબ અને સ્નેહી વર્ગમાં માની લેવામાં આવ્યું કે બેબી બચી ગઇ.

મારાથી દાદર ચડાય નહિ એટલે મેં પૂર્ણિમા અને કિસનને એની તબિયત જોવા મોકલેલાં તેમની જોડે મનોરમાએ મને સંદેશો મોકલાવ્યો કેઃ "ધનુભાઇને કહેજો કે તમારી આત્મકથામાં મને સ્વર્ગસ્થ લખવાનો પ્રસંગ ઊભો થયો હતો પણ હું બચી ગઇ. પરીક્ષા પૂરી થાય કે તરત પાછી તમારે ત્યાં આવીને ઊભી રહેવાની છું."

પણ કોણ જાણે, શા કારણે, આ યૌવનથી છલકાતી, અનેક આશા અને સપનાં સેવતી, કુટુંબના અને સ્નેહીઓના હૃદયમાં કાંઇક અનોખું જ સ્થાન લઈ બેઠેલી યુવતી પ્રત્યે કિસ્મતે ક્રૂર મીટ માંડી હતી. દિનપ્રતિદિન એની તબિયત સુધરતી જતી હતી. વહેલી શક્તિ આવે તેવી ધારણાથી તેને લોહી આપવામાં આવ્યું. કોણ જાણે શાથી શરીરે તે સ્વીકાર્યું નહિ. ઘાતમાંથી બચી ગયેલી, પુનઃ જીવનને ભેટવા આતુર બનેલી મનોરમા મૃત્યુના પાશમાં ફસી પડી.

જેને જોઇને કોઈ પણ ગુજરાતીને અભિમાન આવે તેવું પહાડ જેવું અંગ, જોબનની નિર્દોષ ખુમારીમાંથી ઉદ્‌ભવતું કોઇ રમ્ય ઝરણાંના કિલકિલાટ સમુ એનું હાસ્ય, એનો ઊંડો, ઘેરો, મીઠો અવાજ, સ્નેહ–આનંદથી ભર્યું ભર્યું એનું હૈયું એ બધુ પ્રભુના કોઇ અગમ્ય આશયથી, તા. ૨૩–૮–૪૪ને દિને રાતે દસ વાગ્યે

આ પૃથ્વી પરથી અદૃશ્ય થયું. મનોરમા ગઇ, અકાળે સ્વર્ગસ્થ થઇ.

સ્વ. નરસિંહરાવનાં "સ્મરણસંહિતા" ની કેટલીક પંક્તિઓ આ સમયે યાદ આવે છેઃ

માત, ભગિની, મિત્રને
ઉર પડ્યા આ ઘાતને
તું ન શું જાણે કદી ?
ને શૂન્ય મૂક્યો તાન તેં.

માત દીન બની રહી,
ભગિની તો પડી એકલી;
અશ્રુ કોના કોણ, કહે,
આ ક્ષણ લુહે સ્થિર મન કરી ?

તો ય અશ્રુ ભેળવી,
સર્વ મળી ઉર ખોલતાં,
સ્મરણ તુજ અવસાનનાં,
કાઈ મધુર મધુરાં ઘોળતાં

મને અસલથી 'ડોસા' કહીને જ બોલાવતા. સરળ હૃદયી અને ઉગ્ર સ્વભાવના કપિલભાઈ હિન્દી કીર્તિ પ્રાપ્ત કર્યા પછી પણ અમારા જેવા કુટુબીજનો સાથે તો એવા ને એવા રહ્યા છે. વચમાં વચમાં તો કુરમદ મળતા અમારી સાથે કપિલભાઈ, ચંદુલાલ બાલાભાઈ નાણાવટી વગેરે પત્તા પણ ખૂબ રમતા.

દા ધીયા અમારા પડોશી હતા ત્યારે એમની સાથે હું ડ્રાફટ્સ્ બહુ રમતો. પરીક્ષિત રાયજી, તેમના પત્ની રશ્મિબહેન, રીંતુભાઈ, સનમુખભાઈ, હેમેન્દ્ર દીનાનજી અને તેમના પત્ની હર્ષદાબહેન, અને શિલ્પ નિવાસ તથા હરજી મૂળજીની વાડીમા રતનનદનરામ રહેતા અને તેમના પત્ની ગુણીબહેન, વગેરે સ્નેહીઓ સાથે અનેક પ્રસંગે કલાકોના કલાક અને દિવસોના દિવસ આનદમા ગાળ્યા હતા તે ભૂલાય તેમ નથી

ભાષાના અટપટા પ્રશ્નોના ઉકેલ માટે મુબઈમા જેમ હું જ્યોતીન્દ્ર દવે, ભાનુશંકર વ્યાસ અને ચન્દ્રશકર શુકલની મદદ લેતો તેમ સાન્તાક્રુઝમા રામપ્રસાદ બક્ષીની મદદ હુ માગતો અને માગું છુ અને મને તે વિના વિલબે અને સ્નેહથી મળતી અને મળે છે. રામપ્રસાદ–રામભાઈની તબિયત હમણા હમણા લથડેલી છે, બાકી તો આનદીલાલ પોદાર હાઇસ્કૂલના પ્રિન્સિપાલ તરીકે એ એમના સપૂર્ણ શ્વેત પોષાકમા સજ્જ થઈને જતા હોય–ધોળો ઝભ્ભો, આગીદાર ટોપી, ધોળા કોટ પાટલૂન સહ–ત્યારે એમના અંગની સપ્રમાણતા કોઈને પણ આકર્ષે અને એમની પીઠ જોનારને પણ એમ લાગી જાય કે આ વ્યક્તિ ક્રિકેટર હશે ગુજરાતી અને સસ્કૃત બને ભાષાના સાક્ષર છતા એમણે પોતાની શક્તિઓનો પૂરો લાભ ગુજરાતને આપ્યો નથી એ ચોક્કસ છે આ પ્રકારના ત્રણ ગુનેગાર તો હું જાણુ છુઃ જ્યોતીન્દ્ર દવે, ભાનુશંકર વ્યાસ અને રામભાઈ બક્ષી.

સાંતાક્રુઝથી અમારી કંપની કેનેરી ગુફા, એલીફંટા, કાંદીવનીની

ગૌશાળા, જુહુ વગેરે સ્થળોએ પાર્ટીમાં ઊપડતી. તેમાં અનેક પ્રકારનાં સ્ત્રીપુરુષો આવેલાં. સમુદ્રનો એક મોટો તરંગ કિનારા ઉપર પછડાય, તેનાં અસંખ્ય બુદ્‌બુદ જુદા જુદા સમૂહમાં વહેંચાઇને બે પાંચ ક્ષણ સાથે સાથે રમે અને પછી પાછાં એ મહાસાગરમાં ભળી જાય તેમ એવી અલ્પજીવી મહેફિલોમાં કંઈ કંઈ મનુષ્યો અમે સાથે મળતાં, અત્યારે ક્યાં હશે તેની ય ખબર નથી અને પાછા સમય થતાં તે મહાકાળમાં સમાઇ જશું.

એક પ્રસંગ સાંભરે છેઃ જુહુમાં થીઓસોફિકલ કોલોનીમાં અમે ઘણી વેળામાંથી એક વેળા દોઢેક માસ રહેલાં. તે વખતે પડોશીમાં ભાસ્કર મહેતા, ઊર્મિલા મહેતા, શાંતિલા દેસાઈ અને સરલા બાનરજી હતાં. એ દોઢ મહિનો અમે અત્યંત આનંદમાં ગાળેલો. સવારના હું, ઊર્મિલા, શાંતિલા અને સરલા સાથે દરિયે સ્નાન કરવા (અમે એને તરવાનું કહેતાં) કે પાણીમાં કૂદકા મારવા જતાં. બપોરે 'ઈનડોર' રમતો રમાય. સાંજના કિનારે 'ફ્રેંગ્ટ્‌સ્'ની રમત શરૂ થાય એમાં બાર બાર સ્ત્રીઓ અને એટલી જ સંખ્યામાં પુરુષો ભાગ લેતા. રાતના પાછી રમતો રમાતી.

સાંતાક્રુઝથી ત્રીજા પરામાં—અંધેરીમાં સર લલ્લુભાઇ શામળદાસનું કુટુંબ અમારા કરતાં પણ અગાઉથી આવીને વસ્યું હતું. એ કુટુંબની જોડે પણ મારે વર્ષોથી સારો સંબંધ બંધાયેલો છે. આપણામાં કહેતી છે કે સોનું ને સુગંધ સાથે સાધારણ રીતે હોઈ શકે નહિ, પણ એ કહેતી સર લલ્લુભાઇ (લલ્લુકાકા) અને તેમના ત્રણ પુત્રોએ અસત્ય ઠેરવી છે. એમને ત્યાં અસલથી જ શ્રી અને સંસ્કૃતિ સાથે જ રહે છે. અનેક પ્રસંગે એવું બનતું કે હું ત્યાં ગયો હોઉં તે વેળા ત્યાં મહેફિલ જામી જ પડી હોય. બહેકુભાઈ, ખંડુભાઈ, ગગનભાઈ, મંજળાબહેન, મધુરિકાબહેન, સૌદામિનીબહેન, જયન્ત, ખેલવી, કનૈયાલાલ વકીલ વગેરે ઉપરાંત દા. જયન્તકુમાર ભટ્ટ, રવિશંકર ભટ્ટ, જીતુભાઈ મહેતા વગેરે પણ હોય. હું જઉં એટલે હું પણ એમાં સામિલ થઈ

જાઉં. ધીમે ધીમે એ મહેફિલ ઉગ્ર બનતી જાય, આનંદની છોળો વધારે ને વધારે અવાજ કરતી ઉછળતી જાય એટલે લલ્લુકાકા પાસેના ઓરડામાંથી કહેવડાવે ' ધનસુખલાલ આવ્યો જણાય છે નહિ તો આટલું તોફાન થાય નહિ ત્યાંથી એને મારી પાસે મોકલજો '

એ પ્રમાણે હું લલ્લુકાકા પાસે જાઉં પણ ખરો અનેક વિષય સંબંધી હું એમની જોડે પણ વાતો કરું. લલ્લુકાકાથી માંડીને બટુભાઈ (વૈકુંઠ), ગગનભાઈ, ખંડુભાઈ (જ્યોતીન્દ્ર) વગેરે પાસેથી હું વાંચવાની ચોપડીઓ બંગલામાં મારતો જાઉં અને ઘેર જતી વખતે જ્યારે એમની કારમાં બેસું–તે વખતે પેટ્રોલ ઉપર અંકુશ નહિ એટલે કારનો ઉપયોગ છૂટથી થાય એ સ્વાભાવિક હતું–ત્યારે છ–આઠ ચોપડીઓ મારી કને હોય ! એમના કુટુંબમાં નાનામાં નાના બાળકથી માંડીને વહુઆરુઓ અને ખુદ લલ્લુકાકા પુસ્તકોના અને વિવિધ લલિત કલાના સાચ્ચા દર્દી ! દર મહિને નવાં નવાં પુસ્તકો બજારમાંથી આવે ને આવે જ પણ સાથે ખૂબી એ કે આટલાં વર્ષોથી એમને ત્યાં નવાં પુસ્તકો આવતાં મેં જોયેલાં પણ તેમને માટે નવાં કબાટો આવતાં જોયેલાં નહિ ! એટલે " લલ્લુકાકા લાયબ્રેરી " એક સ્થળે સ્થાયી નહિ પણ ફરતી હતી અને આજે પણ હિંદુસ્થાનમાં સારાં સારાં સ્ત્રીપુરુષોને ત્યાં એમણે વસાવેલાં પુસ્તકોમાંથી એકાદ બે પુસ્તકો નીકળી પડે ખરાં !

બટુકભાઈ અને મંગળાબેન ઊંડા સરોવર જેવાં શાંત, ખંડુભાઈ અને મધુરિકાબહેન, શાંત પણ ખરી અને મસ્તીએ ચઢતી એવી નદી જેવાં અને ગગનભાઈ તથા સૌદામિની તો વડીલ સ્નેહીઓના લાડમાં ઉછરેલાં આનંદનાં ફુવારા જ ગગનભાઇ આવ્યા હોય કલકત્તેથી કે દિલ્હીથી મોટા હોદ્દા અને ગોઠી ગંભીરતા ત્યાં જ મૂકીને આવ્યા હોય–ત્યારે ઘરમાં નિર્દોષ તોફાન મસ્તીનાં તરંગો ઊઠી રહ્યાં હોય. સર લલ્લુભાઇના કવિ–પુત્રી સુમતિને મેં ચાર પાંચ વાર જોયેલાં પણ તે વેળા એમની તબિયત ઘણી ખરાબ એટલે હું એમના ગાઢ પરિચયમાં આવી શકેલો નહિ અને પછી તો તે તરત મૃત્યુ

પામેલાં. ત્યાંના પુરુષવર્ગ જોડે હું પરિચયમાં આવ્યો તે ખંડુભાઈ દ્વારા મંગળાબહેન અને મધુરિકાબહેન જોડે નિકટ પરિચયમાં હું આવેલો ૧૯૩૨ની નર્મદની રંગલીલાથી અને સૌદામિનીને તો હું જન્મથી જ ઓળખતો હતો. ખંડુભાઈ (વૈકુંઠભાઈ) 'કોઓપરેટિવ મુવમેન્ટ'ના અત્યારે સ્થંભ જેવા થઈ ગયા છે અને ગાંધીજીના પરમ ઉપાસક તરીકે એમણે ખાદીપ્રચાર અને હરિજનો માટે ઘણું કર્યું છે. ખંડુભાઈ (જ્યોતીન્દ્ર) 'બોમ્બે લાઇફ' કંપનીના મેનેજિંગ ડિરેક્ટર છે, ટેનિસ ક્રિકેટ વગેરે રમતોમાં ઉસ્તાદ છે, ચિત્રકાર છે અને ચિત્રકારોને ઘણું સારું ઉત્તેજન આપનાર પણ છે આવી વ્યક્તિઓ ગુજરાતને કમનસીબે આપણે ત્યાં બહુ ઓછી છે. એમના પત્ની મધુરિકાબહેન ખંડુભાઈ મહેતાનાં બહેન થાય એટલે સંગીત પ્રત્યે એમનો પક્ષપાત સહજ ગણાય. ખંડુભાઈની પુત્રી અંજની અને ગગનભાઈની પુત્રીઓ નીના રેના અને ઉમા બાલ્યાવસ્થાથી જ નૃત્યના રસિયા. નર્મદની રંગલીલામાં મધુરિકા, પ્રતિમા અને લીલાવતી એ ગરબાઓમાંની નિષ્ણાત નિપુણીએ રંગલીલાને અદ્ભુત પ્રસિદ્ધિ અપાવેલી હતી, અને મારે એ નિપુણી સાથેની મૈત્રી ગાઢતર થઈ તે પણ તે વખતથી જ. એવી જ મેં 'ગાયુંડ'નો સંગ્રહ (૧૯૫૪) એ ત્રણ સન્નારીઓને— મધુરિકા મહેતા, પ્રતિમા ઠુસર અને લીલાવતી દરુને અર્પણ કરેલ

આ સ્થાને એટલું પણ કહી દઉં કે 'મેટરલિંકના નિબંધો' નલિનકાન્ત દીવેટિયાને, 'હું અને સરલા' જ્યોત્સ્ના મહેતા અને મનોજ મહેતાને 'વાર્તાવિહાર' પૂર્ણિમા મહેતા અને મેના મહેતાને, 'કેસ્નો ફાન' મૃણાલિનીની હઠીસંગ, મનોરમા ઠાકોર અને મંજરી પંડ્યાને, અને 'સરી જતું સુરત' કમળા ગાંધી, શાન્તુ ગાંધી અને નીમુ ગાંધીને અર્પણ કરેલ છે

અહીં મારાં ગણ્યાગાંઠ્યા પરમ મિત્રોમાંના બે–કિસનલાલ દરુ અને લીલાવતી દરુ એ દંપતીનો આછો પરિચય અને એમણે મારાં

વિષાદમય માનસને આપેલ સ્વાસ્થ્યનો અંગુલિનિર્દેશ આપુ તો અસ્થાને નહિ ગણાય

આ દંપતીને છૂટા છૂટા તો હુ લાંબા કાળથી ઓળખતો હતો કિસનલાલના વડીલ બંધુ પ્રસન્નલાલ એ મારા મિત્ર જેમણે, યુજેન સેંડોના શિષ્ય હોઈ, પોતાનુ શરીર પણ અતિ સુદૃઢ બનાવ્યુ હતુ. અને ન્યાતોમા પીતાંબર સાથે માન તસતસતો કબજો પહેરીને એ નીકળતા અને મારા જેવા અનેક યુવકોની ઈર્ષ્યાનું કારણ બનતા હતા પ્રસન્નલાલ જેટલા પણ કિસનલાલ તો ઘણા ઓછાબોલા, છતા હુ એમને ઓળખુ તો લગભગ ૧૯૦૪થી તે વખતે પણ સીધા સેંથા અને વળકણીયા વાળવાળા મોહક કિસનલાલ વસ્ત્રપરિધાનની કળામા નિષ્ણાત હતા એમના પત્ની શીલાવતીના પિતાનુ ઘર મારી નાની બહેનના ઘરની સામે એટલે લગભગ એમના જન્મથી હુ એમને ઓળખતો એમ કહી શકુ પણ ૧૯૦૯મા જ્યારે એ સાતેક વર્ષના હશે ત્યારે અમે હજીરામા એકઠા થયેલા એમ અમને યાદ છે

પણ આ પ્રસંગોને ઉપસ્થિત થવાને વર્ષો વહી ગયા ૧૯૩૨મા કિસનલાલ સિંધિયામા વીક દિવસ માટે આવેલા અને શીલાવતી નર્મદની રંગની નામા સાથે થઇ ગયા જાણે સર્જનજનો સ્નેહ અને સબંધ હોય એમ આ દંપતીએ મને અપનાવી લીધો, મિત્ર તરીકે અને બહુ નાજુક તબિયતવાળા અને કાંઈક કમઅક્કલવાળા બાળકને ઉછેરતા હોય તેવી રીતે એમના બદલામા મે એ બંનેને વધુ પડતી અક્કલથી ઉભરાઇ જતા મારા પરમ મિત્રો તરીકે મારા હૃદયમા નિરંતરનુ સ્થાન આપ્યુ એક ફિલસૂફ કહી ગયો છે કે જે મિત્રો સાથે તમે કલાકોના કલાક મૌન સેવી શકો-સાધી શકો તે મિત્રોની મૈત્રી સાચી, કસોટીએ ચઢેલી હુ એ બંને સાથે કે એમાથી કોઇપણ એકની સાથે કલાકો સુધી મૌન ધારણ કરીને બેઠેલો છુ અને એને પરિણામે મારા દાઝેલા હૈયાને અદ્ભુત શાંતિ મળેલી છે પહેલા મોરા-

૨૭ ગોકળદાસની ચાલમાં અને પછીથી સોનાવાળાના બીલ્ડિંગ્ઝમાં કે પછી કોઈ સીનેમાના થીએટરમાં કે અમારાં પ્રિય સ્થાન 'વેસાઈડ' માં અમે ત્રણ બેઠાં હોઈએ, કલાકોના કલાકો સુધી ચર્ચા કરતા હોઈએ પણ એમાં જરા પણ વિખવાદ ઉદ્ભવ્યો હોય એવુ સ્મરણમા નથી અશાંતિ ટાળવાનું ઔષધ લગભગ અપ્રાપ્ય છે. કોઈને મળે છે તો તે અમુક એકાદ આંગળીને વેઢે ગણાય તેટલા માનવી પાસે જ એટલા ઓછી સંખ્યાના મારા પરિચયવર્તુલમા આવેલ માનવીઓમા કિસન-લાલ અને શીલાવતી છે જ.

શીલાવતી જ્યારે સાસરે આવ્યા ત્યારે એમની કેળવણી અને જ્ઞાન અતિ પરિમિત દશામા પણ પતિની સહાનુભૂતિથી એમણે પ્રતિકૂળ સયોગોની પરપરામા અગ્રેજી, મોન્ટેસોરી, સગીત અને નૃત્યના ક્ષેત્રોમા સારુ જ્ઞાન સંપાદન કર્યુ છે.

અગ્રેજી અને વસ્ત્રપરિધાન કલામા એમને કિસનલાલ તરફથી, મોન્ટેસોરીમા સ્વાનુભવથી, સગીત કૈતોશિપ સ્કૂલના ભીમરાવ શાસ્ત્રી અને પડિત ઓમકારનાથ તરફથી, ચિત્રકલામાં અને નૃત્યકલામા પુલિન દત્ત, એણાક્ષી રામરાવ, નવકુમારસિહ અને બીજા અનેક કલાકારો પાસેથી એમને ઘણી સહાય મળી હતી એ ત્રણ ગરબામા એમની ગરબા-યોજનકલાની, બેએક રાસમા અને સાહિત્ય સ સદ્ના વાર્ષિકોત્સવમાં એમણે પોતે કરેલ નૃત્યમા એમની સ્વત ત્ર નૃત્યકલાની, તા ૩–૮–૧૯૩૫ ને દિવસે થયેલ એક કોન્સર્ટમા, રોયલ ઓપેરા હાઉસમા એમણે યોજેલ એક નાની 'પ્રભાતદર્શન' ( મીઠી નજરે પાન ૯૮ ) નામની સગીતનૃત્ય નાટિકામા એમની યોજનની ઉચ્ચ પ્રકારની નૈસર્ગિક શક્તિઓના દર્શન મે કરેલા કનૈયાલાલ વકીલને પણ એમની નૃત્ય કલામાથી નીતરતી નૈસર્ગિક શક્તિનો ઊચો અભિપ્રાય હતો પણ પ્રતિકૂળ સયોગો, વધતું જતું વય અને દિનપ્રતિદિન લથડતી જતી તબિયતને લઈને એમણે આ બધા ક્ષેત્રોમા એમનાથી થઈ શક્ય તેટલું

કાર્ય કર્યું નહિ–એમનાથી થઈ શક્યું નહિ એ આપણા જીવનમાં રહેલ કરુણાંશનો પુરાવો માત્ર છે.

નર્મદની રંગલીલાનાં રીહર્સલો સમયે મધુરિકા મહેતા, પ્રતિમા ધ્રુવ અને શીલાવતી દરૂ સાથે નિર્લેપ ગપ્પાંના ગાળેલા કલાકો જીવન-સંભારણામાં મીઠી વીરડી સમા મારા હૈયાના એક ખૂણામાં હજીયે એવા ને એવા તાજા સ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે. અને કિસનલાલ શીલાવતી દંપતીનું યુગલ તો આજે પણ સંસારની બળતી જ્વાળાઓ મને બાળીને ભસ્મ ન કરે એ કાર્યમાં જે થોડીઘણી વ્યક્તિઓ સક્રિય સાહાય્ય અર્પી રહી છે એમાંનું એક ગણી શકાય.

અને રમણિક સુખડીઆ: અમારા કલમ મંડળના બે મંત્રીઓ-માંના એક મંત્રી. હજી મને યાદ છે: ભટવાડીમાં એક જગ્યાએ એ નર્મદ રંગલીલાના રીહર્સલો થતાં. મુખ્ય ગરબાના રાગ વિશે ચર્ચા ચાલતી હતી. તબલચી તબલાં ઉપર બેઠો હતો, તેની પાસે એક પ્રૌઢ યુવાન ઓરગન ઉપર ગંભીર મુખમુદ્રાએ બેઠેલ. માથે તાલ, વિચારવન્ત આંખ, અણીયાળું થતાં થતાં અટકી ગયેલું નાક, ગંભીર વદનના પ્રમાણમાં કાંઇક ચંચળ અને અદ્રઢતા બનાવતા ઓષ્ઠ, ઊર્મિલ હાથ અને તેની અંગુલિઓ, હાથમાં સિગારેટ, અતિશય સુઘડ ચંપલ, શ્વેત, ઝીણું ધોતિયુ અને સફાઈદાર છતાં ઇસ્કી નહિ એવી કફની એ એમનું વર્ણન સામે લગભગ દોઢેક ડઝન યુવતીઓ જેમાં શીલાવતી, મધુરિકા, પ્રતિમા અને નાજુ વાડીઆ પણ હતાં. આ બધાંનું ધ્યાન પોતાના તરફ છે કે નહિ એની યત્કિંચિત્ પણ દરકાર કર્યા વિના ચન્દ્રવદન મહેતા કશુંક બોલ્યા જ કરતા હતા–એમાં નવાઇ જેવું નથી, એવું તો એ ઘણી વાર કરે છે. મને જોઇને એમને શૂર છૂટ્યું; એમણે ધાંટો પાડીને કહ્યું: "અરે નવાબ, તારી નવાબી આવાં અનિય-મિતપણાથી ચાલવાની નથી. વળ્ શું છરી: આ બધી સન્નારીઓને તો તું જન્મથી જ ઓળખે છે–તું નહિ ઓળખતો હોય છતાં તું કહે

છે તો એમ જ. પણ આને તો તું જન્મથી નહિ જ ઓળખતો હોય નથી જ ઓળખતો આ આપણા રમણિ ભાઇ સુખડીઆ સંગીતમ ભજનના ઉસ્તાદની વિકે ઉગાડી મૂકે તેવા–અને રમણિ ! તું તે આ નામને ઓળખે છે ને ? નહિ ઓળખતો હોય તો ઓળખવાની ખાસ જરૂર નથી" મને ધ્યાન છે ત્યાં સુધી મારી અને રમણિ સુખડીઆની આ પહેલી મુલાકાત

ગેએ એક ઠેકાણે કહ્યું છે કે બે વ્યક્તિઓ પ્રથમ મળે છે ત્યારથી જ તેઓના માનસ એક બીજાને–પરસ્પર ઓળખી લે છે . એમાં સહેજ વધારો કરીને કહું છું કે એ લોકો એ પ્રથમ મુલાકાતે મૈત્રીની મર્યાદા પણ બાંધી શકે છે કે તેઓ ક્યાં સુધી જઈ શકે ગમે તે હો પણ ત્યારથી લગભગ હાસ્યરસિક પરિચયથી ઉત્પન્ન થયેલ મૈત્રી દિનપ્રતિદિન, ધીમે ધીમે પણ વધતી તો ગઈ જ અને અત્યારની ઓછાઓની પણ ગાઢ મિત્રતામાં પરિણમી છે . નમ મડળમાં તો તે પછી, ૧૯૨૩–૨૪માં જોડાયો અને સુખડીઆ મડળના મંત્રી થયા એમના કહેવા મુજબ ૧૯૩૬માં નમ મડળની મુલાકાતો ઉપરાંત . ઘણી યે વાર ગેલોશિપ સ્કૂલના એમના ઉપરના રૂમમાં એમની સાથે બેઠેલો છુ તે સમયના એમના અને મારા કેવળ નિરંકુશ વાર્તાલાપ ઉપરથી મને એમના હૃદયની સ ળ ઊર્મિતા, સ્નેહ, મમતા, સમાગના સુખદુ:ખ પરત્વે બેફિકરાઇ, પોતાના સ્ત્રી–પુરુષ ઉભય મિત્રો તરફનો એકધારો વિનય અને આ બધા ય ગુણોને ઢાંકી દેતા પોતાનુ ઔદાર્ય અને સામાના અવગુણને બ ને ગુણ ગ્રહણ કરવાની મનોવૃત્તિ એ સર્વના વિચાર આવેલા અમારી મૈત્રીના ઊંડાણનું ખરું ભાન મને મારા પચાસમી વર્ષગાંઠ ઉજવાઇ તે સમયના સમારંભ વખતે થયેલું પણ પાછળથી મારી તબિયત બગડી એ મૈત્રી માણવાના પ્રસંગો એને પરિણામે ઓછા થતા ગયા અને દાક્તરોએ મારા આનંદો ઉપર પણ પ્રતિબંધો મૂક્યા

એક બહુ નાનો છતાં રમણિકભાઈના સ્નેહાળ હૈયાની સાક્ષી પૂરતો પ્રસંગ. ૬ જાન્યુઆરી, ૧૯૪૭માં ડનમ મંડળની બેઠકમાં ગયેલો. ફેબ્રુઆરીમાં મને માંદો પડ્યો તે ઠેઠ સપ્ટેમ્બરમાં પાછો ડનમ મંડળમાં ગયો. મને એમણે દૂરથી ગોવાળીઆ ટેંકનું મેદાન વટાવતો હતો ત્યારથી જોયો એટલે એ મિત્રનું હૈયું આનંદથી નાચી ઊઠ્યું. એમણે નોકરને દોડાવી ફૂલનો હાર મંગાવી લીધો. અને બધા સભાસદો હાજર થઈ ગયા એટલે એમણે એ હાર મને પહેરાવી દીધો. આ બધી ક્રિયામાં બાળક દેખાય એવો તોફાનનો પણ પહેરાવતી વખતે એમની આંખમાં જે સ્નેહભાવ ઉભરાઈ જતો હતો તે જોઈ શકાયો. અમારાં નાટકો અને કોન્સર્ટોમાં, જમણોમાં અને નાસ્તાપાણીમાં મળી છતાં તેમનું સ્થાન પહેલું જ હોય. જે દિવસે રમણિકભાઈની હાજરી નહિ એ દિવસે પંચોતેર ટકા સભાસદો ગેરહાજર! એવા અમારા મિત્ર રમણિક સુખડીઆ!

મારા બીજા મિત્રોમાં માનતી દલાલ છે એ અને એમના પતિ જયન્ત દલાલ જાણે પોતે બે ઓછા હોય એમ કિસનભાઈ અને લીલાવતીએ આ જોડીની સાથે મને પરિચય કરાવેલ. માનતી એટલે વાચાળતાની પરિસીમા, હાસ્યનો ફુવારો છતાં અતિ સુંદર ગંભીર ભાવોથી ભરપૂર પત્રોની પરંપરા. એમને પત્રલેખનકળા સાધ્ય છે. એમના પત્રો ભાવનાભર્યા છતાં હાસ્યથી રંગાયેલા. મોટાં સપનાં સેવનાર પણ એની સિદ્ધિ માટે પરિશ્રમ કરવાને જરા પણ તૈયાર નહિ. માનતીબહેનના તોફાનમાં એમની મશ્કરીઓમાં સુંદર સુરતી નિખાલસતા અને સરળતા. એમને પી. એચ. ડી. થવાના, લેખિકા થવાના, સંગીતશાસ્ત્રી થવાના કોડ ઘણા છે પણ બેબીઘેલા માલતીબહેનને ફુરસદ ન મળે! અને કદાચ એમ પણ બને કે પી. એચ. ડી. થવાના, લેખિકા થવાના, સંગીતશાસ્ત્રી થવાના એવાં એવાં સપનાં એમનાં સાચાં પડે તો જેવાં છે તેવાં, બધાંને ગમે તેવાં, માનતીબહેન બદલાઈને શ્રીમતી માનતી દલાલ થઈને ભારેખમ સન્નારી અને સમાજના એક નેતા થઈ જાય!



શ્રી મંજુ કારા

અને મંજુ પારેખ (મંજુ કારા)ને કેમ ભૂલાય ? એ વિચિત્ર અને અનેક દિશામાં સિદ્ધિ પ્રાપ્ત કરનાર બહેનની મૈત્રી પણ શીતાવતીએ જ કરાવેલ. એમના નામ અને કામથી તો હું લાંબા સમયથી પરિચિત હતો, પણ પ્રત્યક્ષ પરિચય બંધાયો એક વખત ડફરિન સ્ટીમર ઉપર અમે એના વાર્ષિક મેળાવડા વખતે સાથે ગયેલા ત્યારથી. ફેલોશિપના ચમનના સિતારામાંની એ એક યુવતી. બંગાળી ગીતો ખરેખર મીઠાશથી અને દિલથી ગાનારા મુંબઈમાં ગણ્યાગાંઠ્યાં છે એમાં મંજુ કારા જરૂર પોતાનું સ્થાન લે. પુલિન દત્તના હાથ નીચે શીખેલી એટલે એની ચિત્રકલા ઉપર એમની ઊંડી છાપ ખરી. લેધર વર્ક કહો, ચોપણીભરતું

કામ કરો, લુગડાં ઉપર પ્રિન્ટિંગ કરો, વસ્ત્રપરિધાનકલા કરો, જેવી નિર્દોષ મસ્તી યૌવનમાં યુવતીઓએ કરવી જ જોઈએ એવી મસ્તી કરો, એ બધાંમાં મંજુ બહેન પહેલો નંબર. મારા જેવા ઉદાસીન થતા જતા માણસને પણ મહેફિલોમાં ઘસડી જવાની શક્તિ ધરાવનાર તે મંજુ. ચંચળતાની મૂર્તિ સમી છતાં પ્રૌઢોને પાછાં પાડે તેવી ઠરેલ, બાળકોના જેવાં પ્રચંડ તોફાન કરવાવાળી પણ વૃદ્ધોને શરમાવે તેવી, સામાના દુઃખો ઝીલનારી, વિવિધ લલિતકલામાં ઓતપ્રોત થઈ જનારી છતાં ગૃહકાર્યમાં પણ રસ લઈ એ કાર્યને પણ લલિતકલા બનાવી દેનારી, વહાલસોયી, નિરાભિમાની, નિરાડંબરી એ અમારી મંજુબહેન.

અને રણછોડદાસ ગાંધી, તેમના પત્ની મોંઘીબહેન અને ત્રણ પુત્રીઓ કમળ, શાન્તુ અને નીમુ ! કેવળ સામાન્ય પ્રસંગોમાં આ કુટુંબની જુદી જુદી વ્યક્તિઓ જોડે મારે પરિચય થતો ગયો. એવા સામાન્ય પ્રસંગોને લઈને વધતો ગયો અને છતાં અત્યારે એ સંબંધ–એ પરિચય હું એમના કુટુંબનો જ હોઉં, એ છોકરીઓ મારાં કુટુંબની જ હોય એટલો ગાઢ થઇ ગયો છે. થોડે થોડે દિવસે હું આ ત્રણ બહેનો મારેનું એક સંયુક્ત નામ શોધી કાઢું છું એ પ્રમાણે અત્યારે જ્યારે હું આ લખી રહ્યો છું ત્યારે–એ ત્રણે બહેનોનુ ભેગું નામ 'નિશાકમળ' મેં પાડી દીધુ છે,

કાંઈ વર્ષો પહેલા એકાદ સંસદ્‌ના મેળાવડામાં હું જતો હતો. સાથે મારી મોટી પુત્રી પૂર્ણિમા આવતી હતી. તેણે પોતાની એક બહેનપણીને સાથે લઈ આવવાની ઇચ્છા બતાવી અને મે તેની હા પાડી. સાંતાક્રુઝના સ્ટેશને તે દિવસે સાંજે ચારેક વાગ્યે એ બહેનપણી સ્કૂલમાં ભણતી–ઘેરવાળો ઘાઘરો અને લાલ બાંધણીની ઓઢણી પહેરીને આવી પહોંચી. પૂર્ણિમાએ મને ઓળખાણીઃ "આ મારી બહેનપણી નીમુ." નીમુએ પગે લાગીને સ્મિત કર્યું.

ગોવર્ધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓ અને

વિદ્યાર્થિનીઓ તરફથી અને ભાનુશંકર, અનન્ત વીણ અને ધનસુખલાલના દિગ્દર્શન નીચે મુનશીજીનું 'સ્નેહસંભ્રમ' તા. ૨૭ ઓક્ટોબર ૧૯૩૮ને દિને ભજવાયું. તેના રીહર્સલો લેવા અમે જતા હતા. ડા. દીક્ષિત, ડા. શાહ, મનોરમા હઝરત, મંજરી પંડ્યા વગેરેને અભિનય કરતા જોયાં. આરંભનાં રીહર્સલોમાં અવેતન અને બિનઅનુભવી નટનટીઓ જેવો અભિનય કરે તેવો અભિનય અમે જોઇ રહ્યા હતા, એવામાં જસકોર કાકીનો પાર્ટ ભજવવાનો આવ્યો. ઠીંગણી, જાડા કાચના ચશ્માવાળી, અતિ શ્યામળી એક નાજુક યુવતી આવી અને શરમાતી, સંકોચાતી એક ખુરશી ઉપર બેઠી. હું સિગારેટ પીતો પીતો ભાનુભાઈ સાથે ગપ્પા મારતો હતો. અચાનક પેલી યુવતીએ જસકોર કાકીનાં વાક્યો બોલવા માંડ્યા "વળી મેં શાનો ફટવ્યો?" મારાથી બોલાઇ જવાયું. "રંગ છે જસકોર કાકી!" એ પાર્ટ લેનાર તે કમળ ગાંધી

પણ પછી તો એ કમળ ગાંધીને ટાઇફૉઇડ થયો અને એનું સ્થાન શૈલબાલા દીવાનજીએ બહુ જ સરસ (વચમાં વચમાં હસતા ન હોત તો તો એથી પણ સરસ થાત) રીતે લીધું ૨૯-૩-૧૯૩૯ને દિવસે અમે 'સ્નેહસંભ્રમ' રોયલ ઓપેરા હાઉસમાં ભજવ્યું, તે વેળા આખરે જસકોર કાકી તરીકે કમળે રંગભૂમિ ઉપર દેખાવ દીધો. મેકઅપમાં ખામી રહેવાથી એ આધેડ વયની સ્ત્રી માટે કમળ જરા કુમળી પડી અને રંગભૂમિની બીકથી એ સ્વસ્થ રહી શકી નહિ. બાકી એનો અવાજ, એના અવાજનો લહેકો વગેરે જસકોર કાકીને શોભે તેવા હતા એમાં કશો શક નહિ. અત્યારે તો કમળ ડાક્તર એમ બી બી એસ થઈ ગઈ છે અને હજી આગળ અભ્યાસ કર્યે જાય છે

નીમુએ મારી પાસે અમુક પુસ્તકો મગાવેલાં કોઈ સાથે મોકલવા કરતાં હું જાતે જ આપી આવું એવા વિચારથી એક રવિવારે હું જાતે જ ગયો તે વેળા હજીએ અતિશય બેડોળ બનાવેલ મારી પાસે

એક ડગલો હતો અને તેની સાથે શોભે તેવી ટોપી પણ હતી. મારી પુત્રીઓ અને ભાણેજો મને બહુ કહેતી કે "તમે આ બે વાનાં ન પહેરો, તમે બહુ વરવા લાગો છો." પણ હું એ સલાહથી ડગેલો નહિ. એ દિવસે હું એ બે વાનાંથી વિભૂષિત થઈ રણછોડદાસ આંધીને ત્યાં ગયો. હું એમને ઓળખું નહિ. એ મને ઓળખે નહિ. મને ઓળખનાર નીમુ અને દાક્તર કમળ ઘરમાં નહિ.

મને એમણે પૂછ્યું: શું લાવ્યા છો ?

મેં કહ્યું: ચોપડીઓ.

એમણે પૂછ્યું: કોને માટે અને કોના તરફથી ?

મેં જવાબ આપ્યો: નીમુબહેન માટે અને ધનસુખલાલ તરફથી.

એમણે કહ્યું: મૂકી જાઓ.

હું ચોપડીઓ મૂકીને ચાલ્યો ગયો. રણછોડદાસજીએ નીમુ અને કમળ ઘેર આવી એટલે કહ્યું : "ધનસુખલાલનો ભટ આ ચોપડીઓ આપી ગયો છે, તે ફોનથી એમનો આભાર માની લેજો."

નીમુએ ફોન ઉપર આભાર માનવા માંડ્યો ત્યારે મને ખબર પડી કે હું પ્રખર હાસ્યકાર, નવલિકાકાર, કલાવિવેચક અને હોશિયાર અવૈતન નટ ધનસુખલાલ નથી પણ માત્ર એમનો ભટ છું ! આ પ્રસંગથી રણછોડદાસજીના કુટુંબ જોડે હું વધારે નિકટ પરિચયમાં આવ્યો.

ધીમે ધીમે એ કુટુંબના ગાનસની મીઠી સૌરભથી હું પરિચિત થતો ગયો. મારા 'મીઠી નજરે'ના સંગ્રહના અર્પણમાં મેં લખ્યું છે કે "જેમણે પોતાનાં હૈયાની મીઠી નજર મારા પ્રત્યે ઢાળી છે તે બધાં ય સ્નેહીઓને આ 'મીઠી નજરે' જીવનને આથમતે અજવાળે અર્પણ કરું છું." તેમાં દર્શાવેલ સ્નેહીઓમાં આ ત્રણ બહેનોની ત્રિપુટી કમળ, શાન્તુ અને નીમુ પોતાનુ સ્થાન સરલતાથી લે છે.

વચલી બહેન શાન્તુ બહુ ઓછાબોલી. એ બહેન હાલ એમ. એ.

થઈ ગઈ છે. અને હવે પીએચ. ડી.નો અભ્યાસ કરી રહી છે.

ધીમે ધીમે નીમુ ગુજરાતી તેમ જ અંગ્રેજી સાહિત્યની કૃતિઓ વાંચતી ગઈ અને તેની ગુણગ્રાહક શક્તિ વિકસતી ગઈ. 'અમે બધાં' વાંચીને એમાંનાં ધનસુખલાલનાં પ્રકરણ ક્યાં અને જ્યોતીન્દ્રનાં ક્યાં એ એક પ્રકરણ ( જે અમે બેએ અધું અધું લખ્યું છે ) સિવાય સાચી રીતે કહી શકનાર જે થોડાં વાંચનાર હું જાણું છું તેમાં નીમુ અને કમળ આવે છે. નીમુ એપ્રિલ, ૧૯૪૫માં એમ. બી. બી. એસ. ની છેવટની પરીક્ષામાં બેસવાની છે અને પછી તેની મોટી બહેન ડા. કમળ પેઠે એમ. ડી.નો અભ્યાસ કરવાની છે.

આ જ આ બહેનો ઘડિકમાં મારી નાની સખીઓ, ઘડિકમાં મારી નાની બહેનો અને ઘડિકમાં મારી પુત્રીઓ થઈ ને મારા હૈયાને શાંતિ અર્પતી રહી છે.

શ્રી ચંદ્રવદન મહેતા

---

## પ્રકરણ સોળમું

નબળી તબિયતને લઈને વાચનનું વ્યસન પડ્યું અને એ વ્યસનને લઈને એકાંત અને મૌન પ્રિય થઈ પડ્યાં. પણ હું ખુદ પ્રસંગોની પરંપરાથી અને તબિયત વધુ લથડવાથી મનુષ્યોનો સહવાસ ઠીક લાગવા માંડ્યો, એટલું જ નહિ પણ અમુક વખતે તો ઇષ્ટ પણ જણાવા માંડ્યો. અલબત્ત, હજી માનવમેદનીમાં તો હું એકલોઅટૂલો હોઉં એમ જ જણાય છે.

ઘણુ કરીને ૧૯૩૩-૩૪ની વાત : યશવન્ત પંડ્યા, એમ એ, તે વખતના ઊંચી આશા આપનાર, ચમત્કારભર્યાં અને ચમત્કારવાળા સંવાદોભર્યાં એકાંકી અને ત્રિઅંકી નાટકો લખનાર પણ હમણાંના ઓમ્બ્રે લાઇફ કંપનીના દિલ્હીની શાખાના મેનેજર, એમણે મને કહ્યું: "અમારું એક મંડળ જેને અમે 'જીવનમંડળ' કહીએ છીએ તેની એક મીટિંગ 'મીના' રેસ્ટોરાંમાં ભરવાની છે માટે જરૂર આવજો અને હવેથી તમે એ મંડળના એક સભ્ય છો એમ પણ માની લેજો.' તે વખતે કયા માનવંત પરોણા આવનાર હતા તે તો અત્યારે યાદ નથી પણ આવી સંપૂર્ણ કાયદેસર રીતિએ હું એ જીવનમંડળનો સભ્ય ચુંટાયો !

વર્ષો પહેલા સાકીના "સર્જાતુ સાહિત્ય" નામના અઠવાડિક પત્રની ઓફિસમાં બેઠો. બેઠો હુ ભાઇ સાકી જોડે ગપ્પા મારતો હતો. ગપ્પા જોરમા ચાલતા હતા તેવામા એક ભરાઉ શરીરવાળો, જીવનમા રહેલ આનદ સરળતાથી પ્રાપ્ત કરી શકે અને પ્રાપ્ત કર્યો હોય તેવો યુવક નિખાલસ હાસ્ય વેરતો રૂમમાં પ્રવેશ્યો હુ વિકેટમા બરાબર 'સેટ' થઇ ગયો હતો એટલે હું તો બાઉડરી પર બાઉડરી મારતો ગયો વાત પૂરી થઈ ચાહ પીવાઈ રહી. સિગરેટો ખાક થઈ એટલે હુ બધાને સલામ કરીને ઘેર પડ્યો થોડા દિવસ પછી સુદર નોટ પેપર ઉપર લખાયેલ એક પત્ર આવ્યો. તેમા લેખકે 'સાકીની ઓફિસમા આપણે મળ્યા હતા' એવો આરભ કરીને પોતાનો પરિચય આપ્યો હતો તે પરિચય આપનાર તે યશવન્ત પડ્યા, એમ એ. પછી તો પત્રવ્યવહારની ઝડી ચાલી 'પડદા પાછળ' 'મદનમદિર' અને 'અ સૌ કુમારી' મે આનદથી માણ્યા પત્રોમા એ વિશે લબાણથી ચર્ચા પણ કરી યશવંત પાના ગ્યા ત્યારે 'શરદ' વાર્ષિક પ્રસિદ્ધ કરતી વેળા મેં એમની પ્રકાશનકલાની શક્તિઓ જોઈ. ગમે તેવા ક્થીર લેખને કચન બનાવે એવી એ શક્તિ એમનામા, વિજય-રાયમા અને પરમસુખભાઈમા છે. પણ યશવંત તો દિલ્હી ગયા અને



શ્રી જ્તુભાઈ મહેતા
અને શ્રી ધનસુખલાલ

સાહિત્ય પ્રત્યેની એમની અભિરુચિને તેઓ અહીં મૂકતા ગયા !

મીના રેસ્ટોરામાં યશવન્ત પંડ્યા પોતે, કિસનસિંહ ચાવડા, જસુભાઈ ધ્રુવ, જમુ દાણી, ભાનુશંકર વ્યાસ સુંદરજી બેટાઈ, યજ્ઞેશ શુક્લ, જ્તુભાઈ મહેતા, ઉમાશંકર જોષી, સ્નેહરશ્મિ અને ચન્દ્રવદન ચીમનલાલ મહેતા હતા બીજા પણ કદાચ હશે પણ સ્મરણમાં નથી

આટલા સભ્યો ઉપરાત, રફતે રફતે, તેમાં રમણિક સુખડીઆ, રમણ વકીલ, રમણિક ત્રિવેદી જ્યોતીન્દ્ર દવે, શંકરપ્રસાદ રાવળ, જયકૃષ્ણ વર્મા, ચન્દ્રકાન્ત ત્રિવેદી, ફિરોઝ ભરૂચા અને પરમસુખભાઈ ઉમેરાયેલા તેમાથી કિસનસિંહ પન્ના જઈને પછી વડોદરે ગયા યશવન્ત દિલ્હી, રમણિક ત્રિવેદી વડોદરા, જયકૃષ્ણ વર્મા જુનાગઢ, ઉમાશંકર અને સ્નેહરશ્મિ અમદાવાદ ચાલ્યા ગયા

આ પ્રમાણે "સબ ગબ કે વહા ચલ ગયે"
અને અમે આગી ક્હેતા "ઉ નકે પ ચહા રહે ગયે!"

પહેલા બુધવારે અને હવે શુક્રવારે હોશિપ ક્લબમાં, એમના સચાવોના સ્નેહભાવથી અમારી હવે 'બેગમ જા'ની નહિ પણ 'ક્લબમ જા'ની મહેફિલો વગેરે 'બેગમ ક્લા' નામ હતાં ચિહ્નવું છે વ્યક્તિગત અમે ભિન્નવા હોદ્દેદાર ઘણુ મ જા તરીકે અમે એવા નથી એ ધ્યાન ની વાત પ્રસિદ્ધ કરવા ખાતર અમે એનુ નામ 'ક્લબ મ જા' રાખ્યુ છે અને હોન્સરી, નાગરો, વગેરે સભાઓ વગેરે ગો વવા હોય, પ્રતિષ્ઠિત પરોણાઓને જમવા બોલાવવા હોય કે ચાહપાણી ઉપર બોલાવવા હોય તે વેળા મોખા રે અમને હો પણ જોઈએ એમ વારીને અમે સંયુક્ત નહી તરીકે મણિક નુખડીઆ અને જમુનાઈ દાણીના નામ મૂક્યા અને પ્રમુખ તરીકે મારુ નામ મૂકાયુ નાચ઼ આરમા જેમ અમુક પ્રસંગે જ અમને ગી પોતાક પ્રેરવાનો હોય, ત્યારી તે અમે તે પોતાક પહેરી શકો તેમ અમારા ક્લબમ-જામા અમુક પ્રસંગોએ જ અમારે અનારા ઓદ્ધાની અમનતાની ભોગવવાની અને સભ્યો પણ અમને એ નામથી બોલાવે બાકીના દિવસોમા અમારામાથી કોઈ એ આજન સભાગે નહિ।

ધારાધોરણ ઘડવા, સભ્યો વધારવા વગેરે ડાહી ડાહી સૂચનાઓ અમને આવેલી, પણ એ વિશેનો ન્હવો અનુભવ અમને બધાને થયેલો એટલે તેની અમે સાફ ના પાડી દીધી હા, અમારી શુક્રવારની સભાઓમા જેમને આવવાની ઇચ્છા હોય તેમણે એમના મહેમાની સાથે ચાલ્યા આવવુ એ પ્રમાણે ગુજરાતની ગુણસુન્દરી સુ વાસિનોને પણ સભાસદ તરીકે દાખલ કરી જોઈએ એમ કોઈએ કહેલુ પણ લગભગ સર્વ નુમતે અમે ઠેરવેલુ કે જગતનો એક ખૂણો તો અવશ્ય એવો હોવો જોઈએ કે જેમા અમે આ પુરુષજાતિના સામાન્ય ગુણોથી દૂર અને એથી નિર્ભયપણે બેસી શકીએ અને સુખદુ ખની વાતો ગી શકીએ

અને સાંભળી શકીએ; એમાં પણ શા, જ્યારે એ ગુજરાતણો કે પછી હિન્દવાણીઓને ઈચ્છા થાય ત્યારે તેઓ ખુશીથી અમારી કોઈ સભામાં અતિથિ તરીકે આવી શકે છે અને તે સમયે અમે આદરસત્કારમાં કદી ઓછા પડયા નથી અને પડશું નહિ, એની અમે ખાતરી આપી શકીએ તેમ છીએ.

અમારા સભ્યોને કોણ નથી ઓળખતું ? અને એમના બધા તરફથી જુદા જુદા પ્રસંગે જુદે જુદે પ્રકારે સ્નેહ અને સત્કાર મળ્યાં છે. એ બધા જોડે મન મૂકીને વાર્તાલાપ કરીને ઘેર જઈએ ત્યારે આપણે અમુક પ્રકારની શાંતિ અનુભવીએ છીએ. સંસારના દાઝેલાઓને આથી વધુ શું જોઈએ ? બાકી તો એક કુટુંબમાં કુટુંબીજનો ક્યાં નથી ઝઘડતા ? વ્યક્તિત્વભર્યાં નિરનિરાળાં માનમો વર્ષોથી સાથે બેસે ઊઠે એટલે એમનામાં કંકાસ થાય એ પણ બધુ દૂધના ઉભરા જેવું. ક્ષણ પછી કાંઈ નહિ.

અને એ સભ્યો પણ કેવા ?

વસ્ત્રપરિધાનકલાના નિષ્ણાત અમારા ત્રણ ધારાશાસ્ત્રી ત્રિવેદી, વર્મા અને ભરૂચા.

મૌન એ તો સુવર્ણ છે એમ મેટરલિંકની જોડે માનનાર, સુંદર કાવ્યો લખનાર સુંદરજી બેટાઈ.

બાલમાનસશાસ્ત્રી અને અચ્છા હાસ્યરસિક નટ જમુ દાણી.

ગોળમટોળ અને ધીરગંભીર ઝીણાભાઈ દેસાઈ અને રમણ વકીલ.

'આગગાડી'ના ગુડઝક્લાર્ક અને 'રંગીલીલા'ના રંગલો, 'ગુણસુન્દરી'ના વર્ષો સુધીના સાહતંત્રી પજેશ શુકલ.

દિલચસ્પનવલિકાઓના લેખક, ચિકિત્સાદષ્ટિમાં પ્રસિદ્ધિ આપનાર તરીકે વિહરનાર, સંગીતના સાચા દર્દી, જિગરના ખરા ઓલિયા અને ગપ્પાંના ગોળાના ગલા ગોલંદાજ ઉછ્રંગરાય ગાંધી.

શરમાળ છતાં ઉમ પણ સરળહૃદયી કવિ, વાર્તાકાર અને નાટ્યકાર અને હવે તે માચો સાક્ષર ઉમાશંકર જોષી.

ઓછા બોલા પણ ઉસ્તાદ કટાક્ષીઓ બચુભાઈ ધ્રુવ.

ગામેગામના કૂવાનાં પાણી પી પીને જ્ઞાન પ્રાપ્ત કરનાર અને મારા પ્રત્યે ખાસ પક્ષપાત દાખવનાર, 'કુમકુમ'ની નવલિકાઓના લેખક કિસનસિંહ ચાવડા વગેરેની સ્નેહભરી સાહમારી, ગુનાખી અને ઈર્ષ્યા તે તો જાણે જેમણે માણી હોય તે જ તેની કદર કરી શકે.

અને અમારા શંકરપ્રસાદ રાવળ વૃદ્ધ છતાં જુવાન જેવા મસ્ત, આવે કોઈક દિવસ, પણ આવે ત્યારે આનંદની રેલમછેલ કરે તેવા, અને કલામ મંડળની રંગભૂમિ પરત્વેની ચળવળમાં એમને મૈત્રીભર્યો પડકાર આપતા એઓ કટિબદ્ધ થઈ ગયેલા અને ૧૯૪૦ની રંગલીલામાં 'ભદ્રંભદ્રનું ભોપાળું' 'મા હાસ્યરસના પાર્ટમાં રંગમંચ ઉપર ધસી પડેલા.

અતિથિ આવે કે ન આવે એ વિશે ઉદાસીનવૃત્તિ સેવતા કલામ-મંડળમાં પણ કાંઈ કોઈ વ્યક્તિઓ આવી ગઈ છે અને આવશે ભુલાભાઈ દેસાઈ, કનૈયાલાલ મુનશી, લીલાવતી, ગંગાદાસ પકવાસા, ધીરજલાલ દેસાઈ, જયસુખલાલ મહેતા, હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય, નટરાજ વશી, મુલ્કરાજ આનંદ, બોખારી, પ્રદીપ, રમણલાલ વસંતલાલ, બ. ક. ઠાકોર, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, રામનારાયણ પાઠક, રવિશંકર રાવળ, કનુ દેસાઈ, ઈન્દુલાલ ગાંધી, ગગનવિહારી મહેતા, 'નવચેતન'-વાળા ચાપસી વગેરે અનેક વ્યક્તિઓ ત્યાં ભટકાઈ પડી હતી. નંદલાલ શુક્લ તો જાણે અમારા એક મંડળીયા હોય એ પ્રમાણે અમે એમને ગણતા અને અમને એ ગણતા.

અને અમારા ચન્દ્રવદન મહેતા—ચન્દ્રવદન ચીમનલાલ મહેતા—ચં. ચી. મહેતા—સી. સી. મહેતા અને જ્યોતીન્દ્ર અને ભાનુભાઈ એ ત્રણી તો કલામમંડળની પ્રસિદ્ધિ સમિતિ (ઘોઘાટ સમિતિ)ના જ સભ્યો.

કલામમંડળની સભામાં હાસ્ય સિવાય અન્ય રસને ભાગ્યે જ

સ્થાન મળે છે એને માટે અમારે આભાર માનવો રહ્યો આ પણ મહારથીઓનો, એમાં પણ 'ચ. ચી' ને બદલે એમનું નામ 'ચ ચળ' રાખ્યું હોત તો વધારે અર્થવાહક થાત એવો ચન્દ્રવદનનો હાસ્યરસ એ તો ઓહો ! આ હાસ્યરસના ધોધમાથી સહજનું પ્રમાણ કેટલુ અને કૃત્રિમનું કેટલું એ કહવું મુશ્કેલ કારણ કે ચન્દ્રવદન માટે પણ મારી આ અદના ચાર લીટી બહુ બંધબેસ્તી છે

પયગામ મુજને આવશે, મોલાવવા કે મૃત્યુનો,
વિચાર આ મમ હૃદયને સંતોષશે બહુ ખરે
અર્પી દીધું મુજ હાસ્યને દુ ખો ખતમના ટાળવા
દૈયા ગઢી છુપાવીને આંસુ ખરા મુજ ભીતરના

૧૯૦૨ની નર્મદની ૨ંગલીના સમયે હું ચન્દ્રવદનના ગાઢ પરિચયમા આવ્યો, એમના ગુણ જોયા, એમની ત્રુટીઓ પણ જોઈ સ્નેહભર્યાં નયનોથી એમને નિરખીએ તો કહી શકાય કે એમના તેને ત્યના દિવસોમા એમની એમના મિત્રો પ્રશસકો અને ભાટ ચારણોએ અતિ પ્રશંસા કરી એમની સરસ સમગ્ર શક્તિઓનું ખૂન નહિ કર્યું હોત તો ચન્દ્રવદને અવેતન રંગભૂમિના ઉદ્ધારના કાર્યમા આપેલ છે એના કરતા ઘણો મોટો ફાળો આપ્યો હોત કનાનારનો મોટામા મોટો શત્રુ અતિપ્રશંસા છે એ જ અતિપ્રશંસાએ ચન્દ્રવદનની સહકારવૃત્તિ અને પરસ્પર સાહચર્યવૃત્તિનો સર્વથા નાશ કર્યો, એટલું જ નહિ પણ એમના માનસને 'એગુનર' બનાવી દીધુ આવા માનસવાળા મનુષ્યથી કોઈ પ્રકારનું રચનાત્મક કાર્ય થઈ શકે જ નહિ એ સહજ સમજાય તેવી વાત છે અને એને લઈને જ ચન્દ્રવદન રંગભૂમિ વિશે-એમને એને માટે આટલો પક્ષપાત છે છતા-કશુ પણ સંગીન કાર્ય કરી શક્યા નહિ વળી સંગીત અને નૃત્યશાસ્ત્રનુ એમનું જ્ઞાન નહિ જેવુ એટલે એમના આ ક્ષેત્રની મર્યાદાઓ-ખાસ કરીને ઓપેરા-નાટ્ય રાસ અને મેન્સ્ટ્રેલની મર્યાદા પણ સંકુચિત થઈ રહી પણ હશે, જેવું ગુજરાતનુ ભાવિ ! બાકી એકના મુંબઈના આ ક્ષેત્રમા રસ લેનાર રસિકાઓ શાંત ચિત્તે,

પોતપોતાનું સ્વત્વ છોડીને, સાચ્ચો સહકાર સાધીને અચેતન રંગ ભૂમિનો ઉદ્ધાર કરવા કટિબદ્ધ થયાં હોત તો ?

મુનશીજી પ્રમુખ, જયકૃષ્ણ વર્મા ઉપ-પ્રમુખ, ચન્દ્રવદન દિગ્દર્શક અને જ્યોતીન્દ્રની સાથેના 'સ્ટાર' હાસ્યરસિક નટ, ભાનુશંકર વ્યાસ, ધનસુખલાલ મહેતા, અને લીલાવતી મુનશી એ ત્રણ મંત્રીઓ, સરયા ભાનગઢ, લીની દફ્તર, લીલાવતી દરૂ, મનોરમા હકરન, ચન્દ્રા વીણ, રમણિક સુખડીઆ, મંજુ પારેખ, નટરાજ વશી, અનન્ત વીણ અને ઓગોયો, એવા તો કેટલાય શક્તિશાળી, પ્રભાવશાળી યુવક-યુવતીઓનો સાથ મળ્યો હોત. વર્ષમાં બબ્બે ત્રણત્રણ પ્રયોગો સહેલાઈથી કરી શકાત. અચેતન રંગભૂમિ અને તેમ કરતાં ચેતનીય રંગભૂમિનો ચિતાર કેરવી નાખી શકાત. કદાચ સિનેમાસૃષ્ટિને પણ વધુ ન વિદિક લાવી શકાત પણ-પણ એમ બની શકત જ નહિ. ઉપર જણાવેલ કુલીનષ નામોમાંથી પરસ્પર સહકાર સાધીને સુંદર કાર્ય કરવાવાળુ માનસ ભાગ્યે ત્રણ-ચાર વ્યક્તિ ધરાવતી હશે! સાહિત્ય સંસદમાં જોડાયો તે ભેળા આવા અનેક સપના મેં સેવેલાં કાળ જતા એ અદૃશ્ય થયા કતમસડળમા જોડાતા એ સપના પાછાં મારા હૃદયક્ષિતિજ ઉપર સળવળાટ કરવા માંડયા પણ કાળે ફરીને એમને પણ મારે દફનાવી દેવા પડયા!

ઘણા ય મિત્રોમાં પ્રશ્ન ઊઠે છે ચન્દ્રવદન નટ તરીકે મોટા કે દિગ્દર્શક તરીકે કે નાટયકાર તરીકે ? મુનશીજી છે એના કરતાં સહેજ નાના માણસ હોત તો એમને માટે પણ આ ત્રણ પ્રશ્નો પૂછી શકાત અને પૂછાતા હોત મુનશીજીને માટે હુ ચોક્કસ કહું કે નાટયકાર તરીકે પહેલા, નટ તરીકે બીજા અને દિગ્દર્શક તરીકે ત્રીજા ચન્દ્રવદન માટે નટ તરીકે પહેલા, દિગ્દર્શક તરીકે બીજા અને નાટયકાર તરીકે ત્રીજા એમ કહું. હાસ્યરસિક નટ તરીકે ચન્દ્રવદન મોટા કે જ્યોતીન્દ્ર ? આ પ્રશ્ન પણ પૂછવા જેવો છે અને તે વિશે નાની ચર્ચા

પણ કરી શકાય પણ અહી એટલું લબાણ અસ્થાને લાગે, એટલે આ ઠેકાણે તો એટલું જ કે, કે જ્યોતીન્દ્ર જે કોઈ પણ પાત્રમા જ્યારે રંગભૂમિ ઉપર આવે ત્યારે એ જ્યોતીન્દ્ર જ રહે છે, જેમ ધનસુખલાલ એ ધનસુખલાલ જ રહે છે, ભાનુશંકર ભાનુશંકર જ રહે છે આ બાબતમા મોટાં નાગોનો ઉપયોગ કરીએ તો જેમ હેન્રી અરવિંગ કોઈપણ પાત્રમા હેન્રી અરવિંગ જ રહેતા પણ ચન્દ્રવદન પાત્ર પ્રમાણે બદલાય છે, જેમ અનન્ત વીણુ પણ પાત્રનું રૂપ લે ત્યારે એ અનન્ત વીણુ રહેતા નથી મોટા નાગો આપીએ તો જ્યોર્જ આર્ગલિસ અને ચાર્લ્સ લૉથર જેમ પાત્રોમા વિલીન થઇ જાય છે તેમ આનું કારણ એક હોઇ શકે જે નટ–નટીઓ સારા ‘ મિમિક ’ હોય છે તે નટ–નટીઓ પાત્રોમા ઓતપ્રોત થઇ જાય છે. જેઓ મિમિક નથી તેઓ પાત્રના માનસનો ઝીણવટથી અભ્યાસ કરીને પોતે જો તે પાત્ર હોય તો પોતે કેવી રીતે વર્તે તે રીતે વર્તે છે, પણ પોતાના વ્યક્તિત્વનો ત્યાગ કરતા નથી–કરી શકતા નથી

ચન્દ્રવદનના દિગ્દર્શનના ઘણા પ્રયોગો મે જોયા છે ‘આગગાડી’ અને ‘ નર્મદ રંગલીના ’મા મે ભાગ પણ લીધો છે. એ ઉપરથી એક બીજી વાત ફલિત થાય છે કે ચન્દ્રવદન દિગ્દર્શક (ડિરેક્ટર) છે પણ ગાથે સાથે એની બુદ્ધિ સર્જક ( પ્રોડ્યુસર ) તરીકે વધારે વિકસે છે અને ‘ હાજર સો હથિયાર ’ની એનામા અચ્છી શક્તિ છે ન્યુ ઈરા સ્કૂલના નાના હોલમા આગગાડીના ‘ સેટિંગ્ઝ ’ ગોઠવેલા જેમણે જોયા હશે તેમને આ કથનનો ખ્યાલ આવી શકશે

રંગભૂમિ ઉપર ‘ એક્સ્ટેમ્પોર ’ બોલવાની ચન્દ્રવદનની, સરના બાનરજીની, જ્યોતીન્દ્રની વગેરેની શક્તિ અભિનંદનીય છે, પણ મર્યાદા વટાવતા એ શક્તિઓ નાટકના વેગને રૂંધનારી થઇ પડે છે અને આ શક્તિઓનો ઉપયોગ માત્ર પ્રહસનોમા જ અને તે પણ અમુક પ્રમાણમા થઇ શકે એ વાત ઘણા વિસરી જાય છે.

'નર્મદ રંગીલા'મા અને તેનાં રીહર્સલોમા, આગગાડીના (ન્યુ ઈરામા ચાર વેળા ભજવ્યુ અને બે વાર ભાગવાડી થીએટરના ભજવ્યુ) રીહર્સલો અને પ્રયોગોમા, કલમમ ડળની મહેફિલોમા ચન્દ્રવદનના બાર મુકામે આગેના આગગાડીના ડબ્બામા અને નારી પચાસમી વર્ષગાંઠ ઉજવતી વેળા યોજેલ 'ધનસુખ રંગીલા'ના પ્રયોગો અને રીહર્સલોમા દિવસોના દિવસો મે ચન્દ્રવદન અને અન્ય કલમમ ડળીઓ જોડે ગાળ્યા છે, તેના મીઠા સ્મરણો આથમતા અજવાળામા વધુ મીઠા લાગે છે

કલમમ-ડળના મોએ મો ટકા સભાસદ નહિ છતા જ્યા જ્યા મેન્સર્ગ, જ્યા સંગીતની જમાવટ ત્યા ત્યા અનન્ત વીણુ વિના અમને ચાલે જ નહિ અતિશય આનન્દી, અમને સૌને મમ મ્હીને સબોધનાર, વેનનીય રંગભૂમિનો અનુભવ લઈને આવનાર, દમાનથી માડીને રાજા સુધીનો ગમે તે પાર્ટ હર્ષથી, ઉત્સાહથી લેનાર, નિષ્ણાત હાસ્યરસિક નટ અનન્ત વીણુ 'આગગાડી'મા પોરટર બને, 'મગની શશી' મા સ્ત્રીનો પાર્ટ પણ તે અને જ્યોતીન્દ્રના મામાનો પાર્ટ પણ લે 'ધનસુખ-રંગીલા'મા માધવ બને અને ગોર પણ થાય 'સ્નેહસભ્રમ'મા અપ-ટુ-ડેટ કોનેક્શન થાય, અરે, એવા તો કેટલા પાર્ટ લે, વિજયવંત રીતે ભજવે અને તે ઉપરાંત પોપાક્નુ જુએ, રંગમંચ જુએ, મેકિંગ્નુ ધ્યાન રાખે, નાટકમા કન્ટિન્યુઈટી યાદ રાખે, એન્ટ્રીની તપાસ રાખે અને બીજુ પણ એ શુ ન કરે! અને છતા એ બધા ય મમ નતી વખતે એનો મિજાજ ગુલામી, જવાબો આનદી અને જ્યા વાતાવરણ ગરમ થવા માડે ત્યા એ ઠંડ પાણી લઈને હાજર હોય જ! ગોવર્ધન રાસ મેમ્બર્સ મેને ત્યા હુ, ભાનુભાઈ અને અનન્ત વીણુ અક્-ટ્રિક્શન તરીકે ગયેલા ત્યા પણ ત્રેતાળીસમા એ સૌના મનીતા અને લોકપ્રિય થઈ ગયેલા

પ્રો ભાનુશંકર બાબરશંકર વ્યાસ, એમ એ, છ ફીટ ઊચા અને તેના પ્રમાણમા યોગ્ય લાગે તેવા પહોળા, તદુરસ્તીને વરેલા,

પૂરેપૂરા 'સૌનિક' બના પાધા કોઈ બે કે વધારે માણસો પરસ્પર લ તા હોય તો મોજથી એ લડાઇ જોઇ શકે–અલિપ્ત અને નિષ્પક્ષ-પાતપણાથી નિરખી શકે એવા ભાનુભાઈએ યથાર્થ એક સ્થળે કહ્યું છે કે "આઠ નવ વર્ષ ઉપર જ એમની સાથે (ધનસુખલાલની સાથે) સેંટ ઝેવિયર્સ કોલેજની વિદ્યાર્થીઓએ યોજેલી એક વક્તૃત્વકલાની હરિફાઇમાં અમને એકેકનો પરિચય પરોક્ષ જ વધારે હતો" પછી વળી એમનાજ સુન્દર શબ્દોમા કહીએ તો

> "તને હૃદયઆગળે નિરખી દૂરથી આવતી,
> અસાવધ રહ્યો હું, ના હૃદયદ્વાર બન્ધે કર્યાં,
> પ્રવેશ કયમ તે કર્યો કયી દિશેથી આવી, મળ્યો
> કયહીથી અધિકાર, પ્રશ્ન નવ એક પૂછી શક્યો,
> અશબ્દ ઉરમા પ્રવેશ તુજ હુ નિહાળી રહ્યો "

અને એ પ્રમાણે નથી ભાનુભાઇ જાણતા, નથી હુ જાણતો અમે ક્યારે એકેમના મિત્ર થઈ ગયા !

કેનમમ ઝાની બેઠકો, કોન્સર્ટો નાટકો, વર્ષો થયા આવા અનેકવિધ પ્રસગોમા અમારામાથી અનેકના ' મૂડ ' ઠેકાણે હોય કે ન પણ હોય પણ બે સજ્જનોના ' મૂડ ' તો અસલ જેવા જ–જેવા અમે જોતા આ યા છીએ તેવા જ–રંગેરાના તે સદાયના હસતા અને હસાવનારા જ્યોતીન્દ્ર અને જીબ્રાલ્ટરના દુર્ગ સમા ધ્યાન દેખાતા પણ પૂરેપૂરા સ્થિતપ્રજ્ઞ, સ્નેહભર્યા ભાનુભાઈ

હુ જન્મે કાઠિયાવાડી, 'સોરઠના બહારવટિયા' અને 'સૌરાષ્ટ્રની રસધાર'ની લિજ્જત માણી શકુ છુ એ કારણથી ભાનુભાઈ મારા પ્રત્યે આકર્ષાયા છે એમ એ પોતે લખે છે ભલે તે સાચુ હો કે ન હો પણ હુ તો એમની અમુક પ્રસગોની બેલદિલીથી અને મારા પ્રત્યેના પક્ષપાતથી એમના સ્નેહનો બન્દિવાન થઈ રહેલો છુ એ સાચી વાત છે નબળી તબિયતને લીધે અને સસારની અન્ય ઉપાધિઓ

વડે અનેક વેળા નિરાશામાં હું ડૂબેલો હોઉં ને મારાં સ્ત્રી-પુરુષ મિત્રોના ફોન આવે તો હું તરત એ નિરાશાનો સામનો કરવા શક્તિવાન થઈ જાઉં છું. એ મિત્રોમાં ભાનુભાઈ ખરા

મે ઘણા અવેતન નટ-નટીઓ સાથે કામ કર્યું છે બીજી બધી બાબતોમા ઉદાર હોય એવા નટ-નટીઓ પણ કે પછી અનેક રમતોના ખેલાડીઓ પણ-રંગભૂમિ ઉપર કે રમતનાં મેદાનો ઉપર એ ઉદારતા બતાવી શકતાં નથી-રખેને પોતાને મળતી કીર્તિ બીજો લઈ જશે એ ભયથી કે પછી પોતાને મળતી કીર્તિમાંથી બીજો ભાગ પડાવશે એ બીતિથી. આમા થોડા પણ યશસ્વી અપવાદ હોય છે ખરા

ઑસ્ટ્રેલિયાના 'ગવર્નર-જનરલ' નામથી જગમશહૂર થયેલ ક્રિકેટર મેકાર્ટનીએ પોતાના સ્મરણગ્રંથમા લખ્યુ છે કે એક વેળા કોણ જાણે શાથી, ઇગ્લેડની સામેની ટેસ્ટ મેચમા એ અને ઓસ્ટ્રેલિયાના 'રણજી' તરીકેની પદવી પામનાર વિક્ટર ટ્રંપર બે સાથે પહેલો દાવ ખેલવા ગયા, તે વેળા મેકાર્ટની પોતે એક ઓવરની બોલિંગથી 'નરવસ' થઇ ગયો ટ્રંપરે તે જોયુ ઓવર ખરેખરો મહારથી હતો ટ્રંપરે મેકાર્ટનીને ખાનગીમા કહી દીધુ - 'એનાથી ગભરાવાની કશી જરૂર નથી, છતા હમણા એ છે ત્યા સુધી હુ જ એની સામે રહીશ. રન-બનનું પછી થઈ રહેશે ' લગભગ છ-સાત ઓવર ટ્રંપરે એ ઓવરના જમદૂત જેવા બોલની સામા ટંટણખાર ઊભા રહીને મેકાર્ટનીની 'નરવસનેસ' કાઢી નાખી મેકાર્ટનીએ તે દાવમા ચમગર ભરી સદી ફોકી દીધી

૨૯-૧૦-૧૯૩૯ને દિને કૅપિટૉલ થીએટરમા અમે 'સ્નેહ-સભ્રમ' ભજવ્યુ ત્યારે આરંભમાં જ હું રંગમચ ઉપર પ્રવેશ્યો કે તરત જ મને સહસા 'રગમચક્ષોભ' ઉત્પન્ન થયો મારી સાથે મારા અને આખા નાટકના સુભાગ્યે તે વખતે ભાનુભાઈ સવાદમાં હતા એમણે અર્ધ ક્ષણમા મામલો વરતી કાઢ્યો. પોતે મારા કાકા

હના એટલે એમણે આવીને સ્નેહથી મારા ખભા ઉપર હાથ મૂક્યો, પોતાનું શાયણ કર્યું અને પછી ધીમેથી ઉગેર્યું: " રણે ચડયો રજપૂત હંટે નહિ–ધતુભાઈ ! તમે ! હોશિયાર ! "

એ એમની કુનેહથી, એમના સ્નેહભાવથી, એમની ખેલદિલીથી મારો સોભ દૂર થઈ ગયો—રંગત જામી અને અવેતન નાટકોના સફળ પ્રયોગોમાં એ પ્રયોગે પોતાનું ઉચ્ચ સ્થાન લઈ લીધું. અને એનો હું જરા પણ ઉલ્લેખ એમની આગળ કરવા ગયો એટલે તો એમણે અટ્ટહાસ્ય કરીને એ વાત જ બદલી નાખી ! આ ભાનુભાઈ હું ઓળખું છું તે.

અને પરમસુખ પંડયા—કલમમંડળના એક ઊંચા, લાંબા સભ્ય અને મારા માનનીય પ્રસિદ્ધકર્તા. યુરોપમાં જે મીઠો, અનન્ય સંબંધ લેખકો અને તેમના પ્રસિદ્ધકર્તાઓ વચ્ચે બંધાયેલ જોવામાં આવે છે એવો સંબંધ ગુજરાતમાં દષ્ટિગોચર થતો નથી. પણ પરમસુખભાઇ જેવા પબ્લિશરો વધારે ને વધારે સખ્યામાં ઉત્પન્ન થતા જશે, તેમ એવો સંબંધ અહીં પણ સામાન્ય બની જશે.

જેમ માતા પોતાના બાળકને જન્મ આપતી વેળા સંભાળે અને બાળક માટે વાત્સલ્યભરી કાળજી રાખે તેમ લેખકે અને પ્રકાશકે પણ પોતાનાં પ્રકાશન માટે રાખવી જોઇએ. યુરોપ—અમેરિકામાં તેઓ રાખે છે. અહીં પબ્લિશરોમાં પરમસુખભાઈ એ પ્રથા દાખલ કરી હોય તેમ લાગે છે. પરમસુખભાઇનામાં હાસ્યના કરતાં અન્ય રસો પ્રત્યે પક્ષપાત વધારે છે, ઊંડી સાહિત્યપ્રિયતા છે, સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા, કલામયતા વગેરે સુંદર પ્રમાણમાં છે. પોતે કહેતા નથી છતાં જાણકાર જાણે છે કે પાશ્ચાત્ય સાહિત્યનાં સુંદર નાટકરત્નો ગુજરાતીમાં ઉતારવાની શક્તિ એમણે ઠીકઠીક કેળવી છે. એ ભાવનાવાદી છે. ગુજરાતમાં પ્રકાશન ઉચ્ચ કક્ષાએ પહોંચે એ જોવાની એમને ઉત્કટ ઇચ્છા છે. મારાં પોતાનાં જ એમણે હાથમાં લીધેલાં પ્રકાશનો—' ઉલ્કાપાત '.

'મીઠી નજરે,' 'સરી જતું સૂરત' અને 'રંગલીલા' કેટલી કાળજીથી, મમતાથી, વાત્સલ્યથી એમણે પ્રસિદ્ધ કર્યાં છે, એ હું જાણું છું તેમ સારું ગુજરાત પણ જાણે છે.

પરમસુખભાઈ, વિજયરાય અને હું એમ અમારી ત્રિપુટીએ 'પુરોહિત'માં કે 'વૈસાઇડ'માં કે પછી જુહુ-કિનારે આવેલ 'જલ-વિહાર'માં કલાકોના કલાક બેસીને પૂર્વ-પશ્ચિમના સાહિત્ય અને ગુજરાતના પ્રકાશન સંબંધી અને અન્ય વિષયો પરત્વે ચર્ચા ચલાવી હશે અને હજી અમે ચલાવશું. પરમસુખભાઈ અને વિજયરાયનો સહકાર અને ઉત્તેજન હોય નહિ તો એ મારો સંગ્રહ 'મીઠી નજરે' અને મારું સૂરતનું નાટક 'સરી જતું સૂરત' પ્રસિદ્ધિ પામે નહિ. મારી આત્મકથા 'આથમતે અજવાળે' એ એના આગ્રહ વિના આરંભાત નહિ અને પૂર્ણ થાત નહિ. અમે ત્રણે યે એકેકમાં એવું તે શું દીઠું છે?



સાયન્ટ ફિરમમા શ્રી ધનસુખલાલ

પ્રકરણ સત્તરમું

આજ વર્ષો પછી, જોહ્ન રસ્કિનના 'મૉડર્ન પેઇન્ટર્સ'ના પાંચ ગ્રંથો ઉપર નજર ફેરવું છું એટલે ચિત્રકલાવિધાનનું રૂપક સહજ સ્મરણમાં આવી જાય છે. જેમ ચિત્રમાં પ્રકાશ અને અંતર ઉપર અમુક વસ્તુના રૂપરંગનો અને વધતાં ઓછા મહત્ત્વનો આધાર રહે છે તેમ આપણા સ્મરણપટે આલેખાઈ રહેલા ચિત્રોમાં જેમનું નિરુપણ થયું છે તે વસ્તુઓનાં રૂપરંગ અને વધતાં ઓછાં મહત્ત્વનો આધાર

તે વસ્તુએ તે ક્ષણે હૈયા ઉપર પાડેલ પ્રતિબિંબ અને હૃદયમાં જગવેલ ઊર્મિમંથન ઉપર અવલંબેલ છે.

તે ઉપરાંત, આ તો કલ્પનાપર્યટનમાં લાંબો પંથ કપાઈ ગયેલ છે—રવેશ્રેરો જ કાપ્યો નથી છે તે વખતે આથમતે અજવાળે, માર્ગે એમાં—મેન્દ્રણુ મીઠા લીમડા અને વડની છાયાનો ઉપભોગ કરતો વટેમાર્ગુ પોતાના કપાયેલ પંથ ઉપર દૃષ્ટિપાત નાખે છે એટલે એમાં નિરખવામાં આવેલ વસ્તુઓના સ્વરૂપ અને મહત્ત્વ અન્યને દેખાય તે કરતા પેલા વટેમાર્ગુને જુદા પ્રકારના પણ દેખાય એમાં ભ્રમનો પ્રતિહાસક્રમ પણ ન હોય

સ્વગ ન્યૂ ઇરા ગ્રૂપનો હોલ તથા આગગીનેની નાટ્યમાં 'આગ આગી પાત્રોમાં ચન્દ્રવદન મહેતા, ધનસુખલાલ મહેતા, સરના આનંદજી, સુમિત્રા ચીનાઈ, મધુભાઈ મુન્શી રમણિક સુખડીઆ, મધુસૂદન વ્યાસ, છોટુભાઈ મહેતા, દિલીપ કોઠારી ઉમાશંકર જોશી, મેઘાણીનો પુત્ર મહેન્દ્ર, પ્રાણલાલ પંડ્યા, જમુભાઈ દાણી, કેશવ ચોરડા, સુન્દરજી બેટાઈ, બાનુભાઈ, યજ્ઞેશ શુક્લ વગેરે વચમાં જુદા જુદા વિઘ્નો આવેલા એટલે રીહર્સલો લાંબા સમય સુધી લબાયેલ અને આખરે એ ન્યૂ ઇરા ગ્રૂપના નવા ખંડમાં ખાસ બંધાવેલ નાની રંગભૂમિ ઉપર શુક્ર, શનિ, રવિ અને સોમના ૧૧, ૧૨, ૧૩, ૧૪મી ડીસેમ્બર, ૧૯૩૬ના રોજ નાટક ભજવાયેલ

'નટઘર' (નાટ્યગૃહ અથવા તો નાટક-ઘર શબ્દ જોઈએ)ની બાગ મા વા કરતા આવા આવા નાના નાટ્યઘરો ઊભા કર્યા હોત, એમાં નાના મોટા, હાસ્યાત્ક કે કરુણાત નાટકો ભજવવાના પ્રબંધ થયા હોત તો સ્કૂલો અને કોલેજોમાં, વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓમાં અવેતન રંગભૂમિની ચળવળ કેવી પગભર, પ્રાણવાન થઈ ગઈ હોત !

એ રીહર્સલોમાં અમે કેટલો નિર્ભેળ આનંદ માણેલો ? એ ચાર દિવસના પ્રયોગોમાં, નાના છોકરાના બાલિશ પ્રયોગો હરે એમ

ધારીને જોવા આવેલા મુબઈનાં પ્રતિષ્ઠિત, કલાપ્રિય નરનારીઓ કેવાં ખુશ થઈ ગયેલાં? કોઈ કેટલાએએ એ ખુશી લેખો લખીને પણ વ્યક્ત કરેલી. 'જન્મભૂમિ'માં શામળદાસ ગાંધીએ પોતાની સહી સાથે લેખ લખેલો.

થોડો સમય જાય છે : સ્થળ ભાંગવાડી થીએટર બને છે. રીહર્સલ્સો એના એ જ નાટક 'આગગાડી'ના ફેલોશિપ ક્લબમા થાય છે ઘણાખરા પાત્રો એનાં એ જ રહે છે. ચન્દ્રવદન ભૈયાજી, હુ બહાદર વગેરે. બે પ્રયોગ થાય છે. પહેલા પ્રયોગમા રૂખી તરીકે સરલા બાનરજી અને બીજી વાર ચન્દ્રા વીણુ પાર્ટ લે છે. દાસ્યાન અને રૂખી જેવાં કરુણાત પાત્રો ભજવવામા લગભગ સરખા નિષ્ણાત આ બે સન્નારીઓ સરલા બાનરજી અને ચન્દ્રા વીણુનો અભિનય જોનારને સરખો જણાય પણ ઘણો જુદો અને પોતપોતાના માનસ અને વ્યક્તિત્વને આગળ પાડે તેવો છે સરલામાં જેમ ચમત્કાર અને ઓજસ્વિતા તેમ ચન્દ્રામા ગાભીર્ય અને પોતાની જવાબદારીનુ યથેચ્છ ભાન સરલા પોતાના ભાગણો રીહર્સલોમા જ તૈયાર કરે-ગોખે નહિ, કે કોઈકમાં પણ જ્યોતીન્દ્ર-ચન્દ્રવદનને ટક્કર મારે ત્યારે ચન્દ્રા પોતાના ભાગણો ગોખવામા નિયમિત, રીહર્સલોની હાજરીમા પણ વખતસર આવનાર અને 'ડાયરેક્ટ' ઉપર ધ્યાન આપનાર. મને બેઉદિલ એકસરખા પણ ચન્દ્રા શાંત વધારે. સરલાએ 'નર્મદ રગલીના' તથા 'ધનસુખ રગલીલા' એ બને પ્રયોગોમા તાપીદાસ શેઠના વહુ તરીકે અને ચન્દ્રા વીણુ 'ધનસુખ રગલીલા'મા ભોળાભટના પત્ની તરીકે હાસ્યાંત અભિનયમા અતિ સુદર અભિનય કર્યો હતો એ બને કુશળ અવેતન નટીઓ ત્યાર પછી નિવૃત્ત થઈ ગઈ જણાય છે. એમનું સ્થાન લે એવી કોઈ સન્નારી એ ક્ષેત્રમા છે?

૧૯૩૨મા નર્મદ રંગલીલા ઉજવાઈ સન્નારીઓની મોટી સખ્યાએ (આશરે ૮૦ જેટલી) રગભૂમિ ઉપર ભાગ લીધો હતો. એમાનો મુખ્ય ગરબો 'મન્દિર વાટે આવી પૂજારણ' (ગવડાવનાર

કરણ અભિનયને યોગ્ય અવકાશ આપે તેવા નાટકો ક્યાં છે? અને પ્રદર્શનોની પરંપરાએ તો મુંબઈના વ્યાવસાયિક પ્રેક્ષકોની કરુણાન્ત નાટકો પ્રત્યેની પ્રીતિ કહો કે રુચિ કહો કથળાવી મારી છે, તે કોણ જાણે ક્યારે ય કેનાણે આવને?

આ નાટકમા રામપ્રસાદ બક્ષી, શશીકાન્ત દલાલ, નવીન ખાંડવાળા, માનતી મહેતા, હુસી દરૂ, મંજરી પંડયા વગેરેએ પણ યશસ્વી ભાગ ભજવ્યો હતો. તે સમયથી જ મને લાગેલુ કે રંજની નાજુકાઈ બાદ કરતા મંજરી પંડયાનામા પોતાનુ વજન પૂરેપૂરુ જાળવે તેવો અભિનય કરવાની નૈસર્ગિક શક્તિ છે મારા હૈયાના એક ખૂણામાં મે આ વાત 'ફાઈલ' કરી રાખેલી વર્ષો પછી, છ એસ ગેડિકોએ એક નાટક ભજવવા સબધી મારી સલાહ પૂછી, ત્યારે મે તેમને 'સ્નેહ-સભ્રમ' નાટક સૂચવ્યુ હ, ભાનુભાઈ અને અનન્ત વીણુ દિગ્દર્શક બન્યા અને પાત્રોની વહેચણીમા મે મેની ફાઇલમાથી વાત કાઢીને મજરી પંડયાને વસુધરાનો પાર્ટ આપ્યો અને ધનકોરનો પાર્ટ મનોરમા હ્રઝરતને આપ્યો રીહર્સલોમા તે નાટકના અન્ય પાત્રો ધનકોરથી માડીને પ્રીતમલાલ, જોરાવરસિહ વગેરેએ ખૂબ જ શનગનાટ કર્યો અને તેમના પ્રમાણમા વસુધરા (મજરી) મોળી પડી બીજા પાત્રો મારા ઉપર ચિડાયા અને મે પક્ષપાતથી મજરીને નાયિકાનો પાર્ટ આપ્યો છે એવો આક્ષેપ પણ પ્રચારમા આવ્યો પણ મને મંજરીની શક્તિઓ ઉપર વિશ્વાસ હતો પ્રયોગમા, રગભૂમિ ઉપર, મજરી, મનોરમા અને શૈનમાલાએ કમાલ કરી અને પુરુષપાત્રોને તેમણે ઝાખા પાડી નાખ્યા'

એ પછી એ જ નાટક અમે, જ્યોતીન્દ્ર, ભાનુભાઈ, મે વગેરેએ મૃણાલિની હઝરત વગેરેની મદદથી બે વાર ભજવ્યુ ત્યારે મૃણાલિનીએ પણ મજરીથી નિરાળા પ્રકારનો પણ ઉચ્ચ અભિનય બતાવી વસુધરાના પાત્રને યોગ્ય ન્યાય આપ્યો તે જ પ્રમાણે એક વાર મનોરમા

અને બીજી વાર સરલા બાનરજી, કમળ ગાંધી અને લીલાવતી દરેકે પોતપોતાનાં પાત્રોને દીપાવ્યાં. પુરુષવર્ગમાં જુવાન કોલેજિયન તરીકે અનન્ત વીણુ, સમશેર બહાદુર તરીકે જ્યોતીન્દ્ર દવે અને પ્રોફેસર પ્રીતમલાલ તરીકે હું ખૂબ ખીલ્યા હતા પણ કાકા તરીકે ભાનુભાઈનો અભિનય કોઈ નિરાળા વર્ગનો જ ગણાઈ ગયો ! આ પ્રસંગે એક વાત ભૂલવી જોઈતી નથી કે બીજી વારના પ્રયોગ વખતે મનોરમા હઝરતે 'પ્રોમ્પટર'નું કાર્ય બહુ ઉચ્ચ પ્રકારનું કરી બતાવ્યું હતું, જે મારા અનુભવમાં હજી લગી અજોડ રહ્યું છે.

સ્નેહ-સંભ્રમના એ ત્રણેય પ્રયોગો વેળાનાં ગીદમંસો અમે ખૂબ માણેલા. દિલ્હી વેળાનો ત્રીજો પ્રયોગ 'કેપિટોલ'માં પૂરો થયો. મુનશીજી અને લીલાબહેને આવીને અમને હાર્દિક અભિનંદનો આપ્યા. મુનશીજીએ કહ્યું 'અત્યાર સુધી હું એમ ધારતો હતો કે અમે બજવેલ 'કાકાની શશી' એક જુદા જ અને ઉત્તમ વર્ગનું એકલું નાટક થઈ ગયું. આ જોયા પછી મારી એ ધારણાને મારે આનંદથી દફનાવી દેવાની જ રહી."

આ વેળા જ ભાનુભાઈએ હસતા હસતા મને કહ્યું "પ્રોફેસર ! આવા પ્રકાશમાં જ તમે હવે નિવૃત્ત થઈ જાઓ એમાં તમારી શોભા છે."

મને એ તો હસવામાં બોલ્યા હતા ત્યાં પ્રસિદ્ધ ક્રિકેટર મેકાર્ટનીનો દાખલો યાદ આવ્યો ઈંગ્લંડમાં મેકાર્ટનીએ એક ટેસ્ટ મેચમાં ૧૯૮ રન કર્યાં અને મેચ પણ જીતાડી આપી. અને તે રનો પણ કેવા ? કલા, સંયમ, ચમકાટ અને નૈસર્ગિક શક્તિના જ્વલંત ઉદાહરણ જેવા ! એ મેચ પૂરી થઈ. મેકાર્ટનીની કીર્તિથી ક્રિકેટની દુનિયા ગાજી રહી. મેકાર્ટનીએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો: પોતે પ્રથમ વર્ગની ક્રિકેટમાંથી નિવૃત્ત થાય છે ! ઘણાઓએ એને વિનવ્યો પણ એ અડગ રહ્યો. તેણે એટલું કહ્યું: "જ્યારે આપણા ઉપર રંગભૂમિનો

પૂર્ણ પ્રકાશ પડતો હોય ત્યારે જ નિવૃત્ત થવામાં મજા છે કોઈ લાત મારીને કાઢે ત્યારે જવુ એમા શોભા શી ?"

હું મેનાર્ટની ન હતો મારી મેળે હું નિવૃત્ત થાત કે નહિ એ સવાલ હતો મારી તબિયતે 'કોરોનરી થ્રોમ્બોસિસ' નામના રોગે તે દિવસથી રંગભૂમિના ક્ષેત્રમાથી મને નિવૃત્તિ અપાવી. બાકી એ પ્રયોગ થઈ ગયા પછી લાબા સમય સુધી વસુંધરાનુ વાક્ય ' પ્રોફેસર ' તમે એમના છો ?' જ્યોતીન્દ્ર, ભાનુભાઈ, લીની અને મનોરમા મને મળતા ત્યારે બોલતા

મુબઈમા કેપિટોલમા, સાતાક્રુઝ તરફથી યુવક-યુવતીઓનો ડાડીયા રાસ–આવો રાસ મુબઈના રગમચ ઉપર પ્રથમ હતો કપિલાબહેન ખાડવાળા વ્યવસ્થાપક એટલે પૂછવાનુ શુ ? હું દિગ્દર્શક પણ આગસમા કોઈક વાર અળસાઈ જાઉ કપિલાબહેન મને અગિયાર વાગે પણ ઘેર આવીને ઘસડી જાયઃ અને રીહર્સલમા મારી હાજરી પૂરાવે એ રાસમા હરિપ્રિયા મહેતાએ મેઘાણીનો " ભાલે ઝૂલે છે તરવાર "નો રાસ ગવડાવેલો અને તેણે—ગીતના શબ્દોએ અને હરિપ્રિયાના અતિ બુલદ મીઠા અવાજે—નાગા હાળ પર્યંત સાતાક્રુઝને ગરમા માટે સારા ય મુબઈમા કીર્તિ અપાવેલી હરિપ્રિયાની બે બહેનો સુનભા અને સુહાસ પણ સુદર ગાનાર છે પણ એનો લાભ સાતાક્રુઝને જોઈએ તેટલો મળ્યો નથી

હરિપ્રિયા મહેતાના પતિ ઇન્દુભાઈની બદલી દિલ્હી થઈ અને ગરમા ગાવાના એના ખાલી પડેલા સ્થાનને માટે ઘણા ઉમેદવારો મેદાને પડયા એટલામા રેડિયો નીકળ્યો અને સાતાક્રુઝ તરફથી વસુમતી વ્યાસ ( અવિનાશના પત્ની ), મધુરિકા મજમુદાર, સુમતિ દર, વસુબહેન દીવેટિયા, નીલાજના બક્ષી, દુલારી દીવેટિયા, વગેરે અનારનનાર પોતાના પ્રોગ્રામ રેડિયોને આપે છે

છેક હમણાંની વાત મારાં નાટક "મગી જતાં સૂરત"માથી છૂટક છૂટક દશ્યોનો ટ્રૉન્સર્ગેની મોસમમા મુબઈ, અમદાવાદ, ભાવનગર વગેરે સ્થળોએ ભજવાયા કરે છે પણ આખુ નાટક, પૂરૂ દમામથી હજી ભજવાયુ ન હતું. સાદા શરીરે, એકલે હાથે એ ભજવાય તેમ ન હતું મે મારો વિચાર જણાવના મારા સ્નેહીઓ રામભાઇ બક્ષી, અવિનાશ વ્યાસ, ઉમાકાન્ત દેસાઈ અને પરમસુખ પંડયા પડખે ચડયા 'સુંદર' માટ' પણ જોતજોતામા ગોઠવાઈ ગયો'

મલિકા મનોજ, મીનાક્ષી-જોગીન્દ્ર, દુલારી રોમેશ, વસુધરા-દુષ્યન્ત, વનુમતી, મધુરિકા, લ્યુરી, ઇન્દ્રિમતી, મગીધર, મોહિણી, નિર્મળ, જયમન, શરદ, દીની, મુકુન્દ, દેવેન્દ્ર, અજય હમીર અને ગરબા ગવડાવનાર તરીકે નીનાજના બક્ષી.

સુદરબાઈ હૉલમા, તા ૭ ૧૦ ૧૯૪૪ને દિને સાજે સના પાંચ એ નાટક આ પ્રમાણે, મારા પ્રત્યેના સ્નેહની ઊર્મિને લઈને સાતાકુઝના કલારસિયાઓએ, ખૂબ ખૂબ શ્રમ વેઠીને ભજવ્યુ મને મ તોષ થયો, આનંદ થયો, સાતાકુઝના એ સ્નેહીઓ માટે ગર્વ ઉત્પન્ન થયો

નવરાત્રી ઉત્સવ છે આખુ સાનાકુઝ હલમલી ઊઠ્યુ છે દેવીદાસ સોલિસિટરનુ વિશાળ કપાઉડ રોજ માનવમેદનીથી ઉભરાઇ જાય છે સાતાકુઝના સ તાનો અમુક કાર્ય કરવા બેસે પછી એમા પાછુ નહિ જુએ, પગમાણાએ પરોચાડીને તે કાર્યને દરનાવી દે' આ વેળા તેવુ જ કાઇ બન્યુ જયસુખલાલ, રામપ્રસાદ બક્ષી, દેવીદાસ ભાઇ, તનુભાઇ દેસાઇ, ઉમાનાન્ત, બિહારીલાલ શાસ્ત્રી, અને અનેક સન્નારીઓની દૃઢ કાર્યકર્ત્તાઓ તરીકે લાગી પડી હતી પરાઓના પ્રોગ્રામો તો ઠીક પણ ખુદ મુબઈના સારા સારા નવરાત્રી પ્રોગ્રામને પડકારે તેવો પ્રોગ્રામ યોજવામા આવ્યો હતો

વક્તાઓમા જ્યોતીન્દ્ર, જયસુખલાલ, ભાનુનકર, અજારિયા

વગેરે. નાટ્યપ્રયોગોમાં સરલા બાનરજી, પ્રમોદા ગોસળીઆ, વગેરે સુપ્રસિદ્ધ અવેતન નટીઓ અને નટો ઊતર્યાં હતાં. નૃત્યકારોમાં અંજલિ હોરાથી માંડીને અનેક બાળાઓ સાંતાક્રુઝનો કીર્તિધ્વજ ઊંચો રાખવામાં પોતાની શક્તિઓ અર્પી રહી હતી. ગરબા અને રાસ–સાંતાક્રુઝની એક વેળાની વિશિષ્ટતા–માં પણ કાંઈ કાંઈ સન્નારીએ પાર્ટ લીધો હતો. રોજ એક એકથી ચઢિયાતો કાર્યક્રમ થતો જતો હતો અને રાતના અઢી ત્રણ વાગ્યે બધાં વિખરાતાં હતાં. લગભગ છેલ્લો દિવસ આવ્યો. રોજનાં પાંચ પાંચ હજાર માણસો એ દેવીદાસભાઇના ટેનિસ કોર્ટ ઉપર એકઠાં થતાં હતાં. તે દિવસે ગરબામાં નીલાંજના બક્ષી અને નિરંજના દેસાઈના ગરબા હતા. નીલાંજના તે અમારા રામભાઇની પુત્રી, નિરંજના તે અમારા કાન્તિભાઈની પુત્રી. બન્ને ઉસ્તાદ ગરબા ગાનાર. નિરંજનાને ( બણુ ) તે દિવસે સહેજ તાવ આવેલો. સ્નેહાળ માબાપે તેને ના પાડી. પુત્રીએ જીદ્દ લીધી : 'મારા ગરબા ગવડાવીને ઘેર જતી રહીશ.' એ ગોઠવણથી એ ઘેરથી આવી. નીલાંજનાના ગરબા પૂરા થયા, નિરંજનાના ગરબા પણ પૂરા થયા. નિરંજના ઘેર ગઈ.

તે સમય પહેલાં માત્ર થોડા મહિના ઉપર ઝવેરચંદ મેઘાણીના 'બલિદાન' નામના નાટકમાં મેં નિરંજના પાસે ત્રણ ગીત ગવડાવેલાં. એના મધુર ઊંડાણભર્યા અને ભવિષ્યની ઊંચી આશા અર્પતા કંઠની મીઠાશથી રોયલ ઓપેરા હાઉસ મુગ્ધ થઈ ગયુ હતું. પણ ભાવિએ જુદું નિર્માણ કર્યું હતું.

નિરંજના ગરબા ગવડાવી ઘેર ગઈ, ગઈ અને ખાટલામાં સૂતી તે સૂતી, ઊઠી જ ન શકી. તાવ વધ્યો. માત્ર ત્રણ દિવસમાં ઓગણીસ વર્ષની એ કુમારિકાની આસપાસ મૃત્યુની ઘેરી છાયા પ્રસરવા લાગી. સાત–આઠ દિવસની માંદગીમાં નિરંજના મૃત્યુના ખોળામાં સમાઇ ગઈ.

એથી યે જૂની વાત છે.

રામ મનઃસુખરામ ત્રિપાઠી પણ ત્યાં. રમણીયરામ ત્રિપાઠી પણ એમાં જ. મારા મામા જીવણરામ જમનાદાસ બાઉસાહેબ પણ ત્યાં. જ્યંતિલાલ ઓચ્છવલાલ મહેતા અને તેમનાં પત્ની અરુણા ( રણજિતરામનાં પુત્રી ) ત્યાં જ રહે છે. અને તેમની પડોશમાં વિપિન મુનશી, તેમનાં બહેન મૃદુલા અને તેમનાં પત્ની વત્સલા ( જે મારાં માશીનાં પુત્રી બહેન થાય ) રહે છે. વત્સલા અને મૃદુલા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં આગેવાન ગરબા ગાનાર અને નાટચપ્રયોગોમાં ભાગ લેનાર. એમને ત્યાં મેં કલાકોના કલાક બેસીને તળપદાં સુરતી ગપ્પાં માર્યાં છે.

સિંધિયા ઓફિસમાં ચન્દ્રશંકર બુચ સાથે સાહિત્ય સંબંધી વાતો કરેલી તે કાંઇ ભૂલાશે ? ક્રિકેટ સંબંધી ઝીણવટભરી ચર્ચાઓ મેં મારા જ ખાતાના ડી. કે. નાયક ( મશહૂર હિંદુ એંપાયર ) જોડે અસંખ્ય વેળા કરેલી. તેમની સાથે ટેનિસ, બેડમિન્ટન અને ટેબલ ટેનિસ તેમ જ હૉકીની જોવા લાયક ગેમો મેં જોયેલી. ક્રિકેટની રમત સંબંધી મારા અમર્યાદિત શોખને તૃપ્ત કરવામાં—તે કરી શકાય તેટલા પ્રમાણમાં મી. ડી. કે. નાયકે ઘણું કર્યું છે. જ્યોતિષ અને હસ્તરેખાના વિષયમાં માણેકલાલ ઠાકોર, ગોપાળરાવ પ્રધાન અને ઇન્દુભાઈ જોડે પણ કલાકો અને દિવસો ગાળેલા.

સ્થળ સુરત, હવાડિયો ચકલો, રાવ બહાદુર કૃષ્ણમુખરામ આત્મારામ મહેતાનું ઘર. સમયઃ રાતે નવ કલાક. હું ગયો ત્યારે કૃષ્ણમુખરામ ( અમારે મન તો મોટા કાકાજી ) ઘરમાં ન હતા. હું પાછો ઘેર જવા નીકળ્યો એટલે એમને મેં આવતા જોયા. મેં જીવનમાં સૌથી ખૂબસૂરત ત્રણ ગૃહસ્થોને જોયા છે—એક કૃષ્ણમુખરામ કાકાજી, બીજા સર લલ્લુભાઈ અને ત્રીજા ડૉ. સુમન્ત મહેતા. કૃષ્ણમુખરામનો મોંડો પણ પ્રતાપી, સામા ભલભલાને ડારી નાખે તેવો અવાજ નીકળ્યો : " અલ્યા ધનસુખ ! અત્યારે કેમ ? રાતના શા માટે રખડે છે ? "

સ્વ રા બ કૃષ્ણમુખરામ

મારો તત્પર જવાબ ' ના મોટા કાકાજી, હું તો ગાડી લેવા આવ્યો હતો અમારે નાટક જોવા જવુ છે"

પ્રશ્ન . "તે ગાડી ક્યા છે ? '

જવાબ "—બાઇએ ( કૃષ્ણમુખરામના એક પુત્ર ) ના પાડી. એમને જવુ છે"

ત્રાડ પડી "હે ! તુ લેવા આવ્યો અને એણે ના પાડી ? અલ્યા–' મારી ગાડી ઉપર જેટલો તારો હક્ક એટલો આનો હક્ક, તુ ના પાડનાર કોણ ? તમારે જવુ હોય તો ભાડાની ગાડી મગાવી



સાયલન્ટ ફિલ્મમાં લીલિ સ્ટુઅર્ટ અને શ્રી ધનસુખલાલ

ત્યો પૈસા આપનાર હું બેઠો છું અલ્યા ધનસુખ! એમાં પૂછવા શા માટે રોકાયો? સીધો તમેના ઉપર જઈને ગાડી લઈ જવાની હતી. આમ ગભરાઈ જશે તો મોટો થઈને શું ઉકાળશે?"

મારા પિતાને નાટકો જોવાનો ઘણો શોખ પણ નાટકી જીવન માટે ઘૃણા. એક વાર સૂરતમાં એમની ગેરહાજરીનો લાભ લઈને હું એક અવેતન પ્રયોગમાં—'શિવાજી'માં રઘુનાથ તરીકે ઉતર્યો પણ મહારાજ તો પ્રયોગને દિવસે જ આવીને ઊભા રહ્યા અને પ્રયોગ જોવા પણ આવ્યા. એમની હાજરીથી ઉત્પન્ન થયેલ 'નર્વસનેસ'ને લઈને

કહો કે ગમે તેમ હો પણ તે સમય જોતાં મેં સૂગનમાં અચ્છો અભિનય બતાવ્યો. કાકાજી ખુશ થઈ ગયા, મને ભેટી પડ્યા અને ઘેર જઈને આ આગળ પણ મારાં ખૂબ વખાણ કરીને એમણે કહ્યું: "શું કરું ? નાટકની જિંદગી સારી નહિ, બાકી હમેશનો મંડુડીયો છોકરો એમા નામ કાઢત ખરો !"

સાયલન્ટ ફિલ્મનો જમાનો છે. મારા મિત્ર રમેશ ધારેખાન અને દિલીપ રાયકરએ અવૈતન નટ–નટીઓની મદદથી એક ફિલ્મ કાઢવાનો વિચાર કર્યો. મારી મદદ માગી. સંસારનાં દુઃખ એટલી વાર ભૂલાશે કરીને મેં હા પાડી. મારી અવૈતન નટી ન મળી એટલે આખરે વિનિ સ્ટુઅર્ટ નામની આંગ્લ યુવતીને લીધી. ફિલ્મનું નામ તો હું ભૂલી ગયો છું પણ ફિલ્મ-જગતના દોઢ–બે માસના અનુભવો મારા હૃદયમાં હજી પણ મીઠી ફોરમ ફેલાવે છે

એ રમેશભાઈ જોડે, એમનાં પત્ની ઇન્દિરા જોડે, વિનિ સ્ટુઅર્ટ જોડે, દિલીપ, ઝવેરભાઈ કપસર, મનગાપ દીવાન વગેરે જોડેના વાર્તાલાપ, ફિલ્મના જુદા જુદાં અંગોના વિધાન વિશે ચર્ચા—એ અલ્પ સમય હું મારાં દુઃખ ભૂલીને કોઈ જુદી જ સૃષ્ટિમાં વિહરતો હતો. અને જ્યારે એ ફિલ્મનો અંત આવ્યો, અમે છૂટા પડ્યાં ત્યારે જાણે હું કોઈ સુખદ સ્વપ્નમાંથી જાગૃત થયો હોઉં એવું દુઃખ મને થયું હતું.

નાનપણથી ગરબા સાંભળવાનો, વગાડવાનો અને જોવાનો શોખ. હજીરાના એ સંબંધો ભલે તો મે આગળ લખેલાં છે. સાતારુંગમાં દોઢસો–દોઢસો બીબીઓના ગરબા હમાં મેં હાર્મોનિયમ કે દિલરૂબા કે બજવાં વગાડ્યાં છે પણ સંગીતના જ્ઞાનનો વિરામ થયો એટલે વગાડવાનું તો મેં બંધ કર્યું હતું, પણ ગરબા સાંભળવા અને જોવાનું બંધ નહોતું કર્યું. ગરબાની પશ્ચાદ્ભૂ રાખીને તો મેં કંઈ કેટલી નવલિકાઓ લખી છે. પરિવર્તન, બળી પડી, નાસૂર, વચની વિમના વગેરે.

બહુ નાનો હતો, પાંચેક વર્ષનો હઇશ. અમે સૂરતમાં લાઇન્સમાં તાપીતટે એક બંગલામાં રહેતાં હતાં. પાસેના બંગલામાં વઢવાણના ઠાકોર સાહેબ બાલસિંહજીએ સૂરતની ગણિકાઓ પાસે આખી રાત સંગીત અને નૃત્ય કરાવ્યાં હતાં, જેમાં એમણે પાંચ-પંદર ગરબા પણ ઘૂમતાં ઘૂમતાં ગાયેલા. હજી તે દૃશ્ય આંખ આગળથી ખસ્યું નથી. હૃદયચક્ષુ એ દૃશ્ય ભૂલી શકયાં નથી.

૧૯૩૯નું વર્ષ હશે. કુમુદાબાભીના મનમાં પરમ ઇચ્છા કે એક વેળા અતિ સુંદર ગરબા ઘેર ગવડાવું, ધરાઈ ધરાઈ ને સાંભળું. એમણે એ ઇચ્છા વ્યક્ત કરી અને મેં બીડું ઝડપ્યુ. ગરબાકલામાં નિષ્ણાત સન્નારીઓની મારા ઉપરની કૃપા જોતાં આ કાર્ય મને એટલુ વિષમ ન લાગ્યું. ટાગોર રોડ ઉપર અમે રહીએ છીએ તે ભવ્ય મકાનના ભવ્યતર કંપાઉંડમાં ગરબા યોજ્યા. શીલાવતી દરૂએ કલાકોની મહેનતથી અગિઆર ફીટ વ્યાસનો અતિ રમ્ય, માત્ર પુષ્પોનો-સાથીઓ પૂર્યો. વચમા ગરબાની હેલ મૂકી, અને એમાં મૂકયા દીવડા. સાંતાક્રુઝ તેમ જ મુંબઇની યુવતીઓએ સાડા નવ-દશેકે ગરબા છેડ્યા. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ રમઝટ જામતી ગઈ.

શીલાવતી દરૂ, વસુમતિ વ્યાસ, મધુરિકા મજમુદાર, વસુબહેન દીવેટિયા, મૃણાલિની અને મનોરમા, સુમતિ દર, દુલારી દીવેટિયા, મીનાક્ષી હીરા, વત્સલા મુનશી, મૃદુલા મુનશી, મલ્લિકા રાયજી, નીલાંજના બક્ષી, મીનાક્ષી મહેતા, સરોજ દેસાઈ વગેરે અનેક યુવતીઓએ ગરબાની પરંપરા રેલાવી. ગરબા ખૂબ ચગ્યા, સુંદર જામ્યાઃ ગવડાવનાર અને ઝીલનાર સુંદરીઓના સાગરમાં ભરતી ચઢી. તેમણે દિલ મૂકીને ગાયું. પ્રભાતના સાડા પાંચ થયા.

ધીમે ધીમે સુંદરીઓ વિખરાઇ ગઈ. માત્ર એમના હૈયે ચઢેલા સૂર વાતાવરણમાં ઊડી રહ્યા હતા. અમે કુટુંબીજનો અને કુટુંબીજનોની

કક્ષામાં આવે એવા સ્નેહીઓ એ સુંદરીઓના પગરવથી ઉડેલી ધૂળથી છવાયેલ ફૂલોના સાથિયાને સખેદ નિરખી રહ્યાં.

બીજે દિવસે, કાંઈક કચરાતે હૈયે માળી એ ફૂલોના સુંદર સાથિયાના શુષ્ક અવશેષ ખસેડી રહ્યો હતો. એ દૃશ્ય જોઈને મારું હૃદય ફરી ઊઠયું અને ખય્યામની નીચલી પંક્તિઓ મને યાદ આવી ગઈ:

While the Rose blows along the River Brink,
With old Khayyam the Ruby Vintage drink:
And when the angel with his darker draught
Draws up to thee–take that, and do not shrink.



શ્રી વનસુખલાલની બાલ્યાવસ્થા ચોકડીની નીચે ડગલા વાળા પહેરેલા છે તે રતનસુખલાલ ના ની ઉપરના તે જયસુખલાલ મહેતા બાજુમા તે એમના પિતા અને નીચે છે તે એમના માતા

---

## પ્રકરણ અઢારમુ

શુક્રની મહાદશામા બુધની અન્તરદશા ના ૧-૧-૧૯૪૦થી બેઠી જે માન અને કીર્તિ આ સામાન્ય વ્યક્તિને મળવાના ભાવિમા નિર્માણ હશે તે આ સમયે મળશે, એમ મારા અનેક જ્યોતિષી-મિત્રોએ કહેલુ અને કીર્તિના તે સર્વ મૂલ્ય અંકાતા હશે! અત્યારે હું મારા ભૂતજીવનમા દૃષ્ટિપાત કરીને જોઉ છુ—વિચારું છુ ત્યારે મને લાગે છે કે દરેક પ્રસંગે મને માન-કીર્તિ-દ્રવ્ય બન્ને સ્નેહ

વધુ પ્રિયકર લાગ્યો હતો. ઓછામાં ઓછા માણસો પણ પોતાના હૈયામાં મને સ્નેહવાત્સલ્ય-પ્રીતિભર્યું સ્થાન અર્પે તે મારે મનથી બસ હતું-સંપૂર્ણ સંતોષ અર્પે તેવું હતું. છતાં આ સમય હું કંઈક કુતૂહલથી જોઈ રહ્યો: મને શું મળશે?

એક કલમમંડળની શુક્રવારીઆ બેઠકમાં હું નહિ ગયો. મંડળીઆઓએ સર્વાનુમતે ઠરાવ કર્યો: પોતપોતાના માણસોને—કહેવાતા મિત્રોને બધા માન આપે તો આપણે આપણા જેવા નાના માણસને આપણા જગતમાં મોટાને, આપણી રીતિએ શા માટે માન ન આપીએ? માટે આપણે આપણા નવાબની (ધનસુખલાલ મહેતાની) પચાસમી વર્ષગાંઠ ઉજવવી.

આ પ્રસંગે પ્રસિદ્ધ થયેલી 'રંગલીલા' નામની પુસ્તિકાના 'મંગળસૂત્ર'માં આ પ્રમાણે લખવામાં આવ્યું છે:—

"અમે મિત્ર-પ્રશંસકોએ આજે (તા. ૧૯ અને ૨૦ મી ઑક્ટોબર, ૧૯૪૦) શ્રી. ધનસુખલાલ મહેતાનો પચાસમો જન્મદિન ઉજવવાનું નક્કી કર્યું છે; તે રૂપિયાની થેલી આપીને નહિ, માનપત્ર નવાજીને નહિ, છબી ખુલ્લી મૂકીને નહિ, પથ્થરનું પૂતળું ઊભું કરીને નહિ, પરંતુ અમને જે ઠીક લાગ્યું તે પ્રમાણે અમારી શુભેચ્છા વ્યક્ત કરવા આ રંગલીલાની કૃતિ યોજીને, તે ભેગા મળીને ભજવીને."

પછી પૂછવું શું? ચન્દ્રવદનના પાંચ પાંચ મિનીટે બદલાતા જતા મૂડ, જ્યોતીન્દ્રનો હાસ્યરસ, ભાનુભાઈના કટાક્ષો, રમણિકભાઈની રસિક છતાં વ્યવહારુ સૂચનાઓ, કલમ બહાદૂરો ઉપરાંત સરલા બાનરજી, ચન્દ્રા વીણ, પ્રેમલીલા મહેતા, હસપનરામ જોશી, અનન્ત વીણ, યોગેન્દ્ર દેસાઈ વગેરેની ફરસાણ, મીઠાઈ અને ચાહના અસંખ્ય કપોની પરંપરા. માધવબાગ આગળનાં સ્પેશ્યલ પાન, મારું, રમણિકનું અને અન્ય સિગરેટિયાઓનું ધૂમ્રપાન અને રીહર્સલો. નવાં નવાં પાત્રો સર્જાતાં જાય, જૂનાં પાત્રોનાં ભાગ્યો રદ થતાં જાય. વળી તેને

બદલે નવા ભાષણો તેમને અપાય, શંકરપ્રસાદે કયો પાર્ટ લેવો એ બાબત એક કલાક ચર્ચા ચાલે ત્યારે કોઇ મહત્વનો પ્રશ્ન પાંચ ક્ષણમાં પતી જાય.

એમ કરતાં કરતાં તા. ૧૯ મી ને શનિવાર, ઓકટોબર ૧૯૪૦નો દિવસ આવ્યો તે દિવસે સાંજે પ્રયોગ, બીજે દિવસે રવિવારે કલમ-મંડળમા ભોજન, પછી માત્ર કલમમંડળના સભ્યોની હાજરીમાં એક પણ અસભ્ય હાજર નહોતો તે વેળા અમે કલમમંડળીઆઓ પરસ્પર ભેટયા અને મને બીજાઓએ, મારી જાણીતી રસિકતાને પોષે તેવી સિગરેટ કેસ આપી ( એની શોધમાં મંત્રીઓએ—રમણિકભાઇ અને જમુભાઇએ દિવસો વીતાવેલા ). આજના પાછો પ્રયોગ

એ બે મ દિવસમા, ઘરના કુટુમ્બીજનોથી માંડીને ઓફિસમાં તેમ જ સુંદરબાઇ હોલમા અનેકાનેક મિત્રોએ, જે અંતે ન મળી શકયાં તેમણે અન્ય માર્ગે મારા પ્રત્યે સ્નેહ, મમતા, હેત, પ્રીત દાખવ્યાં. આવી રીતે, આઠ વર્ષથી માંડીને પચાસ વર્ષ સુધી સતત પરિશ્રમ કરીને મારા માતાપિતા, ભાઈબહેની અન્ય અનેક સ્નેહીજનોએ અનેક ઉપાયે મારા સુકિયાણા શરીરને ટકાવી રાખ્યુ હતુ તે શરીર અને આત્માનુ છવ્યુ ધન્ય થયુ

તે માનવી લેખક હો કે ચિત્રકાર હો કે ગમે તે ક્ષેત્રનો કલાકાર હો કે પછી માત્ર માનવી જ હો પણ જેના ભાવિમા સામાન્ય જીવન જીવી જાણવાનુ પ્રાપ્ત થયુ હોય તે માનવીને આ રીતે, આવા વિપુલ પ્રમાણમા સ્નેહીઓ અને મિત્રોનો સ્નેહ મળે તેના કરતા બીજાં કયાં માન અને કીર્તિની એને વાચ્છના હોય ?

આવા પ્રસગે, ‘ભેળમંડળના’ના સામાન્ય નામથી જન્મીને ‘કલમમંડળ’ ના પ્રતિષ્ઠિત નામે આયુષ્ય વીતાવતાં, કેતોશિપ રફૂવના એ રમણિકભાઇના ગોવાળીઆ મેદાનમા જેની ભારી પડે છે એ નાના ખડમાં ભેગા મળના એ મંડળના બાહ્ય દેખાવે ધમાલ, ઘોઘાટ.

ઠઠ્ઠામશ્કરી અને તોફાન મસ્તીના ઊંડાણમાં કેવું ધબકતું હૈયું ધબકી રહ્યું છે તે છતું થઈ જાય છે. ‘ રંગનીલા ’ના ‘ મંગળસૂત્ર ’માં આગળ ચાલતાં કલમમંડળ જણાવે છે, અને જાણવાનાં પોતાના માનવતાભર્યાં હૈયાંનાં આંતરદર્શન જેવા અંતરના ભાવોને જાણનારાં અને તેમને મૂલવનારાં આ પુરુષોને જાણ્યે અજાણ્યે કરાવે છે :

“ લોકોને રંજન કરનારા અટ્ટહાસ્યની નીચે ઘણી વાર હૈયામાં એક નહિ, અનેક મૂંગી ડિટિયારીઓ દરી રહેલી હોય છે. એ છાણા-ધૂણીના ધૂંઆમાથી અળગા રહી લેખકે લખવું રહ્યું હોય છે. લોકોને રંજન જોઈએ છે ..હૈયા પંપાળતી વાત-ટાર્યાં આંસુ ઓગાળવાની વાત, તો આજુએ રહી, પણ અંતરની ભીતર મમળાવવા જેટલો પણ સમભાવ કોક્વાર તો તે લેખકને ભીખવો પડે છે, અને તેમ ભીખ માગતા પણ એને મળતો નથી એવી છે એની મૌન કથા સૂનત ચટેર પર ઓઠી વીતી છે ? હજી કાંઈ વધારે વીતવી બાકી પણ રહી છે ખરી ? અને છતા શકે છે અલ્પેપાટે મશ્ગુલ. એવી છે હાસ્યના લેખકની માનમન્થા. ખરેખર, એની કરુણકથાને અંત જ નથી. જિગરના કારી જખમોને, હૈયામાંની મૂંગી ચીસોને, અદ્દષ્ય એવી અંતરની વેદનાઓને, હાસ્યને છાટણે ઢાંકી દેનાર વિનોદીઓમાંના એક શ્રી ધનસુખલાલ મહેતા છે, એ અમે જાણીએ છીએ. નિકટ રહી વધારે ઓળખવાનો દાવો કરીએ છીએ એમના ચચરના દિલ ઉપર, કથનના ભીતર ઉપર વીગતાથી વિનોદનો અંતરપટ ધરતા પણ અમે એને જાણ્યા છે. એ પરમાણી, એમની કીર્તિમાં જેમ ભાગ પડાવવા અમે નીકળ્યા હોઈએ તેમ, એમની સંવેદનામાં પણ ભાગીદાર થવાને આ તકે અમે તત્પર થતા છીએ. ”

આ પ્રમાણે સંવેદનામાં ભાગીદાર થવા તત્પર થનાર મારા કલમમંડળના બંધુઓની મમતાના મૂલ્ય એમ આન્યા હાઈ થોડા અંકાવાના છે ?

એ પ્રસંગનું એક ચિત્ર સાવ સાદું અને સરલ, પણ મારા પ્રત્યે ઊંડી પ્રીતિ ધરાવનાર વ્યક્તિનું એ એક લાક્ષણિક કાર્ય મારા હૃદયમાં કોઈ મીઠા રંગોથી ચીતરાઈ રહ્યું છે, અજંતાનાં ચિત્રો પેઠે એ ભૂંસાઈ જવાનું નથી. હું રંગીનાના પ્રયોગમાં હાજરી આપવા સુંદરભાઈ હૉલ પાસે ગયો, ત્યાં શરણાઈ અને ચોઘડાનાં મીઠાં સંગીતે વાતાવરણને પ્રેમમય કરી મૂક્યું હતું. ત્રણ ચાર વર્ષનો હોઈશ ત્યારથી ગજદરબારે વાગતી નોબત અને મંદિરોમાં વાગતાં શરણાઈ અને ચોઘડિયાએ મારા હૃદયને કોઈ અજબ રીતે સ્પર્શ્યું. દસ અગિયાર વર્ષે સૂરત આવતાં, લગ્નસરામાં ધરાઈ ધરાઈને શરણાઈ સાંભળતો પણ તૃષા છીપતી નહિ. એ પ્રકારના સંગીતને માટે મને દીવાનાપણું હતું. એથી જ—મને ખબર નહોતી કે કોનો ત્યાં પ્રબંધ હતો—હું ત્યાં પહોંચ્યો અને મેં શરણાઈ સાંભળી ત્યારે મારું હૃદય આનંદથી ઊભરાઈ ગયું અને એવો પ્રબંધ કરનાર મિત્ર કોણ તેનું નામ પારખતાં મારા હૈયાને વાર ન લાગી. હું કંપાઉન્ડમાં દાખલ થતો હતો ત્યાં જ હસમુખે મને અભિનંદન અર્પતાં કહ્યું "ધનુભાઈ, આજ અહીં બહુ રળિયામણું લાગે છે, એમાં ય શરણાઈનું સંગીત જેણે ગોઠવ્યું તેને તો ખરેખર એની રસિકતા માટે ધન્યવાદ ઘટે છે. કોણ છે એ?"

મેં તરત જ પાસે ઊભેલા રમણિકભાઈને બતાવીને કહ્યું "આ, બીજો કોણ હોય? એની રસિકતા ઉપરાંત એનો મારા પ્રત્યેનો સમભાવ આ શરણાઈનું કારણ છે."

બીજે વર્ષે ૧૯૪૨માં અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી સમાચારનો અને ગટુભાઈ તરફથી અભિનંદનનો એમ બે પત્રો મળ્યા, જેમાં જણાવવામાં આવ્યું હતું કે મને ઈ. સ. ૧૯૪૦ને માટે હાસ્યરસના ક્ષેત્રમાં મેં કરેલા કાર્ય બદલ રણજિતરામ સુવર્ણચન્દ્રક મળ્યો છે. એક નાનકડા, શિથિલ શૈલીમાં લખાયેલ અને ૧૯૦૮માં પ્રસિદ્ધ થયેલ લેખથી લેખક તરીકેનું જીવન આરંભ્યું તે ૧૯૪૧માં

આ પ્રમાણે મારા ગુરુના નામને ચિરંજીવ રાખવા માટે અસ્તિત્વમાં આણેલ સુવર્ણચન્દ્રક લેવામાં અને જે હાસ્યરસને શિષ્ટ સાહિત્યમાં ગુજરાતમાં સ્થાન નહોતું તે સ્થાન તેને પ્રાપ્ત કરાવવામાં વિજયી નીવડશે એવી આશા કોણે રાખી હશે ? કેટલાં થોડાંએ રાખી હશે !

તે જ પ્રસંગે અમદાવાદમાં વિનોદ પરિષદ યોજાઈ અને તેના પ્રમુખ તરીકે જ્યોતીન્દ્રની વરણી થઈ એટલે અમદાવાદમાં આઠ દિવસમાં ખૂબ જ આનંદ લૂંટ્યો.

ત્યાં સ્નેહીઓમાં ગટુભાઈ, કાન્તાબહેન, શારદાબહેન, વિદ્યાબહેન અને એમનાં કુટુંબીજનો, વીરમિત્રભાઇ, સર્યૂદા બહેન, એમનાં સંગીતમાં નિષ્ણાત પુત્રી સુષમા, ઇન્દુભાઇ અને હરિપ્રિયા, સુલમા (જેના પુત્ર આશુતોષને તો મને ચન્દ્રક મળ્યો એટલે હું કોઈ સવાઇ નેપોલીઅન છું એમ જ થઇ ગયું હતું), રસપ્રસાદ, રણછોડલાલ દરૂ અને સુમીના, દા. ચંદુલાલ દરૂ અને સાવિત્રી, મગનલાલ ખાનસાહેબ અને બિન્દુ વગેરે અનેક અને લેખક અને ચિત્રકાર મિત્રોમાં રવિશંકર રાવળ, કનુ દેસાઈ, બચુભાઈ રાવત, ધૂમકેતુ, નવલરામ ત્રિવેદી, ઉમાશંકર જોષી અને તેમનાં પત્ની જ્યોત્સના, રામનારાયણ પાઠક અને બીજા અનેકે મને સ્નેહથી રમણીય મૂંઝવણમાં નાખી દીધો. સુવર્ણચન્દ્રકદાનવિધિ પ્રસંગે વિદ્યાબહેને પ્રમુખ તરીકે અને ઉમાશંકર જોષી, જ્યોતીન્દ્ર દવે, ચન્દ્રવદન મહેતા, નવલરામ ત્રિવેદી અને ગટુભાઈ ધ્રુએ મારી અતિ પ્રશંસા કરી. આવા ધન્ય પ્રસંગો જીવનમાં ક્યાં ફરી ફરી આવે છે એ ધ્યાનમાં રાખીને મેં પણ તેમને બોલવા દીધા !

એક માસ રહીને સૂરત નર્મદ સાહિત્ય સભાના વાર્ષિક સંમેલનના પ્રમુખ તરીકે મને એ સભાના કાર્યકર્તાઓએ નિમંત્ર્યો. હું અને જ્યોતીન્દ્ર ત્યાં ગયા અને અમે ત્યાં ભાષણો કર્યાં. જ્યોતીન્દ્રે બધાંને ખૂબ હસાવ્યાં. મેં એ હાસ્ય અમર્યાદિત ન થાય એટલા માટે ગાંભીર્યની છાંટ ઉમેરી.

આ બધુ થઈ ગયા કેડે મને પ્રતીતિ થઈ ગઈ—મહજ અને સહમા કે મારા જીવનમાં સન્ધ્યા ગોરી !

*

જેવા ઉગાનાં કુળાં તેજનાં સરવરિયાં, જેવાં મધ્યાહ્નના ઓજસ્મભર્યા તેજના પ્રચંડ તરંગો તેવાં સન્ધ્યાનાં મીઠાશભર્યાં આથમતાં અજવાળાં ! એમાં દુઃખ અને ગ્લાનિને સ્થાન શા માટે ?

તા ૧૨ મી ફેબ્રુઆરી, ૧૯૪૨ને દિવસે હૃદયમાં દુઃખ શરૂ થયું તા ૧૩ મીએ જયસુખભાઈના જન્મદિવસે, મહાશિવરાત્રીએ એ દુઃખ વધ્યુ. હુ બિછાનાવશ થયો. જીર્ણ દુર્ગ માંડ માંડ ટકી રહ્યો હતો તેમાં એક દિશાએ અતિ મહત્તની દિશાએ દીવાલ તૂટી. જીર્ણ તો જીર્ણ પણ અસવનો એટલે દુર્ગ તે વેળા પડ્યો નહિ પણ પડું પડું તો થઈ રહ્યો

સન્ધ્યાના રંગ ઘેરા થવા લાગ્યા. મિત્રોનાં જૂથ પણ સંજોગ-વશાત્ છિન્નભિન્ન થઈ જવા માંડયા યશવંત પંડ્યા દિલ્હી ગયા. કિશનસિંહ ચાવડા વડોદરાને વડલે વસ્યા. રમેશ દીક્ષિત કામમાં પડયા. દલપતરામ ભાગીરથી ભાવનગર નાઠા ઇન્દુભાઈ-દેવયાની ગજવાગણમા પડયા. કિસનલાલ–શીલાવતી ચોથે મજલે અને તે પણ મુમ્બઈમાં રહ્યા કનમમહાદરો હુ શુક્રવારે જઈ શકું નહિ એટલે મળવા દુર્લભ થયા. મંજુબહેન પરણીને સાસરે ગયા. લીનીબહેન કામના બોજામાં ડૂબી ગયા કરણલાલ જેવા જૂના જોગીએ અને મનોરમા જેવી બહેને તો આ જગત જ છોડી દીધું. હશે, જગત તો જુવાનોનું છે, દાવમાં હોય ત્યારે સદી ઉપર સદી ઠોકનારનું છે, સામે હોય ત્યારે ખેલ-દિલીથી દુશ્મનોની વિકેટને ગુલાટ ખવડાવનારનું છે.

જેમણે દાવ પૂરો કર્યો હોય તેમણે તો પેવિલિયનમા બેસીને કોઇ જૂના રસ્સાસલા સાથીઓની સાથે આપવીતી માણવાની રહી અને કોઇ જુવાનીઆ એ આપવીતી જાણવાની આકાંક્ષા દાખવે તો

તેમને પામે બેમારી એ આપવીતી જણાવીએ છીએ એમ બનાવી એમની જુવાનીના જુવાળના જેમ જોઈ આપણા ગત જેમનના જાણનાગના સ્મરણોનો ઉપભોગ કરવાનો રહ્યો

અને તેમ કરવામા પણ દુ ખ છે, એ છ, શાન્તિ છે, એવુ કે જે મનુષ્ય સારી જુદા જુદા ઉગમના પ્યાલા લાવે કે નાનાર હોય તો એ જુદા જુદા રાનમની જુદી જુદી નિન્ત માણી શકે

દાવ એનતી વેળા જેવી જેની મના કોઈ પાચ ક્વાક ગમીને પાવ ગન નોવાવે. કોઈ પચીસ મિનીટમા મ ી હોળ નાખે, કોઇ જામ રહ્યુજિતસિંહની પેઠે ઉચ્ચનમ કનાના દર્શન ક્ગવે દાવ ખનમ થાય, અપાયની આગળી ઊંચી થાય તે વેળા અણનમ, અજિત, પ્રસન્નવદન, જ્યાથી આવ્યો હોય ત્યા ચાલ્યો જાય ! અને પોતાની પાછળ ખેનદિનીની મીઠી સોગમ મૂ તો જાય.

*

અને આ વાત, મીઠાવ મો ની સન્ધ્યાના આથમતે અજવાળે, સર રિચાર્ડ બર્ટનના 'કસિદાહ' નામના નાચની અમુક પક્તિઓ મા । ક્મ સુતરગે ચડે છે અને ધીમે ધીમે ક્ષિતિ ામા વિલીન થઈ જાય છે, અને દુ—દુ ૯ શાતિ, મીઠી લાગતી શાતિ, અનુભવી ર. છુ

Then if Now ns round our l e  
With noth ngness its laply best  
Thy toils and troub es want and woe  
At earth have won the r guerdon lle-t.

Wend now thy way with brow serene  
Fear not thy humble tale to tell—  
The whispers of the Desert wind  
The t nkl ng of the camel's bel l



# શબ્દસૂચી

[ નામ આગળ "+"ની નિશાની ખંડ ત્રીજાનાં પૃષ્ઠ સૂચવે છે. ]

ઝ



ટ



ઠ



ડ

ત



દ



ધ



ન

ય



ર